श्रीमद् बुद्धिसागरजी ग्रंथमाला, ग्रंथांक—२४

# જૈન ઐતિહાસિક રાસમાળા.

ભાગ ૧ લો.

## શેઠશ્રી શાંતિદાસ તથા મહામુનિઓના રાસ.

યોગનિષ્ઠ મુનિમહારાજ શ્રીમદ્ બુદ્ધિસાગરજીની પ્રેરણાથી

સંશોધક,
મોહનલાલ દલીચંદ દેશાઈ, બી. એ. એલ્ એલ્. બી.
વકીલ, હાઇકોર્ટ, મુંબઈ.

છપાવી પ્રસિદ્ધ કર્તા,
श्री अध्यात्मज्ञान प्रसारक मंडळ तरफथी
શા. લલ્લુભાઇ કરમચંદ દલાલ.
ચપાગલી—મુંબઈ.

અમદાવાદ
ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટિંગ પ્રેસમા પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

આવૃત્તિ પહેલી.   પ્રત ૧૦૦૦.

વીર સંવત્ ૨૪૩૯.   વિક્રમ સંવત્ ૧૯૬૯

કિંમત રૂ. ૧-૦-૦

## गुणदृष्टि, ए, मोक्षमार्गनी निस्सरणी छे.





Lives of great men will remind us,
We can make our lives sublime,
And, departing, leave behind us,
Footprints on the sands of time.

# સાભાર-અર્પણ.

શ્રી રાજનગરના નગરશેઠ,

કસ્તુરભાઈ મણિભાઈ પ્રેમાભાઈ.

અમદાવાદ.

શ્રી સકળ જૈન સંઘનાં હિતસ્વી, અને જૈન સંઘને સતત સહાય આપનારા આપના પૂર્વજ અને આપની સાતમી પહેડી ઉપર થયેલા ઓસવાલ કુળદીપક શેઠ શાન્તિદાસનું નામ આખી જૈન આલમમાં મશહૂર છે. તે પ્રતાપી પુરૂષના આપ વંશજ હોઇ નગરશેઠની અપૂર્વ પદવીને શોભાવો છો, તે સમયે તે મહાન્ પુરૂષનું અનુપમ અને અનુકરણીય જીવનચરિત્ર તથા તેમના સમયનો જૈન ધર્મનો ઇતિહાસ પુસ્તકરૂપે પ્રકટ કરવાનો અમારા મનમાં દૃઢસંકલ્પ થયો તેને આપે ઉત્તેજન તથા સહાય આપ્યાં, એ વિચાર ધ્યાનમાં રાખી આ પુસ્તક જનસમૂહ આગળ રજુ કરતાં આપને અર્પણ કરવામાં આવે છે. આપ પણ આપના પૂર્વજોના મહાન્ પગલે જૈન ધર્મના ગૌરવમાં-સુકૃત્યો કરી-વધારો કરશો.

લી.

અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ.

# વિનંતિ.

પૂજ્ય મુનિરાજોના તેમજ પ્રભાવિક શ્રાવકોના પ્રગટ કરવા યોગ્ય પ્રાચીન રાસો—ચરિત્રો—જેઓ પાસે હોય તેઓએ બની શકે તે રીતે—મૂળ સ્થિતિમાં અથવા શુદ્ધ રીતે નકલ કરાવીને—મંડળ જોગ પુરા પાડવાને, જેઓથી બની શકે તેઓ પ્રત્યે વિનંતિ છે; કારણકે તેવા પુરૂષોનાં ચરિત્રો બહાર આણુવાને મંડળ ઇરાદો રાખે છે.

લી.

ચંપાગલી—મુંબઈ. } अध्यात्मज्ञानप्रसारक मंडळ.

# સમાલોચના.

## શ્રેષ્ઠીવર્ય શ્રી શાંતિદાસ.

### ૧. વંશ.

**શાંતિદાસ** શેઠના રાસપરથી તેમની ઘણી ટુંકી પણ ઉપયોગી જીવન-રેખા મળી આવે છે. આ રાસના આધાર સિવાય કોઈ પણ ચારિત્ર લખતાં જે ઉપયોગી સાધનો જોઇએ તે–નામે દંતકથા, વંશાવળી (બારોટ–વહીવંચાની), રાજહુકમો, વગેરે છે તે સાધનોનો ઉપયોગ અહીં પણ કરતાં **શાંતિદાસ** શેઠનું મહત્ત્વ ઘણી રીતે સિદ્ધ થઈ શકે છે.

તેઓ **મારવાડના** શુદ્ધ ક્ષત્રિયબીજ **સીસોદીઆ** રજપૂતના વંશજ હતા. **શાંતિદાસના** પિતાનું નામ **સહસકિરણ**, કે જે **વત્સાશેઠના** પુત્ર હતા અને **વત્સાશેઠ હરપાળના** પુત્ર હતા. **હરપાળશેઠ** સામંત **સંગ્રામસિંહ** અને **કુમારપાળ સીસોદીઆના** વંશના છે, અને તે વંશની શાખા **કાકોલા** છે. આ **મેવાડના** રાજાના ઠેઠ નજીકના સગા સંબંધી હતા. **સીસોદીઆ** રજપૂતોનો મહિમા જવલંત હતો અને તેઓ જૈન હતા, એના પ્રમાણ તરીકે **ટૉડ**–રાજસ્થાન, **મેવાડની** જાહોજલાલી, **ભારત** રાજ્યમંડળ, **મહાજનમંડળ** આદિ અનેક પુસ્તકો સાક્ષી પૂરે છે.

**શાંતિદાસશેઠ** આ રીતે મૂળ ક્ષત્રિય હતા. જૈનધર્મમાં ક્ષત્રિયોએ જે મહાન્ વિશાલ આધાર, સહાય, અને તેજ અર્પેલ છે તે અવર્ણનીય છે, અને તેજ રીતે આ શેઠ પણ ક્ષત્રિયવંશજ હોઈ અર્પે એ સ્વાભાવિક ગણી શકાય. અત્યારે કઈ રીતે ક્ષત્રિયોએ જૈનધર્મમાં સ્તંભ રોપ્યો છે તે જોઇએ.

જૈનધર્મના પરમપૂજ્ય તીર્થસ્થાપકો શ્રી **ઋષભદેવથી** તે **મહાવીર** સુધીના ચોવીશ તીર્થંકરો ક્ષત્રિય કુળમાંજ ઉત્પન્ન થયા હતા. છેલ્લા તીર્થંકર શ્રી **મહાવીર** સ્વામીના સમયમાં એટલે આજથી ૨૪૩૮ વર્ષ પહેલાં, અઢાર દેશના રાજાઓ જૈનધર્મ પાળતા હતા; એવું ઇતિહાસ અને આગમાદિપરથી સિદ્ધ થાય છે, અને તે સર્વ રાજાઓ ક્ષત્રિય હતા. કેટલાક રાજાઓ વિક્રમ સંવત્ પછી વેદધર્મી બન્યા, અને તેથી વેદધર્મીઓનું જોર ધીમે ધીમે વધવા લાગ્યું. **સોરાષ્ટ્ર, મારવાડ, મેવાડ**, પૂર્વદેશ, કર્ણાટક, **માળવા** વગેરેના રાજાઓ જૈન હતા અને જૈન ધર્મને સારો આશ્રય આપતા હતા, પરંતુ વેદધર્મનું જોર વિક્રમ પાંચમી વા છઠ્ઠી સદીથી વધવા લાગવાથી ક્ષત્રિયોની વંશપરંપરા

વેદધર્મ–પુરાણધર્મ વગેરે તરફ શ્રદ્ધા ધારવા લાગી. ઇતિહાસ જોતાં માલૂમ પડે છે કે, દક્ષિણમાં **લિં**ગાયત ધર્મ પહેલાં **વિ**જાપુરમાં જૈન **રા**જાઓ રાજ્ય કરતા હતા. **ગુ**જરાત, **કા**ઠિયાવાડમાં જૈનોનું જોર વિશેષ હતું. આવા સમયમાં પણ જૈનાચાર્યોએ અદ્દભુત પ્રયાસ અને મથન કરેલ છે; પરંતુ આ ઇતિહાસ અહીં અસ્થાને છે તેથી વિશેષ લખવું ઉચિત નથી. એટલું કહેવું જોઇશે કે જૈનાચાર્યોએ દારૂ માંસથી ક્ષત્રિયોને બચાવવા અને શુદ્ધ રાખવા તેઓને જુદા પાડ્યા અને વ્યાપારાદિવડે આજીવિકા ચલાવવાનું જણાવ્યું, તેથી જે ક્ષત્રિયો વ્યાપાર કરવા લાગ્યા તે વણિક અર્થાત્ વાણિયા ગણાવા લાગ્યા. આમ થયું તેની સાથે ક્ષત્રિયના પ્રજારક્ષણના ધર્મ પ્રમાણે **વ**સ્તુપાળ અને **તે**જપાળની પેઠે ઘણા મંત્રીઓ થયા છે અને રાજાઓ પણ થયા છે. **સિ**-સોદિયા, **પ**રમાર, **ચો**હાણ, **ચા**વડા વગેરે ઘણી જાતના ક્ષત્રિયો કે જે અસલથી જૈનધર્મ પાળતા હતા તેના વંશજોમાં વેદધર્મે પગપેસારો કરવાથી કેટલાક વેદધર્મમાં દાખલ થયા છે અને કેટલાક જૈનધર્મમાં દૃઢ રહીને વ્યાપારવડે આજીવિકા ચલાવી રહ્યા છે.

**સિ**સોદિયા રજપૂતો, પૂર્વે જૈનધર્મ પાળતા હતા અને તેના વંશમાં થયેલ **હ**રપાળે પણ જૈનધર્મ પાળ્યો, અને વ્યાપાર આદિથી આજીવિકા ચલાવી. અદ્યાપિ પર્યંત તેમના વંશજો **ઓ**શવાળ વણિકના નામે ઓળખાય છે. વ્યાપાર ઉપરાંત ક્ષત્રિયત્વને શોભા આપે તેવાં પરાક્રમો પણ તે વંશ-જોએ દાખવ્યાં છે. તેઓ પૂર્ણ રીતે સમજતા હતા કે દારૂ માંસ વાપરવો અને આહેડાકર્મ કરવું એ કંઈ ક્ષત્રિયત્વ નથી; ખરૂં ક્ષત્રિયત્વ તો એજ ગણાય કે દેશનું અનેક રીતે સ્વાર્પણથી રક્ષણ કરવું. વ્યાપારથી કંઈ ક્ષત્રિયત્વ જતું રહેતું નથી; જેમકે **અં**ગ્રેજો–**અ**મેરિકનો જબરો વ્યાપાર કરનારા છે અને તે સાથે દેશરક્ષણાર્થે ભોગ પણ આપનારા છે.

**શાં**તિદાસશેઠે ઝવેરાતના વ્યાપારી તરીકે જબરી ખ્યાતિ મેળવી છે, તેની સાથે **અ**કબર બાદશાહની બેગમને સહાય કરી **જ**હાંગીર **બા**દશાહના મામાનું બિરૂદ મેળવ્યું છે. **જ**હાંગીર બાદશાહે ' નગરશેઠ ' ની પદવી પણ આપેલ છે.

## ૨. ચિંતામણિ મંત્ર–સાગરગચ્છ.

આટલું પ્રસ્તાવમાં કહી હવે જે મંત્રથી પોતાનો મહોદય થયો તેની વાતપર આવીએ. ચિંતામણિ મત્ર જેના માટે સધાતો હતો, તે આ **શાં**તિ-દાસશેઠના નામેરી **સુ**રતના બીજા **શાં**તિદાસ શેઠ હતા, પરંતુ કર્મયોગ કંઈ

અજબ છે; મનુષ્ય ધારે છે કંઈ, થાય છે કંઈ. જેના કર્મયોગ બળવાન્ છે તે બીજા માટે નિર્માણ કરી નાંખ્યું હોય તોપણુ તે પોતે લઈ જાય છે; તેવી રીતે **અમદાવાદ**ના ( આપણા ચરિત્રનાયક ) **શાંતિ**દાસશેઠ તે મંત્રની સાધનાનુ ફળ લઈ ગયા. જ્યારે **સુરત**ના **શાંતિ**દાસશેઠ કે જે **શાંતિ**દાસ મણિયાના નામે પ્રખ્યાત હતા તે કંઈ ન પામ્યા. ચિંતામણિ મંત્રની સ્થાપના પછી આ મંત્રની સાધના સધાવી કોણે? તે રાસમાંથી જો કે સુસ્પષ્ટ થતું નથી; પરંતુ તેમાં **નેમસાગર** અને **મુક્તિસાગર**નું તે વખતે ચોમાસું હતું એમ જણાવે છે. સામાન્ય કથા પ્રમાણે **રાજસાગર**મુનિએ તે મંત્રની સાધના કરાવી હતી, અને તેથીજ તેમને છેવટે સૂરિપદ અપાવવું અને પોતાનુ ઋણ થોડે અંશે પણ સારી રીતે વાળવું એવો નિશ્ચય, શેઠે કરીને પાળ્યો હતો.* તદુપરાંત **રાજસાગરસૂરિ** અને તેની પરંપરા **સાગર**ગચ્છ કરા-

---

* સ્વ. **મગનલાલ વખતચંદે** સને ૧૮૫૧ ( સં. ૧૯૦૮ ) માં રચેલ અને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ શિલાલેખમાં પ્રસિદ્ધ કરેલ '**અમદાવાદ**નો ઇતિહાસ' નીચે પ્રમાણે જણાવે છે:—

"દિલ્લી પ્રગણામા એક ગામ હશે ત્યા **શાંતિ**દાસ કરીને એક ગૃહસ્થ રહેતો હતો; એ **શાંતિ**દાસને ત્યા એક બીજો **શાંતિ**દાસ નામનો ચાકર રહેતો હતો. હવે એ શેઠ એક જેગીશ્વરની સેવા કરતા હતા, ને તેમનું પોષણ કરતાં ઘણા દહાડા થયા. એવામા એક દહાડો એ જેગીશ્વર તથા **શાંતિ**દાસ વાતો કરે છે એવામા એવી વાત નીકળી કે '**શાંતિ**દાસ! તમે કીયા દહાડાની મારી સેવા કરો છો, ને મારા ખાધાપીધાની તજવીજ રાખો છો તેમાં તમને શો ફાયદો છે? ને તમને તે બાબત પાચ સાત હજાર રૂપૈયા ખર્ચ થયા હશે.' ત્યારે **શાંતિ**દાસ બોલ્યા 'સાહેબ! તમારી ચાકરી કરવાનું કામ મળ્યું છે એ શુ થોડો ફાયદો છે? તમારા જેવા ઉત્તમ પુરૂષની સેવા તે કંઈથી મળે?' પછી પેલા જેગીશ્વરે મન સાથે વિચાર કર્યો કે 'એણે આટલા બધા વરસથી ચાકરી કરી છે માટે મારે પણ એના ઉપર ઉપકાર કરવો'—એવું ધારીને બોલ્યા કે '**શાંતિ**દાસ! હું એક કામ ભળાવું છુ તે કરશો?' **શાંતિ**દાસ બોલ્યા 'હા સાહેબ! તમારી સેવામાં હાજર છું.' ત્યારે જેગીશ્વર બોલ્યા કે 'હું તારે વાસ્તે એક જંત્ર કરવાનો છું ને તે જંત્રની સિદ્ધિ કરવાને હું છ મહિના ભોંયરામાં રહીશ, માટે આ જાળીઆથી તારે નિત્ય પાંચશેર દૂધ ને શેર સાકર મને આપવી. આ પ્રમાણે છ મહિના સુધી કરવું' **શાંતિ**દાસે કહ્યું કે 'સારૂ સાહેબ!' પછી જેગીશ્વરે એ જંત્ર કરવા માંડયો ને **શાંતિ**દાસે નિત્ય પાંચ શેર દૂધ ને શેર સાકર આપવા માંડયું. એ પ્રમાણે આપ્યા કરે છે. હવે એક દહાડાને વિષે એ શેઠે વિચાર્યું કે 'આજ છ મહિના થયા માટે દૂધ સાકર આપવા જાઉં' એમ ધારીને પોતે નાહ્યા ને જાળીએથી દૂધ સાકર આપીને પૂછ્યું 'સાહેબ! પેલો જંત્ર થયો?' ત્યારે જેગીએ જવાબ દીધો કે 'ના, નથી

વવા-સ્થપાવવા તેમણે પૂર્ણ પ્રયાસ કર્યો હતો. શ્રાવકોને તે ગચ્છમાં લેવા સોનાના વેઢ, વીંટીઓ, પાઘડીઓ, શેલાં, વગેરેની છૂટથી પ્રભાવના કરી હતી અને તેથી લાખોને તેમાં લાવ્યા હતા. વળી અમદાવાદ, ખંભાત, પાટણ, સુરત, વડોદરા, ડભોઈ, ભાવનગર, સાણંદ, મેસાણા, રાંદેર વગેરે ઘણે ઠેકાણે સાગરગચ્છના ઉપાશ્રયો બંધાવવા તેમણે મદદ કરી હતી. સુરતના શાંતિદાસશેઠે પણ સાગરગચ્છની ઉન્નતિમાં ભાગ આપ્યો હતો.

### ૩. બાદશાહની મુલાકાત.

ચિંતામણિ મંત્રની સાધના સુરતમાં સુરતમંડનપાસના દેરાસરમાં થઇ હતી. શ્રી પાર્શ્વનાથની તે મૂર્તિ હાલ ત્યાંજ ગુફામાં ( ભોંયરામાં) વિદ્યમાન

---

થયો. કાલે છ મહિના પૂરા થાય છે, માટે કાલે થશે ' તે દહાડે શેઠ પાછા ગયા. બીજે દહાડે પોતે વિચાર્યું કે ' કાલની પેઠે કદી નહિ થયો હોય માટે હું માણસને દુધ સાકર લેઇને મોકલું તે આપતો આવશે, ને એ જત્ર થયો છે કે નથી થયો એની ખબર કહાડતો આવશે' એવું ધારીને શાંતિદાસ શેઠે પોતાના શાંતિદાસ નામના ચાકરને મોકલ્યો. તે ચાકરે જઇને જોગીશ્વરને પૂછ્યુ ' સાહેબ એ જત્ર થયો ? ' ત્યારે જોગીશ્વરે પૂછ્યુ કે ' કોણ કે ? ' ચાકર બોલ્યો કે ' એતો હું શાંતિદાસ. ' જોગીશ્વરે શાંતિદાસ શેઠ સમજીને એ જંત્ર આપ્યો અને કહ્યુ કે ' તુ તથા તારી પેઢીમાં કોઈ નાગો ભુખ્યો નહિ રહે ' ને વળી અંધારૂં હતું તેથી મો દીઠામાં ન આવ્યું કે એ ચાકર ઓળખાય. પછી શાંતિદાસના ચાકરે રસ્તામા આવતા વિચાર્યું કે મારો શેઠ તાલેવંત થાય તેના કરતા હુંજ તાલેવંત થાઉંજ નહિ ? એવું ધારીને એ જંત્ર શેઠને ન આપ્યો પણ, પાછો શેઠની ઘોડારમા જઇને એક ઘોડા ઉપર સામાન નાંખી સ્વાર થઈ પોતે ચાલી નિકળ્યો અને દરમજલ દિલ્લી શહેર આવ્યો.'

—પૃ ૨૭૦-૨૭૨.

નોટ—આવી રીતે આમાં ભિન્નતા પડે છે કે ' સુરતને બદલે દિલ્લી, સાધના કરનાર જૈન મુનિ ને બદલે જોગીશ્વર, ચિંતામણિ મંત્રને બદલે જંત્ર આનું કારણ આટલું સંભવે છે કે સ્વ. મગનલાલે આ વાત કોઈ રાસ કે ઇતિહાસ પરથી નથી લખી, પરંતુ મનમાં કલ્પના કરીને લખેલ જણાય છે ઉપરાંત જૈન સાધુનું આ કાર્ય નથી એમ સમજીને ઉપરની માન્યતાને વજન આપ્યું હોય, તેમ સમજાય છે. પરંતુ મૂળ રાસ જે બીના પુરી પાડે છે તે સત્ય છે તેનાં કારણો પૈકી (૧) શાંતિદાસથી સાગરગચ્છની સ્થાપના-ઉન્નતી થઇ છે અને તેનો સંબંધ અસ્ખલીતપણે ચાલ્યો આવે છે તે (૨) મૂળ રાસકાર અને શાંતિદાસના સમયને ઘણું છેટું નથી અર્થાત્ તેમના વંશજ વખતચંદ શેઠના સમકાલીન સમયેજ સને ૧૮૧૪ માં તે રાસ લખાયો છે તે (૩) જે મંદિર ( દેરાસર ) માં મંત્ર સાધના થઇ છે તેનું નામ રાસમાં છે તે હાલ પણ સુરતમાં હયાત છે.

આ સબળ કારણોથી શેઠ શાંતિદાસના માટે મંત્રસાધના-સુરતમાંજ થયેલી અને જૈન મુનિ (યતી)એ કરેલી તે સ્પષ્ટ સમજાય છે.

છે અને તે અતિ ચમત્કારી છે; અને કહેવા પ્રમાણે તે શ્રી **સં**પ્રતિ મહારાજે ભરાવેલી પ્રતિમા છે.

શ્રી **શાં**તિદાસ શેઠના સંબંધમાં આ રાસ કહે છે કે:—

" એમ અનેક ઈહાં વારતા, **સા**ગરગચ્છનો રાજરે " પરંતુ તે બધી વાત રાસ પૂરી પાડતો નથી, પણ બીજા ગૃહસ્થો પાસેથી સાંભળેલી તથા કેટલીક બીનાપરથી ભેગી કરેલી હકીકત નીચે પ્રમાણે છે:–તે રજુ કરવી પ્રાસંગિક જણાય છે.

**શાં**તિદાસના વખતમાં **અ**કબર બાદશાહ મરણ પામ્યો અને **જ**હાંગીર ગાદીપર બેઠો હતો. **શાં**તિદાસ શેઠ **દી**લ્હી ગયા હતા તે વખતે તેની બહુ મોટી ઉમર ન હતી. ત્યાં એક ઝવેરીને ઘેર પોતે ઉતર્યા. આ વખતે એવું બન્યું હતું કે, બાદશાહ **જ**હાંગીરે પોતાની સભામાં એવું પૂછ્યુ કે, મારી પોતાની કિંમત કરો ! સભા દિંગ થઇ ગઇ, અને બાદશાહની કિંમત કેવી રીતે કરવી એની ગમ પડી નહિ અને તેથી આ સવાલ પણ વિચિત્ર અને તુરંગી લાગ્યો; હવે કરવું શું ? પછી પોતાનાપરથી તેનો ભાર કાઢી નાંખવા કહ્યું કે 'જહાંપનાહ ! આપ કીંમતી જવાહીર છો, અને જવાહીરની કિંમત તો ઝવેરીજ કરે, માટે શહેરના ઝવેરીઓને બોલાવો. તે આપની ખરી કિંમત કરશે ! ' બાદશાહે કહ્યું 'તે બરાબર છે'. પછી ઝવેરીઓને તેડાવ્યા અને તેઓની પાસે પોતાની કિંમત પૂછી, ઝવેરી પણ સડક થયા, અને શું કહેવું તેની સમજ પડી નહિ. એટલે તેઓએ એક અઠવાડીઆની મુદત માગી લીધી. આ દરમ્યાન **શાં**તિદાસ શેઠ દિલ્હીમાં આવ્યા હતા, તેમણે પોતે જ્યાં ઉતારો લીધો હતો તે ઝવેરીને ખેદાતુર જોઈ તેનું કારણ પૂછ્યું. ઝવેરીએ જણાવ્યું કે 'ભાઇ ! તું હજુ નાનો છે એટલે તેનો ખુલાસો થઈ શકે તેમ નથી.' ત્યારે **શાં**તિદાસે આગ્રહ કર્યો એટલે બધી બાબત ઝવેરીએ જણાવી, અને શોક પ્રદર્શિત કર્યો. **શાં**તિદાસ શેઠે કહ્યું 'ફિકર ન કરો, તે હું કરી આપીશ. તમારે કોઇને કંઈ ન બોલવું.' ઝવેરી શેઠે કહ્યું 'ઠીક !' પછી બધા ઝવેરી છેલ્લે દહાડે **શાં**તિદાસને લઇ ગાજતે વાજતે સભામાં ગયા. બાદશાહે કહ્યું કે 'અવધિ પૂરી થઇ છે, માટે શું ખુલાસો કરો છો ?' ઝવેરીઓએ કહ્યું 'એમાં શું છે ? એતો નાનો છોકરો પણ કરી શકે. ( **શાં**તિદાસ સામે આંગળી કરી ) પૂછો આ અમારા નાના ઝવેરીને !' બાદશાહે **શાંતિદાસ** શેઠને પૂછ્યું. તેણે કહ્યું કે 'જહાંપનાહ ! આપની કિંમત સભા સમક્ષ કરૂં કે ખાનગીમાં ?' બાદશાહે કહ્યું 'એમાં શું હરકત છે ? અહીંજ કરો.' એટલે તુરતજ **શાં**તિદાસ શેઠે ઝવેરીનો ઝવેરાત જોખવાનો

કાંટો કાઢયો અને એક ત્રાજવામાં એક રતિ મૂકી એટલે ત્રાજવું એક બાજુએ નમી ગયું. સામી બાજુએ એક રતિ મૂકી એટલે બન્ને પાસાં સરખાં થયાં. વળી એક બાજુએ એક રતિ મૂકી એટલે તે બાજુનુ ત્રાજવું નમ્યું. આમ કરી ત્રાજવાને સંકેલી **શાંતિદાસ** શેઠે કહ્યું કે 'બાદશાહ! આપનું મૂલ્ય થઈ ચૂક્યું' ત્યારે બાદશાહે પૂછ્યું 'શું?' ત્યારે ઉત્તર ફરી વળ્યો કે 'રતિ, માત્ર રતિ!' જુઓ આ ત્રાજવામાં એક રતિ એક બાજુએ મૂકી તો તે બાજુ નમી તેવીજ રીતે આપ અને બીજા બધા એક જાતના મનુષ્ય છે, સર્વને સરખી ઇંદ્રિય અને અવયવ છે, છતાં તે બધા આપની રૈયત છે, જ્યારે આપ તેમનાપર રાજ્ય હુકમ ચલાવનાર **બાદશાહ** છો—એ અંતર ફક્ત આપનામાં રતિ વધારે છે એજ છે, બાકી કંઇ ફેર નથી.—અમારામાં બાદશાહ થવાની રતિ–ભાગ્ય નથી અને આપનામાં છે.' આ સાંભળી બાદશાહ અજબ થઇ ગયો, અને સારી રીતે તેમની પિછાન–કદર કરી.

આ પછી પણ બાદશાહે શેઠની એક પરીક્ષા કરી, તેણે ચાર ગોળા કર્યા તેમાં એક જવાહીરનો, બીજો સોનાનો, ત્રીજો ત્રાંબાનો અને ચોથો લોઢાનો, એ ચારને એવી રીતે ઢાંકણથી બનાવ્યા કે ઉપરથી એક સરખાજ લાગે, જ્યારે ભારે (વજનમાં) એક એક બીજાથી ચડે. આ ચારે ગોળા શેઠને બતાવી તેમાં ભારે (મૂલ્યમાં) કોણ છે? તે પૂછ્યું. **શાંતિદાસ** શેઠને ચિંતામણિમંત્રનો પ્રભાવ હતો, તેથી તે સ્મરી તેણે તુરતજ જે જવાહીરનો ગોળો હતો તે બતાવી આપ્યો, આથી બાદશાહ અત્યંત ખુશ થયો.*

---

* જ્યારે સ્વ. **મગનલાલ વખતચંદ** પોતાના અમદાવાદના ઇતિહાસમાં જુદુજ લખે છે:—

'એવામા **દિલ્લી**માં એક વાત થઇ છે કે બાદશાહ પાસે એક ઝવેર છે ને તેનું પારખું ને કીંમત કરાવવી છે તેથી **દિલ્લી**ના ઝવેરીને બોલાવીને કહ્યુ છે કે 'આ ઝવેરનું પારખું કરી આપો ને પારખુ બરાબર નહિ કરો તો તમારો જીવ લઇશ' ત્યારે ઝવેરીઓએ વિચાર્યું કે આમાથી આપણુ આવી બન્યું ને હવે બચવા કઠણ છીએ; એવો વિચાર કરીને જવાબ દીધો કે 'સાહેબ! અમારા ઝવેરીના મહાજનને માથે એક શેઠીઓ છે ને તેને પારખું ઘણું સારૂં છે માટે તેને તેડીને કાલે આવીશું' ત્યારે બાદશાહે રજા આપી. પેલા ઝવેરી ઘેર જઇને વિચાર કરવા બેઠા કે હવે શો ઉપાય કરવો? પછી એવું ધાર્યું કે કોઈકને ગોઠવવો ને કહેવું કે 'આ અમારા ઝવેરીના મહાજનમાં બધાય કરતાં એને સારૂં જ્ઞાન છે!' પછી એવો માણસ શોધી કહાડવાની તદબીરમાં ફરે છે. એવામાં આ **શાંતિદાસ** એકઠા થયા. ઝવેરીએ તેમને પૂછ્યું કે 'તમે ક્યા ગામના છો ને શો ધંધો કરો છો?' ત્યારે **શાંતિ-દાસે** ગપ મારી કે 'અમે તો ઝવેરીનો ધંધો કરીએ છીએ! ઝવેરીઓએ પૂછ્યું કે

## ૪. રાજ્યમાન.

ચારિત્રનાયક **શાંતિદાસ** શેઠ રાજ્યકાર્યમાં પણ આગેવાની ભર્યો ભાગ લેતા હતા. મહાન્ **અકબર** અને **જહાંગીર** બાદશાહ પાસે તેમનું સારી રીતે

---

'તમને પારખું સારૂ છે? ત્યારે બાદશાહ સાહેબને આપનું કામ છે માટે આવો તો ઘણું સારૂં' ત્યારે **શાંતિદાસ** બોલ્યા કે 'હા, ચાલો' ત્યારપછી ઝવેરીઓએ સારાં લુગડાં ને ઘરેણાં લાવીને **શાંતિદાસને** પહેરાવ્યા તે પહેરીને **શાંતિદાસ** તે ઝવેરીની સાથે બાદશાહને ત્યાં ગયા અને ઉંધે પગ ઘાલીને બેઠા. પછી ઝવેરી બોલ્યા 'સાહેબ! તમારે જે ઝવેરનું પારખું કરાવવું હોય તે લાવો આ અમારા મહાજનનો શેઠ કરી આપશે.' બાદશાહે તે ઝવેર આપ્યું. તે લઇને **શાંતિદાસે** સારી પેઠે તપાસ્યું; ને કહ્યુ કે, 'સાહેબ! આ ઝવેરમાં કીડો છે' ત્યારે બાદશાહે તે ઝવેર ભંગાવ્યું ત્યારે તેમાંથી એક કીડા સરખો કડકો નીકળ્યો ત્યારે બાદશાહ બોલ્યા કે 'પારખુ બરાબર કર્યું' તે પછી સોનાના કડાં ને પાલખી વગેરેનો સરપાવ આપ્યો. પછી **શાંતિદાસ** બાદશાહના દરબારમાં આવતા જતા થયા ને બાદશાહના માનીતા થયા ને રહેતાં રહેતાં તેમના જનાનખાનામાં જવા લાગ્યા; ને રાણીઓને બહેન કહીને બોલાવી ત્યારે રાણીઓએ તેમને ભાઇ કહીને બોલાવ્યા પછી દહાડે દહાડે હેત વધતુ ગયુ રાણીઓએ પોતાના સગા ભાઈ કરતાં **શાંતિદાસને** આલે (વધારે) ગણવા માંડયા **શાંતિદાસ** ત્યા ઘણા દહાડા રહ્યા. પછી રાણીઓને કહ્યુ કે 'એ બહેનો! હવે હુ તો અહીંઆંથી જઇશ' ત્યારે બહેનોએ કહ્યું કે 'અહિંયાંથી જવાય નહિ તમારે તો અહિંયાંજ રહેવું!' એ પ્રમાણે ઘણું ઘણુ કહ્યુ પણ **શાંતિદાસ** તો હઠ લઈ બેઠા કે 'મારે તો જવું ને જવું' ત્યારે રાણીઓએ કહ્યુ કે 'તું મારો ભાઇ કહેવાયો, તેથી તને ઠાલો માલો જવા દઇએ એ તો કાઇ ઠીક નહિ' માટે તમે થોડા દહાડા સબુર ખમો ને અમને બાદશાહને કહેવા દો! પછી તેઓએ બાદશાહને કહ્યુ કે 'અમારા ભાઈ **શાંતિદાસ** જાય છે તેમને કાંઈ વિદાયગીરી આપવી; અને એવી આપવી કે તે વંશપરંપરા ચાલે.' ત્યારે બાદશાહ બોલ્યો કે 'કંઈ ગામ આપો' **શાંતિદાસને** ગામ આપવા માંડયાં તે લીધાં નહિ ને કહ્યુ કે 'સાહેબ! અમારે ગામ ના જોઇએ, અમે વાણીઆ ભાઈ!' બાદશાહ બોલ્યા 'ત્યારે તે તમારે શુ જોઇએ?' **શાંતિદાસે** વિચાર્યું કે '**અમદાવાદ** શહેર જેવું બીજુ શેહેર કાંઇ નથી માટે એ શહેરની નગરશેઠાઈ લઉં તો ઠીક, ને વળી આપણા વતનમા પણ આવીશુ' એવું ધારીને **અમદાવાદની** નગરશેઠાઈ માગી. ત્યારે બાદશાહે નગરશેઠાઈ આપી ને વરસે દહાડે રૂપૈયા બાંધી આપી, (વર્ષાસન), તે શિવાય બીજું આપલું હશે તે આપી, વિદાય કીધા. **શાંતિદાસ** પછી **અમદાવાદ** આવીને વસ્યા.'

—પૃ. ૨૭૨—૨૭૫.

નોટ—"આપણા વતનમાં" એ શબ્દથી શેઠ દિલ્લીના નહિ પણ **અમદાવાદના** સિદ્ધ ઠરે છે. બાકી ઝવેરાતની કિંમત કરી કે, ઝવેરાતમાં કીડો છે તે જણાવ્યુ તે વાત મૂળ રાસમાંથી સુસ્પષ્ટ પ્રાપ્ત થતી ન હોવાથી, તે વિષે વધુ જણાવી હમો મૂળ રાસથી વેગળા જવું યોગ્ય ધારતા નથી.

માન હતું. અકબર બાદશાહ પાસેથી તેમણે સિદ્ધાચલ તીર્થાદિના પટ્ટાઓ કરાવી લીધા હતા.

શાંતિદાસ શેઠે ચિંતામણિ પાર્શ્વનાથનું મ્હોટું ભવ્ય દેરાસર બાવન જિનાલયનું શિખરબંધ દહેરૂં‡ પુષ્કળ દ્રવ્ય ખરચી અમદાવાદમાં સરસપુરમાં સં. ૧૬૯૪ (ઇ. સ. ૧૬૩૮ માં) બાંધ્યું હતું. આ વખતે ઔરંગઝેબની ગુજરાતમાં સુબાગીરી હતી. તેણે ઇ. સ. ૧૬૪૪ માં તે તોડી પાડયું અને તેની મસજીદ કરી; આથી આખા ગુજરાતમાં મોટું હિંદુ અને મુસલમાનનું બંડ થયુ હતું. શાંતિદાસ શેઠે શાહજહાંન બાદશાહને અરજી કરી, તેથી તે ઉપર હીજરી સન ૧૦૫૮ ( એટલે ઇ. સ. ૧૬૪૪ ) ના જમાઉદીલ આખરની તારીખ ૨૧ મીએ શાહાજહાંન બાદશાહે ફરી નવું કરાવી આપવા હુકમ કર્યો હતો. આની નકલ આ સાથે ગુજરાતીમાં ઉતારી આપી છે. જુઓ નકલ નં ૧ તેમાં જણાવેલ છે

‡ "આ બાવન જિનાલયનું શિખરબંધ દહેરૂં સરસપુર નામના પુરાથી પશ્ચિમે આશરે ખેતરવા એકને છેટે આવેલ છે આ દહેરા સંબંધી એવું કહેવામાં આવે છે કે નગરશેઠ શાંતિદાસ શેઠે પાચ સાત લાખ રૂપૈયા ખર્ચીને કરાવ્યું હવુ. એ દહેરાનો ઘાટ તમામ હઠીસિંગના દહેરા જેવો છે, પણ તફાવત એટલોજ છે કે હઠીસિંગનું દહેરૂ પશ્ચિમાભિમુખનુ છે અને આ દહેરૂં ઉત્તરાભિમુખનું છે. આ દહેરામાં મોટાં મોટાં ભોંયરા છે. તે ભોયરામા પૂર્વે મોટો ચોમુખ હતો. એ દહેરાથી તે અમદાવાદમાં ઝવેરીવાડામાં નગરશેઠની હવેલી સુધી એક ગાડુ જાય એવી મોટી સુરંગ છે, એવું લોકોના કહેવામાં આવે છે. ને એનું કારણ એવું સંભળાય છે કે મુસલમાનના વારામાં અમદાવાદના મુસલમાન અમલદારે એક દહાડો એ દહેરૂં વટાળી તેમાં નિમાજ પડવાનું ધાર્યું. તે વાત નગરશેઠને માલૂમ પડી. પણ તે વખતમાં ધર્મનો જુલમ ઘણો હતો તેથી સમજીને નગરશેઠે સળંગ (સુરગ) ખોદાવી રાખેલ હતી. તે તરત ગાડા સળંગમાં ઉતારી આ દહેરાના ચોમુખની ચાર પ્રતિમાઓ ગાડામાં બેસારી ઝવેરીવાડામાં લાવ્યા. તેમાંની ત્રણ મૂર્તિઓ જેને આદીશ્વરનું ભોંયરૂં કહે છે તે ભોયરામાં બેસારી, ને ચોથી મૂર્તિ ઝવેરીવાડામાં નીશા પોળમાં જગવલ્લભના ભોંયરામાં બેસારી તથા મૂળનાયકની મૂર્તિ નાની સામળી ચિંતામણ પાર્શ્વનાથની હતી તે લાવીને ઝવેરીવાડામાં સુરજમલના દહેરામાં પધરાવી. તે મૂર્તિઓ હાલ પણ છે.

પછી તે મુસલમાનોએ દહેરૂ વટાળ્યું. રંગમંડપ વગેરેના ઘુમટની માહેલી તરફ ફરતી ઉંચા પત્થરની પુતળીઓ વગેરે સામાન છે તેને છુંદી નાંખી છે, તથા ચુનાથી લીપી દીધી છે. તે સિવાય મુસલમાનોએ ઘણીક તોડફોડ કરી છે, છતાં પણ એ દહેરાના ખંડેર ઉપરથી માલુમ પડી આવે છે કે એ દહેરાનું કામ સારૂં હતું. હાલ તે દહેરૂ હવડ (ઉજડ) પડયું છે ને એના પત્થરા વગેરેસામાન નગરશેઠે કઢાવી લઇને બીજા દહેરાના કામમાં વાપર્યા."

સ્વ. મ. વ. કૃત. અમદાવાદનો ઇતિહાસ પૃ. ૧૪૨–૧૪૩.

કે, 'તે દહેરામાં જે જે નવું કરાવ્યું હોય અને મહેરાબો તે પર કરેલ છે તે કઢાવી નાંખવી અને મકાન મજકુર શેઠને હવાલે કરવું ..તેમજ પ્રથમના દસ્તુર (રીવાજ) માફક તે મકાન તેમના કબજામાં રહે; અને હરેક રીતે તે પોતાની મરજી પ્રમાણે પોતાના ધર્માનુસાર વાપરી તેમાં પરમેશ્વરનું ભજન કરે, તેમાં કોઇ આદમી ઇજા કરે નહિ, તથા બીજા ફકીર લોકો તે જગામાં મકાન કરી રહ્યા છે તેમને ત્યાંથી કઢાવી મૂકવા. બીજા વહોરા લોકો એ દેવલની ઇમારત ઉઠાવી લઇ ગયા છે તો તેમના પાસેથી તે ચીજો લઇ એમને પહોંચાડજો અગર એમને સામાનનો ખર્ચ કર્યો હોય તેની કીંમત તેમની પાસેથી લઇ શાંતિદાસને પહોંચાડજો. આ બાબતમાં તમામ તાકીદ જાણીને હુકમ ફેરાવશો.'

આપરથી જણાય છે કે **શાંતિદાસને** પ્રજા સાથે ઘણો ઉદાર અને વિશાલ સંબંધ હતો, તેમજ રાજાઓનો અને ઠેઠ બાદશાહનો આશ્રય ઘણો હતો. જેની પાછળ સમગ્ર પ્રજા છે, અને જે પ્રજાનુંજ કલ્યાણ, રક્ષણ કરવા સર્વદા તન, મન, ધનથી તત્પર રહે છે તેમને પછી રાજ્ય અમલદારો, તેમજ રાજ્યાધીશ, પૂર્ણ માન અવશ્ય આપેજ એમાં કંઇ આશ્ચર્ય નથી. પ્રજાના હિતની સાથે જે રાજ્યનું પણ ભલું ચાહે છે, તે રાજ્ય અને પ્રજા બન્ને તરફથી માન, મરતબો મેળવે છે, અને આવી રીતે બન્નેનું ભલું ચાહનાર જગતમાં કોઇ વિરલાજ હોય છે. કહ્યું છે કે:—

**नरपतिहितकर्ता द्वेष्यतां याति लोके ।**
**जनपदहितकर्त्ता त्यज्यते पार्थिवेन ॥**
**इति महति विरोधे विद्यमाने समाजे ।**
**नृपतिजनपदानां दुर्लभः कार्यकर्ता ॥**

**અર્થ:**—( એકલા ) રાજાનું હિત કરનાર લોકમાં દ્વેષને પામે છે—નિંદાય છે, ( એકલા ) લોકોનું હિત કરનાર રાજાથી તજાય છે, આવી રીતે એક બીજામાં આટલો બધો વિરોધ હોવાથી રાજા અને પ્રજા ( લોક ) બન્નેનું કાર્ય—હિત સાધનાર ખરેખર દુર્લભ છે.

## ૫. સમકાલીન ઉત્તમ મુનિવરો.

શ્રી **શાંતિદાસ** શેઠને જૈન ધર્મપર અચલ શ્રદ્ધા હતી. તેઓના સમકાલીન—ઉપાધ્યાય શ્રી **માનવિજયજી, યશોવિજય, જ્ઞાનવિમલસૂરિ, વિજયસેનસૂરિ, વિજયસિંહસૂરિ,** શ્રી ધર્મસાગર ઉપાધ્યાય. **વિજયસેનસૂરિ, વિજય-**

દેવસૂરિ, વિજયતિલકસૂરિ, વિજયાનંદસૂરિ, રાજસાગરસૂરિ વગેરે હતા જેઓ-નાં વ્યાખ્યાનોનો તેઓ પ્રેમપૂર્વક લાભ લેતા હતા. શ્રી માનવિજય ઉપાધ્યાયે પોતાનો અપૂર્વ ગ્રંથ નામે 'ધર્મસંગ્રહ' શ્રી શાંતિદાસ શેઠના આગ્રહથી કરેલ છે એવું તેની પ્રશસ્તિપરથી જણાય છે.

## ૬. વંશજો.

શ્રી શાંતિદાસશેઠનો વંશ કલ્પવૃક્ષસમ વધી ફુલી–ફાળી અત્યારના સમયમાં પણ સારી સ્થિતિએ હસ્તી ધરાવે છે. શાંતિદાસશેઠની એટલી બધી પ્રસિદ્ધિ અને મહત્તા હતી કે તેમને લઇને તેમના વંશજોને અનેક સનંદ, માનમરતબા, રાજ્યાદર, પ્રજા તરફથી શેઠાઈ–ધન્યવાદ મળેલ છે, અને તેના વંશજોમાં મુખ્ય પણે જે હોય તેને હજુ પણ અમદાવાદમાં 'નગરશેઠ' તરીકેનું બિરૂદ આપવામાં આવે છે. શાંતિદાસશેઠમાં રહેલ વિવેક, વિનય, દુરંદેશી, પ્રજારક્ષણ, પરોપકાર, ધર્મવૃત્તિ વગેરે સદ્‌ગુણો તેમના વંશજોમાં ઉત્તરોત્તર ચાલ્યાં આવ્યાં છે.

## લક્ષ્મીચંદ શેઠ.

શાંતિદાસશેઠના પાંચ પુત્ર હતા, તે પૈકી લક્ષ્મીચંદશેઠે ગુજરાતના તે વખતના સુબા શાહજાદા મુરાદબક્ષને રૂ. ૫૫૦૦૦૦ સાડાપાંચલાખ ધીર્યા હતા; શાહજહાં બાદશાહ મરણતોલ માંદો હતો અને તેના ચાર પુત્રો દારા, સુજા, મુરાદ અને ઔરંગજેબ (એ ચારે ભાઈ ભાઇઓ) વચ્ચે ગાદી માટે લડાઈ થઈ. મુરાદને શહેનશાહ થવાની ધારણા હતી અને તેથી લશ્કર ભેગું કરતો હતો. આ માટે ઉપલા રૂપીઆ તેણે લીધા હતા. તેણે લશ્કર ભેગું કરી ઔરંગજેબને મળી દીલ્લી જઈ લડાઇ કરી હતી. આ વખતે ગુજરાતનો પ્રખ્યાત લુંટારો કાનજીકોળી ઘણી લુંટ ચલાવતો હતો. ઇસ્વીસન ૧૬૫૭ માં મુરાદબક્ષે લક્ષ્મીચંદશેઠ પાસેથી સાડાપાંચ લાખ, શાંતિદાસ શેઠના ભાગીઆ રહીદાસ (કે જે મંગળ રહીદાસ કહેવાય છે તે) પાસેથી રૂ. ૪૦૦૦૦ ચાલીશહજાર તથા સાનમલ તથા બીજા પાસેથી ૮૮૦૦૦ અઠાસીહજાર લીધા હતા અને આજ મદદથી મોટું લશ્કર ઉભું કરી ઔરંગજેબ સાથે દીલ્હી ગયો હતો. ઇ. સ. ૧૬૫૮ માં મુરાદે જશવંતસિંહ સામે ઉજ્જેન આગળ લડાઈ કરી ઉજ્જન લીધું, અને તે ઉજ્જન મુકામથીજ મુરાદે હુકમ લખ્યો કે, લક્ષ્મીચંદને દોઢલાખ સુરતની ઉપજમાંથી, એક લાખ ખંભાતની ઉપજમાંથી, પચાસહજાર ભરૂચની આમદાનીમાંથી, પીસ્તાલીસહજાર વીરમગામની અને ત્રીશહજાર મીઠાની ઉપજમાંથી વગેરે કુલ મળી સાડાપાંચ લાખ

રૂપૈયા તરત આપી દેજો. તેજ સાલમાં મુરાદ તેના ભાઈ ઔરંગઝેબના દગાથી ફસાયો અને મથુરામાં કેદ થયો. (આ મુરાદ ગુજરાતની સુબાગીરી ઉપર ઈ. સ. ૧૬૫૪ માં નીમાયો હતો.)

લક્ષ્મીચંદ શેઠનો વ્યાપાર ઘણા બહોળા પ્રમાણમાં પથરાયો હતો, અને તેથી ઘણા પૈસા જુદા જુદા વેપારી તથા ગુમાસ્તા વર્ગ પાસે શેઠના લેણા નીકળતા હતા, અને તે દેવાદારો નાણાં આપતા નહતા આને માટે શેઠે ખુદ બાદશાહ ઔરંગઝેબનો લેખિત હુકમ લીધો હતો, તેમાં જણાવેલું હતું કેઃ—"પાદશાહી હુકમ ફરમાવવામાં આવે છે કે એ લખમીચંદ શેઠનું જે લોકો પાસે લ્હેણું હોય ને તે લ્હેણાની સચાઇ સાબીત થવાથી તેને તેનો હિસાબ સાબીત કરવામાં જે મદદ અને કોશીશ કરવી જોઇએ તે કરવી, એટલા માટે કે દેણદારો તેનુ દેણું ડુબાવે નહિ." આ ઉપરથી શાંતિદાસ શેઠના કુટુંબનો ખુદ પાદશાહ સાથે કેટલો બધો મરતબો–માન હશે તે સ્પષ્ટ પ્રતીત થશે, જુઓ નકલ નં. ૨.

## ખુશાલચંદ શેઠ.

લક્ષ્મીચંદ શેઠના પુત્ર ખુશાલચંદ શેઠ થયા. તેમણે પણ અદ્દભુત પરાક્રમ કરી જૈન કોમના સ્તંભ તરીકે જૈન કોમને ગર્વથી આનંદિત થવાનું કારણ આપ્યું છે. સને ૧૭૨૦ માં ગુજરાતના સુબા અજીતસિંહ તરફથી અનુપસિંહ ભંડારી કામ કરતો હતો, તે અનુપસિંહ ઘણો જુલમી હતો અને તેણે પાંજરાપોળવાળા ઓસવાળ *કપૂરશાહ ભણશાલી કે જે મોટો વેપારી શ્રીમંત હતો તેનું હીચકારાપણે ખૂન કરાવ્યુ, ત્યાર પછી નિઝામુ-ઉલ્મુલ્કે પોતાના કાકા હમીદખાનને સરસુબો ઠરાવી પોતે દીલ્લી ગયો. પછી તેમને તથા બાદશાહ વચ્ચે વિરોધ થયો તે ૧૭૨૪ માં શિરબુલંદખાનને સુબો ઠરાવ્યો. એ સુબાએ પોતાની વતી સુજાદીખાનને મોકલ્યો. તેણે આવી હમીદખાન પાસેથી અમદાવાદ લેઇ લીધુ ને હમીદખાન શહેર છોડી જતો રહ્યો. તે લોકોને પુછતો ગયો કે ગુજરાત ફરી ક્યારે દેખીશું? પછી દાહોદ જઇ મરાઠી શાહુરાજાના સરદાર કંથાજીને મળી બંદોબસ્ત કર્યો કે, કંથાજીએ

---

* આ એક અમદાવાદના જૈન ઓસવાળ શ્રીમંત હતા. તે ઘણા શૂરવીર અને તેજસ્વી હતા, તેના સબંધમાં એક રાસડો અમદાવાદમાં ગવાતો હતો તેની પ્રથમ બે કડી આ પ્રમાણે છેઃ—"હાર્યો હાર્યો મદનભોપાળ, જીત્યો જીત્યો કપુરશા ઓસવાલ" આ શિવાય બાકી પ્રાપ્ત થતુ નથી. આમાં મદનભોપાલ પેશ્વા મરાઠાનો સુબો હતો એમ કહેવામાં આવે છે. આ બે કડીથી લડાઈ થઈ હોય એવું દેખાય છે.

હુમીદખાનની કુમકે ચઢવું, તેને પેટે (બદલે) હુમીદખાને ગુજરાતની ચોથ આપવી. તે બન્ને અમદાવાદ તરફ આવ્યા. આ વખતે સુજાતખાં ઇંડર હતો, તેણે અમદાવાદ આવી હુમીદખાંન સાથે લડાઈ કરી. તેમાં સુજાનખાં મરાયો. ત્યાર પછી તેનું વેર લેવા તેનો ભાઇ શહેર બહાર આવ્યો અને બહાદુરીથી લડયો. અંતે ત્યાંથી નાસી અમદાવાદમાં કારંજમાં આવી બારે દરવાજા બંધ કરાવ્યા. પણ ખુશાલશા શેઠે હુમીદખાનને યુક્તિપ્રયુક્તિથી શહેરમાં દાખલ કરાવ્યો. ( અમદાવાદનો પ્રાચીન ઇતિહાસ ગુજરાતી પંચ દિવાળી અંક સં. ૧૯૬૬ ) આ વખતે ઈ. સ. ૧૭૨૫ માં મરેઠાઓએ શહેરને ખુશાલચંદ લખમીચંદ નગરશેઠના વચમાં પડવાથી લુટેલું નહિ અને તે શેઠે પોતાના પદરની ઘણીજ દોલત આપી તેમને પાછા કાઢેલા, આ ઉપરથી તમામ શહેરના લોકો એકત્ર થઈ વંશ પરંપરાનો હક કરી આપ્યો કે જેટલો માલ શહેરના કાંટા ઉપર તેળાય તે ઉપર સેંકડે પા રૂપીઓ તેઓ લે, આ હક હાલમાં પણ કંપની સરકારે ઇ. સ. ૧૮૨૦ ના જુલાઇની તારીખ ૨૫ મીએ રૂ. ૨૧૩૩ નો નક્કી આંકડો કર્યો છે તે મુજબ વંશપરંપરા ચાલ્યુ આવે છે. ઈ. સ. ૧૮૬૦ ના અરસામાં આ રકમ આપવાનુ અમદાવાદના કલેકટરે બંધ કરવાનો ઠરાવ કર્યો તે ઉપરથી તે વખતના વડા રાવબહાદુર ઑનરેબલ શેઠ પ્રેમાભાઇ હીમાભાઇ વિલાયતસરકાર સુધી લડયા. તેથી વિલાયતની સરકારે ૨૩ નંબરનો—સને ૧૮૬૧ ના મે માસની ૩૧ મી તારીખે ઠરાવ કર્યો કે, વંશપરંપરા ખુશાલચંદ લખમીચંદના પુરૂષવંશમાં પુરૂષ વારસને ચલાવવાના પેઢીનામા નંબર ૧૯૩ મુજબ (જે પેઢીનામા માટે જુઓ આ સાથે આપેલ વંશવૃક્ષ) આપે જવા. આ બાબતની બાદશાહને અરજી ખુશાલચંદ શેઠના પુત્ર શેઠ નથુશાએ કરેલી છે તેમાં જણાવેલ છે કે " અમો શેઠ અસલના વતનદાર બાદશાહની ચાકરી કરતા આવ્યા છીએ અને (હીજરી) સને ૧૧૩૭ ના વરસમાં હમીદખાનના માનમાં મરાઠાઓની ફોજે આવી અને તેણે શહેરના આસપાસ મોરચાં દીધાં અને શહેર લઇને રૈયત લુંટવી એવી ધાસ્તી નાંખી, તે ઉપરથી ઉદ્યમ—વેપાર સર્વે શહેરમાં બંધ થયાં, આ રીતે શહેરમાંથી કોઇ બહાર જઇ ન શકે એવું થવાથી શહેરના શાહુકાર વગેરે લોક ઘણાજ હેરાન થયા હતા, તે ઉપરથી અમારા તીર્થરૂપ ખુશાલચંદ એમણે મહેનત તથા ધીરજથી મરેઠા સરદારને મળીને સરકારમાં ગાંઠના પૈસા ખર્ચ કરીને મરેઠાઓની ફોજોનાં મોરચાં ઉઠાવવાથી શહેરમાં ઉદ્યમ વેપાર સારો ચાલવા લાગ્યો. તે માટે શહેરના શાહુકાર વગેરે લોક ઘણા ખુશી થયા કે ખુશાલચંદશેઠ પોતાની ગાંઠના પૈસા ખર્ચ કરીને શહેરના વાસ્તે ઘણા ખ-

રાબ (હેરાન) થયા; એમનાવડે આપણાં છોકરાં તથા માણુસ તથા માલ-મિલ્કત જણુશભાવ સર્વે રહ્યું; આવડો અહેશાન સર્વના ઉપર તેમણે કર્યો, તો એમને આપણે શું આપવું? એવો વિચાર કીશોરદાસ રણછોડદાસ, અપમલદાસ વલભદાસ, મહમદ અબદુલ તથા અબુબકર શાહાભાઈ, એ ચાર માતબર શાહુકાર અને બીજા સર્વે શાહુકાર અને ઉધમી—સમસ્ત વેપારી લોક વગેરે મળી કર્યો, અને પોતાની ખુશરજાવંદીથી મહાલકોટ પારની છાપો તથા કોટમનીઆર શહેર મજકુર અહી આમ દફતરી થઇને માલની કિંમત સરકારના હાંસલમાં ઠરાવ થાય તે ઉપર સરકારની જમાબંદી સીવાય રૈયતની નીસબતે દરસેંકડે ચાર આના પ્રમાણે અમારા બાપને પુત્ર-પુત્રાદિ વંશપરંપરા કરી આપીશું—અમારૂં રાજીનામું (રાજીખુશીથી કરી આપેલ ખત) કરી આપ્યું છે...” આ અરજીપર બાદશાહનો તે મહાજન ઠરાવ બહાલ રાખી હુકમ થયેલ છે. વાંચો તેની આખી નકલ ગુજરાતીમાં આ સાથે આપી છે તે માટે જુઓ **नकल नं.** ૩ અને જે મહાજને ઠરાવ કરી આપ્યો છે તેની નકલ માટે જુઓ **नकल नं.** ૪.

આ નગરશેઠ ઇ. સ. ૧૭૧૮ માં શહેરનાં તમામ મહાજનોના ચુકાદા કરતા તથા તમામ મહાજને તેમને પોતપોતાના મહાજનના વડા તરીકે ગણેલા છે. અને તે વખતે તે શહેરના મોટામાં મોટા વેપારી હતા. ગુજરાતના હીરા ખુશાલચંદ શેઠ તથા આસફઝા નિઝામ ઉલ્મુલ્ક ઇ. સ. ૧૭૪૮ માં મરણ પામ્યા.

અમદાવાદનું આ કુટુંબ નગરશેઠ તરીકે પ્રસિદ્ધ થયું છે. ગુજરાતની સર્વે રૈયત કુટુંબમાં તે વડું છે. તે કુટુંબ લોક હિતાર્થે બુદ્ધિ અને ધનને વાપરી, વિશેષે જૈન ધર્મની પુષ્ટી કરી, એથી નામાંકિત થયેલું છે; અને દિલ્હીના બાદશાહોએ તથા મરેઠાઓએ તથા કંપની સરકારે તથા તમામ વહેપારી મહાજને તેમને ‘નગરશેઠ’ બીરૂદ આપી ઘણું માન રાખ્યું છે. તે કુટુંબનો વડો જૈન ધર્મની તમામ નાતોનો વડો છે. તમામ શહેરના સુખી દાખલ દુઃખની વેળાએ તેને સૌ આગળ કરે છે, જેમકે રાજ તરફના જુલમ, વરસાદની રેલ આવતી હોય તો તે શહેરના કોટની પ્રદક્ષિણા, દુધની ધારા કરતાં તમામ રૈયતની સાથે ફરે છે.

ગાયકવાડે (ગોવિંદરાવ ગાયકવાડ, માનાજીરાવ ગાયકવાડ, સયાજીરાવ ગાયકવાડ અને આનંદરાવ ગાયકવાડની એમ દરેકની જુદી જુદી મહોર સાથે) આ કુટુંબને (વખતચંદ શેઠ—ખુશાલચંદ શેઠના પુત્રને) આબદાગીરી (છત્ર), મશાલ, તથા પાલખી આપી છે અને તેની સનંદ આપતાં તેમાં આબદાગીરી તથા મશાલ માટે બે આશામીઓને રૂ. ૮) નો પગાર તેમજ પાલખીના

દરવર્ષના રૂ. ૧૦૦૦ ) એક હજાર રોકડા આપવાનો હક્ક કરી આપ્યો છે. જુઓ આ સાથે આપેલ તે સનદની નકલો **નકલ નં.** ૫–૬–૭–૮–૯–૧૦.

કંપની સરકારે સને ૧૮૨૭ માં મુંબાઈની સદર અદાલતે નગરશેઠને જીલ્લાની કોર્ટમાં ખુરશીનો હક્ક કરી આપ્યો છે.

## વખતચંદ શેઠ.

ખુશાલચંદ શેઠના પુત્ર શ્રેષ્ઠીવર્ય શ્રી વખતચંદનો ઈતિહાસ **શાંતિદાસ** શેઠના રાસમાંથી નીકળી આવે છે, પણ તેને લગતી રાજકીય અને મહત્વની હકીકત નીકળતી નથી તો તે આપણે અહીં જોઈએ:—

"ગાયકવાડ અને પેશ્વાએ અમદાવાદનુ રાજ્ય ૬૩ વર્ષ સુધી ચલાવ્યું એટલામાં ૧૮૫૪ ના શિયાળામાં અંગ્રેજ સરકારનાં પગલાં અમદાવાદમાં થયાં. આ અરસામાં પેશ્વા તથા ગાયકવાડ તરફથી ઘણા સુબા સરસુબા થોડા થોડા વખતને આંતરે આવતા ગયા. રાજ્યનો અંત કર્નલ ગોર્ડન સાહેબે છેવટ લડાઇ કરી લીધામાં આવ્યો. તેનું કારણ એ હતું કે પેશ્વાની ગાદી બાબત અંદર અંદર લડાઇઓ ચાલતી હતી. તેમાં રાઘોબાની તરફ થઈને અંગ્રેજ સરકારે જનરલ ગોર્ડનને મોકલ્યો. તેણે પ્રથમ સુરત આવી મુકામ કર્યો. તેવામાં અંગ્રેજ સરકારે ગાયકવાડ જોડે સલાહ કરવા હુકમ મોકલ્યો. તેથી તા. ૨૬ મી જાનેવારી સને ૧૭૮૦ ના રોજ સલાહ કીધી. તેમાં ગાયકવાડે તાપી નદીનો દક્ષિણનો મુલક અઠ્ઠાવીસી સુરતનો ભાગ તથા ૩૦૦૦ ઘોડાની ખોરાકી આપવી કબુલ કરી. તેને બદલે અંગ્રેજ સરકારે ડભોઇ તથા અમદાવાદમાં પેશ્વાના સુબા હતા તેમને કાઢી ગાયકવાડને લેઈ આપ્યાં. આ સંધિથી ગોર્ડનને અમદાવાદ આવવાનું થયું. ૧૭૮૦ ના ફેબ્રુઆરી માસની તા. ૧૦ મી એટલે સંવત્ ૧૮૩૬ ના મહા શુદિ ૬ ને રોજ સ્હામી બાજુના ટેકરા ઉપર જનરલ ગોર્ડને પોતાની ફોજ સહિત આવી પડાવ નાંખ્યો. તે વખત પેશ્વાના સુબા આપુજી પંડિત હતા. તેમણે દરવાજા બંધ કરાવ્યા ને માણેક બુરજપર તોપો ચઢાવી. એટલે ગોર્ડને પેસવા માટે ખાનજાના ( ખાનપુર ) દરવાજા આગળ તોપો ચલાવી. બાપુજી પંડિત પાસે પણ ફોજ ઘણી હતી, તેથી ૬૦૦૦ આરબ ને ૨૦૦૦ સ્વાર શિવાય પણ બીજું લશ્કર ફાલતું હતું. છતાં અંગ્રેજ લોકોએ બળ ચલાવી મહા શુદ ૮ ના રોજ એટલે તા. ૧૨ મી ફેબ્રુઆરીએ બપોરના વખતથી તોપોનો માર મારવા માંડયો. તેરમીની રાત પડતાં ઘણાં છીંડાં પડયાં. સર સુબાએ પણ ઘણી બહાદુરીથી માર ચલાવી બચાવ કર્યો, છતાં મહા શુદ ૧૧ ની સવારમાં કર્નલ

હારેલી મરણીઓ થઇ ઉગ્રા સીપાઇની ફોજ લઇ શહેરમાં પેઠો અને અમદાવાદ લીધું. તે વખત બાપુજી પંડિત ખાનપુર દરવાજે થઇ નાસી ગયો. ગોર્ડને અમદાવાદમાં પેસી ત્રણ દહાડા સુધી શહેર લુંટવા હુકમ કીધો. તે વખત શહેરમાં નગર શેઠ ખુશાલચંદ ! ( ખરી રીતે વખતચંદ ખુશાલચંદ ) હતા. તેઓ તથા શહેર કાજી શેખ મહમદસાલે તથા બાદશાહી દીવાન મીઆં મીરજા અમુ, એ ત્રણે, સાહેબને જઇ કરગરી પડયા. તેપરથી સાહેબે તેમની તરફ જોઇ લૂંટ બંધ કરાવી. ઉપરના ત્રણે જણાના વંશ સાથે હાલ પણ કુટુંબો હયાત છે. ચઢતી પડતીના ક્રમ ગર્વ આવી જતા પણ અત્યારે સારી સ્થિતિની ગણતરીમાં પણ ચાલુ છે."—અમદાવાદનો પ્રાચીન ઇતિહાસ 'ગુજરાતી પંચ' દીવાલી અંક ૧૯૬૬.

આ રીતે વખતચંદ નગર શેઠ અમદાવાદને લૂંટતાં બચાવ્યું અને તે ઉપર સ્વ. મગનલાલ વખતચંદે એક રાસડો જોડયો છે. જુઓ 'સાઠીના સાહિત્યનું દિગ્દર્શન'—પૃ. ૩૯-૪૦ તેમાં જણાવેલ છે કે તેમણે......જનરલ ગોડર્ડે ( ઉપર જનરલ ગોર્ડન કહેલ છે ) અમદાવાદ લીધું તેના વર્ણનનો રાસડો જોડયો છે. એમાં અમદાવાદ શી રીતે પડયુ, કયાં કયાં ઝપાઝપી થઇ, અને નગરશેઠ વખતચંદ વગેરેએ શહેરને લૂંટાઇને પાયમાલ થતાં શી રીતે બચાવ્યુ વગેરે વર્ણન વર્ણવ્યુ છે."*

---

* સ્વ. મગનલાલ વખતચંદ કૃત અમદાવાદના ઇતિહાસમા આ પ્રમાણે બીના આપી છે. "આ સમે પેશ્વાઇ ગાદી બાબત લડાઇઓ ચાલતી હતી, તેથી રાઘોબાની તરફ થઈ અંગ્રેજ સરકારના હુકમથી જનરલ ગાર્ડડ ( લોકો ગાર્ડડ સાહેબ કહે છે ને તેમનો રાસડો જોડેલો છે ) સાહેબ ગુજરાત તરફ આવ્યો હતો ને સુરતમાં મુકામ કીધુ હતુ. એવામા મુંબાઇ સરકારથી ગાયકવાડ સરકાર સાથે સલાહ કરવાનો હુકમ આવ્યો તેથી તારીખ ૨૬ મી જાનેવારી સને ૧૮૮૦ના રોજ સલાહ કીધી તેમાં ગાયકવાડે તાપી નદીની દક્ષિણનો મુલક અઠાવીસી સુરતમાંનો ભાગ તથા ૩૦૦૦ ઘોડાની ખોરાકી આપવી કબૂલ કરી તેને બદલે અંગ્રેજ સરકારે ડભોઇ તથા અમદાવાદમાં પેશ્વાઇ સુબા હતા તેમને કહાડીને ગાયકવાડને તાબે લઇ આપવુ. એવી સલાહ ઉપરથી ગાર્ડડને અમદાવાદ આવવું થયું.

સને ૧૭૮૦ ના ફેબ્રુઆરી મહિનાની તારીખ ૧૦મી તથા સંવત્ ૧૮૩૬ ના મહા સુદ ૬ને રોજ શાહ ભીખનના ટેકરા ઉપર જનરલ ગાડર્ડ સાહેબે પોતાની ફોજ સહિત આવીને પડાવ કર્યો તે ઉપરથી અમદાવાદના સરસુબા પેશ્વાની તરફથી બાપજી પંડિત હતા તેમણે દરવાજા બંધ કર્યા ને માણેક બુરજ ઉપર તોપો ચઢાવી તે ઉપરથી જનરલ ગાડર્ડ છીંડું પાડીને શહેરમાં પેસવા ખાંનજહાંન દરવાજા આગળના કોટ ઉપર તોપો મારવા માંડી. બાપજી પંડિત પાસે ફોજ ઘણી હતી તેમાં ૬૦૦૦ આરબ અને ૨૦૦૦ સ્વાર, તે સિવાય બીજું પાયદળ હતું.

વખતચંદ નગરશેઠના ૭ પુત્ર પૈકી પુત્ર હેમાભાઈ નગરશેઠ થય અને બીજા પુત્ર મોતિચંદ થયા. મોતિચંદના પુત્ર ફતેહભાઇ (કે જેનું લ સં. ૧૮૬૧ ના ફાગણ શુદ ૨ ને દિને થયું હતું), ફતેહભાઇના ભગુભાઇ

મહા સુદ ૮ ને રોજ એટલે ૧૨ મી ફેબ્રુઆરીએ બપોરના વખતથી અંગ્રેજ લોકો તોપોનો માર મારવા માડયો, ને મહા સુદ ૧૦ની રાત પડતાં ઘણાંક છીંડાં પાડ્ય સરસુબાએ ઘણો માર માર્યો ને ટકર સારી રીતે લીધી, પણ મહા સુદ ૧૧ પરોઢમા કર્નલ હાર્ટલી મરણીઓ થઇ ગ્રેનેડીઅર (એટલે ઉંચા) સીપાઇની પલ લઇને શહેરમાં પેઠા ને અમદાવાદ લીધું તે વેળાએ આપજી પંડિત ખાનપુર દરવા થઇને નાશી ગયા (આ લડાઈમા અંગ્રેજના ૧૨૦ માણસ મરાયાં, તેમાં ૧૪ પીવાળા મુઆ, અને સરસુબાનાં ૧૦૦૦ હજાર ઝાઝા માણસ રણમા પડયા)

જનરલ ગાડર્ડે અમદાવાદમા પેઠા પછી ત્રણ દહાડા સુધી શહેર લુટવા હુકમ કર્યો ત્યારે નગરશેઠ નથુશા ખુશાલચંદ, કાજી શેખમહમદ સાલે, ને ર દશાહી દીવાન મીઆ મીરઝા અમુ એ ત્રણે જણ ગાડર્ડ પાસે આવ્યા ને વિન કરી કે 'શહેર લુટવાનો હુકમ કર્યો છે પણ તેવુ કરવુ નહિ" ત્યારે જનરલ ગુસ્સે થયો હતો તેથી એવું કહ્યુ કે "જો તમારા મનમા એમ હતું તો તમ પહેલાથી પાસરા ચાલવુ હતુ ને અમને શરણ થવુ હતુ" ત્યારે નથુશાએ જવ દીધો કે 'જે અમલદારે આજદિન સુધી અમારૂં રક્ષણ કર્યુ તેના અમે નિમકહર કેમ થઇએ? ને હવે તમે એ સુબાને જીત્યા ને તમારો અમલ થયો ત્યારે અમે ત સર્વે રૈયત તમારે શરણ આવ્યા" આવો મધુર અને વ્યાજબી જવાબ સાભળ જનરલ ઠંડા પડયા ને નીચે પ્રમાણે જાહેરનામુ કર્યુ કે--

"નગરશેઠ નથુશા (વખતચંદશેઠના ભાઇ) વિગેર અમદાવાદની રૈયતને માલ થાય જે હાલ તમારે તમારા ઘરમા રહેવુ ને કાઇ તોફાન કરવું નહિ. તમારા હૈયા કશીએ વાતની ફીકર રાખવી નહિ, પણ તમો જે ધંધો કરતા હો તે ધંધેસર લાગ કે તેથી તમને કોઇ કાંઇ-એ બાબતમા હેરાન કરશે નહિ, માટે આ હુકમ પ્રમ ચાલવુ-તારીખ ૫ સફર હીજરી ૧૧૯૪" (આને મળતી તારીખ, સવત ૧૮૩૬ મહા સુદ ૧૩ ને સને ૧૭૮૦ના ફેબ્રુઆરી મહિનાની તારીખ ૧૭ મી)

એ પ્રમાણે અમદાવાદ લઈને બાર દહાડા રહીને આગલા કોલકરાર પ્રમ ફતેસંગ ગાયકવાડને સોપ્યુ. તેઓની તરફથી તેમના સુબા અમદાવાદમા સદાશિ ગંગુશ હતા તેઓએ કબજો લીધો, પણ એ જનરલ ગાડર્ડ પોતાની કાંઈક ફે ભદ્રમા મૂકતો ગયો આટલું કરવાની મતલબ એ હતી કે અમદાવાદ શહેરમાં ત તેના જીલ્લામા પેશ્વાનો તથા ગાયકવાડનો ભાગ હતો પણ પેશ્વા ગાયકવાડને હર કરતો હતો તેથી અંગ્રેજ લોકોએ અમદાવાદ લઇ ગાયકવાડને સોપ્યું કે હવે શ્વાની તરફથી અહીંઆ કાઈ નથી, માટે હવે આ દેશની ઉપજ લેતા તથા કામક ચલાવતાં કોઈ તમને હરકત કરનાર નથી, પણ પેશ્વાના હિસ્સાના રૂપેઆ તે પહોચાડવા."

પૃ. ૮૪-

બગુભાઇના દલપતભાઈ થયા કે જેના નામની–દલપતભાઇ ભગુભાઇની પેઢી અત્યારે જબરી ચાલે છે. દલપતભાઇના ત્રણ પુત્ર થયા. (૧) લાલભાઇ, (૨) મણિભાઇ, અને (૩) જગાભાઇ. આમાં લાલભાઇ શેઠને અંગ્રેજ સરકાર તરફથી 'સરદાર' નો ખિતાબ આપવામાં આવ્યો હતો. તેમનો જન્મ સં. ૧૯૧૯ માં થયો હતો. તેઓ આણંદજી કલ્યાણજીની આપણી મહાન્ પેઢીના પ્રમુખ હતા. જૈન શ્વેતાંબર કોન્ફરન્સના જનરલ સેક્રેટરી હતા, અને તેમણે આજ વર્ષમાં (સં. ૧૯૬૮) દેહ ત્યાગ કરેલ છે અને તેથી જૈન કોમને એક સ્તંભ અને આધારની ન પૂરી શકાય તેવી ખોટ પડી છે. તેમના આત્માને શાંતિ મળો. હવે આપણે હેમાભાઇ નગરશેઠ કે જેમને ઘણા રાજાઓની સાથે સંબંધ હતો તેમના જીવનચરિત્રની કિંચિત્ રૂપરેખા જોઇએ.

## નગરશેઠ હિમાભાઈ.

આમનો જન્મ સંવત્ ૧૮૪૦ ના વૈશાખ માસમાં થયો હતો. તેમના વિદ્યાભ્યાસની હકીકત મળી શકતી નથી, પરંતુ મહેતાજીની પાઠન શૈલી પ્રમાણે તેમણે ટુંક મુદતમાં અભ્યાસ કર્યો હશે એમ સમજાય છે. પોતાના મહાન્ પ્રભાવક પિતાશ્રી વખતચંદ શેઠ સં. ૧૮૭૦ ફાગણ વદ ૪ ને દિવસે સદ્‌ગત થયા, તેમની પાછળ હિમાભાઇ શેઠે સં. ૧૮૭૦ વૈશાખ શુદ ૯ ને દિને રાજનગર અને વડોદરા બંને શહેરમાં આખા શહેરના મનુષ્યોને એકજ દિવસે ઘેબર આદિની નવકારશી–નાત જમાડી હતી.

ધર્મ શ્રદ્ધાળુ હોઈ હમેશાં ધર્મ પુસ્તકનું પઠન પાઠન કરતા હતા, અને પ્રતિદિન પ્રભુ પૂજા કરવાનું ચૂકતા નહિ. પોતે ઘેર દેરાસર કર્યું હતું અને તેમાં રત્નમય પ્રતિમા રાખી હતી. આ પ્રતિમા હજી શેઠ મણિભાઈ પ્રેમાભાઈને ત્યાં (વંડામાં) છે. અમદાવાદના ડેહેલાના ઉપાશ્રયે વ્યાખ્યાન સાંભળવા આવતા, અને ધર્મચર્ચા કરીને પંડિતોની પરીક્ષા પણ કરી શકતા હતા. આ વખતે પંડિત પદ્મવિજયજીના શિષ્ય પંડિત રૂપવિજયજી હતા, તેમને અને ક્રિયોદ્ધારક શ્રી નેમસાગરજી વચ્ચે આચાર્ય પાલખીમાં ન બેસે વગેરે બાબતપર વાદચર્ચા ચાલી હતી. આ વખતે શેઠે સમાધાનીનો વચલો માર્ગ લઈને બંનેને મુદત વીતાવી શાંત કર્યા હતા. પોતાના ભાઇ શેઠ સુરજમલ, તથા રૂકમીણી શેઠાણી શ્રી નેમિસાગરજી મહારાજના રાગી હતા.

પોતાનો વ્યાપાર પિતાશ્રીના વખતથી દેશદેશાવર સ્થાપેલી પેઢીઓદ્વારા ઘણો ધીકતો ચાલતો હતો અને તે સર્વ પેઢીઓના કાગળો પોતેજ વાંચી ફેંસલો કરતા હતા. શેઠની નામીચી દુકાનો મુંબઇ, કલકત્તા, રતલામ, વ-

ડાભરા, ભાવનગર, વઢવાણ, લીંબડી, પાલીતાણા, નવાનગર, ધોલેરા, પાલણપુર, શિરોહી, વગેરે ઘણા ઠેકાણે હતી એમ કહેવાય છે.

દાનનો ઝરો અસ્ખલિતપણે વંશપરંપરાથી વહેતો હતો; અને તે દાનની દિશા શેઠ હિમાભાઈએ પણ ઘણા સદુપયોગી સાર્વજનિક વિદ્યાદાનમાં વાળેલ છે. અમદાવાદમાં અંગ્રેજી નિશાળ, 'હિમાભાઇ ઇન્સ્ટીટયુટ' નામની પુસ્તકશાળા, સંગ્રહસ્થાન, કન્યાશાળા અને એક હૉસ્પિટલ વગેરે પ્રજા ઉપયોગી કામો તેમની સહાયથી થયાં છે; અને તેનો લાભ અદ્યાપિ પર્યંત સકલ પ્રજા લે છે અને શેઠને આશિર્વાદ આપે છે. અમદાવાદમાં ગુજરાતી ભાષાના સાહિત્યની ખીલવણી કરવા—વધારો કરવા—ફેલાવો કરવાના સ્તુત્ય ઉદ્દેશથી ઇ. સ. ૧૮૪૮ ના ડિસેંબર મહિનાની ૨૬ મી તારીખે જન્મ પામેલી 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' ને આ નગરશેઠ તરફથી ઘણી સારી મદદ મળી. અમદાવાદમાં કૉલેજ કરવા માટે તેમણે દશ હજાર રૂપીઆ બક્ષીસ કર્યા હતા; અને ત્યાંની મ્યુનિસિપાલીટી માટે (શહેર સુધારણા ખાતુ) શેઠ હિમાભાઇએ સારો પરિશ્રમ લીધો હતો.

આ સાર્વજનિક વિદ્યાવૃદ્ધિ માટે સહાય આપવા ઉપરાંત ધર્મ નિમિત્તે તેમણે અનેક પુણ્ય કામો કરેલાં છે, અને દાનની શ્રેષ્ઠતા સિદ્ધ કરી છે. અમદાવાદમાં પાંજરાપોળની મુડી પણ તેમની મહેનતથી થઇ છે. પાલીતાણાના પવિત્ર સિદ્ધગિરિ પર્વતપર લગભગ ત્રણ લાખ પચ્ચીશ હજાર રૂપીઆ ખર્ચીને ઘણી શોભીતી ટુંક નામે ઉજમબાઇની ટુંક—નંદીશ્વરની ટુંક બંધાવી છે. તે સિવાય ત્યાં પોતે હવેલી બાંધી છે. માતરમાં, સરખેજમાં અને નરોડામાં પ્રતિમાપ્રતિષ્ઠા કરી હતી અને ઉમરાળામાં દેરાસર બંધાવ્યુ છે. શ્રી ગિરિનાર પર્વતનાં થોડાં પગથીઆં બંધાવ્યાં છે અને માતર, પેથાપુર, ઉમરાળા, ગુંદી, સરખેજ, નરોડા, વગેરે ઘણે સ્થળે હેમાભાઇ શેઠે ધર્મશાળા બંધાવી છે. હેમાભાઇ શેઠે સંવત્ ૧૮૯૩ માં પાલીતાણાનો સંઘ કાઢયો હતો તે વખતે મોતીશા શેઠ તરફથી ખીમચંદ શેઠે ત્યાં અંજનશલાકા કરાવી હતી. આ વખતે મોતીશા શેઠ દેહાવસાન પામ્યા હતા અને ખીમચંદ શેઠ નાના હતા. ધર્મશ્રવણ અર્થે ઉપાશ્રયમાં જતા ત્યારે છડી ચોપદાર વગેરે સારા ઠાઠમાઠથી જતા અને રસ્તે જતાં ગરીબોને દાન આપતા હતા. તે ઉપરાંત ગરીબોને અન્ન પુરૂં પાડવા માટે અમદાવાદમાં અનાજનો પાલો વેચાતો હતો.

શેઠનામાં રાજ્યકાર્યકુશળતા અને વ્યાપારકુશળતા અદ્દભુત હતી. આખું પાલીતાણાનું રાજ્ય તેમને ત્યાં ઇજારે હતું. અને ગાયકવાડ સરકારે

શાચરડા ગામ તેમને આપ્યું હતું. આ ગામની અમુક રકમ ખોડાં ઢોરના અર્થે કાઢેલી છે, અને તે ગામ હાલ તેમના વંશજોના તાબામાં છે. કાઠિયાવાડના રજવાડાની અંગ્રેજ સરકાર સાથેની ખંડણી—તેમના પિતાના વખતની—શેઠે બાંધી આપી હતી. વેપાર—ઝવેરાતનો મૂળ ધંધો હતો. હેમાભાઇ શેઠના કુટુમ્બનું રખોપુ પાલીતાણાની યાત્રામાં લેવાય નહિ, એવો હજુ સુધી ઠરાવ છે.

શેઠના કુટુમ્બમાં પણ ઘણો સારો સંપ હતો, અને લક્ષ્મીનો વાસ પુરતો હતો. તેમના વખતમાં પોતાના કુટુમ્બનાં સૌ માણસો એક પંક્તિએ બેસીને જમતા હતા, અને અમદાવાદની વસ્તી તેમને પૂર્ણ રીતે ચાહતી અને પૂરૂં માન આપતી હતી. મોટા મોટા શાહુકારો અને રાજાઓને એકી વખતે નાણાં ધીરી સહાય આપતા હતા, તેથી તેઓ 'જગતશેઠ'ની ઉપમા પામ્યા હતા. તેઓએ ઘણા રાજાઓના રાજ્યકુટુમ્બ અંદરના ક્લેશ અને મોટા મોટા મહાજનોમાં પડેલા ટંટાઓ અને વિક્ષેપો મટાડયા હતા. અ દાલતોમાં દશ વર્ષે જે દાવાનો નિકાલ થતો નહોતો તેનો એક ઘડીમાં નિકાલ લાવી શકતા હતા. ઉભય પક્ષ વચ્ચે તેમનો એવો પ્રભાવ પડતો હતો કે તેમનું વચન રાજા કે પ્રજા કોઇથી ઉથાપી શકાતું નહિ. શેઠ હેમાભાઇને રૂપાની છડી બાદશાહી વખતથી વંશપરંપરાએ મળી હતી.

આવી રીતે તેમનું ટુંક જીવનચરિત્ર છે અને તે પરથી હેમાભાઇ શેઠમાં દયાળુતા, પરોપકારવૃત્તિ, જનસેવા, ધર્મસેવા, સંપ, પ્રેમ, વ્યાપારદક્ષતા, રાજ્યકાર્યકુશલતા, જમાનાનું જ્ઞાન આદિ અનેક સદ્‌ગુણો હતા એ સ્પષ્ટ સમજી શકાય છે. આ નરરત્ન નગરશેઠ સંવત્ ૧૯૧૪ ના મહા શુદ ૧૧ ને સોમવારને રોજ ૭૩ વર્ષની વયે દેહ છોડી સ્વર્ગવાસ પામ્યા. સદ્‌ગત થતાં પહેલાં ૭ માસ અગાઉ પોતાના કુટુંબીમાં સર્વને મજીયારૂં વહેંચી આપીને ભવિષ્યમાં ક્લેશ થવાનો સંભવ ન રહે એવી પક્કી વ્યવસ્થા કરી ગયા હતા. આ ધર્મીષ્ઠ આત્મા અમરસુખમાં હો ! !

આમના મરણની ખબર બધે પ્રસરી તેથી લોકો શોકમાં ગમગીન થયા હતા. દેશાવરોમાં તેમજ અમદાવાદમાં—ઘણે સ્થળે હડતાલો પાડવામાં આવી હતી. આ શેઠની ઉદારતા અને અક્ષય કીર્તિ ગુજરાતમાં સદાકાલને માટે અમર રહેશે. છેવટે કવિ દલપતરામ આ શેઠ સંબંધી, જે ઉદ્‌ગારો કહાડે છે અને તેનું વર્ણન કરે છે તે આપીશું:—

### દોહરો.

હયાતિ હીમાભાઇની, દીસે દેશો દેશ;
કંઈ કંઇ કામ સુધારીને, બાંધ્યા બંધ વિશેષ.

### ભુજંગી-છંદ.

જુઓ બંધ જઈ પાંજરાપોળવાળા, જુઓ ગામ ગામે ઘણી ધર્મશાલા;
જુઓ ટુંક શત્રુંજયે જે સુહાતી, હીમાભાઈની તે હમેશા હયાતી.
જુઓ પુસ્તકસ્થાન જે ભદ્ર પાસે, રચ્યુ રૂડું વિદ્યા વધે એવી આશે;
બીજે એવી જગ્યા નથી તો જણાતી, હીમાભાઈની તે હમેશાં હયાતી
જુઓ આબુની ઉપરે આપ જૈને, સુધાર્યા જુનાં દેવળો શેઠ થૈને;
થઈ લાખ લેખે સુકીર્તિ લખાતી, હીમાભાઈની તે હમેશાં હયાતી.
કહું શું કથી કોટિધા કામ કીધાં, દયા લાવીને દીનને દાન દીધાં;
વખાણે જુઓ વાત તે સર્વજાતિ, હીમાભાઈની તે હમેશાં હયાતી.
કીધું કામ આરાસણે એજ રીતે, બીજે ઠામ ઠામે જુઓ ચાહી ચિત્તે;
જુનાં મંદિરે મૂર્ત્તિઓ થૈ થપાતી, હીમાભાઈની તે હમેશાં હયાતી.
જુઓ સંઘ શત્રુંજયે જેહ જાતા, કરે ભૂપને કેક ત્યાં ખોટી થાતા;
કીધી માફ તે રીત ત્યાં જે અપાતી, હીમાભાઇની તે હમેશાં હયાતી.
રહે રોજ સંભારતા રાયરાણા, ગુણો ગામ ગામે તમામે ગણાણા;
ભણે ભાવથી સજ્જનો ભાતીભાતી, હીમાભાઇની તે હમેશાં હયાતી.
જુઓ ખૂબ જેણે કરી તીર્થ જાત્રા, લખે લેખ વિસ્તારી થાકે વિધાત્રા;
કથું તો નથી પૂરી એકે કથાતી, હીમાભાઈની તે હમેશાં હયાતી.

વળી તે વખતના ઇતિહાસકાર સ્વ. મગનલાલ વખતચંદે પોતાના અમદાવાદના ઇતિહાસમાં ( સને ૧૮૫૧ માં ) આ પ્રમાણે જણાવ્યું છેઃ—

'શાંતિદાસ પછી લખમીચંદ, ખુશાલશા, નથુશા, વખતશા ને પાનાભાઇએ અનુક્રમ પ્રમાણે નગરશેઠાઈનું કામ ચલાવ્યું, ને હાલ હીમાભાઇ નગરશેઠની પદવીએ છે. તેમની ઉમર આશરે વરસ ૬૭ ની છે ને આજને સમે અમદાવાદમાં એ મોટા શાહુકાર ને સર્વેને માથે શ્રેષ્ઠ છે. ને એ પુરૂષના જન્મ ચરિત્રની બીના જો મળી હોત તો ઘણું સારૂં થાત, પણ બરાબર મળી નહિ.'

અમદાવાદનો ઇતિહાસ સને ૧૮૫૧ પૃ. ૨૭૫.

## નગરશેઠ પ્રેમાભાઇ.

આ શેઠનો જન્મ સંવત્ ૧૮૭૧ ના કાર્તિક માસમાં થયો હતો. આ શેઠે પરોપકારી કાર્યો ઘણાં કર્યાં છે, તો તેની નોંધ લઇએઃ–પ્રથમ સાર્વજનિક કાર્યો નોંધીએ.

| | |
|---|---|
| ૧ સને ૧૮૫૬ માં રૂ. ૨૨૧૫૦ અમદાવાદમાં એક હૉસ્પીટલ બંધાવવા અને નિભાવવા માટે આપ્યા કે જેમાં મર્હૂમ શેઠ હઠીસીંગે રૂ. ૪૦૦૦૦ આપ્યા હતા. અને તેથી તે હૉસ્પીટલનું નામ તે બંને સંયુક્ત નામો પરથી ' હઠીસીંગ એન્ડ પ્રેમાભાઇ હૉસ્પીટલ ' અત્યારે પ્રસિદ્ધ છે કે જેમાં સિવિલ હૉસ્પીટલ રાખવામાં આવી છે. | રૂ. ૨૨૧૫૦ |
| ૨ સને ૧૮૫૭ માં પોતાના સદ્દગત પરોપકારી,–શેઠ હેમાભાઇના નામથી ' હેમાભાઇ ઇન્સ્ટિટ્યુટ ' નામની લાયબ્રેરી બંધાવવામાં રૂ. ૭૦૫૦) આપ્યા. | રૂ. ૭૦૫૦ |
| ૩ સને ૧૮૫૭ માં ગુજરાત કૉલેજ માટે ભેગા કરેલા ફંડમાં. | રૂ. ૧૦૦૦૦ |
| ૪ સને ૧૮૫૭ માં ગ્રાંટ મેડિકલ કૉલેજ ( મુંબઈ ) માં દર વર્ષે જે ફતેહમંદ વિદ્યાર્થી પસાર થાય તેને સુવર્ણ ચાંદ આપવા માટે. | રૂ. ૧૮૦૦ |
| ૫. સને ૧૮૬૩ માં 'વિક્ટોરિયા મ્યુઝિયમ' માટે ભેગા કરેલા ફંડમાં. | રૂ. ૧૩૫૦ |
| ૬. સને ૧૮૬૪ માં મુંબઇની ' વિક્ટોરિયા ગાર્ડન્સ્ '–' રાણીબાગ ' ના ફંડમાં દરવાજા વગેરે બનાવવા માટે. | રૂ. ૧૦૦૦૦ |
| ૭ સને ૧૮૬૩–૬૪, ૧૮૬૪–૬૫ માં ૧૮૬૩–૬૪ અને ૧૮૬૪–૬૫ ના પડેલા દુકાળ ( જેને ચોત્રીશો ( સં. ૧૯૩૪ પરથી ) ' કાળ કહેવામાં આવે છે તે )' માં દુકાળીઆને બચાવવા માટે અમદાવાદમાં ખર્ચેલા. | રૂ. ૨૦૦૦૦ |
| ૮ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ફંડમાં. | રૂ. ૨૦૦૦ |
| ૯ નીચે જણાવેલ સ્થળોએ બંધાવેલ ૭ ધર્મશાળાઓ બંધાવવા માટે રૂ. ૨૩૦૦૦) આપ્યા. નરોડામાં રૂ. ૪૦૦૦, સરખેજ ( દસક્રોઈ જીલ્લો ) ૧૦૦૦, બરવાળા ( ધોળકા જીલ્લો ) ૫૦૦૦, ગુંદી ( કોઠ જીલ્લો ) ૫૦૦૦, માતર ( ખેડા જીલ્લો ) ૩૦૦૦), ઉમરાળા ( ભાવનગર રાજ્ય ) ૫૦૦૦, | ૨૩૦૦૦ |
| | કુલ રૂ. ૯૭૩૫૦ |

નોટ—આ ઉપરાંત જૈનોના ધાર્મિક કાર્યોમાં અને શ્રાવકોના હિત અર્થે, પાંજરાપોળમાં મુગા–માંદા પ્રાણીઓના હિત અર્થે મુંબઇ ઇલાકાના મુખ્ય શહેરોમાં જે નાણું સખાવતરૂપે આપ્યાં છે તે તો જુદા.

અંગ્રેજ રાજ્યની સેવા પણ તેમણે ઘણી કરી છે. (૧) ૧૮૫૭–૫૮ ના પ્રખ્યાત સીપાઇઓના બળવા વખતે શ્રી પ્રેમાભાઇએ ખાનગી ખબર પહોંચાડનારા ખાતાંઓ,–માણુસો રાખ્યા હતા અને તેને માટે અમદાવાદથી ઇંદોર સુધી નિયમિત રીતે ટપાલ લઈ જવાય એવો પક્કો બંદોબસ્ત કર્યો હતો. આથી તાર અને સરકારી ટપાલ તદ્દન નિષ્ફળ ગઇ હતી અને તે બધો વ્યવહાર બંધ પડયો હતો ત્યારે શેઠ પ્રેમાભાઇએ બાંધેલી ટપાલ બરાબર મધ્યહિંદુ-સ્તાનમાંથી અને આસપાસના પ્રદેશમાંથી ખાનગી રીતે ખબર પહોંચાડતી હતી. (૨) અને આ ખબર મેળવી શેઠ તે સમયના કલેકટર અને જજોને હંમેશાં પહોંચાડતા અને તેમને જે ખબરો મોકલવાની હોય તે ઇંદોર વગેરે સ્થળે પહોંચાડવામાં આવતી. આ મહાન્ સેવાની સાક્ષી મેસર્સ જે. ડબલ્યુ. હડવ અને એ. બી. વૉર્ડન પૂરે છે. ઉપર જણાવેલ સખાવત અને રાજ્ય-સેવાની અંગ્રેજી નોંધ આ સાથે જોડી છે. જુઓ **નકલ નં. ૧૧.**

આ સર્વ ઉત્તમ અને કષ્ટપ્રદ રાજ્યસેવા અંગ્રેજી સરકારને મહાન્ લાભ આપનારી થઈ પડી હતી અને તેથી સને ૧૮૭૭ ના જાનેવારીની પહેલી તારીખે શેઠ પ્રેમાભાઇને અંગતમાન તરીકે 'રાવબહાદુર' નો ખિતાબ વાઇસિરોયે એનાયત કર્યો હતો. તેની નકલ આ સાથે જોડેલી છે. જુઓ **નકલ નં. ૧૨.**

વંશપરંપરાથી–ખુશાલચંદ શેઠના સમયથી ચાલતી આવેલી જકાતને બદલે સરકાર તરફથી તેમના વંશજોને રૂ. ૨૧૩૩ બાંધી આપવામાં આવ્યા હતા.

મુંબઈની ધારાસભા જ્યારથી સ્થપાઇ ત્યારથી શેઠ પ્રેમાભાઇ તે સભાના ઑનરેબલ સભાસદ હતા અને મેજીસ્ટ્રેટની સત્તા તેમને હતી. અમદાવાદની મ્યુનીસીપાલીના પ્રમુખ ( પ્રેસીડંટ ) હતા.

હવે આપણે જૈન શાસનની ઉન્નતિ–પ્રભાવના અર્થે જે પરોપકારી કાર્યો કર્યા છે તે જોઈએ:—

પવિત્ર સિદ્ધાચલ તીર્થ ઉપર તેમણે રૂ. ૫૦૦૦૦૦ પાંચ લાખ ખર્ચી દેરાસર બંધાવ્યું હતું અને જાત્રાળુઓને ઉતરવા માટે પાલીતાણામાં એક સારી ધર્મશાળા બંધાવી છે. પાલીતાણામાં પ્રેમાભાઇ શેઠના સાત ઓરડા છે. અમદાવાદ, પાલીતાણા વગેરેની પાંજરાપોળો બંધાવવામાં ઘણા રૂપી

આની મદદ સારી રીતે આપી છે. તેમણે કેશરીઆજીનો સંઘ કાઢયો હતો અને પંચતીર્થનો મોટો સંઘ કાઢયો હતો, તેમાં ઘણા જૈનોને યાત્રાએ લઇ જવામાં આવ્યા હતા. પાલીતાણાના ઠાકોર સાથે આ વખતે રખોપાની રકમ લેવા માટે ખટપટ થઈ હતી. આખર તેની રકમ દશ અને પંદર હજાર, દરવર્ષે આપવી એવું થયું હતું. પાલીતાણાના ઠાકોરે શેઠ પ્રેમાભાઈપર ખરા કારણ વગર લૂંટનું તહોમત મૂક્યું હતું; પણ આખરે ઠાકોરે પોલીટીકલ એજંટ દ્વારા, શેઠ પ્રેમાભાઈને માટે પોતાની ભૂલ થઇ તે સબબે દીલગી-રી જાહેર કરી હતી. જુઓ, પોલીટીકલ એજન્ટ—અપીલના કાગળની અંગ્રેજી नकल नं. ૧૩ અને બીજા પત્રની नकल नं. ૧૪.

આણંદજી કલ્યાણજીની પેઢીની સ્થાપના અને તેના કાયદા તથા બંધારણ શેઠ પ્રેમાભાઇના વખતમાં થયેલ હતાં. ધર્મશ્રવણમાં બહુ શ્રદ્ધા હતી. પ્રથમ તેઓ વીરને ઉપાશ્રયે વ્યાખ્યાન સાંભળવા જતા હતા, પાછળથી ઉજમબાઈની ધર્મશાળામાં તેમજ પોતાના સાગરગચ્છના ઉપાશ્રયે વ્યાખ્યાન શ્રવણ કરવા જતા હતા. અને ઉપાશ્રયની સારવાર કરતા હતા. પોતાના પિતા હેમાભાઇના મૃત્યુ પાછળ આખા અમદાવાદ શહેરની ન્યાત, તેમજ ચોરાશી ગચ્છના શ્રાવક શ્રાવિકાઓની નવકારશી કરી હતી. તેમજ જ્યાં જ્યાં તેમની દુકાનો હતી ત્યાં ત્યાં તે પ્રમાણે કર્યું હતું. આ વખતે સંઘની સારી વ્યવસ્થા હતી.

પોતાના પિતાશ્રી હેમાભાઇ શેઠ, વડોદરા સરકારના શરાફ હતા ને તેમની પેઢી આ પ્રેમાભાઇના વખતમાં પણ ચાલતી હતી. આ સિવાય બીજે ઘણે સ્થળે પોતાની પેઢી હતી.

પ્રેમાભાઇ શેઠ વિક્રમ સંવત્ ૧૯૪૩ ના આશો વદિ ૮ ને દિને સ્વર્ગવાસ પામ્યા. આથી આખા દેશ પરદેશમાં શોકે સ્થાન કર્યું. તેમની કીર્તિ હજુ સુધી આવચળ છે.

## નગર શેઠ મણિભાઈ.

શેઠ પ્રેમાભાઇના પુત્ર મણિભાઇ શેઠનો જન્મ ઈ. સ. ૧૮૬૩ ના વર્ષમાં થયો હતો. તેમણે અમદાવાદ ગવર્નમેન્ટ હાઈ સ્કુલમાં ગુજરાતી તથા અંગ્રેજી અભ્યાસ કર્યો હતો. અઢાર વર્ષ સુધી અભ્યાસાદિ કરી પોતાના પિતાની સાથે અને રાહબરી નીચે રહી કુશળતા મેળવી પોતાના પિતાના મરણ પછી પોતે વેપાર ચલાવ્યો હતો.

સત્તાવીશ વર્ષની વયે અમદાવાદની મ્યુનિસિપાલીટીના કમીશનર નીમાયા હતા અને ત્યાર પછી લગોલગ બે વખત પ્રજા તરફથી ચુંટાઇ મ્યુનિસિપા-

લિટીના વાઇસ પ્રેસિડંટ ( ઉપપ્રમુખ ) નીમાયા હતા. આથી રાવબહાદુર રણછોડલાલ છોટાલાલ સી. આઈ. ઈ. ( પ્રેસીડન્ટ )ના હાથ નીચે મ્યુનિસિપાલિટી સંબંધી ઘણો સારો અનુભવ મેળવ્યો હતો. તેથી રા. બ. રણછોડલાલના મરણ પછી શેઠ મણિભાઇને ઈ. સ. ૧૮૯૮ માં પ્રેસિડંટ ( પ્રમુખ ) નીમવામાં આવ્યા હતા.

શેઠ મણિભાઈમાં દયારૂપી ઉત્તમ ગુણ હતો. જ્યારે સંવત્ ૧૯૫૬ ની સાલમાં ( છપ્પનીઓ ) દુકાળ પડયો ત્યારે પોતે મોટું ખર્ચ કરી 'કેટલકેમ્પ' કાઢયું હતું, અને ગરીબો માટે દાણા વગેરે આપવામાં મોટી મદદ કરી હતી. તેમજ 'ગુજરાત કેટલ પ્રિઝર્વેશન કંપની લિમિટેડ'માં પ્રેસિડંટ થઈ જાત મહેનતથી ઘણાં પશુઓ અને ઢોર બચાવ્યાં હતાં. દયાનો ગુણ એટલો બધો હતો કે બીજાપર ભરૂસો ન રાખતાં ગરીબોની સારવાર પોતે જાતમહેનતથી કરતા હતા, અને તેમ કરતાં શીતળાનો રોગ લાગુ પડયો હતો. તેના પરિણામે તેમનો દેહ ત્યાગ થયો.

આ ઉપરથી જોતાં તેઓએ નાની ઉમ્મરમાં સરકાર તેમજ પ્રજા એમ બંને તરફથી ઘણી પ્રતિષ્ઠા મેળવી હતી. દયાનો ગુણ તેમના સર્વ ગુણોમાં પ્રધાન હતો. સ્વભાવે શાંત, ગંભીર અને વિનયવંત હતા. લોકોનું ભલું કરવામાં આત્મભોગ આપવાનું હમેશાં સ્વીકારતા.

તેમને પોતાને શેઠ કસ્તુરભાઈ અને ઉમાભાઇ નામના બે પુત્ર છે. શેઠ મયાભાઇના શેઠ વિમળભાઇ અને સારાભાઇ એ બે પુત્ર છે. શેઠ લાલભાઇના ચમનભાઇ શેઠ છે. આ માટે જુઓ વંશાવલી. ચમનભાઈ શેઠ હમણાં સુધી નગરશેઠ હતા—તે સાથે ચાલુ (સં. ૧૯૬૮ )ની સાલમાં શેઠ આણંદજી કલ્યાણજીના પ્રેસીડન્ટ નીમાયા હતા. પરંતુ દીલગીરીની વાત છે કે થોડા દિવસ પહેલાં એકાએક સ્વર્ગવાસ પામ્યા. તેમનું ટુંક જીવન વૃત્તાંત આ સાથે આપીએ છીએ:—

## ચીમનભાઈ શેઠ.

ચીમનભાઈ લાલભાઇનો જન્મ સને ૧૮૮૪ ના વર્ષમાં થયો હતો. તે વખતમાંજ તેમણે ગવર્નમેંટ હાઇસ્કુલમાં કેળવણી લીધી હતી. તદન નાનપણમાંજ પોતાના પિતાશ્રી સ્વર્ગવાસ પામવાથી બધી મિલ્કતોનો સંપૂર્ણ વહીવટ લેવાનું માત્ર ૧૬ વર્ષની કુમળી વયમાં તેમને શિરે એકાએક આવી પડયું હતું, અને તેમ છતાં તેમનો વહીવટ એવી સંતોષકારકરીતે કર્યો કે બધાનો તેમના વિષે સરસ અભિપ્રાય બંધાયલો છે. તેમને નગરશેઠ (શેરિફ)

નો માનવંતો ખિતાબ હતો કે જે ખિતાબ જહાંગીર બાદશાહ તરફથી તેમના પિતામહના પિતામહ અને તેના પિતામહને–શાંતિદાસશેઠને આપવામાં આવ્યો હતો અને તેમને તે ઉપરાંત મોગલ શહેનશાહને લશ્કરી કિંમતી મદદ આપવા માટે ખાસ રાજ્યકૃપાના ચિન્હ અર્થે અમદાવાદની ઓકટ્રાઈ ડયુટી ( જકાત ) વસુલ કરવાનો હક મળ્યો હતો અને આ હક બ્રીટીશ સરકાર તરફથી પણ સંમત થયો છે અને તે માટે વાર્ષિક રૂા. ૨૨૦૦ ની રકમ નિર્ણીત કરવામાં આવી છે. આ બધુ વિગતવાર વર્ણન આ પુસ્તકમાં આપેલ છે.

શેઠ ચિમનભાઇ જાહેર પ્રજાના હિતના સવાલોમાં ઘણો ઉત્સાહ ભર્યો ભાગ લેતા હતા. સાંસારિક, ધાર્મિક અને કેળવણીને લગતા બધા જૈન સવાલોએ તેમનું ખાસ ધ્યાન ખેંચ્યું હતું. તેના પરિણામે અમલનેરમાં મળેલી જૈન પ્રાંતિક કોન્ફરન્સના પ્રમુખ, અમદાવાદની જૈન કોન્ફરન્સની સ્વાગત કમીટીના પ્રમુખ, અને છેલ્લે સરદાર બહાદુર લાલભાઇના હમણાંજ થયેલા સ્વર્ગવાસને લઇને આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રમુખ થયા હતા, અને તે પહેલાં એક કાર્યવાહક હતા. સાર્વજનિક બાબતમાં પણ તેમણે અમદાવાદની મ્યુનિસીપાલીટીના એક મેંબર અને ગુજરાત કોલેજબોર્ડના મેંબર તરીકે ઉપયોગી સેવા બજાવી છે. સ્વભાવે શાંત, સરલ, વિવેકી અને મિલનસાર હતા; અને પ્રવાસગમનના ઘણા શોખીન હતા. તેમણે આખા હિંદનો પ્રવાસ કર્યો છે.

જૈન કોમમાં આ વર્ષે અને ટુંકમાં–થોડા મહિનામાંજ વીર પુરૂષોની જબરી ખોટ પડી છે. સરદાર બહાદુર શેઠ લાલભાઈ દલપતભાઇના શોકજનક સ્વર્ગવાસના ભણકારા તાજાજ છે તેવામાં એકાએક ગઈ તા. ૨૧ મી આગસ્ટ ૧૯૧૨ ને દીને માત્ર ૨૮ વર્ષની અલ્પ ઉમરે સહજ બીમારી ભોગવી ચિમનભાઇ શેઠ સ્વર્ગસ્થ થયા છે. તેમને સદ્‌ગતિ અને શાંતિ પ્રાપ્ત થાઓ !

આ ભલા, સરલ, અને ખાનદાન વીરના સ્વર્ગવાસથી જૈન કોમને અને ગુજરાતી સમસ્ત પ્રજાને અત્યંત દુઃખ થયુ છે. અમદાવાદના જાણીતા શહેરી સર ચિનુભાઇની સ્તુત્ય હીલચાલથી એમના સ્મારક તરીકે ટાઉન હૉલ બાંધવાની હીલચાલ પણ થઈ છે. આ હીલચાલથી તુરતજ રૂ. ( ૨૫૦૦૦ )ની રકમ ભરાઇ ગઇ છે.

શાંતિદાસ શેઠના વંશજો બહુ બહોળા વિસ્તારમાં ફેલાયા છે, તે તેમનું વંશવૃક્ષ જોતાં તુરતજ માલુમ પડે છે. તેમના કુટુંબનો ગચ્છ–સાગરગચ્છ છે. તે વંશજો પૈકી શેઠ દલપતભાઈ ભગુભાઈ અને તેમના પુત્ર શેઠ લાલભાઇ

દલપતભાઈ તથા ગંગાબ્હેન એ ત્રણેનાં જીવનચરિત્ર પણ લક્ષ આપવા યોગ્ય છે. શેઠ દલપતભાઇ તે શેઠ ભગુભાઈના પુત્ર હતા. પ્રથમ તેમની સ્થિતિ સામાન્ય હતી, પરંતુ પછી શ્રીમદ્ નેમસાગરજી મહારાજના આશિર્વાદથી લક્ષાધિપતિ થયા હતા. તેઓએ ઉત્તમ મુનિવરોનાં, જેવા કે શ્રીમદ્ નેમસાગરજી મહારાજ, શ્રીમદ્ રવિસાગરજી મહારાજ, શ્રીમદ્ બુટેરાયજી મહારાજ, શ્રીમદ્ આત્મારામજી મહારાજ, વગેરેનાં વ્યાખ્યાન સાંભળ્યાં હતાં. શેઠ દલપતભાઇએ શ્રી સિદ્ધાચલ ડુંગરની આશાતના ટાળવા માટે બહુ પ્રયત્ન કર્યો હતો, અને તીર્થયાત્રા, સંઘ, દેવ, ગુરૂ વગેરે બાબતોમાં હજારો રૂપિયા ખર્ચ્યા હતા. શેઠ દલપતભાઇ પોતાની પાછળ ત્રણ પુત્ર મૂકી ગયા. ૧ લાલભાઈ ૨ મણિભાઈ, ૩ જગાભાઇ. શેઠ લાલભાઇ જૈનોમાં મહાન્ સ્તંભરૂપ હતા અને આખી જૈન કોમને શોકમાં ગિરફતાર મૂકી હમણાંજ—આ વર્ષમાંજ સ્વર્ગવાસ પામ્યા છે. આમના વિષે થોડુંક ઉપર કહી ગયા છીએ. તેમનું ટુંક જીવન ચરિત્ર આ સાથે આપીએ છીએ.

## શેઠ લાલભાઈ દલપતભાઇ.

શેઠ લાલભાઇનો જન્મ સન ૧૮૬૩ ના જુલાઈની ૨૫ મી તારીખે થયો હતો. જન્મ થતાંજ એ વર્ષે પોતાના પિતાની સાધારણ સ્થિતિ હતી, તેમાંથી અચાનક ફેરફાર થઇને લક્ષાધિપતિ થયા. આ કંઇ ઉત્તમ જન્મના સુયોગને લઇનેજ લાગે છે '

શેઠ દલપતભાઇએ પછી સટ્ટાનો વેપાર બંધ કર્યો—શરાફી પેઢી દલપતભાઇ ભગુભાઇના નામથી ચલાવી જે ગયા વર્ષ સુધી ચાલી. ( ગયે વર્ષે પેઢી શેઠ લાલભાઇના ભાઇઓમાં ભાગ પડવાથી જુદે નામે ચાલવા લાગી. ) શેઠ દલપતભાઈ વિદ્યાનુરાગી હોવા સાથે ધર્મચુસ્ત હતા. તેમણે પોતાના વંડામાં એક ગુજરાતી શાળા મફત કેળવણી આપવા માટે સ્થાપી, અને પાલીતાણા રાજ્ય સામે સિદ્ધાચલના તીર્થની રક્ષામાં કુન્હેબાજી ભર્યો ભાગ લીધો; ભોંયણીમાં મલ્લિનાથ પ્રભુની પ્રતિમા નીકળતાં એ તીર્થ થયું. તેને માટે એક કમીટી નીમાવી વ્યવસ્થા ચાલુ કરી. પિતાના સંસ્કાર પુત્રમાં સારી રીતે પડયા. શેઠ લાલભાઇ સને ૧૮૮૩ માં મેટ્રીક થયા, બીજે વર્ષે એફ. એ. ની પરીક્ષા પાસ કરી. અને પછી ફર્સ્ટ બી. એ. અભ્યાસ ચાલુ કર્યો. તેવામાં પિતાશ્રીની શરીરસ્થિતિ બગડવાથી અભ્યાસ અનિચ્છાએ મૂકવો પડયો. થોડા વખતમાં પિતા કાળધર્મ પામ્યા.

દુકાનનું કામ ઘણી સરસ રીતે ચલાવવા લાગ્યા. પછી સરસપુર મિલ કરી અને તેમની બાહોશીથી ૧૦૦૦ રૂપિયાના શેરનો અત્યારે ૨૨૦૦ ભાવ

થયો. ૧૯૦૩ માં રાયપુર મિલ કરી કે તેના શેરો બે ત્રણ દિવસમાંજ ભરાઈ ગયા.

**જૈન સેવા**—મર્હુમ **મયાભાઇ પ્રેમાભાઇ** નગરશેઠના મરણ પછી ચીમનભાઇ નગરશેઠ નાના હોવાથી આ શેઠને સૌથી લાયક નર તરીકે આણંદજી કલ્યાણજીની પેઢીના પ્રમુખ તરીકે ચુંટવામાં આવ્યા. તેમના વખતમાં પાલીતાણામાં શત્રુંજયપર બુટ ન પહેરવા, તથા ધર્મશાળા વગેરેની ખટપટો થઇ. તેમાં લાલભાઇ શેઠે ઉત્તમ સેવા બજાવી હતી. રાણકપુર અને જુનાગઢના તીર્થોની પેઢીનો વહીવટ આણંદજી કલ્યાણજીની પેઢીએ હસ્તમાં લીધો. આ સર્વનો હિસાબ દરેક જૈનને બતાવવાના મતવાળા, બાહોશ અને કુશળ નર હતા.

સ્વર્ગસ્થ સન ૧૯૦૩ થી ૧૯૦૮ સુધી શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરન્સના જનરલ સેક્રેટરી હતા; તે પદ તેમણે અનેક મહેનત અને જહેમત વેઠી સંતોષકારક રીતે બજાવ્યુ હતું. ભાવનગરની કોન્ફરન્સમાં ત્યાના દિવાન વગેરેનો આગ્રહ થયા છતાં પણ સેક્રેટરી તરીકેની પદવીનું રાજીનામુ આપ્યુ. તેનુ કારણ તેમને એટલો બધો વ્યવસાય હતો કે પોતે ગમે તેટલું ધ્યાન આપી કાર્ય સારી રીતે કરતા છતાં ઓછું થાય છે અને બરાબર વખતનો ભોગ અપાતો નથી એમ તેમને લાગ્યું હતું.

સને ૧૯૦૮ માં સમેતશિખર (પાર્શ્વનાથ,) ડુંગર ઉપર બંગલા થવાની તૈયારી હતી, તે માટે બંગાલના લે. ગવર્નર પાસે ડેપ્યુટેશનમાં માતુશ્રી ગંગાબાઇની રજા લઈ ગયા હતા અને ત્યાં હાથને અકસ્માત થયો હતો, છતાં પણ તીર્થની રક્ષાને પ્રાધાન્ય પદ આપી તેની ઉપેક્ષાજ કરી હતી. ધન્ય છે આવા કર્મ વીરને !

ધર્મપર પૂરી શ્રદ્ધા હતી. હમેશાં સામાયિક કરવાનું કદી પણ ચૂકતા નહિ, ધર્મનાં પુસ્તકો વાંચતા, વ્યાખ્યાન શ્રવણ કરતા, માતુશ્રી ગંગાબાઇને પૂજ્ય તીર્થ સ્વરૂપ માનતા, અને પૂજતા—તેમની આજ્ઞા એ તેમનો ધર્મ હતો. પિતાના પુણ્યાર્થે શ્રી અમદાવાદ રતનપોળમાં ધર્મશાળા, અને માતુશ્રીના નામે ઝવેરીવાડામાં જૈન કન્યાશાળા સ્થાપી છે. કાર્ય કરવું, બસ કરવું એજ તેમનું જીવન હતું. પ્રવૃત્તિમય જીવનમાં બીજી કશાની દરકાર કરતા નહિ. સવારથી તે રાતના ૧૧ વાગ્યા સુધી કામ કરતા; રાત્રે માતુશ્રીને પગે લાગી પગ ચાંપી સુતા. ધન્ય છે આવા શ્રીમંત સુપુત્રોને ! આજના કેળવણી પામેલા

બાળકો! તમે આ પરથી ધડો લેશો? અંતે પોતાના બે ભાઇ (રા. મણિ-ભાઇ ને જગાભાઈ), ત્રણ બેહનો, સ્ત્રી અને બે પુત્રોને દુઃખમાં મૂકી આજ વર્ષમાં—સને ૧૯૧૨ ના ૫ મી જુન બુધવારે,—૪૯ વર્ષની વયે સ્વર્ગવાસ પામ્યા. તેમના આત્માને શાંતિ હો!

આ સિવાય શાંતિદાસના કોઈ પણ વંશજોને માટે જાત્રાળુ તરીકેનો કર પાલીતાણામાં લેવો નજ જોઈએ તે માટે ચાલુ ઠરાવ નવા રૂપમાં અમલમાં રહેવાને પોલીટીકલ એજન્ટે શેઠ શાંતિદાસના વંશજોની વંશાવળી છેવટ સુધીની માગી હતી; જે ઉપરથી આપણે ઉપર જણાવી ગયેલ નં. ૧ વાળી નકલ પુરી પાડવામાં આવી હતી. તેજ રીતે સુરતમાં રહેલા શેઠ શાંતિદાસના ચોથા પુત્ર શેઠ માણેકચંદ કે જેઓનું કુટુંબ હજુ સુધી સુરતમાંજ હયાત છે. તેમના વંશજ શેઠ સરૂપચંદે પોતાનો હક કાયમ રાખવાને પોતાની વંશાવળી પુરી પાડેલ છે, જેને લગતો પત્ર વ્યવહાર તથા વંશાવળી આ સાથે જોડેલ છે. જે માટે જુઓ **નકલ નં. ૧૫-૧૬-૧૭-૧૮** આ ઉપરથી જણાઇ આવશે કે શાંતિદાસ શેઠના એક પુત્ર સુરત ગયા હતા અને ત્યાં તેમનો વંશ વિસ્તાર ચાલ્યો છે.

---

ઉપર—જે નકલો સંબંધી જણાવ્યુ છે તે નકલો નીચે મુજબ છેઃ—



## નકલ નં. ૧.

# બીસમીલના રહેમાન રહીમ.

નકલ છે.

| મોહોર શાહજાદા. | તોગરાની દસ્કત શાહજાદા | તોગરાની દસ્કત શાહજાદા. |
| --- | --- | --- |
| બાદશાહ ગાજી ઈબન શાહજન મહમદ દારા સહી કોર. | નીશાન અલીશાન શાહજાદા બુદેલ અકબાલ મહમદ દારા શીકોર. | ફરમાન અબદુલ મુજફર શાહબુદીન મહમદ શાહબ કુરાનસાની શાહાજાદા બાશાહ ગાજી. |

હાકમાન તથા સુબેદારણુ તથા મુત્સદીઓ આવનાર અને સુબા ગુજરાત ખસુસન લાયક તરેહ તરેહના સજાવાર આલીમરતબાં જમા મરદી ખાસ ગેરતખાન તથા મેહેરબાની સુલતાનની મુસ્તહેલ મુસ્તસબરના જાનનારકે અને પહેલાં આ મુકરદમાની વચમાં દેહેરાં તે વખતના શેઠ શાંતીદાસ ઝવેરી હુકમે આલીશન સાદન તરેહ તરેહનાં ઉનદતુલમુલક શાહસ્તાખાનનો હુકમ થયો કે શાહજાદા ઓરંગઝેબ બહાદુર તે જગોએ મેહેરાબી કેટલીએક કરીને તેનુ નામ મસજીદ પાડયું. તે વખતે મુલ્લાં અબદુલ હકીમે અરજ કરી કે એ મકાન સરેનામ વારીક તથા ગેરહકનાં તાલુકાના સબબ હુકમ મસજીદનો નથી રાખતો. વાસ્તે હુકમ જાંહાંનની ફરમાબરદારીનો બુજરગ જારી થાય છે. જે મકાન શાંતીદાસની મીલકતમાં તાલુક રાખે છે તથા મહેરાબીને સકરના સબબથી શાહાજાદા નામદારે તે જગોમા નવું બનાવ્યુ છે તે એમ મુજાહેમ ન થવું ને તે મેહેરાબો કાઢી નાંખજો અને મકાન મજકુરને તેમને હવાલે કરજો. આ દિવસમાં હુકમ જહાંનનો માનવા જેવો સુરજની રોશની જેવો એવો થયો છે. મેહેરાબી શાહાજાદે કામગારી મોટા મરતબાની કરી હતી તે બહાલ રાખી દેવલરવેસે મેહેરાબો ભીંતે પડદા સબબથી નજદીક મહેરાબ કરજો. તે વાસ્તે હુકમ થયા છે જે કે ખુદાવંત બાદશાહા બુલંદ તેમના નોકર તેમની મહેરબાનીથી દેવલ મજકુરને શાંતીદાસને બક્ષે છે. પ્રથમના દસ્તુર માફીક તે મકાન તેમના કબજામાં રાખે, હરેક રીતે તેમને ગમે તેમ વારીક પોતાના ધરમ પ્રમાણે પરમેશ્વરનું ભજન કરે તેમાં કોઇ આદમીએ તે ઇજા કરે નહીં તથા બીજા ફકીર લોકો તે જગો મકાન કરી રહ્યા છે, તેમને ત્યાંથી કઢાવી શાંતીદાસને ઇજા તથા કીનાથી ખુલાસો કરજો

તથા અરજીમાં પહોંચ્યો છે કે બીજા વહોરા લોકોએ દેવળની ઈમારત કઢાવી લઇ ગયાં છે એ હકીકત બ્યાનકરા ઉપર મસાલો તેમનાથી લેઇ એમને પોંહોંચાડજો અગર એમનો સામાન ખરચ કર્યો હોય તેની કીંમતે તેમની પાસેથી લેઇ શાંતીદાસને પોંચાડજો એ બાબતમાં તમામ તાકીદ જાણીને હુકમ ફેરાવશો નહિ. તા. જમાદીલો આલ્વેરશાંની સન ૧૦૫૮ ફરમાન ઉપર સહી તથા મોહોર મારી—પછવાડે—ફરમાન નીશાની.

તરજુમો કરનારની સહી.

**જગ બાહાદુર કાશીદીનની ફારસીમાં સહી છે.**

આનો અસલ ફારસી દસ્તાવેજ શેઠ પ્રેમાભાઈ હીમાભાઇને ત્યાં છે ને આ તરજુમાની તથા અસલ ફારસીની નકલો દશક્રોઇના મામલતદાર સાહેબને ત્યાં તારીખ માહે સને ૧૮૮૮ ના રોજ રેવન્યુસરવેના સુપરીન્ટેન્ડન્ટ ફરનાન્ડીઝ સાહેબને જોવા સારૂ આપી છે.

---

## નકલ નં. ૨.

ફારસીમાં લખાણ છે.

સાહી મીસા એબીન સુલતાન મહમદશાહા એબીન શાહ અબુસ-
ઈદ એબીનશાહા ઉમર શેખ એબીન બાદશાહ.
બાબર એબીન હુમાયુ બાદશાહ એબીન બાદશા અકબર એબીન શાહજહાં બાદશા એબીન જહાનુમા બાદશાહા.
એબીન મહમદ સાહેબ તરાના એબીન.

| | | |
|---|---|---|
| ફરમાન અબુલમુઝ ઝફર મોટી એતદવી. | સને હીજરી ૧૦૬૯ સને ૧ જુલુસ. | ફરમાન અબ્બુલમુઝ ઝફર મોટી એતદવી. |
| નમહામદ ઔરંગઝેબ બહાદર આલમ. | | નમહામદ ઔરંગઝેબ બહાદર આલમ. |
| ગીર બાદશાહ ગાઝી. | | ગીર બાદશાહ ગાઝી. |

સુબે અમદાવાદના હાલના કામદારો અને આયંદે થનારા કામદારો અને બાદશાહની મહેરબાનીની ઉમેદ રાખનારાઓને માલમ થાય જે હાલમાં લખમીચંદ શાંતિદાસ ઝવેરીના છોકરાએ પાદશાહની હજુર આલીમાં જે લોકો સલતનતના વાકેફગારો અને કામદારોની મારફતે એક એવી અરજી મોકલી

છે કે તેના કેટલાક રૂપિયા તેના ગુમાસ્તાઓ તથા તે મુલકના કેટલાક રહે-નારાઓ પાસે લહેણા છે અને તે લહેણું ડુબાવવા એ દેવાદારો હરકતહેલો કરે છે અને તે પાદશાહની હજુરમાંથી એક મોટો હુકમ એ લહેણું વસુલ કરાવવાની સરકારથી મદદની ઉમેદ રાખે છે તેથી પાદશાહી હુકમ ફરમાવવામાં આવે છે કે એ લખમીચંદનું જે લોકો પાસે લહેણું હોય અને તે લ્હેણાની સાચાઇ સાબિત થવાથી તેને તેનો હિસાબ સાબીત કરવામાં જે મદદ અને કોશીશ કરવી જોઇએ તે કરવી એટલા માટે દેણદારો તેનુ દેણું તેઓ ડુબાવે નહિ. તા. ૧૬ મી મહીનો જેમાજે અવલ ૫ મો સન જુલુસ મુબારક ૧લી.

**મુનશી અબદલાની સહી.**

મુકાબલ કરનાર **પ્રાણજીવન નથુભાઇ.**

**૨. કારકુન.**

શેઠ પ્રેમાભાઇ હેમાભાઇ તરફથી નકલ માગી. તા. ૨૦ જુલાઇ સને ૧૮૮૩. નકલ શેરો થયો તા. ૨૧ જુલાઇ સને ૧૮૮૩. નકલ તૈયાર થઇ તા. ૨૪ જુલાઇ સને ૧૮૮૪ મુ. રાજકોટ.

ખરી નકલ.

J. M. Hunter.

આસી. પો. એજન્ટ.

---

## नकल नं. ३.

રાજેશ્રી કુમાલસદાર તથા લખતંગ વર્તમાન
ભાલ શહેર અમદાવાદ ગોશાલીઆશી.

અખંડીત લક્ષ્મિ અલંકૃત રાજમાન સનેહાકીંત રઘુનાથ બાજીરાવ આશરવાદ તા. નમસકાર સહુર દાન શલાસબંમશેન મઆવ અલફ નથુશાંવલદ ખુશાલચંદ નગરશેઠ શહેર મજકુર એમણે હજુરમાં આવીને અરજ ગુજારી કે અમો શેઠ અસલના વતનદાર બાદશાહની ચાકરી કરતા આવ્યા છીએ અને સને ૧૧૩૭ના વરસમાં હમીદખાંનના મનમાં મરાઠાઓની ફોજે આવીને શહેરના આસપાસ મોરચાં દીધાં અને શહેર લઇને રૈયત લુંટવી એવી ધાસ્તી નાંખી. તે ઉપરથી ઉધમ વેપાર સર્વે શહેરમાં બંધ થયા. શહેરમાંથી કોઇ બહાર જઇ આવી ન શકે એવું થયા ઉપરથી શહેરના શાહુકાર વગેરે લોકો ઘણાજ હેરાન થયા. તે ઉપરથી અમારા તીર્થરૂપ ખુશાલચંદ એમણે મહેનત તથા ધીરજથી મરેઠા સરદારને મળીને સરકારમાં ગાંઠના પૈસા ખરચ કરીને મરેઠાઓની

ફોજોનાં મોરચાં ઉઠાવાથી શહેરમાં ઉદ્યમ વેપાર સારો ચાલવા લાગ્યો તે માટે શહેરના શાહુકાર વગેરે લોક ઘણા ખુશી થયા કે ખુશાલચંદે પોતાની ગાંઠના પૈસા ખર્ચ કરીને શહેરના વાસ્તે ઘણા ખરાબ થયા. એમના વડે આપણાં છોકરાં તથા માણસ તથા માલમીલકત, જણુસભાવ, સરવે રહ્યું એવડો એહસાન સર્વના ઉપર એમણે કર્યો. એમને આપણે શું આપવું એવું કીશોરદાસ વલદે રણછોડદાસ તથા અવચલદાસ વલદ, વલભદાસ તથા મહમદ વલદ અબ્દુલ તથા હેબાવ અબદુલઆકાં વલદ શાહંતભાઇ એ ચાર માતબર શાહુકાર અને બીજા સરવે શાહુકાર અને ઉદ્યમી સમસ્ત વેપારી લોક વગેરે મળીને વિચાર કર્યો અને પોતાની ખુશ રજાવંદીથી મહાલ કોટવાલની છાપો તથા કોટમનીઆર શહેર મજકુર અહી આમ દરફતી થઇને માલની કીંમત સરકારના હાંસલમાં ઠરાવ થાય તે ઉપર સરકારની જમાબંદી શિવાય રૈયતની નીશબતે દર સેંકડે ચાર આના પ્રમાણે અમારા બાપને પુત્રપુત્રાદિ વંશ પરંપરા કરી આપીશું. અમારૂ રાજીનામું કરી આપું છે તથા આ પ્રમાણે કમરૂદીનખાન વજીર બાદશાહ દલીવાળાનો પરમાણો મોચીનખાન અહીના સુબા એમનો કાગલ શીક્કાસહીત તથા શહેરના મુસદ્દી, કાજી, બક્ષિ તથા વકાએન નગર તથા સવાને નગાર એમનો કાગલ શીક્કા સહીત કરી આપ્યો છે એ પ્રમાણે ભોગવટો ચાલતો આવ્યો તે ઉપરાંત અમારા બાપ ખુશાલચંદ ગુજરી ગયા તે વખત માજી સુબા કમાલુદીનખાન બાબી, એમની પાસે સદરહુ પ્રમાણે કાગળ પત્ર જાહેર કર્યા તે ઉપરથી રૈયતની રજાવંદીથી સદામત ભોગવટા પ્રમાણે અમારા નામે કાગળ શીક્કાસહીત કરી આપ્યો છે એમ આજ સુધી ચાલતું આવ્યુ છે તે માટે હાલ સરકારનો અમલ થયો અને અમે સાહેદ ચાકરીના ઉમેદવાર છીએ તો સાહેબ મહેરબાન થઇ તે પહેલાંની હકીકત તથા શાહુકારનું રાજીનામુ તથા સુબા તથા મુસદ્દીએ એમના કાગળ તથા ભોગવટો ચાલતો આવ્યો છે તે દિલમાં ઉતારીને આ પ્રમાણે હાલ કરાર કરીને કાગળ આપવા જોઇએ માટે તે ઉપરથી દિલમાં લાવતાં એમના વડીલ પુરા પુરવથી એક નીષ્ટાએ શેવા કરતાં આવ્યા છે તેઓ સાહેબ ચાકરીનાં ઉમીદવાર છે એમનુ ચલાવવું જરૂર તથા રૈયતે ખુશીથી પોતાની રાજી રજાવંદીથી ચાર આના કરી આપ્યા તે પ્રમાણે રાજીનામુ તથા સુબા મુસદ્દી એમના કાગળ છે તથા આજ સુધી ભોગવટો ચાલતો આવ્યો છે એવું જાણીને એમના ઉપર મહેરબાન થઇને સદરહુ પ્રમાણે નથુશા એમને કોટ પારવાનો તથા છાપો કોટાં મણીઆર તથા શહેર મજકુર આહી આમદ રફતી માલ કીંમત ઠરાવ થશે તે માલ ઉપર સેંકડે ચાર આના પ્રમાણે

સરકારની જમાબંદી શિવાય રૈયતની નીસબત સદા મન પ્રમાણે કરાર કરી આપીને આ કાગલ કરી આપ્યો છે તો સદરહુ પ્રમાણે રૈયત રજાબંદીથી રૈયત નીશબત તથા એમના પુત્રપુત્રાદિ વંશપરંપરા તેમની તરફ ચાલુ રાખવું. દર વરસે નવા કાગળની જરૂર ન રાખવી. આ કાગળની નકલ રાખીને અસલ કાગલ ભોગવટાદારને પાછો આપવો. સારાંસ વાત એકે શાહુકારની રજાબંદીથી સદામત ચાલતા આવ્યા પ્રમાણે ચલાવવું જાણવું. ચંદ્ર ૧૯ જમાંદીલાકર ખર આંગના પ્રમાણ મહોરતબ.

---

## નકલ નં. ૪.

આદી મેસર એ
રસુલુલ્લહા કાજી મુસ્ત-
ફીદખાં ૧૧૫૦.

નકલ અસલ મુજબ.

અગાઉના દીવાન મરહુમ મોરીનખાન તથા પેસ્તરના કાજી મરહુમ અબદુલ અહમદખાન તથા મરહુમ બક્ષી અમાઉનદારખાન તથા હકીકત લખનાર કબીર આલીખાન મરહુમના મોહથી શાબીત થએલા કરારનામા એવી રીતે કે આ નીચે લખેલા માણુસો એકરાર અને કબુલ કરે છે તેમના નામની યાદી.

| | |
|---|---|
| કિશવરદાસ રણછોડદાસ. | સુંદરદાસ કેવાદાસ. |
| કુવલનેણુ રઘનાથદાસ. | થાવરજી બલ્લભ. |
| જેચંદ બલ્લભ. | ભૂખણદાસ બલાખીદાસ. |
| અણુબકર શાહાબાઇ. | તારાચંદ મોરારજી. |
| બનમાળીદાસ ગોકુળદાસ. | મહમદ અબદુલ વાહીદ. |

વિગેરે અમદાવાદના વેપારીઓ તથા સોદાગર જત સને ૧૧૩૭ માં દખણી લુંટારાએ ભારી ફોજ લઇ અમદાવાદને લુંટવા તથા ત્યાંના રહેનારાઓને મારી નાંખવા તથા કેદી બનાવવાના ઇરાદાથી શહેર ઉપર ઘેરો ઘાલ્યો હતો. અમો વિગેરે શહેરના રહેનારાઓને ત્યાંથી ભાગી જવાનું અથવા તેઓના હાથથી છુટા થવાનું સુઝતું નહોતું. એવા કઠણ વખતમાં અમારા જાનમાલ બચાવવાને માટે શેઠ ખુશાલચંદ લખમીદાસ બીન શાંતિદાસ ઝવેરીએ ઘટતી તરદદુદ અને કોશીશ પેશ પહોંચાડી પોતાના ઘરના ઘણા પૈસા ખરચીને અમોને

તે લુંટારાઓના હાથથી બચાવ્યા તે માટે અમો અમારી ખુશીથી એકરાર કરીએ છીએ કે અમદાવાદના કોઠાની છાપના કાપડ પાછળ અમારા માલમાંથી સેંકડે ચાર આના સદરહુ શેઠ તથા તેમની ઓલાદને આપતા રહીશું. તેના આપવામાં કશી તરેહનો વાંધો કે કસુર કરીશું નહિ ને અમારા આ કરારથી અમો ફરીશું નહિ. માટે આ રાજીનામાની રાહે લખી આપીએ છીએ કે બીજીવાર કામ આવે. તા. ૧૦ મી માહે શાબાન સને ૧૧૩૭.

અસલ ઉપરથી ઉકલ્યા મુજબ તરજુમો.

**મુનશી હુસેનઅલી ગુલામઅલી સહી દા. પોતાના.**

અસલ તરજુમા ઉપરથી નકલ મુકાબલ કરનાર

**પ્રાણજીવન નથુભાઈ** ર. કારકુન.

શ્રાવકો તરફથી નકલ માગી તા. ૨૮ મી જુન સને ૧૮૮૩.

આપવા હુકમ તા. ૨૮ જુન સને ૧૮૮૩. તૈયાર કરાવી આપી તા. ૨૯ જુન ૧૮૮૩.

ખરી નકલ.

**આ. પો. એજન્ટ.**

---

## નકલ નં. ૫.

**આબદાગીરી તથા મશાલના પગાર. સનંદ.**

રાજેશ્રી કમાળશદાર વરતમાનભાળ

શહેર અમદાવાદ. ગોઃ શાઃ

અખંડીતલક્ષ્મિ અલંકૃત રાજમાન સનેહકીત ગોવિંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર દડવ્રત રામ રામ. સુરસંન શીત—તી સેઈન મઈઆ અલફ—વખતચંદશા શેઠ શહેર મજકુરના એમને સરકારમાંથી આબદાગીરી તથા મશાલ આપી છે તે બાબત બે આશામીનો પગાર રૂા. ૮) નીમણુંક છે, તે નીમણુંક પ્રમાણે સદરહુ દરમાયો રૂા. ૮) આપતા જવું. મશાલનું તેલ દરરોજ ૫કુ પાશેર પામે છે તે પ્રમાણે આપ્યા જવું. દરસાલ નવીન પત્રનો આક્ષેપ ન લેતાં આ પત્રની નકલ તમોએ માગી લઇ આ પત્ર ભોગવટા માટે શેઠ મજકુરને પરત પાછો આપવા. **જાણી જેષ્ચંદ્ર-બશાવા.** માહે રબીઉલ અવલ.

મોહોર.
ગોવિંદરાવ
ગાયકવાડની.

## નકલ નં. ૬.

રાજેશ્રી ભગવંતરાય ગંગાધર કમાળસદાર,
પ્રગણે અમદાવદ સરકાર ભાગ ગો: શા:

અખંડીત લક્ષ્મિ અલંકૃત રાજમાન સનેહકીત આણંદરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર રામ રામ: સુરશંન સલાસ મૈયાતેન અલફ રાજેશ્રી વખતચંદ ખુશાલચંદ શેઠ વારેબ શહેર મજકુરનાએ સરકાર ચાકરીની બહુ મહેનત કરી સબબ તેમને બહુમાન સરકારમાંથી ચંદ્ર ૧ માહે સવાલ સાલ મજકુરથી પાલખી આપી છે તેની તહેનાત એક સાલના બાર મહીનાના રૂ. ૧૦૦૦) એક હજાર તથા પાલખીના સરંજામ બાબત એક સાલ અડધું બે સાલ મળીને રૂ. ૩૦૦) પ્રમાણે સાલ દર સાલ પ્રગણે મજકુરથી આપવી નીમણુંકમાં મજરે મલશે. ચંદ્ર ૨૩ રમજાન

મહોર.

મોહોર.
ગોવિંદરાવ ગાયકવાડની છે.

પાલખીની સનંદ શેઠ વખતશાને મળેલી.

---

## નકલ નં. ૭.

અબદાલગીરીની સનંદ.

નકલ.

મોહોર
ફતેશીંગ ગાયકવાડની.

આંગના પત્ર સરકાર રાજેશ્રી આંનાજીરાવ ગાયકવાડ તાહા: વખતચંદ ખુશાલચંદ શેઠ સુરશાન આરબાંસમાંન મઇઆવા અલફ તમોને સરકારે કીરપાવંત થઇ આબદાગીરી આપી છે તેનો અનુભવ લઈ સરકાર ચાકરી એકનિષ્ઠાથી કરવી છ. ૧૪ માહે સાબાંન.

મોહોર.

## નકલ નં. ૮.

અબદાગીરી તથા મસાલની સનંદ.

રાજેશ્રી કમાલસદાર વર્તમાનભાવી ગૈ. શા.

અખંડીતલક્ષ્મિ અલંકૃત રાજમાન સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર સુરરાજા ઇહીત દેક્ષીત ઇનિમૈયા અલક્ષ શહેર મજકુરના વખતચંદશા શેઠ એમના ઉપર સરકાર કીરપાવંત થઇ આબદાગીરી તથા મશાલ આપી છે તેના બે આશામીનો દરમાયો રૂા. ૮) સરકારમાંથી સાલ મજકુરથી શહેર મજકુરમાંથી ઠરાવ કરી આપ્યો છે તેના દરમાયાના રૂપીઆ શેઠ મજકુરને દરવરસે આપતા જવા તેનો દરસાલનો પત્રનો આક્ષેપ ન લેતાં આ પત્ર શેઠને ભોગવટા સારૂ પાછો આપવો ને તમારે આ પત્રની નકલ કરી લેવી. હરકત ન કરવી. છ ૨૬ માહે સવાલ.

(નાની મહોર.)

(સયાજીરાવ ગાયકવાડની મહોર)

## નકલ નં. ૯

અબદાગીરી તથા મશાલની સનંદ.

(મહોર સયાજીરાવની.)

આજ્ઞાપત્ર સરકાર રાજેશ્રી સીયાજીરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર તા. વખતચંદશા શેઠ શહેર અમદાવાદકર સુરશાંન ઈહી દે શીતેછંન મઇઆ અલક્ષ તુમસ્ત સરકારમાંથી કીરપાવંત થઈ અબદાલગીરી તથા મશાલ આપેલી છે તેનો અનુભવ લઈ સરકાર ચાકરી એક નિષ્ઠાથી કરવી. છ ૨૬ માહે સવાલ.

(મહોર.)

## नकल नं. १०.

પાલખીની સનંદ શેઠ વખતચંદને આપેલી તે.

રાજેશ્રી વખતચંદ ખુશાલચંદ શેઠ પારેખ શહેર અમદાવાદ ગો. શ્રી.

અખંડીત લક્ષ્મિ અલંકૃત રાજમાન સ્નેહાંકીત આનંદરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર રામ રામ. સુરસન સનલાશ મૈયાંતેનવહ અલફ તમો સરકાર ચાકરીને બહુ ઉપયોગી પડેલાં સબબ બહુ માન સરકારમાંથી ચંદ્ર ૧ માહે સવાલ સાલ મજકુરથી પાલખી આપી છે તેની તહેનાત દર-સાલ રૂા. ૧૦૦૦) તથા પાલખીનો સરંજાન બદલ એક સાલ આડ રૂ. ૩૦૦) ત્રણુસો એ પ્રમાણે અમદાવાદ સરકાર ભાગ પૈકી કરાર કરી આપેલો છે તો સદરહુનો અનુભવ લઇ સરકાર ચાકરી એક નિષ્ઠાએ કરવી જાણીને ચંદ્ર ૭ ૨૩ માહે રમજાન મારતવ સુદ.

મહોર.

મહોર
આનંદરાવ
ગાયકવાડની.

## नकल नं. ११.

Charities given, and Services rendered by Rao Bahadur Premabhai Himabhai Nagarsheth of Ahmedabad.

### Charities.

| | | Rs. |
|---|---|---|
| I | In 1856, the sum of Rs. 22,150 was contributed towards the construction and maintenance of an Hospital in this city, towards which the late Sheth Hathising gave Rs. 40,000 and which Hospital is now known as "Hathising and Premabhai Hospital" and in which the Civil Hospital is located. | 22,150 |

| | | |
|---|---|---|
| II | In 1857, the sum of Rs. 7,050 was contributed towards the construction of a Library, knownas "Himabhai Institute" called after Mr. Premabhai's father. | 7,050 |
| III | In 1857, the sum of Rs. 10,000 was contributed towards the Fund collected for the Gujarat College. | 10,000 |
| IV | In 1857 the sum of Rs. 1,800. was paid to the Grant Medical College, for a gold medal to be annually given to one of the successful students. | 1,800 |
| V | In 1863 the sum of Rs 1,350 was contributed towards the Fund collected for " the Victoria–Museum. " | 1,350 |
| VI | In 1864 the sum of Rs. 10,000 was contributed to the Fund of " Victoria Garden " in Bombay for Garden gates and Vailings. | 10,000 |
| VII | In 1863–64, 1864–1865, expended in Ahmedabad, during the famine of 1863–1864, 1864–1865, for relife of the distressed poor. | 20,000 |
| VIII | The sum of Rs 2,000 was contributed to "The Gujarat Vernacular Society Fund" | 2,000 |
| IX | The sum of Rs. 23,000 was expended in building six Dharmashalas at the following places. | |

| | | | |
|---|---|---|---|
| 1 | At Naroda. | Rs. | 4,000 |
| 2 | ,, Sarkhej in Daskroi. | ,, | 1,000 |
| 3 | ,, Barwalla in Dholka. | ,, | 5,000 |
| 4 | ,, Gundi in Koth. | ,, | 5,000 |
| 5 | ,, Matar in Karia | ,, | 3,000 |
| 6 | ,, Oomrala in Bhavnager. | ,, | 5,000 |

23,000

Tolal Rs. 97,350

N. B. The Charities for spiritual and temporal well-being of the Shravaks in religious points of view and for the protection of sickly animals in the Panjarapoles in the principal cities of the Bombay Presidency are not mentioned here.

## Services.

1. During the Mutiny of 1857–1858 Mr. Premabhai had employed private agencies by establishing a regular Dak from Ahmedabad to Indor, to procure information privately from central India and surrounding places when the Telegraph and Government Dak had failed.
2. Information used to be regularly received daily and communicated to the Collector and judges of the period Messrs. J. W. Hadow and A. B. Warden are well aware of the services, so rendered.

## नकल नं. १२.

*To,*

PREMABHAI HEMABHAI,
OF
AHMEDABAD.

In recognition of your loyal conduct and services, I hereby confer upon you the tilte of "Rao Bahadur" as a personal distinction.

Sd/ LYTTON,
VICEROY AND GOVERNOR
GENERAL OF INDIA.

*Delhi.*
*1st January 1877.*

## नकल नं. १३.

Extract from Government resolution.

No. 5092, of 5TH SEPTEMBR 1896.

Government cannot but consider that the Thakore preferred the charge of instigating the robbery against

Mr. Premabhai without any substantial evidence, and that further investigation has entirely failed to give it any support. This opinion on their part should be communicated to the Thakore; and it will give them satisfaction to learn that he has expressed, through the Political Agent to Mr. Premabhai, his regret at having been led into such an error.

No. 1397 of 1876.

True extract given to Seth Premabhai Himabhai.

*Kathyawar,*
*Political Agency.*
*11th September 1876*

(Singned,) J. B. PELLE.
Political Agent.

---

**नकल नं. १४.**

ફા. જા. ૧૧૧.

પોલીટીકલ એજન્ટે લખેલ પત્ર. પોચા તા. ૧૬-૧-૭૭ માહા શુદી ૨ ભોમે.

આનજમશેઠ પ્રેમાભાઈ હેમાભાઈ અજ તરફ જે. ડબ્લ્યુ. વાટસન સાહેબ ઓફીસીયેટીંગ પોલીટીકલ એજન્ટ પ્રાંત કાઠીઆવાડ દીગર ઈડરના શા. રાયચંદ પ્રેમચંદની પાલીતાણામાં થએલી ચોરીના કામમાં પાલીતાણાના ઠાકોર સાહેબે તા. ૨૩ જુન ૧૮૩૪ ની રોજનીશીમાં એક યાદી આપેલ તેમાં આપ વીશે કેટલા અઘટીત શબ્દો વાપર્યા હતા. આ લખાણ કંઈ પણ સાબેતી વીના ઠાકોર સાહેબે કર્યું એમ સરકારે તા. ૫ સપ્ટેમ્બર ૧૮૭૬ ના નંબર ૫૦૯૨ ના રીઝોલ્યુશનમાં ઠરાવી હુકમ કર્યો હતો કે " ઠાકોર સાહેબે આવી ભૂલ કરી તેટલા માટે તેમણે પોલીટીકલ એજન્ટ સાહેબ મારફત શેઠ પ્રેમાભાઇને દિલગીરી જાહેર કરવી " આ ઉપરથી ઠાકોર સાહેબે પોતાની તા. ૫ જાનેવારી ૧૮૭૭ ની યાદીમાં અમારી મારફતે પોતાની દિલગીરી આપને જાહેર કરવા લખ્યું છે તે આપને જાણવા લખ્યું છે. તા. ૮ જાનેવારી સને ૧૮૭૭ રાજકોટ.

દફતરદાર. પોલીટીકલ એજન્ટ.

## નકલ નં. ૧૯.

પાલીતાણા તા. ૧૧ અપ્રેલ સને ૧૮૮૨.

શેઠજી શ્રી ૫ શેઠ સરૂપચંદ મુળચંદ જવેરી       સુરત.

વિનંતી વીશેશ કે આપણા પવીત્ર શેત્રુંજા ડુંગરે આવનાર પ્રદેશી શ્રાવક યાત્રાળુની હાલમાં જે ગણત્રી ચાલે છે, તથા તેઓ પાસેથી મહેરબાન કર્નલ કીટીગ સાહેબના ઠરાવ મુજબ રક્ષણીય કર તરીકે રૂ. ૨) પ્રમાણે લેવાય છે; જે બાબત આપણી અરજ નામદાર સરકારમાં જારી છે.

ઉપર પ્રમાણે હાલ જે કર લેવાય છે તે મરહુમ શેઠજી શ્રી શાંતીદાસના વંશજો પાસેથી નહિ લેવા નામદાર સરકારનો ઠરાવ છે. જેથી જેઓ મજકુર શેઠજી શાંતિદાસના વંશજોનો દાવો રાખતા હોય, તેમણે તા. ૨૭ મી માર્ચ સને ૧૮૮૨ થી માસ ત્રણના અંદર વંશાવલીની ખરી નકલ સાથે કાઠીઆવાડ, ગોહેલવાડ પ્રાંતના મહેરબાન આસીસ્ટન્ટ પોલીટીકલ એજંટ સાહેબ બહાદુરના હજુર હકીકત—લખીતવાર જાહેર કરવી, મુદત વીતે કોઇનો દાવો સાંભળવામાં આવશે નહિ.

સદરહુ મતલબનું કાઠીઆવાડ એજંસી ગેઝેટમાં જાહેરનામું કાઢી તે બાબતના લાગતા વળગતાઓને ખબર આપવા, સાહેબમહેરબાને તા. ૨૮ માર્ચ સને ૧૮૮૨ ના શેરાથી અમુને ફરમાવેલ છે, અને અમારા સંભળવામાં આવ્યું છે કે આપ અને બીજા કેટલાક ગ્રહસ્થો શેઠજી શ્રી શાંતીદાસના વંશવાલા છો. તેથી તસ્દી આપવી જરૂર થાય છે કે જો મજકુર વંશમાં હોવાનો—આપ અગર આપના જાણવામાં હોય તેવા હરકોઇ સખસ—દાવો રાખતા હોય, તો તેમણે ઉપરની મુદતના અંદર પોતાના દાવા દાખલ કરવા. મુદત વીતે સાંભલવામાં નહી આવે.

એજનસી ગેઝેટમાં છપાએલ જાહેરનામાની નકલ પણ આ લગન આપને વાંચવા માટે મોકલી છે. સીવાય ધર્મસ્નેહ છે તેથી વીશેશ રાખશો આ તરફનું કામકાજ લખાવશો. એજ વીનંતી.

સેવક,

ગોપાલજી (?) હેમચંદજી.

શેઠ આણંદજી કલ્યાણજી.

## નકલ નં. ૧૬.

## જાહેર ખબર.

આ જાહેર ખબર ઉપરથી સર્વને ખબર આપવામાં આવે છે કે શેત્રુંજા ડુંગર ઉપર જનારા શ્રાવક જાત્રાળુ પાસેથી સ્વસ્થાન **પાલીટાણા** તરફથી જે કર લેવામાં આવે છે, તે કર શેઠ **શાં**તીદાસના વંશજો પાસેથી નહિ લેવા સરકારનો ઠરાવ છે, માટે જેઓ મજકુર શેઠ **શાં**તીદાસના વંશજો થવાનો દાવો રાખતા હોય તેમણે આજથી ત્રણ માસની અંદર વંશાવળીની ખરી નકલ સાથે અમારી હજુરમાં પોતાની હકીકત લખીનવાર જાહેર કરવી. મુદત વીતે કોઇનો દાવો સાંભળવામાં આવશે નહીં. તા. ૨૭ મી માર્ચ સને ૧૮૮૨.

**એચ. એલ. નટ. મેજર.**

આકટીંગ ફર્સ્ટ આસીસ્ટંટ,

પોલીટીકલ એજન્ટ.

પ્રાંત ગોહેલવાડ.

## નકલ નં. ૧૭.

**ગોહેલવાડ** પ્રાંતના આજમ મેહેરબાન આસીસ્ટન્ટ પોલીટીકલ એજંટ સાહેબ બહાદુરની હજુરમાં, હું નીચે સહી કરનાર શેઠ **સરૂપચંદ મુલચંદ** રહેવાસી **સુરત** મધે ગોપીપરામાં કાએચ મોહોલામાંનાની અરજ એ છે જે.

શેઠ **શાં**તીદાસના વંશજોની હકીકતમાં આપ નામદાર સાહેબ તરફની તા. ૨૭ મારચ સને ૧૮૮૨ ના રોજની જાહેર ખબર તા. ૬ અપરેલ સને ૧૮૮૨ ના એજંસી ગેઝેટમાં પ્રસિદ્ધ થએલી છે, તે ફરમાન મુજબ હમારૂં પેહેડીનામુ આ સાથે રજુ રાખું છે. જે જોવાથી આપ સાહેબની નીધામાં આવશે કે મરહુમ શેઠ **શાં**તીદાસના પાંચ દીકરા પૈકી ચોથા દીકરા શેઠ **માણેકચંદ**, તેમના દીકરા શેઠ **કેસરીસંગ**, તેમના બે દીકરા પૈકી શેઠ **અજ**-રાલસંગ, તેમના દીકરા શેઠ **દીપચંદ**શા, તેમના દીકરા શેઠ **મુલચંદ** મારા પીતાજી થાય છે. સબબ આ સાથેના પેહેડીનામામાં લખેલ સખસો શેઠ **શાં**તીદાસના વંશજો છે એથી આપની ખાતરી થશે. એજ અરજ.

તા. ૧૨ મી જુન સને ૧૮૮૨ મુકામ સુરત.

**શેઠ સરૂપચંદ મુલચંદ સહી દા. પોતે.**

## नकल नं. १८.

**શેઠ શાંતિદાસ.**




હું શેઠ સરૂપચંદ મુળચંદ રહેવાશી સુરતના ગોપીપરા મધે કાયચ મોહોલામાં, પ્રતીજ્ઞા ઉપર કહું છું કે સદરહુ પેઢીનામામાં લખેલી વાત મારા જાણવા તથા માનવા પ્રમાણે સાચી છે. તા. ૧૨ જુન ૧૮૮૨.

Sd/. **Jagjeevandas K.**

1st Class Magistrate SURAT.

## ઉપસંહાર.

આ રીતે આપણે જે જોઇ ગયા તે પરથી સ્પષ્ટ માલૂમ પડે છે કે, **શાં**તિદાસ શેઠની વંશવેલી અમરવેલ સમાન બહુ ફાલીફૂલી છે; એટલુંજ નહિ પરંતુ તે વંશમાં શ્રદ્ધાલુ, દયાલુ, દેવગુરૂભક્તિકારક ઘણા મનુષ્યો પ્રગટયા છે અને જૈન શાસનને દીપાવ્યું છે. **શાં**તિદાસ શેઠમાં જે પ્રભાવક ગુણો હતા, તેનો વારસો તેમના વંશજોએ બરાબર સાચવ્યો છે. હજુ પણ આ સદ્દગુણો દ્રવ્યક્ષેત્ર કાળ ભાવ અનુસાર વધુ વધુ ખીલે, અને તેને અનુકુળ ઉપાયો યોજાઇ જૈનશાસન વિશેષ મહિમાવંતુ થાય એમ અમે ઇચ્છીએ છીએ. આવા જૈનસમાજદીપક પુરૂષો પ્રકટ કરવાનું માન **અ**મદાવાદને ઘટે છે, તેમજ **સ**ત્યવિજય, **ય**શોવિજય, **ને**મિસાગર આદિ પ્રખર ક્રિયાશીલ સાધુઓથી પવિત્ર થવાનું માન પણ **અ**મદાવાદને ઘટે છે. **અ**મદાવાદ જૈનપુરી હતું અને હજી પણ છે એ નિર્વિવાદ છે. મુર્શિદાબાદમાં '**જ**ગતશેઠ' તરીકે પ્રસિદ્ધ થયેલું કુટુંબ જૈન હતું, તેવીજ રીતે **અ**મદાવાદમાં 'જગતશેઠ' તરીકે **શાં**તિદાસ શેઠનું કુટુંબ પ્રસિદ્ધ થયેલ છે અને તેમાંની એક 'નગરશેઠ' ની ઉપમા વંશપરંપરાથી આવેલી હજુ ભોગવ્યે જાય છે.

આવા મહાન્ પ્રભાવક કુટુંબમાં થયેલ પ્રભાવક પુરૂષોનાં ચરિત્રો, ખાસ મનન કરવા લાયક છે અને તે પરથી સમજી શકાશે કે ગુજરાત દેશની (**ભા**રતવર્ષની) આબાદી કરવા માટે જૈનોએ કેવી અપૂર્વ સેવા આત્મભોગથી બજાવી હતી. **ગુ**જરાતના પૂર્વે રાજાઓ મહાન્ ખ્યાતિવાળા થઈ ગયા હતા અને તેના મંત્રીઓ જૈનો હતા. જેવા કે ઉદયન, **બા**હડ, **વ**સ્તુપાલ, **તે**જપાલ આદિ. **વ**નરાજ, **સિ**દ્ધરાજ, **દુ**ર્લભરાજ આદિ રાજાઓ જૈનધર્મને પ્રેમપૂર્વક આદરમાન આપનાર હતા. **કુ**મારપાળ રાજા તો જૈન હતા. **ગુ**જરાતમાં પશુ પક્ષીનો સંહાર કે શિકાર ન થાય એવી દિગંત ઘોષણા—અમારિપડહ પણ જૈનોએ—જૈનો દ્વારાજ વજડાયેલ છે, અને તેને પરિણામે આખા **ભા**રતવર્ષમાં ફક્ત **ગુ**જરાતમાંજ હાલ પણ માંસ ત્યાગ, મુસલમાનો, ક્ષત્રિયો, રજપૂતો, અને ભીલ આદિ કોમ બાદ કરતાં-સર્વત્ર નિરંકુશ ધર્માજ્ઞા તરીકે વર્તનમાં રહેલ છે. ઇત્યાદિ.

**શાં**તિદાસ શેઠથી સ્થપાયલા **સા**ગર ગચ્છમાંથી કેટલાક **મ**હામુનિયોના રાસ આપવામાં આવ્યા છે, તેમજ તેઓ સાગરગચ્છના હતા, તેથી સાગરગચ્છના મુનિયોનું પણ પ્રસંગોપાત વર્ણન કરવામાં આવ્યું છે. **શાં**તિદાસ શેઠના સમયમાં શ્રી **સ**ત્યવિજયજી પન્યાસ ક્રિયોદ્ધારક થયા, તેથી અને તેમનો રાસ મ-

ળવાથી તેમનો રાસ આપેલ છે, અને તેમના વંશપરંપરામાં થયેલ તેમના શિષ્ય શ્રી કર્પૂરવિજય, તેમના શિષ્ય શ્રી ક્ષમાવિજય, તેમના શિષ્ય શ્રી જિનવિજય, તેમના શિષ્ય શ્રી ઉત્તમવિજય, અને તેમના શિષ્ય શ્રી પદ્મવિજય—એ સર્વના રાસ ભાગ્યવશાત્ પ્રાપ્ત થવાથી આ પુસ્તકમાં આપ્યા છે; શાંતિદાસની વંશપરંપરા જેમ વધી અને હાલ વિદ્યમાન છે તેમ શ્રી સત્યવિજયજીની વંશપરંપરા તેની સાથેજ વધી હાલ વિદ્યમાન છે, તેથી એક બીજાને અતલગ સંબંધ રહ્યો છે. વિજયદેવસૂરિ પણ શાંતિદાસ શેઠના સમય આસપાસ થયેલ છે, તેમજ વિજયાનંદસૂરિ, લક્ષ્મીસાગરસૂરિ, કલ્યાણવિજય ગણિ, તેમજ શ્રી નેમિસાગરસૂરિ પણ તેજ સમયમાં—લગભગ થયેલ છે તેથી તેમના રાસ, સઝાય ઉપલબ્ધ થવાથી તે પણ અત્ર મૂકવા ઉચિત ધાર્યા છે. આમ જૈન ઐતિહાસિક સત્પુરૂષોનાં જીવનચરિત્ર જેવાં પ્રાપ્ત થયાં તેવા સ્વરૂપમાં મૂક્યાં છે, અને તે પરથી લેવાનો બોધ, તે વખતની સ્થિતિ, સંઘબંધારણ, સંપ, આદિ અનેક વિગતો આપણને મળી શકે છે. જૈનોમાં ઇતિહાસની પૂરી ખોટ છે અને તે ઇતિહાસ એક શૃંખલાબદ્ધ લખાતાં ઘણો સમય જોઇશે, પરંતુ તે સમય જો કે દૂર હોય છતાં તે પ્રાપ્ત કરવા માટે જે જે ખૂટતાં પ્રકરણો છે તે આવા આવા પ્રયાસથી પૂરાશે અને તે સમય વહેલો પ્રાપ્ત કરાશે. આવાં કારણોને લઇને આ પુસ્તકનું નામ **"જૈન ઐતિહાસિક ગ્રંથમાલા પુષ્પ-૧"** એવું રાખવામાં આવ્યું છે, અને તેમાં ઉપર્યુક્ત પુરૂષોનો એક સાથે સમાવેશ કરવામાં આવ્યો છે. અમારાથી એક ચરિત્ર બીજા ચરિત્રથી જુદું કરાયું નથી. દાખલા તરીકે શાંતિદાસ શેઠનું ચરિત્ર બીજાં ચરિત્રોથી અલગ નથી રાખી શકાયું, તેનું કારણ એ છે કે, દરેક ચરિત્રને દરેક ચરિત્ર સાથે શૃંખલાશ્રેણીથી જોઇએ તો સંબંધ છે. તો તે સંબંધ અવશ્ય જાળવવા માટે ચરિત્રો એકત્રિત આપવાં આવશ્યક છે, હજુ પણ જેમ જેમ વિશેષ ઐતિહાસિક ચરિત્રો ઉપલબ્ધ થાય તેમ તેમ તેને આ મંડળે પ્રસિદ્ધ કરવાં એવી જે ઉપયોગી સૂચના રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇએ આની સાથે જોડેલ નિવેદન-પ્રસ્તાવનાના અંતે પૃ. ૬૯-૭૦ પર કરેલી છે તે આ મંડળ ઘણા આનંદથી સ્વીકારશે એવી ખાત્રી આપીએ છીએ, તો જે જે પુરૂષો તેવાં ચરિત્રો ઉપલબ્ધ કરાવી આપશે તે તે પુરૂષોને ધન્યવાદ આપીશું અને તેથી આવા બીજા ભાગો પ્રગટ થતાં તેઓ પણ સમાજ પરના ઉપકારના ભાગી થશે.

ઉપર્યુક્ત રાસો અને સઝાય પદ્યમાં છે, અને તેનું સંશોધન અમે રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઈ બી. એ. એલ્ એલ્. બી. પાસે ખાસ

કરાવ્યું છે, ( તેમના સંશોધનને મુનિરાજશ્રી બુદ્ધિસાગરજીએ તપાસી જોયુ છે) અને તેઓપરથી જાણવાયોગ્ય હકીકતો સાથે વિવેચન પણ તેમની પાસે લખાવ્યું છે અને તે પણ મુનિરાજશ્રી બુદ્ધિસાગરજીએ તપાસ્યુ છે. અને તે પદ્યમાં જે જે કઠિન શબ્દો છે તેના અર્થનો કોશ પણ તેમની પાસે કરાવ્યો છે, તેથી આ પુસ્તકની અગત્યતા ઘણી વિશેષ થઇ શકી છે તે વાચકો જોઇ શકશે, અને જેવી રીતે જૈનેતરો પોતાના સાહિત્યને પશ્ચિમની સુધરેલી પદ્ધતિપર પ્રગટ કરે છે, તેવીજ રીતે આ પણ પ્રકટ કરવાનું કેટલાક ભાગે પણ આ મંડળ કરી શક્યું છે એ માટે આનંદ થાય છે; પરંતુ તેની સાર્થકતા કેટલે અંશે થઈ છે તે વાચકોને પારખવાનું હોવાથી તે જણાવવાનું અમો તેમનેજ શિરે સોંપીએ છીએ. અમોને અમારા આ પ્રયત્નથી સાર્થકતાની સાક્ષી સુજ્ઞ વાચકવર્ગ તરફથી મળશે, તો અમારા આવા બીજા પ્રયત્નોમા અમને અચૂક પ્રેરણામય ઉત્સાહ રહેશે, અને તેથી તે બીજા પ્રયત્નો પણ સારી રીતે સંશોધનપૂર્વક નવીન પદ્ધતિસર કરી શકાશે.

હવે કેટલીક બીજી બાબતોપર આવીએ કોઈ એમ કહેશે કે **અમ**દાવાદમાં જાણવા યોગ્ય **શાં**તિદાસ શેઠ અને તેના કુટુંબ સિવાય શુ નથી?— તો તેના જવાબમાં કહીશુ કે **શાં**તિદાસ શેઠ અને તેમના વંશજોએ જે ભાગ **અ**મદાવાદમાં ભજવ્યો છે તેવો જ્વલંત, ઉગ્રપ્રતાપી, અને મહિમાવંતો ભાગ બીજા કોઈ કુટુંબે ભજવ્યો હોય એવુ અમારી જાણમાં નથી. પરંતુ એટલું કહેલું પડશે કે શેઠ **હે**માભાઇના સમયમા શેઠ **હ**ઠીસિંગ શેઠ મહા પ્રભાવક થઇ ગયા છે; અને તેણે શાસનપ્રભાવના અર્થે **અ**મદાવાદમા ભવ્યમાં ભવ્ય દહેરાસર તથા બીજાં કાર્યોમાં પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યું છે, તેનું ચરિત્ર જાણવા જેવું છે અને તે અમે બનતાં સુધી ગ્રન્થના **બીજા પુષ્પમાં** પ્રકટ કરી શકીશું. વિદ્વત્તાની દષ્ટિએ જોઈએ તો એવી એક જનકથાપરથી કહીએ છીએ કે કોઇ 'કાકીમા' કરીને શાસ્ત્રનિપુણ વિદુષી હતાં. તેમનુ પુરૂં નામ મળતું નથી. તેમની પાસેથી ત્રણ જણાએ શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. ૧ ત્રિકમદાસ ( શેઠ **મ**ગનભાઇ કરમચંદના બનેવી ), ૨ **જો**ઇતારામ મોદી (કે જે **ટો**લીવાલાને નામે પ્રખ્યાત છે) તથા ૩ **સુ**રજબાઇ. આમાં **સુ**રજબાઇ સંબંધી એટલું જાણવામાં આવ્યું છે કે તે પણ ઘણાં વિદુષી બાઇ હતાં. તેમની પાસેથી ૧૦–૧૫ ગુરૂણીજીઓ સારી રીતે ભણેલ છે; અને તેઓ રાસ વાંચતાં તે એવો રસભરિત વાંચતાં કે ત્રણસો સ્ત્રીઓનું ટોળું શ્રોતાજન થતું. ક્ષેત્રસમાસાદિ ગણિતાનુયોગમાં એટલી બધી કુશળતા હતી કે, તેઓ એકડાપર ૧૮૦ મીડાં ચડે ને જેટલી

સંખ્યા થાય (જઘન્ય સંખ્યાત) તે ગણી શકતાં હતાં. તે શાસ્ત્રગામી હતાં. તે એટલાપરથી સમજી શકાશે કે તેમના સમયમાં થયેલ પંડિત શ્રી રૂપવિજયજી અને વીરવિજયજી પણ તેમની સાથે ધર્મચર્ચા કરી શાસ્ત્રના ખુલાસા તથા સલાહ લેતા એમ કહેવાય છે.

કોઈ એમ કહેશે કે સત્યવિજય આદિ રાસ સિવાય બીજા ઐતિહાસિક રાસો નથી? તો કહેવાનુ કે, છે; પણ ઉપલબ્ધ થયા નથી. શ્રી પદ્મવિજયના શિષ્ય શ્રી રૂપવિજયજીનો રાસ છે, તેમજ વીરવિજયજી પંડિતનો વીરનિર્વાણ રાસ છે કે જે ભાદરવા માસમાં એક દિવસ અમદાવાદમાં તેમનાજ નામથી ઓળખાતા—વીરના ઉપાસરે વંચાય છે, પરંતુ તે ઘણી પ્રેરણા છતાં મળી શક્યો નથી. આ સિવાય તિલકસાગરકૃત રાજસાગર (શાંતિદાસ શેઠના ગુરૂ) સ્વર્ગગમન રાસ ખંભાતના ભંડારમાં છે, કનક સૌભાગ્યકૃત વિજયદેવસૂરિ રાસ, સંઘવિજય કૃત વિજયતિલકસૂરિ રાસ આદિ પાટણના ભંડારમાં અને દર્શનવિજય કૃત વિજયતિલકસૂરિ રાસ લીંબડીના ભંડારમાં છે. પ્રતાપસિંહ બાબુરાસ ( સાધ્વી ઋદ્ધિશ્રી કૃત ) જેસલમીરમાં છે. પ્રેમવિજય કૃત ધનવિજય પંન્યાસનો રાસ ખંભાતમાં છે. હીરવિજયસૂરિના રાસ જુદા જુદા કવિઓથી બનાવેલ છે, અને તે અમદાવાદના દહેલાના ભંડારમાં, શ્રી દયાવિમલના ભંડારમાં તેમજ ભરૂચના ભંડારમાં છે, એટલું જાણી શક્યા છીએ, પરંતુ તે મેળવી શક્યા નથી. કૃપા કરી કોઇ મેળવી આપશે તો તે પ્રગટ કરવામાં અમે બહુ માન સમજીશુ અને તેનો ઉપકાર માનીશુ. હમણાં મુર્શિદાબાદના એક જગતશેઠની માતુશ્રી માણેકદેવીનો રાસ ( પાર્શ્વચંદ્ર કૃત ), ત્યાંના જગતશેઠના કુટુંબનુ વંશવૃક્ષ તથા ટુંક ઇતિહાસ અમોને ઝવેરી રા. રા. મોહનલાલ મગનલાલના પ્રયાસથી પ્રાપ્ત થયેલ છે.

કોઈ એમ વળી પૂછશે કે ગૃહસ્થો અને સાધુઓનાં ભેગાં ચરિત્ર આપવાનું શુ કારણ હશે? તો નમ્રતાપૂર્વક નિવેદવાનું કે તીર્થની પ્રભાવના જે તીર્થમાં ગણાય છે તે—ચતુર્વિધ શ્રાવક, શ્રાવિકા, સાધુ, સાધ્વીરૂપ સંઘ છે તેનાથી થાય છે. સાધુઓનો ઉપદેશ કાર્ય કરે છે, જ્યારે શ્રાવકોના આદેશ કાર્ય કરે છે. સાધુઓ ઉપદેશ સામાન્ય રીતે આપે છે, જ્યારે તે પ્રમાણેનું વર્તન—રાજકાજમાં ભાગ, વ્યવહાર પ્રવૃત્તિ, તીર્થરક્ષા આદિ શ્રાવકો ઉપાડી લે છે, તેથી તેવા ઉપાડી લેનાર અગ્રેસર શ્રાવકો ઉપદેશક સાધુ મહાત્માની સાથે અવશ્ય અગત્યના છે તેથી આપેલ છે. શાસનની શોભા એ બંનેથી છે, અને થશે. પ્રબંધચિંતામણી વગેરેમાં સાધુઓ અને શ્રાવકોની હકીકતો ચરિત્રો વગેરે પણ સાથે જોવામાં આવે છે.

આ ચરિત્રો જે પદ્યમય રાસમાં છે તે બરાબર કાલક્રમાનુસાર ગોઠવી શકાયા નથી, કારણ કે એક છપાઈ જાય ત્યારે બીજું વળી ક્યાંકથી સુભાગ્યે મળી આવે અને દાખલ કરવામાં આવે; પરંતુ ગદ્યભાગમાં કાલક્રમ જાળવી શકાય તેટલો અને તેવો જાળવ્યો છે, તે સુજ્ઞવાચક જોઇ શકશે. અને આ પ્રથમ આવૃત્તિ વાચકની કૃપાને પામે તો બીજી આવૃત્તિમાં તુરતજ તે પ્રમાણે અનુસરવામાં આવશે.

કોઇ એમ પૂછશે કે આમાં જણાવેલી વિગતો નિવેદન-પ્રસ્તાવનામાંજ કેમ ન ગોઠવી ? તો તેના જવાબમાં એ કહેવાનું કે આમાંની ઘણી બીનાઓ મુળ રાસમાં-સ્પષ્ટ રીતે જણાઈ નથી તેવી છે, તેમ જેમ જેમ ભાગ છપાતો ગયો તેમ તેમ નવી નવી વિગતો પ્રયાસ કરતાં મળતી આવી, અને તેથી તેનો સમાસ કરવાને 'સમાલોચના' એ મથાળું રાખવામાં આવ્યું છે. આ હકીકતો મેળવવા માટે તે પુરી પાડનાર શ્રીમદ્ મુનીશ્રી બુદ્ધિસાગરજી મહારાજશ્રી તેમજ રા. રા. મોહનલાલ મગનલાલ ઝવેરી અને રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઈ બી. એ. એલ્ એલ્ બી. વગેરેએ બહુ સહાય આપી છે તેથી તેમનો ઉપકાર માનીએ છીએ.

પ્રાંતે એટલું કહી વિરમીએ છીએ કે, જૈન ઇતિહાસરૂપી મહાન્ કોટમાં આ નાના નાના પથ્થરના ટુકડા મૂકવા જેવો આ પ્રયાસ લેખાશે, તથાપિ તેની સુજ્ઞ વાચકો તરફથી કદર થશે તો અમારો આ નિઃસ્વાર્થપણે કરેલો પ્રયત્ન સફલ થશે, અને વધુ આવા પ્રયત્નો કરવા અમે અવશ્ય પ્રેરાશું. જે જે વિદ્વાન્ અને ગુણી સાધુ અથવા શ્રાવકનો ઐતિહાસિક રાસ, ચરિત્ર, સંસ્કૃત ગ્રંથોના ભાષાંતરો કરી કરાવી, લખી લખાવી મોકલવા કૃપા કરશે તો અમોને સંપૂર્ણ આશા છે કે, તે પ્રગટ કરવાની સંપૂર્ણ કોશેશ કરવા સાથે પ્રભાવક પુરૂષોનાં ચરિત્રો હારબંધ પ્રજા સેવામાં મૂકી શકાશે, અને જેમ થવાથી જૈનેતર સમુદાયમાં આપણું દૈવત્ (મહત્વ) પ્રસારી શકીશું.

વીરસંવત્ ૨૪૩૮
ભાદરવા વદ ૨.
શનીવાર મુંબઈ.

પ્રસિદ્ધ કર્ત્તા,
श्री अध्यात्मज्ञान प्रसारकमंडळ.

# શ્રેષ્ટીવર્ય શાન્તિદાસજીનો વંશવૃક્ષ.

**ક્ષત્રીય બીજ**

સીસોદીયા રજપુત — શાખા કાકોલા

(સામંત સંગ્રામસિંહ અને કુમારપાળ
સીસોદીયાનો વંશ.)

—મેવાડના રાજાના ઠેઠ નજીકના સગા સબંધી—

મુખ્ય—

પદમશાહ.*
|
વત્સાશેઠ.
|
એસકરણ (મહસ્ત્રકિરણ.)
|
શાંતીદાસશેઠ (ચારીત્ર નાયક).

| (૧) | (૨) | (૩) | (૪) | (૫) |
|---|---|---|---|---|
| પનજી. | રતનજી. | લખમીચંદ | માણેકચંદ. | હેમચંદ. |

**નોટ** -પાચમાભાઇનો વંશવેલો નથી ચાર ભાઇનો વંશવેલો (૧) (૨) (૩) (૪) ના આંક મુજબ ફાળીફુલી વૃધ્ધિંગત થયેલ અત્યાર સુધી કીર્તિવંત સ્થિતિએ હયાત છે.

* એક વંશાવલીમાં પદમશાહને સ્થાને હરપાળ છે પણ તપાસતાં પદમશાહ

**શેઠ શાંતીદાસ.**

(૧) પનજી.

કલાણચંદ.

નાહલચંદ.

પાનાચંદ.

ગલાબચંદ.

કેશરીસંગ
જમણાવહુ.







સુચના—આ પાનામાં શેઠ શાંતિદાસના દિકરા પનજીનો વંશવેલો છે

# શેઠ શાંતીદાસ.

- (૨) રતનજી
  - ખીમચંદ
    - કસ્તુરચંદ
    - ઉત્તમચંદ
      - વધુચંદ
        - મંગળચંદ
        - કપુરચંદ
          - મુળચંદ
            - ખીમકોરબેન
              - ડાહીબેન
          - તલકચંદ
            - દુલવબેન
          - દીપચંદ
            - ડાહ્યાભાઇ
              પરધાનવહુ
              - મેનાબેન
              - પોપટબેન
          - કરમચંદ
            - નથુભાઇ
              - ઝવેરબેન
                - દયાચંદ
                  મોતીવહુ
                - હીરીબેન
              - તારાચંદ
                - ચુનીલાલ
          - અનોપબાઈ
            - માણેકચંદ
              - અમીચંદ
              - નાનચંદ
            - નરભેકુંવરબેન
              - અભેકુંવરબેન
    - અભેચંદ
    - કસલચંદ

---

સુચના—આ પાનામાં શેઠ શાંતિદાસના દિકરા રતનજીનો વંશવેલો છે.




**સુચના**—આ પાનામાં શેઠ **શાંતિ**દાસના દિકરા લખમીચંદનો વંશવેલો છે. તેમાં દીપાસાના ત્રણ દિકરાના વંશવેલાનો સમાવેશ છે; બાકીના ત્રણ દિકરાનો પાંચમા પાનામાં સમાવેશ કરવામાં આવ્યો છે. જેઠમલના વંશ માટે જુઓ પૃષ્ઠ ૫૪ નીશાની બ. વખતશાના વંશ માટે જુઓ પૃષ્ઠ ૫૮ નીશાની ક

# દીપાસા

- ફુલાસા
  - લલ્લુભાઇ સરદારવહુ
    - મોસનભાઈ સોભાગવહુ
    - ચંચળબેન
      - પરશોત્તમભાઇ
      - મેણાબેન
  - દલપતભાઇ મોકોરવહુ
    - ચંપાબેન
      - ચંદનબેન
      - ચંચળબેન
    - મંગીબેન
  - મગનલાલ ચુનીવહુ
    - ભોગીલાલ
    - મણીલાલ
    - જાસુદબેન
- બાદરસા
  - મયાભાઇ
    - નગીનદાસ મંછીવહુ
  - હરીભાઇ
    - છગનભાઇ જેકોરવહુ
  - પ્રેમાભાઈ
    - ઘેહલાભાઇ દેવકોરવહુ
      - કેસવલાલ
      - હીરીબેન
  - મુલચંદભાઇ
    - સોજન ઉર્ફે ઘેલાભાઇ
      - સમરથબેન
      - હીરીબેન
      - જાસુદબેન
    - હાથીભાઇ ઉર્ફે લીલાભાઇ વસંતવહુ
      - જેસંગભાઇ
      - રતનબેન
    - મેણાબેન
      - ચંચળબેન
    - મુલીબેન
- હીરાસા
  - તલકચંદ
    - ચુનીલાલ પરસનવહુ
      - સમરથબેન
        - બાપીબેન
      - ઘેહલીબેન
        - પુંજાભાઇ
        - ચંપાબેન
        - ધીરજબેન
      - ડાહીબેન
        - હીરીબેન



સુચના—ગયા પાનામાં દીપાસાના છ છોકરામાં ત્રણ છોકરાનો વંશવેલો છે અને આ પાનામાં બાકીના ત્રણ છોકરાનો વંશવેલો છે.

- હરખશા
  - દેવચંદશા
    - હઠીસંગ પરધાનવહુ
    - દોલતચંદ આધારવહુ
      - જેચંદ
        - મોહલાલ માણેકવહુ
          - જગાભાઈ
        - પ્રેમચંદ
      - ડાહ્યાભાઈ જેકોરવહુ
      - ચુનીલાલ ગજરીવહુ
      - ભોગીલાલ પોપટવહુ
      - મુલચંદ
    - ભગુભાઈ સરદારવહુ
      - મોહલાલ ચંચળવહુ
        - બાપીબેન
      - પારવતીબેન
        - સારાભાઈ
        - જસીબેન
    - ગજરીબેન
      - દલસુખભાઈ કેવળવહુ
      - કેસવલાલ
      - માકોરબેન
      - ચંચળબેન
      - જસીબેન
    - ચંદનબેન
      - પાનાચંદ પોપટવહુ
      - મેણાબેન
  - રવચંદશા
    - અમરતલાલ પ્રધાનવહુ
      - બાલાભાઈ સાંકળીવહુ
        - મોહનભાઈ
        - ડાહ્યાભાઈ
        - મણીભાઈ
        - ચંચળબેન
        - જાસુદબેન
    - ચમનલાલ માણેકવહુ
      - ચંદુલાલ
      - ચંચળબેન
      - જસીબેન
      - ચંપાબેન
    - જેશીંગભાઈ ગંગાવહુ
    - વેલકોરબેન
      - હીરીબેન
    - મથીબેન
  - રૂપાળીબેન
    - છગનલાલ ગલાલવહુ
  - બેનીબેન
    - જમનાબેન
- મોહનશા
- ઝવેરશા
- સીરચંદશા
- વીરચંદશા
- રાયચંદશા

સુચના—આ પાનામાં શેઠ શાંતીદાસના દિકર લખમીચંદ, ને તેમના દિકરા ખુશાલચંદના પુત્ર જેઠમલશાનો વંશવેલો છે.







સુચના—આ પાનામાં શેઠ શાંતીદાસના પુત્ર લખમીચંદ તેમના પુત્ર ખુશાલચંદના પુત્ર જેઠમલશાના પુત્ર મોહનશા તથા સીરચંદશાનો વંશવેલો છે.






સુચના—આ પાનામાં શેઠ શાન્તીદાસના દિકરા લખમીચંદ તેમના દિકરા ખુશાલચંદ તેમના પુત્ર જેઠમલશાહના પુત્ર વીરચંદશાહનો વંશવેલો છે.




સુચના:—આ પાનામાં શેઠ ખુશાલચંદના દિકરા જેઠમલસા ને તેમના દિકરા રાયચંદસાનો વંશવેલો છે.




સુચનાઃ-વખતશાના પુત્રોમાં પાનાભાઈની વંશાવળી આ પાનામા છે. ઇચ્છાભાઇનો વંશ વૃદ્ધિંગત થયો નથી.

# વખતચંદશા

- (૩) મોતીભાઇ
  - ફતેહભાઈ
    - ભગુભાઇ, હરકોરવહુ
      - દલપતભાઈ, ગંગાવહુ
        - લાલભાઈ, મોહીનાવહુ
        - મણીભાઈ
        - જગાભાઇ
        - ચંચળબેન
          - બાપીબેન
        - જસોદાબેન
        - હીરીબેન
    - નીમચંદભાઇ, સીવકોરવહુ
      - દલસુખભાઇ, નવલવહુ
        - કેસવલાલ, સણગારવહુ
        - મંગુબેન
      - જેશીંગભાઇ, લક્ષ્મીવહુ
        - ભોળાભાઇ
      - જગાભાઈ, કેસરવહુ
      - મોહનલાલ
      - ચંપાબેન
      - ડાહ્યબેન
    - ગોકલભાઇ, વસંતવહુ
      - મોહનભાઇ, દેવકોરવહુ
        - લાલભાઇ
      - બાપાલાલ, ચંચળવહુ
        - હીરીબેન
        - ડાહીબેન
        - ચંપાબેન
      - પરશોતમભાઇ, ગંગાવહુ
      - માણેકબેન
        - કાલીદાસ
      - જસોદાબેન
        - હીરીબેન
    - ચંદરમલ, મોટીવહુ
      - સારાભાઈ, મોહીનાવહુ
      - પોપટબેન
    - વાડીલાલ
      - મણીલાલ, શણગારવહુ ઉર્ફે ચંપાવહુ
      - કેસવલાલ
      - જસોદાબેન
    - મગનભાઇ, મુકતાવહુ
      - મણીભાઇ
    - દીવાળીબેન
      - ભોગીલાલ, મોહીનાવહુ
      - બાપીબેન
  - *છોટાભાઈ



* છોટાભાઇનો અને તેમના બીજા ભાઇઓનો વંશ આગળના પાનામા જુઓ.



વખતચંદશા
મોતીભાઇ
છોટાભાઇ
બાલાભાઈ
ભુરાભાઇ
માનકોરવહુ
મોહકમભાઇ
ગલાલવહુ
સારાભાઇ
મજરાવહુ
જગાભાઈ
સણગારવહુ
ભોગીલાલ
ગંગાવહુ
દેવબા
ચંચળબેન
ચકુબેન
હકુબેન
હીરાકુંવર
મંગુબેન
ચંપાબેન
કેસવલાલ–મોટીવહુ
માણેકબેન
મોહલ્લાલભાઇ
ભુરીવહુ
મોહલ્લાલ
મેણાવહુ
ગંગાબેન
કેસવલાલ
હીરાલાલ
ભુરીબેન
ગંગાબેન
જાસુદબેન
હીરાલાલ
મોહનભાઈ
સમરથબેન
અમરતલાલ
સમરથબેન
સારાભાઈ
મણીબેન
ડાહીબેન
ચુનીલાલ
ઘેલીવહુ
હરીલાલ
સણગારવહુ
ભુરીબેન
સાંકુબેન
મથુરીબેન
બાપાલાલ
માણેકવહુ
વાડીલાલ
જેશીંગ-
ભાઇ
જશીબેન
હીરીબેન
નારંગીબેન
વાડીલાલ
ચંચળવહુ
જેશીંગભાઈ
ચચળવહુ
મોહનલાલ
માણેકવહુ
કેશવલાલ
પોપટવહુ
ભોલાભાઇ
ગંગાવહુ
મણીલાલ
જેશીંગભાઇ
લાલભાઈ
પરસોતમભાઇ
સારાભાઇ
ચંપાબેન
જાસુદબેન
ચંદુલાલ
માહસુખભાઇ
મણીલાલ
જાસુદબેન
માણેકબેન
હીરીબેન
ચંપાબેન

- વખતચંદશા
  - (૪) અનોપભાઇ
    - ડાહ્યાભાઇ — ઉજમીવહુ
      - ચંચળબેન
      - માકોરબેન
      - સમરથબેન
      - માણેકબેન
    - માહસુખભાઇ — જમનાવહુ
      - મગનભાઇ — સોભાગવહુ
        - જસીબેન
        - મંગુબેન
        - મણીબેન
      - કેસવલાલ — મેણાવહુ
      - મોહનભાઇ — કેસરવહુ
        - રાજાભાઇ
      - ચંપાબેન
    - મોહનલાલભાઈ — ગંગાવહુ
      - લાલભાઇ
      - જગાભાઇ
      - હીરીબેન
    - ફુલીબેન
      - ડીકાભાઇ
    - મહાલક્ષ્મીબેન
      - જેઠાભાઇ — દેવકોરવહુ
      - વાડીલાલ — સમરથવહુ
      - મંગીબેન
      - મેણાબેન
    - ધીરજબેન
      - મગનભાઇ
      - જેકોરબેન
    - ચંદનબેન
      - ગંગાબેન
      - ચંચળબેન
    - અંબાબેન
      - ઘેલીબેન


વખતચંદશા
(૫) હીમાભાઇ
પ્રેમાભાઇ
જીવકોરવહુ
મોતીકુંવરબેન
મયાભાઇ
જેકોરવહુ
લાલભાઇ
સણુગારવહુ
મણીભાઇ
મોહીનાવહુ
માણેકબેન
જેસંગભાઇ
(૧) સોભાગવહુ
(૨) સણુગારવહુ
મગનભાઇ
મુક્તાવહુ
મુલચંદભાઇ
આધારવહુ
બાપાભાઇ ઉર્ફે
ચીમનભાઇ
કસ્તુરભાઈ
ઉમાભાઈ
વીમલભાઇ
સારાભાઇ
મેણાબેન
હીરાકુંવર
ગંગાબેન
ભોળાભાઈ
ચંપાબેન
પ્રિયમિત્રભાઈ.
અમી બહેન.




વખતચંદશા
- (૬) સુરજમલભાઈ
  મોતીવહુ
  - ચંદુલાલ
    ધીરજવહુ
    - ચંપાબેન
    - જાસુદબેન
    - ગંગાબેન
    - માણેકબેન
  - ચુનીલાલ
    (૧) લખમીવહુ
    (૨) મોહીનાવહુ
    - લાલભાઈ
    - મેણાબેન
    - ચંદનબેન

વખતચંદશા
- (૭) મનસુખભાઈ
  - ખીમચંદભાઈ
    કેસરવહુ
    - મણીભાઈ
    - સમરથબેન
  - છગનભાઈ
    સણગારવહુ
  - મેણાબેન
    - દલસુખભાઈ
      સોભાગવહુ
  - ચંપાબેન
    - મોહલ્લાલ
      મોતીવહુ
    - ગંગાબેન

સુચના:—આ પાનામાં ખુશાલચંદના દિકરા વખતચંદ અને તેમના છઠ્ઠા દિકરા સુરજમલભાઈનો તથા સાતમા દિકરા મનસુખભાઈનો વંશવેલો છે.




શાંતિદાસ શેઠના ચોથા પુત્ર જેની વંશવૃદ્ધિ સુરતમાં થયેલ છે તેનો વંશવેલો આ પાનામાં છે.

# નિવેદન.

જૈન ધર્મમાં અનેક પ્રભાવક પુરૂષો થઈ ગયા છે, અનેક મહાન્ કીર્તિવાન્ કાર્યો થયાં છે, પરંતુ ઇતિહાસની આરસી નહિ હોવાથી તેમાંથી પ્રકટ થાય તેવો પ્રકાશ પડી શકતો નથી. અત્યાર સુધીમાં ઇતિહાસ તરફ દુર્લક્ષ અપાયું છે, એટલુંજ નહિ પરંતુ તે પ્રત્યે બીલકુલ રસ લેવાયો નથી, તેથી જગતને જૈનધર્મના સત્ય ઇતિહાસનું ભાન આપી શકાયુ નથી. આ કારણે જૈનધર્મ અમુકની શાખા છે એવા ભયંકર, અને ક્રૂર આક્ષેપો થવા પામ્યા છે, અને જો હવે વખતસર ચેતીને ઇતિહાસપટને જેટલો મળી શકે તેટલો ભેગો કરી વિસ્તારતા નહિ જઇએ, તો ભવિષ્યમાં જૈનધર્મનું જાજવલ્ય શુ હતું તેની ઝાંખી પણ કરાવી શકીશું નહિ, એટલુંજ નહિ પરંતુ તે અસ્તિત્વમાં છે કે નહિ તે સંબંધી બીજાનું લક્ષ સુદ્ધાં આકર્ષી શકીશું નહિ.

આ ઇતિહાસ ભેગો કરવા માટે હમણાં જે જે ઉપલબ્ધ સાધનો છે તેનો છૂટથી અને વિના લોભે ઉપયોગ કરવાની જરૂર છે, તેમાં રાસ, દરેક ગ્રંથની તેમજ સ્તવન સઝાયની પ્રશસ્તિઓ, પ્રબંધો, ચરિત્રો ખાસ જગ્યા લે છે. કેટલાક રાસો ખાસ ચરિત્રનિરૂપકજ છે અને તેમાંના કેટલાક જે મળી શક્યા તેનો ઉપયોગ આ પુસ્તકમાં કર્યો છે.

'રાસ' ગુજરાતીમાં લખાયા છે અને તે જૈન સાહિત્યમાં સારો ભાગ ભજવે છે, અને તેની શરૂઆત ૧૪ મા સૈકાથી થયેલી જણાય છે. પંદરમાં સૈકામાં તેથી સારી રીતે વધુ પણ પ્રમાણમાં થોડા લખાયેલ મળી આવ્યા છે. શોધખોળ કરતાં વિશેષ મળી આવે તેવો સંભવ છે. ત્યાર પછી સોળમી સદીની શરૂઆતથી હમણાંની સદીના આરંભ સુધીમાં ગુજરાતીમાં લખાયેલ જૈન રાસો ઘણા દેખાય છે. આ રાસોને કાવ્યસાહિત્યમાં ગણવા કે નહિ તે મધ્યસ્થ સાહિત્યવેત્તાઓનું કામ છે.

*"આ રાસોની પ્રથમ દર્શને પ્રતીત થતી ઉપયોગિતા આદે અત્રે ટાંકવું ઉપયોગી થશે:—

(૧) આ રાસોમાંનો કેટલોક ભાગ,

* 'જૈન સાહિત્ય'—રા. રા. મનઃસુખલાલ કિરતચંદ મ્હેતાના ત્રીજી ગુજરાતી 'સાહિત્ય પરિષદ્' વખતે વંચાયેલ નિબંધમાંથી અત્રે ઉતારીએ છીએ.

(અ) ગુજરાતનો ઈતિહાસ નક્કી કરવામાં, દાખલા તરીકે કુમારપાળ, વસ્તુપાળ, જગડુ આદિના,

(બ) ગુજરાતી ભાષાના અવતાર—વિકાસ—વૃદ્ધિના શોધનમાં,

(ક) પ્રાચીન ગુજરાતીના નમુના માટે,

(ડ) હાલની સંસ્કારી ગુજરાતી ભાષામાં અપરિચિત નવા પણ ઉપયોગી શબ્દોનું ભંડોળ ( Enriching ) વધારવામાં, અને

(ઈ) ગુજરાતી ગદ્ય, પદ્ય લખવાની શરૂઆત જૈન લેખકોએ કે બીજાએ કરી એ નક્કી કરવામાં ઉપયોગી થાય એમ છે.

(૨) શ્રી હીરવિજયસૂરિ, વિજયતિલકસૂરિ આદિના રાસોથી જૈન આચાર્યોનાં ચરિત્ર—ઇતિહાસ ઉપર પ્રકાશ પડી શકે તેમ છે.

(૩) રાસોના મ્હોટા ભાગને છેડે પ્રશસ્તિ આપેલી છે; તેમાં પ્રાયઃ ત્રણચાર પેઢીનાં નામ છે; જેથી જૈન સાધુઓના વંશ—વૃક્ષ નક્કી કરી શકાય એમ છે. જુદા જુદા ગચ્છોની પટ્ટાવલિઓમાં તો શ્રી સુધર્માસ્વામીથી (વિ. સં. પૂર્વે ૪૭૦ વર્ષથી) પટ્ટાવલિ લખાઇ ત્યાં સુધીના તે તે ગચ્છના પટ્ટાધીશ આચાર્યોનાંજ નામ—તિથિ છે, ત્યારે આ રાસોની પ્રશસ્તિ ઉપરથી બીજા સાધુઓનાં નામ—તિથિ—વંશ નક્કી થઇ શકે એમ છે; જે આ દિશાએ કામ કરનાર ઇતિહાસકારને ઉપયોગી થવા યોગ્ય છે.

(૪) બધા. રાસોનો અંતિમ હેતુ ( આંતરહાર્દ ) ધર્મ ઉપદેશનો છે; દાન—શીલ—તપ—ભાવ મુખ્ય વ્યવહાર ધર્મ ઉપદેશવાનો છે. અમુક નાયકનાં ચરિત્ર ગુંથનરૂપે દાખલા દૃષ્ટાંતદ્વારા લેખકોએ, એ ઉપદેશને બહુ રસમય અને આકર્ષક કર્યો છે.

(૫) એ રાસોમાંથી સદ્બોધક ટુચકા અને રસિક સુબોધયુક્ત કાવ્યકણિકાઓ જુદી તારવી શકાય એમ છે; અને એવાં જુદાં તારવી કાઢેલાં કાવ્યકણોને ગુજરાતી ભાષાના 'રત્નભાંડાગાર' નામ પુસ્તકરૂપે યોજી શકાય એમ છે.

(૬) કેટલાક રાસોમાંથી લેખકોનાં બુદ્ધિવૈભવ, કાવ્યચમત્કૃતિ, અને અલંકારયુક્ત વાણી જોઈ સહૃદય વાંચકને આનંદ મળે એમ છે.

(૭) એ રાસો ઉપરથી એ રાસોના વસ્તુપાત્રને અનુસરી, એ રાસોનો શુદ્ધ ધર્મ ઉપદેશરૂપ અંતિમ હેતુ લક્ષમાં રાખી, વર્તમાન શૈલીએ શુદ્ધ

સંસ્કારી ભાષામાં કોઈ શિષ્ટ લેખક નવલકથા લખે, તો સદ્ધર્મની તથા ગુજરાતી ભાષાથી વ્યવહરનારની જરૂરી સેવા બજાવાય એમ છે. મોટી નિર્જરા અને પુણ્યબંધનુ કારણ છે.

(૮) આ ધ્યાનમાં રાખવાનું છે કે રાસોના લેખકોએ રાસો ગુજરાતી ભાષા અથવા કાવ્ય ચમત્કાર અર્થે નથી લખ્યા, પણ ગુજરાતી ભાષાનો ઉપયોગ કરનારાઓને સદ્ધર્મ ઉપદેશવા અર્થે લખ્યા છે; એટલે ક્વચિત્ ભાષાડંબરી કે કાવ્યચમત્કૃતિ વિનાની સાદી ભાષા માલૂમ પડે, તેથી ભણેલાઓએ (Pedants) મુખ મચકોડવાનું નથી; તેથી એ રાસોની કિંમત કાંઇ ઓછી થતી નથી; સારશોધક સહૃદય વિદ્વાનોએ તો એ રાસોના આંતર્ હાર્દ ઉપર, અંતિમ હેતુરૂપ સદુપદેશ ઉપર નજર ઠેરવવાની છે. કાવ્યચમત્કૃતિ વિનાની સાદી ભાષામાંથી પણ જિજ્ઞાસુ ભાષાશાસ્ત્રીને અવનવું શિખવવાનુ મળે એમ છે.

(૯) આ પણ લક્ષમાં રાખવાનુ છે કે ભાષાની કિંમત તે ભાષાનો ઉપયોગ કરનારાને લઇને છે; ભાષાનો ઉપયોગ કરનારા ન હોય તો તે ભાષા મૃતવત્ (dead) છે; અને મૃતવત્ ભાષામાં ગમે તેવા ભાષાડંબર–કાવ્યચમત્કાર હોય પણ તે સામાન્ય જનસમૂહને તો નકામા થાય-છે. શ્રી સિદ્ધસેન દિવાકરની, સમયને નહિ છાજતી સંસ્કૃત ભાષા, અને વૃદ્ધવાદીની સમયોચિત સરળ પ્રાકૃત (પ્રકૃત જનને man on the spot અનુસરતી) ભાષા,—આ બેમાંથી કઈ કારગત (વિજયી) થઈ એ વાર્તા સુપ્રસિદ્ધ છે. આ ઉપરથી કહેવાનું કે પ્રસ્તુત રાસો કોના અર્થે લખવામાં આવ્યા છે, તે ઉપર તથા તેમાંના ઉપદેશ ઉપર દૃષ્ટિ રાખવામાં આવે તો રાસાની કિંમત અને ઉપયોગિતા એકદમ પ્રતીત થશે; ભલે પછી તે રાસામાં વાગાડંબર કે કાવ્યાલંકાર ન હોય. ઘણા રાસામાં રમણીય મનોજ્ઞ વાગ્‌વિભવ અને કાવ્યાલંકાર આદિ છે. તથાપિ બધામાં ન હોય તેથી તેમને પ્રેમાનંદાદિનાં કાવ્યો સાથે રસાલંકાર–વાગ્‌વિલાસ આદિની સરખામણીમાં તરછોડી કાઢી તેની ગણુના ન કરવામાં આવે એ અંગે આ લખવું છે.

(૧૦) આ પણ ધ્યાનમાં રાખવાનુ છે કે, આ રાસાના લેખકો પ્રાયઃ સાધુ હતા; ઘરબાર ત્યાગી સ્વપરહિત અર્થે ઉદ્યમ કરનારા સાધુ હતા; અને એથી એ રાસો લખવાનો મુખ્ય હેતુ જનહિત તથા સદ્ધર્મસેવા સાથે સ્વકર્મની નિર્જરાનો હતો.

(૧૧) આ રાસોમાંનો કેટલોક ભાગ છપાઇ ગયો છે; પણ એ મુદ્રિત થયેલા-માંનો કેટલોક ભાગ એવો અશુદ્ધ અને ચિંથરીઓ (Shabby and ragged) છે કે, તેને ફરી છપાવવાની જરૂર છે; માટે આ બધા રાસોનો સમૂહ ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થયેલાં "પ્રાચીન કાવ્ય-માળા" અથવા "બૃહત્કાવ્યદોહન"ની શૈલીએ "પ્રાચીન જૈનકા-વ્યમાળા" અથવા "જૈન કાવ્યદોહન" રૂપે છપાવવામાં આવે તો ગુજરાતી સાહિત્યનું ગૌરવ વધારનારા સંખ્યાબંધ ગ્રંથો (volumes) થઈ શકે એમ છે, એટલુંજ નહિ પણ તેથી સદ્ધર્મ સેવાનો, ગુજરાતી સાહિત્યવૃદ્ધિનો અને ગુજરાતી સાહિત્યનો લાભ લેનારા ઉપર ઉપકારનો અને પરિણામે નિર્જરાનો મહાન્ લાભ છે.

(૧૨) જૈન લેખકો તથા અન્ય લેખકો વચ્ચે કેવી સ્પર્ધા ચાલતી, કેવાં અ-ન્યોન્ય અનુકરણ થતાં, તથા કેવાં લેખચૌર્ય (plagiarism) અથવા વસ્તુ ચોરી થતાં એ પણ કોઈ કોઇ રાસો ઉપરથી સમજાવા યોગ્ય છે.

(૧૩) કેટલાક રાસો તો એકને એક વિષયના હોવા છતાં જુદી જુદી રીતે જુદા જુદા લેખકોવડે જુદા જુદા લખાયલા માલૂમ પડશે.

(૧૪) રાસોની યાદીપરથી ગુજરાતીના શતકવાર જૈન લેખકો સંબંધી ઉલ્લેખ કરવાની, નિબંધ લખવાની સરળતા થશે."

આ રીતે રાસોની ઉપયોગિતા જુદા જુદા દૃષ્ટિબિંદુથી જોઇ. હવે આ પુસ્તકમાં સમાવેલા રાસો વિષે જોઇએ. કુલે ૧૧ રાસો છે અને ૨ સ્વાધ્યાય (સઝાયો) છે, તે બધાં કાવ્યસાહિત્યમાં પ્રવેશે તેમ નથી, પરંતુ તેમાંના કેટલાકમાં જે વર્ણન, દેશના આદિ ભાગો છે તે કાવ્ય તરીકે ખપી શકે તેમ છે. અને તે કામ મધ્યસ્થ કાવ્યવેત્તાઓનું છે. મોટે ભાગે જેનો રાસ છે તે કયે ગામ, કેને ત્યાં જન્મ્યા, દીક્ષા ક્યારે અને કેની પાસે લીધી અને તે માટે નિમિત્તરૂપ કંઇક દેશનાનો ભાગ, વિહાર જુદે જુદે સ્થળે કર્યો તે, અને છેવટે સ્વર્ગગમન ક્યારે થયુ અને તે માટે તેની માંડવી કેમ રચાઇ, તે વખતે શ્રાવકો કોણ કોણ હતા વિગેરે બાબતો છે અને તેથી થોડી ઘણી રૂક્ષતા, નીરસતા અને નિર્વિવિધતા આવે છે. બાકી ઇતિહાસ માટે તેટલી પણ વિગતો ઘણી કામની છે. ખરો ઇતિહાસ હાલ જેને કહેવામાં આવે છે તેવું તેમાં ન હોય પણ હાલના ઇતિહાસકાર આ રાસોપરથી ઉદ્ભવતી વિ-ગતો, કૃતિઓ, દેશકાલ વગેરે સંજોગો ભેગાં કરી નવીન શૈલીએ ઇતિહાસ પૂરો પાડી પ્રજા ઉપર ઉપકાર કરી શકે તેમ છે.

જે રાસો આ પુસ્તકમાં મૂકવામાં આવ્યા છે, તેમાંની કોઇની પણ, એક સિવાય બીજી પ્રત ઘણા પ્રયત્નો કર્યા છતાં મળી શકી નથી, તેથી લાચારીએ તેને પ્રકાશમા મૂકવામાં ફરજ સમજાઇ છે, અને તેથી સંશોધન કરવામાં બહુ મુશ્કેલીઓ સહવી પડી છે.

શ્રી **શાંતિ**દાસ શેઠના રાસની પ્રત **અ**મદાવાદના **શે**ઠ **રા**જાભાઇ **મો**હનભાઈની પાસેથી મળી હતી. આ ' એક્સરસાઇઝ બુક ' માં ઉતારેલી હતી; શ્રી **સત્ય**વિજય, કર્પુરવિજય, **ક્ષ**માવિજય, **જિ**નવિજય, અને **ઉ**ત્તમવિજય રાસોની પ્રતો **પા**દરાવાળા રા. **મો**હનલાલ **હે**મચંદ વકીલ પાસેથી મળી હતી. તે સં. ૧૯૬૫ કે તે દરમ્યાન ઉતારેલી છે. આની મૂળ નકલો મને પ્રખ્યાત વક્તા મુનિ શ્રી **ચા**રિત્રવિજય મહારાજ પાસેથી **માં**ગરોળ ભંડારમાંથી આવેલી હતી તે જોવાની તક મળી હતી, અને તે ઉપરથીજ ઉપરની નકલો ઉતરાવી હોય એમ લાગે છે, પરંતુ મૂળ નકલો **માં**ગરોળ સંઘમાં ઝઘડો હોવાથી તેના ભંડારમાંથી મળી શકી નથી.

શ્રી **પદ્મ**વિજય મહારાજના રાસની નકલ **અ**મદાવાદની વિદ્યાશાળા તરફથી શિલાલેખમાં છપાયેલ પૂજાસંગ્રહમાં આપેલ હતી તેપરથી લેવામાં આવી છે, અને તે પણ ઉક્ત વકીલ રા. **મો**હનલાલ **હે**મચંદે મોકલી હતી.

શ્રી **લ**ક્ષ્મિસાગરસૂરિ, તથા **ને**મીસાગરસૂરિના રાસની તથા શ્રી વિજયદેવસૂરિ ( સ્વાધ્યાય ) ની હસ્ત લિખિત પ્રતો મુનિ મહારાજ શ્રી **બુ**દ્ધિસાગરજી પાસેથી મળી હતી, અને **વિ**જયાનંદસૂરિની સ્વાધ્યાય તેમજ કલ્યાણવિજય ગણિના રાસની હસ્તલિખિત પ્રત મેં રા. કુંવરજી આણંદજીને લખવાથી તેમણે **ભા**વનગર સંઘના ભંડારમાંથી મેળવી આપી હતી.

આ રીતે મને જે જે ઉપરોક્ત મુનિ મહારાજ, શ્રાદ્ધવર્યો પાસેથી પ્રતો માટે સહાય મળેલી છે તેથી તેમનો આભાર માનું છું.

આ ગ્રંથ પ્રાચીન ગુજરાતીમાં હોવાથી તેને કંઇક વિશેષ સારા રૂપમાં મૂળ પ્રાચીનતા આબાદ રાખી સંશોધી મૂકેલ છે, અને તેની સાથે તેમાં આવના પ્રાચીન શબ્દો, પારિભાષિક શબ્દો અને બીજા કઠિન શબ્દોના અર્થોનો **કો**ષ આ ગ્રંથને છેવટે મહાપ્રયાસ કરી અક્ષરાનુક્રમમાં આપેલ છે. વિશેષમાં દરેકના ભાગ પાડી વિષયવાર મથાળાં મૂકેલ છે કે જેથી વાંચતાં શું બિના આવે છે તે જાણી શકાય. તેમજ સમુચ્ચયમાં આખા રાસનો સાર પ્રસ્તાવનામાં આપેલ છે, અને તેમાં જે જે ચરિત્રનાયકો છે તે સંબંધી રાસમાંથી

પ્રાપ્ત થતી બીના ઉપરાંત બીજાં સ્થળોથી ઉપલબ્ધ થયેલી સર્વ વિગતો મૂકી છે, અને દરેક રાસના કર્તાની બધી વિગત મૂકી છે.

આવા રાસો ઐતિહાસિક દૃષ્ટિએ ઘણા ઉપયોગી છે, અને તેવા રાસો ઘણા ભંડારોમાં પડેલા છે, એવું **લીંબડી, પાટણ, જેસલમીર** આદિ ભંડારોની ટીપ જોતાં માલૂમ પડે છે, તો તેવા ભંડારવાળા આવા રાસો પૂરાં પાડશે તો જૈન ઉપર મહાન્ ઉપકાર કરશે. હમણાંજ થયેલા પંડિત શ્રી **વીર** વિજયનો '**વીરનિર્વાણ** રાસ' **અમદાવાદમાં** તેમની સ્વર્ગ તીથિએ દરવર્ષે વંચાય છે, અને તેની નકલ મેળવવા ઘણો પ્રયાસ કર્યો, છતાં મળી શકી નથી. આશા છે કે લાગતા વલગતા તે 'રાસ' પૂરો પાડી યા છપાવી સૌને આભારી કરશે. આ પુસ્તક કે જે **અધ્યાત્મ** પ્રસારક મંડળ તરફથી બહાર પડેલ છે તે મંડળે આવા ઐતિહાસિક રાસો સંશોધન કરાવી ગ્રંથરૂપે છપાવી આપવાનું માથે લીધું છે તે માટે ખરેખર તે મંડળને ધન્યવાદ ઘટે છે.

ગમે તેટલી સાવચેતી રાખવા છતાં આમાં અશુદ્ધિ રહી ગઇ છે, અને તે જોઇ શકાય તેટલી શુદ્ધિ કરી આ સાથે '**શુદ્ધિ પત્રક**' એ મથાળાં નીચે આપી છે તો સુજ્ઞ જનો સુધારી વાંચશે એ વિનતી છે. તેમ વળી આ ગ્રંથના સંશોધનમાં જે કંઇ સ્ખલન, દોષ આદિ પ્રમાદવશાત્ બુદ્ધિમંદતાથી રહેલ હોય તેને માટે વિદ્વજ્જનોને સુધારવા સૂચના કરવાની વિનંતિ કરી 'મિથ્યા દુષ્કૃત' ચાહું છુ.

**મુંબઈ.**
પ્રિન્સેસ સ્ટ્રીટ
તા. ૭ એપ્રિલ ૧૯૧૨.

સંતસેવક
**મોહનલાલ દલીચંદ દેશાઇ.**
બી. એ. એલ્. એલ્. બી.

# શ્રેષ્ઠિવર્ય શ્રી શાંતિદાસજી.

પૃષ્ઠ ૧–૮

સમગ્ર જૈન સંઘના દીપક, પ્રભાવક શ્રી શાંતિદાસ શેઠજી થઈ ગયા છે, છતાં તેમના સંબંધે બીલકુલ માહિતી આપણે જૈનો ધરાવતા ન હતા એ ઓછું ખેદકારક નહતું; સુભાગ્યે મુનિ શ્રી ક્ષેમવર્દ્ધન ગણિએ રચેલ રાસ પ્રાપ્ત થયેલ છે તેપરથી જાણવા યોગ્ય પણ ઘણોજ ટુંક વૃત્તાંત માત્ર મળી શકે છે. આ રાસ આ સાથે જોડેલ છે, તેપરથી તે જણાઈ આવશે, છતાં ગદ્યમાં કંઈ સાર ઉપયુક્ત માહીતી સાથે અત્ર રજુ કરવામાં આવે છે.

૧.

## જન્મસ્થાન, માતપિતા.

શેઠજીનું જન્મસ્થાન રાજનગર હતું કે જે અમદાવાદને નામે હમણાં પ્રસિદ્ધ છે. રાજનગર જંબુદ્રીપના ભરતક્ષેત્રમાં આવેલ ગુર્જરદેશમાં છે અને તેનું વર્ણન કવિએ આ પ્રમાણે કરેલ છેઃ—

'અહીં સુખશાંતિ સારી હતી તેથી ચોર વિગેરેનો ભય નહતો, વ્યાપાર બહુ ધીકતો ચાલતો હતો, અને શ્રીમંત વ્યાપારીવર્ગ–વણિકો ઘણા વસતા હતા. જિનમંદિરો ઘણાં હતાં–જૈનધર્મનો પ્રસાર ઘણો સારો હતો. બાર દરવાજા હતા અને છત્રીશ તો તેને પરાં હતાં. ચોરાશી ચૌટાં હતાં, કે જેમાં માણેકચોક અતિ પ્રસિદ્ધ હતો. પેશ્વાઈ ગાયકવાડ એમ બે રાજ્યો હતાં.'

આ વર્ણન ઐતિહાસિક દૃષ્ટિએ સત્ય લાગે છે, કારણ આ વર્ણન, કર્તાનો સમય ઇ. સ. ૧૮૦૦ નુ અગર લગભગ તે સમયનું છે, અને તે સમયે પેશ્વાએ ગાયકવાડને સત્તા આપી હતી એમ ઇતિહાસપરથી જણાય છે. જુઓ ગુજરાતનો અર્વાચિન ઇતિહાસ પૃ ૩૧૯ કહે છે કેઃ—

"એજ વર્ષમાં પેશ્વાએ પોતાના ભાઈ ચિમનાજીની સુબેદારી રદ કર્યા વગર ગુજરાતમાં પોતાના જે કંઈ હક્ક હતા તેનો પાંચ વર્ષ માટે ગોવિંદરાવ ગાયકવાડને ઇજારો આપ્યો. એ હક્કમાં કાઠિયાવાડ તથા સોરઠની ખંડણીનો હિસ્સો, પેટલાદ, નાપાડ, રાણપુર, ધંધુકા અને ગોઘાની ઉપજ, ખંભાતની દરીઆઇ જકાતમાંના કેટલાક હક્ક અને અમદાવાદ શહેરની ઉપજનો હિસ્સો, એ પ્રમાણે હતું."

અમદાવાદે જૈન સામાજિક, રાજકીય તેમજ ધાર્મિક પ્રગતિમાં અગત્યનો

ભાગ બજાવ્યો છે. આપણા કેટલાક પ્રખ્યાત મુનિઓએ ત્યાં જન્મ લીધો છે, વિહાર કર્યો છે અને અનેક જિનમંદિરો સ્થાપી જૈનધર્મનો ઉદ્યોત ઘણી સરસ રીતે કર્યો છે. આપણા નામાંકિત શ્રાવકોએ ત્યાં જન્મ લઇ અનેક સંઘો કાઢી ધર્મપ્રભાવના કરી છે, એટલુંજ નહિ પરંતુ આપણાં તીર્થોની રક્ષા કરી તેપરના ઘણા હક્કો જૈનોને માટે મેળવ્યા છે. આમાંના પ્રધાન આપણા ચરિત્રનાયક શ્રી **શાન્તિદાસજી** શેઠ છે.

**શાં**તીદાસ શેઠના પિતાનું નામ **સહસકિરણ** ( સહસ્રકિરણ–સૂર્ય ) એ હતું. તેમનો જન્મ ક્યારે થયો, માતાનું નામ શું હતું તે હમણાં તો અજ્ઞાત છે.

૨.

## ચિંતામણી મંત્ર.

શ્રીમન્ **વીર**પ્રભુની ત્રેપનમી પાટે શ્રી **લક્ષ્મિ**સાગર સૂરિ થયા. તેમનો **જન્મ સં**૦ ૧૪૬૪ ભાદ્રપદ વદિ બીજ, **દિ**ક્ષા સમય **સં**. ૧૪૭૦, **પં**ન્યાસ-પદ ૧૪૯૬, **વા**ચકપદ ૧૫૦૧, **સૂ**રિપદ ૧૫૦૮, ગચ્છનાયક પદ સં. ૧૫૧૭ માં **થ**યો હતો. તેમના વંશમાં **લ**બ્ધિસાગર ઉપાધ્યાય થયા, તેના બે શિષ્ય નામે **ને**મસાગર અને **મુ**ક્તિસાગર પંડિત થયા, અને ચોમાસું **સુ**રતમાં થયું.

આ સમયે **શાં**તિદાસ નામે ધનવાન્ શ્રાવક **સુ**રતમાં રહેતો હતો. પોતે નિઃપુત્ર **હોવાથી** ગુરૂને એક સમયે તે સંબંધે સહેજ પૂછ્યું. ત્યારે ગુરૂએ કહ્યું કે " તે માટે **ચિં**તામણિ નામનો મંત્ર છે, તેની સાધના છ માસ સુધી તેના મંત્ર પ્રમાણે કરવી જોઇએ. એક વખત બારહજાર અને બીજી વખત છત્રીસ હજાર એમ ઉત્તરોત્તર પાંચ વખત તેનો જાપ જપવો જોઇએ, અને તેમાં ધૂપ, દિપક, બાકુલા વગેરે છ માસ સુધી આહૂતિ આપવી જોઇએ. આમ થયે ધરણરાય પદ્માવતી મનની આશા પૂરે તેમ છે. " આ પરથી શેઠે હા પાડી અને તે માટે મોદીખાનું ભળાવી દીધું.

[ નોટ—અહીં જરા કહેવું આવશ્યક છે કે મુનિઓ નિષ્પરિગ્રહી અને સંસારહેતુના આલંબન નહિ કરનાર હોવા છતાં આ મુનિશ્રીએ આ મંત્ર સાધના કેમ હાથ ધરી હશે ?—એવો પ્રશ્ન ઉઠવા સંભવ છે. તો તેનો ઉત્તર એવો આપી શકાય કે કંઈ તેવો સંસાર હેતુ વધે તેવો આશય તેમાં નહિજ હોવા સંભવ છે, પરંતુ જેનાથી ધર્મનો પ્રભાવ ઘણો વધે એવાના સંબંધમાં આની સાધના પ્રયોજવામાં ઉચિતતા જોવાય છે. ]

હવે આ મંત્ર સાધતાં તે મંત્ર જે દિવસે પૂરો થાય છે તેજ દિવસે ઝવેરાતના વ્યાપાર અર્થે **રાજનગરના** આપણા ચરિત્રનાયક શ્રી **શાંતિદાસ** શેઠ **સુ**રતમાં

હતા, તે પ્રભુદર્શન કરવા દેવાશ્રયમાં જાય છે, અને ત્યાં ગુરૂ ( મંત્રસાધક ) હતા તેથી તેને વંદણા કરવા જાય છે. આ વખતે બરાબર સાધનાનું મુહૂર્ત હતું તેથી ગુરૂએ પૂછતાં પોતે **શાંતિદાસ** નામના વેપારી છે એમ કહ્યું તેથી 'વ્હેલો તે પ્હેલો' એમ જાણી—નામ પણ બરાબર શાંતિદાસજ—એકજ છે એમ વિચારી મંત્ર સાધવા બેસારી દીધા. મંત્ર ભણાય છે અને પૂરો થતાં તેના અધિષ્ઠાયક શ્રી **ધરણેંદ્ર** નાગનું રૂપ લઇ આવે છે, અને ફણા ચડાવી માથે ચડી ત્યાંથી પોતાની જીભનો લલકારો કરે છે. ગુરૂએ જીભ ભેગી કરવાનું કહ્યું, પણ શેઠજીને તેથી મરણની શંકા ઉપજવાથી ભય લાગ્યો. આથી **ધરણેંદ્ર** તરતજ અદશ્ય થયા. આ વખતે ગુરૂએ કહ્યું કે 'જો જીભ શંકાના અભાવે ભેગી કરી હોત તો રાજા થાત એવો એ મંત્રનો પ્રભાવ છે, પરંતુ તેમ થયુ નથી તો અઢળક લક્ષ્મી થશે.' માટે 'ખાઓ, ખર્ચો અને સુપાત્રે વાવરો'—એવો આશીર્વાદ આપી શેઠને રજા આપી.

શેઠનો ઝવેરી તરીકેનો વ્યાપાર જામતો ગયો, અને દિવસાનુદિવસ લક્ષ્મી વધતી ગઈ. આ વખતે **દિલ્હીપતિ** મહાન્ **અકબરનું** રાજ્ય હતું; તેમને ત્યાં પોતાની બેટી પરણતી હતી તેથી ઝવેરીખાનું પૂરૂં કરવા હુકમ કર્યો; **શાંતિદાસ** શેઠે ઉચ્ચ જવાહીર ભેટ તરીકે મૂક્યું. મૂલ્ય પૂછતાં તે સાસ-રવાસો ગણવા શેઠે કહ્યું, આથી બાદશાહ બહુ આનંદિત થયો. આવા વખ-તમાં **અકબર** બાદશાહની બેગમ પોતાના જ્યેષ્ઠ શાહજાદાને લઈને કોઇ કાર-ણસર કોઇ પ્રકારે નાસીને આવી, અને પાતશાહવાડીમાં ઉતરી. આની સેવા-બરદાસ **શાંતિદાસ** શેઠે બહુજ સરસ રીતે કરી. એટલામાં **અકબર બાદશાહ** મરણ પામ્યો. (ઇ. સ. ૧૬૦૫). આથી બેગમ તુરતજ પોતાના શાહજાદાને લઇને **દિલ્હી** ગઇ, અને તે **જહાંગીર સલીમશાહ** (નુરૂદીન મહમ્મદ જહાં-ગીર) નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેણે **શાંતિદાસ** શેઠને પોતાના મામા કરી રાખ્યા, અને **રાજનગરની** સુબાગીરી સોંપી.

### ૩.

### રાજસાગર ગુરૂને સૂરિપદ.

**રાજનગરમાં રાજસાગર** ગુરૂ આવ્યા, તેપર શેઠજીને બહુ આસ્થા બેઠી હતી, પછી મુખ્ય પટ્ટધર શ્રી [1]**વિજયસેનસૂરિને** બોલાવ્યા, અને તેમને **રાજસાગરગુરૂને** ઉપાધ્યાયપદ આપવા વિનતિ કરી. શ્રી **વિજયસેનસૂરિએ** કહ્યું

---

૧ વિજયસેનસુરિ (તપાગચ્છની ૫૯ મી પાટે). જન્મ સં. ૧૬૦૪ નાર-દપુરિમાં, દિક્ષા ૧૬૧૩. બાદશાહ અકબરે તેમને 'કાલિસરસ્વતિ' એ બિરૂદ આપ્યું. સ્વર્ગગમન સં. ૧૬૭૧ ના જ્યેષ્ઠ વદિ ૧૧ ને દિને સ્તંભતીર્થમાં.

કે 'એમ પદવી આપીએ, તો સ્થળે સ્થળે થઈ જાય તેથી તેનું મહાત્મ્ય ન રહે; માટે તમારી તે વિનતી સ્વીકારી શકાય તેમ નથી !' આથી **શાંતિદાસ** શેઠને ખોટું લાગ્યું; પરંતુ હૃદયમાં રાજસાગર ગુરૂને સૂરિપદ ગમે તે પ્રયાસે અપાવવાનો નિશ્ચય કર્યો હતો. કેટલાંક વર્ષે પછી **ખંભાતના** નગરશેઠ **અમદાવાદ** આવ્યા, અને તેમને શ્રી **શાંતિદાસ** શેઠે પોતાને ત્યાં રોકી રાખ્યા અને 'જ્યાં સુધી પટ્ટધર **સૂરિ** કે જે હમણાં **ખંભાતમાં** છે, તેમના તરફથી કોઇ પણ રીતે રાજસાગર ગુરૂને સૂરિપદ આપવાની સંમતિ ન મંગાવો ત્યાં સુધી તમો અહીંથી **ખંભાત** નહિ જઇ શકો' એવું **શાંતિદાસ** શેઠે **ખંભાતના** શેઠને કહ્યું. ( આ વખતે **શાંતિદાસ** શેઠનો એટલો બધો આજ્ઞાપ્રભાવ **અમદાવાદમાં**–બાદશાહની સાથેના સંબંધથી ચાલતો હતો કે તે ગમે તે કરી શકે. ) **ખંભાતના** શેઠે આ વાત પત્રથી **ખંભાત** જણાવી, અને પત્રમાં જણાવ્યું કે 'જો સૂરિશ્રીનો વાસક્ષેપ આવશે તોજ છૂટી શકાશે, નહિ તો બંધીમાં રહેવું પડશે' ખંભાતમાં તે શેઠની વહુ–શેઠાણી, સૂરિશ્રી પાસે ચુંદડી પહેરી ગઇ અને ગુરૂસ્તુતિ ( ગુંહલી ) કરી એટલે સૂરિશ્રીએ વાસક્ષેપનું ચુંદડીપર ક્ષેપન કર્યું અને સૌભાગ્ય ઇચ્છ્યું. ત્યારે શેઠાણીએ **અમદાવાદ** શેઠને રોકયા છે તે વાત અને તેનું કારણ જણાવ્યું, અને કહ્યું કે 'જો આપશ્રી વાસક્ષેપ અને સૂરિમંત્ર રાજસાગર ગુરૂને સૂરિપદ આપવાની સંમતિ-દર્શક ચિન્હ તરીકે મોકલાવશો તો' શેઠ ઘેર આવશે અને મારી લાજ–મારૂં સૌભાગ્ય રહેશે ! [1]સૂરિશ્રી ( વિજયદેવસૂરિ ) એ વાસક્ષેપ સાથે સૂરિમંત્ર–**જિનાય નમઃ** લખી મોકલ્યો, અને શેઠાણીને સભા સમક્ષ 'તમારૂં સૌભાગ્ય અવિચલ રહો, અને જાઓ સુખેથી શેઠને તેડાવો' એવાં વચન કહી ચુંદડી ઓઢાડી. આ રીતે શ્રી રાજસાગર સૂરિપદે સ્થપાયા ( સંવત્ ૧૬૮૬ ના જ્યેષ્ઠ માસને શનિવારે ) અને **સાગરગચ્છની** સ્થાપના થઇ. રાજસાગર સૂરિના પિતાનું નામ **દેવિદાસ** હતું અને માતાનું નામ **કોડમદે** હતું ( જુઓ પૃ. ૨૨ પ્રસ્તાવના ) અને આજ રાજસાગર સૂરિના ઉપદેશથી શેઠ **શાંતિદાસે** અગીઆર લાખ રૂપીઆ ધન ખર્ચ્યું હતું. (જુઓ પૃ. ૨૩ પ્રસ્તાવના.)

## ૪.

## ઉપસંહાર.

અહીં શાંતિદાસ શેઠનું વૃત્તાંત પૂરૂં થાય છે તેમનો વંશ હજુ સુધી અમીવૃક્ષ પેઠે ચાલુ છે. તેમના પ્રપૌત્ર વખતચંદ શેઠ બહુ નામાંકિત અને

---

૧ વિજયસેન સૂરિએ સં. ૧૬૭૨ માં ખંભાતમાંજ કાલ કર્યો હતો, જેમના પટ્ટધર વિજયદેવસૂરિ હતા. જેમણે વાસક્ષેપ અને સૂરિમંત્ર આપ્યો.

પ્રભાવક થયા. તેની પરંપરા આ પ્રમાણે છે. **શાંતિદાસ** શેઠના પુત્ર **લખમીચંદ** શેઠ, તેના પુત્ર **ખુશાલચંદ** શેઠ અને તેના પુત્ર, (૧) **નથુ**, (૨) **જેઠમલ** અને (૩) **વખતચંદ**. તે વખતચંદ શેઠનું વૃત્તાંત હવે પછી જોઈશું.

૫.

રાસકાર શ્રી **ક્ષેમવર્દ્ધન**.

તેમની પટ્ટાવલિ નીચે પ્રમાણે છે.

**હીરવિજય** સૂરિ.
|
**નગવર્દ્ધન** ગણિ.
|
**કમલવર્દ્ધન** પંડિત.
|
**રવિવર્દ્ધન** ઉપાધ્યાય.
|
**ધનવર્દ્ધન** પંડિત.
|
**વિનીતવર્દ્ધન** (લક્ષ્મિસાગર સૂરિના સમયમાં).
|
**પ્રીતિવર્દ્ધન** ઉપાધ્યાય.
|
**વિદ્યાવર્દ્ધન**.
|
**હીરવર્દ્ધન**.
|
**ક્ષેમવર્દ્ધન**.

રાસ રચ્યાનો **સંવત્** ૧૮૭૦ છે. આ વખતે **રાજસાગર** સૂરિ કે જેની વાત આપણે આગળ કરી ગયા છીએ, તેના વંશજ **શાંતિસાગર** સૂરિ **પાટણ**માં વિરાજતા હતા એમ રાસકાર પોતે જણાવે છે. (જુઓ પૃ. ૧૦૦–૧૦૧). તેની પ્રશસ્તિ નીચે પ્રમાણે છે.

**હીરવિજય** સૂરિ (૫૮ મી પાટે **તપગચ્છ**).
|
**વિજયસેન** સૂરિ (૫૯ મી પાટે **તપગચ્છ**).
|
**રાજસાગર** સૂરિ.
|
**વૃદ્ધિસાગર** સૂરિ.
|

લક્ષ્મિસાગર સૂરિ.

કલ્યાણસાગર સૂરિ.

પુણ્યસાગર સૂરિ.

ઉદયસાગર સૂરિ.

આણંદસાગર સૂરિ.

શાંતિસાગર સૂરિ.

આ શાંતિસાગર સૂરિએ અનુક્રમે સં. ૧૮૮૬, ૧૮૮૯, ૧૮૯૩ અને ૧૯૦૫ માં જુદે જુદે સ્થળે બિંબપ્રતિષ્ઠા કરાવી છે. (જુઓ, શિલાલેખ નં. ૭૬૦, ૭૬૮ અને ૭૯૪ (જૈન બીબ્લીઓગ્રાફી, ગૅરિનો.) આવી રીતે સાગરગચ્છ જુદાં જુદાં પાંખીઆંથી આગળ વધ્યો છે. અત્યારે પણ સાગર-ગચ્છનો પરિવાર મહિમાવાળો જોવામાં આવે છે; તેમજ તપાગચ્છીય સાગર સાધુઓની સાગર શાખા પણ મહિમાવંત જણાય છે તે નીચે પ્રમાણેઃ—

૫૮ શ્રી હીરવિજયસૂરિ.

૫૯ સહેજસાગર ઉપાધ્યાય.

૬૦ જયસાગર ઉપાધ્યાય.

૬૧ જિતસાગર ઉપાધ્યાય.

૬૨ માનસાગર ગણિ.

૬૩ મયગલસાગર (મૂળનામ મંગળદાસ, ગામ વીસનગર)

૬૪ પદ્મસાગર (મૂળ નામ પ્રેમચંદ, ગામ અમદાવાદ સ્વર્ગવાસ ૧૮૨૫ અષાડ શુદ ૧૧ મેડતા.)

૬૫ [1]સુજ્ઞાનસાગર (મૂળ ગામ સંગ્રામગઢ, સ્વર્ગવાસ ૧૮૩૮ શ્રાવણ સુદ ૫ )

---

૧ આમના હાથે ઉદયપુરના સંઘે સંવત્ ૧૮૧૭ વૈશાખ શુદિ ૧૦ ના દિવસે અંજનશલાકા કરાવી હતી, અને ૧૮૧૯ ના મહા શુદી ૫ ના દિવસે શ્રી પદ્મનાભ મહારાજની પ્રતિષ્ઠા કરાવી. વળી આમણે સંગ્રામગઢથી જીર્ણ ગ્રંથો મંગાવી ઉદય-પુરના જ્ઞાન ભંડારની વૃદ્ધિ કરી.

૬૬ સ્વરૂપસાગર (નાગોરના. સ્વર્ગવાસ ૧૮૬૬ પોસ શુદ ૨ પાલી શહેર )
|
૬૭ નિધાનસાગર (હમણુ ગામના. સ્વર્ગવાસ ૧૮૮૭ ભાદરવા વદ ૧૪)
|
૬૮ મયાસાગરજી.
|
૬૯ નેમસાગરજી.
|
૭૦ [1]શ્રીમદ્ રવિસાગરજી.
|
૭૧ સુખસાગર (હાલ વિદ્યમાન છે.)

શ્રીમદ્ રવિસાગરની શિષ્ય સંપદા નીચે પ્રમાણે છે.

૧ હીરસાગર (અમદાવાદના. દિક્ષા ૧૯૧૪ મહા માસ.)

૨ [2]રત્નસાગર (પાટણના. નામ રામચંદ. દીક્ષા સં. ૧૯૧૭).

૩ ક્ષેમસાગર ( પાટણ. નામ ખુશાલચંદ. દીક્ષા ૧૯૧૮ ફાગણ સુદ ૨ રાધનપુર.

૪ [3]શાંતિસાગર (ઇડર. નામ સરૂપચંદ દીક્ષા ૧૯૨૦ વૈશાખ સુદ ૧૦ ઘોઘા ).

૫ ગુણસાગર ( વસો નામ સાકરચંદ હરજીવન. દીક્ષા ૧૯૨૨ જેઠ શુદ ૬ ).

૬ મણિસાગર ( વસો. નામ માનચંદ સાકરચંદ. દીક્ષા ૧૯૨૨ જેઠ સુદ ૬ ).

૭ ભાવસાગરજી (સુરત. નામ ફુલચંદ ભુખણદાસ. દીક્ષા ૧૯૪૩ ના વૈશાખ સુદ ૬ મહેસાણા. )

૮ સુખસાગરજી (પાટણ. નામ સાકરચંદ આલમચંદ. દીક્ષા ૧૯૪૩ ના વૈશાખ સુદ ૬. )

---

૧. જન્મ સં. ૧૮૭૬. પાલીમાં (મારવાડ), પિતાનું નામ રઘાજી, માતાજી માણેકોર, જ્ઞાતે વીશા ઓસવાળ વણિક. સંસારી નામ રવચંદજી, દીક્ષા સં. ૧૯૦૮ માગશર સુદ ૧૧ અમદાવાદ.

૨. બહુજ વિદ્વાન્ અને શાસ્ત્રના પારંગામી હતા. તેમની પાસેથી શ્રી સિદ્ધિવિજયજી પણ અભ્યાસ કરતા હતા. તેના નામની યાદગીરીમાં સુરતમાં રત્નસાગરજી પાઠશાળા સ્થાપવામાં આવી છે.

૩ પાછળથી તેઓએ સાધુ વેષ ત્યજયો હતો.

# વખતચંદ શેઠ.

૧.

## જન્મ, વિવાહ.

શાંતિદાસ શેઠને લખમીચંદ નામના પુત્ર થયા. તેના પુત્ર ખુશાલચંદ કે જેને ત્રણ સ્ત્રીઓ હતી. પહેલી સ્ત્રીથી નથુશાનો જન્મ થયો, બીજી દિપીવહુથી જેઠમલજી થયા, અને ત્રીજી જમકું વહુથી શુભસ્વપ્નસૂચિત વખતચંદ શેઠનો જન્મ સં. ૧૭૯૬ કાર્તિક વદિ ૨ મંગળવારે થયો, તેને મોટો થતાં નિશાળે મૂક્યો અને તે ભણીગણીને હુશિયાર થયો. પછી જુવાન થતાં જડાવદે નામની ભાર્યા પરણ્યા, અને તેના પેટથી ઈચ્છાભાઈ નામનો પુત્ર થયો. જડાવદે ખંભાતના શેઠ જયચંદ હીરાચંદની પુત્રી હતાં.

૨.

## ઝવેરાતનો ધંધો.

રાજનગરમાં આ વખતે શેઠ નાનાશાનો પુત્ર સુરચંદ બહુ ભણેલ-ગણેલ અને બાહોશ નર હતો; તેને અને વખતચંદ શેઠને સારી પ્રીતિ જામી. અને તેમણે ભાગમાં ઝવેરાતનો ધંધો કરવા માંડયો. ધંધો ધીમે ધીમે બહુ ધીકતો ચાલવા લાગ્યો, અને લોકો આ જોડીને બહુ માન આપવા લાગ્યા. આવે સમયે દામાજી ગાયકવાડ પોતાના કુંવર ફત્તેસીંગ મહારાજને લઇને આવ્યા. આ વખતે ગાયકવાડ સરકાર પાસે એક રત્ન જડાવ (નંગ) આવેલ હતો, તે બીજાને દેખાડતાં તેનું મૂલ્ય સત્તર હજાર રૂપીઆનું થયું. આ વખતે વખતચંદ શેઠ ત્યાં જઈ ચડયા, અને પોતે ઝવેરી છે એમ જણાવ્યું. ત્યારે સરકારે તેને પહેલો જડાવનો મુડો બતાવ્યો તો તેનું મૂલ્ય વખતચંદ શેઠે અગીઆર હજાર આંકયું. રાજાએ કહ્યું કે ત્યારે તમારી પાસે હોય તો તમે તેવા અગર તેથી સરસ મુડા બનાવો. વખતચંદ શેઠે પંદર દિવસની મુદત લઈ ત્યાર પછી એવા એવા સરસ નંગો બતાવ્યા કે જેથી રાજા છક થઈ ગયો. પછી જે પહેલો મુડો આવ્યો હતો તે વખતચંદ શેઠે પોતે આંકેલા મૂલ્યે પેલા વ્યાપારી પાસેથી અપાવ્યો. આથી રાજા સાથે બહુ ઘાડો સંબંધ બંધાયો, અને રાજાએ શેઠનો માનમરતબો પૂરણ સાચવ્યો. શેઠજીએ કાઠિયાવાડ દેશમાં જાત્રા કરવા જવા માટે જણાવ્યું ત્યારે, સરકારે તેમને કહ્યું 'ખુશીથી જાઓ, મારા લશ્કરનો બંદોબસ્ત કરી આપું છું, તમારો કોઈ વાળ વાંકો ન કરે.' આ બધું સંવત્ ૧૮૧૮ માં થયું.

૩.

## રાજકીય સ્થિતિ.

આ વખતે ગુજરાતમાં ગાયકવાડ, પેશ્વા, અને અંગ્રેજ ત્રણેનું રાજ્ય થયું. મૂળ ગુજરાતનો વહિવટ દામાજીને પાસે હતો, આ વખતે સં. ૧૭૬૧ ની પાંચમી પાણીપતની લડાઈ થઈ, તેમાં મરાઠાની જબરી હાર થઈ. પાણીપતની હાર ખાધા પછી જે થોડાક સરદાર બચ્યા હતા તેમાંનો દામાજી ગાયકવાડ એક હતો. તે આ વખતે પેશ્વાની સાથે દિલ્હી ગયો હતો. ખંભાતના નવાબે વાડાસિનોરપર ચઢાઇ કરેલી તેથી ગુજરાત આવ્યા પછી તેની સામે દામાજી થયો અને જવાનમર્દખાનની જાગીર પાછી લઈ લીધી; વળી પેશ્વાના મુખત્યારની સામે થઈ સોરઠ અને કાઠિયાવાડમાં પણ દામાજી ગાયકવાડે પોતાની સત્તા સબળ કરી. (ગુજરાતનો અર્વાચિન ઇતિહાસ પૃ ૨૯૨.) આ વખતે પેશ્વાને તેનો હરીફ નિઝામ બહુ સપડાવતો હતો, તેથી અંગ્રેજ સરકાર (ઇસ્ટ ઈંડિયા કંપનીના અધિકારીઓ) સામે પેશ્વાએ સંદેશા ચલાવવા માંડયા. તેથી અંગ્રેજ સરકારનું પણ ગુજરાતમાં રાજ્ય ગૌણ રીતે કહી શકાય. તેણે, પેશ્વાએ તથા ગાયકવાડે વખતચંદ શેઠને રાજ્યચિન્હ મોકલાવ્યાં.

આ વખતે માધવરાવ બાલાજી પેશ્વા હતો, તેની અને કાકા રઘુનાથરાવની સાથે ખટપટ ચાલતી હતી. દામાજી ગાયકવાડનો દીકરો ગોવિંદરાવ રઘુનાથરાવના લશ્કરમાં પોતાના પિતાની ફોજની એક ટુકડી સાથે હતો. માધવરાવે રઘુનાથરાવને હરાવી તેને તથા ગોવિંદરાવને પકડી પુનામાં કેદ કર્યા. આ લડાઈ પછી થોડા વખતમાં દામાજીરાવ ગાયકવાડ મરણ પામ્યો. સં. ૧૮૨૪. એણે ગાયકવાડ કુળને ઉંચામાં ઉંચી સ્થિતિએ પહોંચાડયું પણ તેના મરણ પછી તેના કુળની સત્તા ઓછી થવા લાગી. દામાજીને બીજા ભાઈ હતા, તે સૌ પોતપોતાનું કરવા પ્રયત્નો કરતા હતા. દામાજીરાવ દીર્ઘદૃષ્ટિવાળો હતો તેથી તેણે જોયું કે વહેંચણ કરી બધા ભાઈ નોખા પડી જઈશું તો પેશ્વા આપણી સામે ફાવી જશે; તેથી કળ વિકળ વાપરી તેણે પોતાના કુટુંબનું ઐક્ય જાળવી રાખ્યું અને પોતાના ભાઇઓને સમજાવી દીધા કે પેશ્વા જેવા આપણા દુશ્મન સામે થવાને ઐક્યની ખાસ જરૂર છે.

દામાજીરાવના મરણ પછી વારસા માટે તકરાર ઉઠી. તેને ચાર પુત્ર હતા. સયાજીરાવ, ગોવિંદરાવ, માનાજીરાવ અને ફત્તેહસિંગરાવ. સયાજીરાવ મૂર્ખ જેવો હતો, ગોવિંદરાવે પેશ્વાની સાથે દંડ, ખંડણી વગેરે બધું આપવાની કબુલાત કરી પોતાને ગાદી આપવાનું લખાવી લીધું. ફતેહસિંગરાવ બહુજ બુદ્ધિશાળી હતો, તે પોતાના મોટા ભાઈ સયાજીરાવ ગાદીપર હોઈ

બધી સત્તા પોતે ચલાવી શકે તેમ હતો. તેણે સં. ૧૮૨૭ માં પેશ્વા પાસે નવીન સલાહ કરી સારી સરતોથી સયાજીરાવને હકદાર ઠરાવ્યો. આમ અનેક ખટપટ ચાલી, અને લડાઇઓ ચાલી. આ બધો ઇતિહાસ લાંબો છે, અને તે અહીં આપવાની આવશ્યકતા નથી.

૪.

સંપત્તિ અને સંતતિ.

વખતચંદશેઠ અમદાવાદમાં નગરશેઠ હતા, પોતાનું માન ગાયકવાડ સરકાર તરફથી બહુ હતું. દિનદિન વ્યાપાર રોજગાર વધતા ગયા, તેથી લક્ષ્મી અઢળક થઈ. પોતાને ૭ પુત્ર થયા અને ૧ પુત્રી થઈ. તેનાં નામ ઈચ્છાભાઈ, પાનાભાઈ, મોતીભાઈ, અનોપચંદ, હેમચંદ, સુરજમલ, અને મનસુખભાઈ અને બાઈ ઉજમ. પાનાભાઇને લલ્લુભાઈ નામનો પુત્ર થયો, મોતીભાઇને ફતેભાઈ નામનો સુત થયો, અને હેમાભાઇને નગીનભાઈ નામનો પુત્ર થયો. એમ પરિવાર વધતો ગયો. ઈચ્છાભાઇને બે વાર, પાનાચંદને ત્રણ વાર, અનોપચંદને બે વાર અને હેમાભાઈ, સુરજમલ, અને મનસુખને એક વાર પરણાવ્યા હતા. સુરજમલ અને મોતીભાઇના પુત્ર નામે ફત્તેચંદના લગ્ન એક સાથે સંવત્ ૧૮૬૧ ના ફાગણ શુદ ૨ ને દિને કર્યા હતાં, અને તેમાં આખા નગરને ભોજન જમાડયું હતું.

પેઢી દિનપ્રતિદિન સરસ રીતે ચાલતી હતી, તેની જુદી જુદી શાખાઓ દેશદેશાવર સ્થાપી હતી. વેપારમાં બંગાળા ઢાકાથી ભાતભાતનાં કાપડ મંગાવતા કે જે કાપડ ભારમાં બહુ ઓછાં પણ કિંમતમાં બહુ ભારે હતાં. હુંડીઓ સુરત, મુંબઈ, પુના, જયપુર, નાગોર, દિલ્હી, આગ્રા, મેડતા, ચિતોડ, કોટા, બુંદી, એમ દક્ષિણ, સોરઠ, મેવાડ દરેક સ્થળે લખાતી અને શીકરાતી. વહાણ માર્ગે, કરીઆણાંનો વેપાર ધમધોકાર ચાલતો હતો. વળી પાલીતાણું પોતાનું હતું. રાચરડા વગેરે દશબાર ગામ પોતાને ત્યાં ધરાણે રાખ્યાં, અને બીજાં ગામોનો ઈજારો લેતા જતા હતા. આમ પુષ્કળ દ્રવ્યનો જમાવ થતો હતો. આ દ્રવ્યનો વ્યય પણ સુકૃતોમાં થતો હતો. દાનશાળાઓ જુદે જુદે સ્થળે રાખી ગરીબ દુઃખીઆઓનો દુકાળસુકાળે ઉદ્ધાર કરાતો હતો. એમ સાતક્ષેત્રમાં દ્રવ્ય વપરાતું હતું.

૫.

સંઘ.

સંવત્ ૧૮૨૬ માં તારાચંદ શેઠે સુરતનો સંઘ લેઈ રાજનગર આવી શ્રી શત્રુંજયની યાત્રા કરી અને તેની સાથે તારંગા, આબુ, ગોડી સંખેશ્વર

પાસને ભેટયા. સં. ૧૮૩૭ માં સંઘપતિ પ્રેમચંદ લવજી સિદ્ધગિરિપર મોટો સંઘ લઈ ગયા. આ વખતે વખતચંદ શેઠજી સાથે હતા. સંવત્ ૧૮૪૩ માં બીજી વખત શેત્રુંજે પ્રેમચંદ લવજી સંઘ લઇ ગયા. સંવત્ ૧૮૫૨ માં પ્રેમચંદ લવજી, મસાલીયા ગોવિંદજી અને હૃદયરામ દિવાન એ ત્રણે જણાએ મોટી જાત્રા મારવાડની કરી. ૧૮૫૫ માં વખતચંદ શેઠે ઉદયસાગરસૂરિને બોલાવી રાજનગરમાં અજિતનાથ પ્રભુની બિંબ પ્રતિષ્ઠા કરી. આ વખતે ઘણી ધામધુમ થઇ. બીજા શેઠીઆઓએ પણ જુદી જુદી બિંબની સ્થાપના કરાવી, અને ઠામ ઠામ જયજયકાર વર્તી રહ્યો. સં. ૧૮૫૬ માં વખતચંદ શેઠ આઠ વર્ષ સુધી રાજનગરમાં રહ્યા. સંવત્ ૧૮૬૨ માં ડાહ્યાભાઇ શેઠે સુરતથી સંઘ લઇ શેઠજીને પૂછી ગોડીરાય ભેટવા યાત્રાઅર્થે મારવાડ ગયા. આ વખતે શેઠાણીએ ઉજમણું મોટા ઠાઠમાઠથી કર્યું.

શેઠજીએ ઝવેરીવાડામાં ઘણાં જિનમંદિરો બંધાવ્યાં. શાંતિદાસ શેઠના સ્મરણાર્થે આદિશ્વર પ્રભુને મંદિરમાં બેસાડયા. નથુશાહ શેઠે ચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનનું દહેરૂં કરાવ્યુ; અને વખતચંદ શેઠે અજીતનાથ પ્રભુ, વીર પ્રભુ, સંભવનાથ વગેરે મૂળનાયકનાં દહેરાં કરાવ્યાં. આવી રીતે ઝવેરીવાડામાં સત્તાવીશ દહેરાં શોભતાં હતાં. શેઠજી સાગરગચ્છના ઉપાશ્રયમાં હમેશાં આવી ગુરૂદેશના—વ્યાખ્યાન સાંભળતા હતા.

સંવત ૧૮૬૪ ના મહા સુદિ ૫ ને સોમવારના દીને શેઠજી પોતે સંઘપતિ થયા અને વિમલગિરી સંઘ લઇ ગયા અને તે વખતે જબરી ધામધુમ થઇ. પાલીતાણાનો ઠાકોર ઉનડજી+ સામો આવ્યો હતો. આ વખતે આણંદસાગર સૂરિ

---

× પાલીતાણાની ગાદીપર સરતાનજી (બીજા) ગાદીપર બેઠા પછી એ સરતાનજીને તેમના ભાયાત અલુભાઇએ ઇ. સ. ૧૭૬૬ માં પાલીતાણા પાસે દગો કરી ઘાતકીપણે માર્યા, અને ગાદી લીધી. સરતાનજીને ઉનડજી નામે ભાઈ હતા, તેમણે આણસોદરાના ઓઢા ખુમાણની મદદ લઈ અલુભાઇને કાઢી મૂકયો, અને પોતે ગાદીએ બેઠા. ભાટ લોકો એવું કહે છે કે ઓઢા ખુમાણે અલુભાઇને મારી નાંખી પાલીતાણાની ગાદીએ ઉનડજીને બેસાડયા, પરંતુ તે તેમને પોતાની સત્તામાં રાખતો હતો, અને પાછળથી તેમનો વિચાર ઉનડજી પાસેથી ગાદી છીનવી લેવાનો થયો હતો, એટલામાં ઉનડજીએજ તેને ત્યાંથી કહાડી મૂકયો.

જ્યારે પાલીતાણામાં ઉનડજી ઠાકોર હતા તે વેળા ભાવનગરમાં વખતસિંહજી રાજ્ય કરતા હતા. ઉનડજીએ તે વખતની લડાઈઓમાં ભાગ ન લેતાં રાજ્ય આબાદ કરવામાં પોતાનું લક્ષ લગાડયું. તેમણે એક સારા લશ્કરનો જમાવ કર્યો, તેમના મનમાં પોતાના વડીલ ખાંધાજીના વખતનું સિહોર સંબંધી વૃત્તાંત યાદ આવ્યું અને તે જીતી લેવાનો તેનો વિચાર થયો. તેમણે વિચાર કર્યો કે ખુમાણ કાઠીઓ

વિરાજતા હતા. પછી તેમનાજ હસ્તથી સંવત્ ૧૯૬૮ ના વૈશાખ શુદ ૩ ને બુધવારે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુનાં ત્રણ પગલાંની સ્થાપના કરાવી. ઝવેરીવાડામાં શાંતિનાથ પ્રભુની મૂર્તિ ઉપર હેમનો મુકુટ કરાવ્યો. આ વખતે શેઠના પુત્ર ઈચ્છાચંદની ભાર્યા નામે ઝવેરે રોહિણી તપ આદર્યો—ઉજમણું કર્યું.(સંવત્ ૧૮૬૮ ના આસો સુદ ૨). પછી શેત્રુંજે નવાણું જાત્રા શેઠ શેઠાણીએ કરી. આ જાત્રામાંજ દૈવયોગે વખતચંદ શેઠની પુત્રીના ભરથાર બહુજ માંદા પડયા અને મરણ પામ્યા. આના નિમિત્તે બે હજાર રૂપીઆની રકમ શેઠે આપી. લખમીચંદ શેઠના નામનું દહેરૂં કરાવ્યું. રોહિતાક્ષ પર્વતની ટુંક ઉપર આદિનાથ જિનની દહેરી કરાવી શીલવ્રત લીધું.' જાત્રા કરી અમદાવાદ આવ્યા. ગુરૂની દેશના હમેશ

---

ભાવનગર ઉપર બહારવટે નીકળી ગીરમા ભરાઈ બેઠા છે, તેમને વખતસિંહજી ઉપરનું પોતાનું વેર લેવાને મદદે બોલાવ્યા પછી તેમણે કાઠીઓને પોતાની મદદે બોલાવી એક મોટું લશ્કર ભેગું કર્યું, અને ટાણા જીની ત્યાંથી સિહોર જવાનો ઠરાવ કર્યો. આ હકીકત વખતસિંહજીના જાણવામા આવ્યાથી તેઓ આગળથી પોતાનું લશ્કર લઈ સિહોર ગયા. ઉનડજી કાઠી સ્વારો તથા બીજા પાયદળ લશ્કર લઈ ટાણા તરફ ચાલ્યા, પરતુ કુંવર ખાધાજીને અપશુકન થવાથી પોતાના પિતા ઉનડજીને પાછા બોલાવી લીધા. આથી સરદાર વિનાજ લશ્કર આગળ ચાલ્યું. તેમની સામા વખતસિંહજીએ રાયમલજી નામે ગરાસીઆની સરદારી નીચે એક લશ્કર મોકલ્યું. ત્યાં આગળ પહેલીજ લડાઈમા એક કાઠી સરદાર મરાયો તેના શબને લેવાને બીજા કાઠીઓ ઘોડાપરથી નીચે ઉતર્યા, ત તકનો લાભ લઇ રાયમલજીના માણસો બીજા કાઠીઆ ઉપર તુટી પડયા, તેમા કેટલાક કાઠીઓ મરાયા, અને ઘણાખરા નાશી ગયા. ખુમાણો પાછા ગીરમાં જઈ ભરાયા, પરંતુ રસ્તે જતાં મુળુ ખુમાણ મરાયો. તેની સરદારી હાડા ખુમાણને મળી તેણે મીરાનજી ધંધુકીઆને પોતાની ચાકરીમાં રાખી ઉમરાળા તાબાનું લગાળા ગામ માર્યું. ત્યા આગળ મીરાનજી મરાયો અને તેનું શબ કાઠીઓ લઈ ગયા. આ વખતે પણ કાઠીઓ નાઠા, અને સાળીમાળના ડુંગરમાં ભરાઈ પેઠા. આ કામોમાં પાલીતાણાના ભાયાત વનાણી ગીરાસીઆ વખતો વખત ભાવનગરને મદદ આપતા હતા, તેથી ઉનડજીને તેમના પર બહુ ક્રોધ ચડ્યો, અને કાઠીઓને ઉશ્કેરી તેમનાં ગામો લૂટવા માંડયાં. આ પ્રમાણે કાઠીઓએ તેમને બહુ પજવવા માડયા એટલે વખતસિંહજીએ ગીરાસીઆઓને પોતાના રક્ષણમાં લઇ બંદોબસ્તને માટે જુંથરી, આંબલા અને બાજુડામાં થાણાં મૂક્યાં.

ઈ. સ. ૧૭૯૫ માં ગાયકવાડ સરકાર તરફથી શિવારામ ગાર્દી ખંડણી ઉઘરાવવા માટે ગોહેલવાડમાં આવ્યો હતો. તેમની સાથેની લડાઈમાં વખતસિંહજી ગુંથાયા હતા, ત તકનો લાભ લઇ ઉનડજી અને હાલા ખુમાણે સિહોરપર ચડાઇ કરી, પરંતુ સિહોરના સરદાર પથાભાઇએ તેમને અટકાવ્યા; ઉનડજીએ ત્યાંથી

સાંભળવા લાગ્યા. આખરે સર્વને ખમાવી સંવત્ ૧૮૭૦ ફાગણુ વદ ૪ ને દિવસે શેઠ કાલધર્મ પામ્યા. તેમની પાછળ સંવત્ ૧૮૭૦ વૈશાખ શુદ ૯ ને દિને રાજનગર અને વડોદરા બન્ને શહેરમાં નવકારસી જમાડી.

---

## રાસકાર શ્રી ક્ષેમવર્દ્ધન.

રાસકાર ક્ષેમવર્દ્ધનના સંબંધમાં કેટલુંક પૂર્વે લખાઈ ગયુ છે. પણ અહીં કહેવું પડશે કે ઉપરનું લખ્યુ છે તે સમયમાંજ રાસકાર પોતે વિદ્યમાન હતા અને તેમણે શ્રી વખતચંદ શેઠ સ્વર્ગવાસ ગયા તે પછી બે મહિનેજ (સંવત ૧૮૭૦ ના અષાઢ શુદિ ૧૩ ને ગુરૂવારે) આ રાસ પૂરો કર્યો છે.

---

શિવારામની છાવણીમા જઈ તેમને સિહોરપર હુમલો કરવાને ઉશ્કેર્યો. આ હકીકત વખતસિંહજીના જાણવામા આવ્યાથી તેઓ તોપખાનું લઈ પાલીતાણા ઉપર આવ્યા, પરતુ આ વેળા ઉનડજીએ એવો સારો બચાવ કર્યો કે તેથી વખતસિંહજીને પાછા નાશી જવું પડયું આ પ્રમાણે વખતસિંહજીથી પાલીતાણાને કંઈ કરી શકાયું નહિ, પરંતુ ગારીઆધર અને તેની આજુબાજુના ગામો લૂટી તે પાછા ગયા.

આ પ્રમાણે વખતસિંહજી અને ઉનડજી વચ્ચે અણબનાવ ચાલતો હતો, પરંતુ ગોંડળના ઠાકાર કુંભોજી જે વખતસિંહજીના વેહેવાઈ થતા હતા તેમણે વચ્ચે પડી સમાધાન કરીને બંને વચ્ચે સલાહ કરાવી

વખતસિંહજીએ ગારીઆધર પરગણું લૂટી ઉજ્જડ કર્યું, તેથી જમાબંધી વસુલ થઈ શકી નહિ. આથી પાલીતાણાનું રાજ્ય દેવાદાર થઇ ગયુ.

ભારત રાજ્યમંડળ પૃ. ૧૩૫-૧૩૬

આ પછી ભારત રાજ્યમંડળના કર્તા લખે છે કે:—

"ઉનડજીએ અમદાવાદના નગરશેઠ વખતચંદ ખુશાલચંદનું કર્જ કહાડયું હતું. આ શેઠને શેત્રુંજાની ટેકરી સાથે ઘણો સંબંધ હતો."

"ઈ. સ. ૧૮૦૭ મા ઉનડજીના વખતમાં ગાયકવાડ સરકાર તરફથી કર્નલ વાકર કાઠિયાવાડના રાજ્યોની ખડણીના આકડા મુકરર કરવા માટે આવ્યો હતો, તે પોતાના રીપોર્ટમાં લખે છે કે "ઉડાઉ ખર્ચથી અને બેસમજથી પાલીતાણાના રાજાને પોતાના ઘણાખરાં ગામો ઘરાણે મૂકવાં પડયા છે, અને બીજાં ગામો તેમના ચી-ડાયલા શત્રુઓએ છીનવી લીધાં છે. હાલ ગારીઆધરમા ગાયકવાડી થાણું છે, તેથી સમાધાની રહી છે."

આ ઉપરથી સાબીત થાય છે કે ઉનડજીને દેવું ઘણુ હતું તેથી તે દેવું દૂર કરવામાં નગરશેઠ શ્રી વખતચંદ શેઠે મદદ આપી હતી.

ઉનડજી ઇ. સ. ૧૮૨૦ મા મરણ પામ્યા. (સંશોધક.)

# લક્ષ્મિસાગર સૂરિ.

પૃ૪. ૧૫૪–૨૧૩.

૧

## માતપિતા, જન્મ, દીક્ષા, સૂરિપદવી

મરૂધર (મારવાડ) દેશના સિવાણચી નામના ગામમાં વણિક હેમરાજ તેમની ભાર્યા નામે રાજાબાઈ સાથે વસતો હતો. તેનું ગોત્ર છાજડ અને વંશ ઓસ હતાં. હેમરાજ પોતાની પત્ની સાથે સ્તંભતીર્થમાં વ્યાપાર અર્થે વસવા ગયો. ત્યાં એક પુત્ર સં. ૧૭૨૮ ચૈત્ર સુદિ ૫ ને દિને અવતર્યો અને તેનું નામ ધનજી પાડયું. એકદા દંપતિ સુતને લઈને વટપદ્ર (વડોદરા) આવ્યા, ત્યાં વૃદ્ધિસાગરસૂરિ વિરાજતા હતા. આમની દેશનાથી પુત્ર ધનજીના મનમાં વૈરાગ્યવાસ થયો અને સંવત્ ૧૭૩૬ વૈશાખ શુદિ ૩ ને દિને તેમની પાસે દીક્ષા લીધી, અને નામ નિધિસાગર આપ્યું. (આ ઉપરથી સમજાય છે કે આગળ આઠ આઠ વરસનાને દીક્ષા અપાતી હતી, અને લઘુવયે લીધેલ દીક્ષિત મુનિ અને સૂરિઓના ઘણા દાખલા છે.) વૃદ્ધિસાગર સૂરિ તે આગળ કહેવાઇ ગયેલા શ્રી રાજસાગરસૂરિના શિષ્ય હતા. ગુરૂ શિષ્યોએ ઘણાં ઘણાં નગરોમાં ચોમાસાં કરીને બધા રાજનગર પધાર્યા. ત્યાં શાંતિદાસ શેઠ કે જેનું વૃત્તાંત આપણે આગળ કહી ગયા છીએ તેના સુપુત્ર લખમીચંદ શેઠે ભારે ઠાઠમાઠથી ઉત્સવ કરીને નિધિસાગરજીને સં. ૧૭૪૫ વૈશાખ વદ ૨ ને દિને સૂરિ પદવી અપાવી, અને નામ લક્ષ્મિસાગરસૂરિ સ્થાપ્યુ.

૨

## વિહાર.

વિહાર યાત્રા હવે વિશેષ શરૂ થઇ, સિદ્ધાચલ, રૈવતગિરિ (ગિરિનાર), તારંગા, અંતરિક્ષજી, આબુ આદિની યાત્રાઓ કીધી અને સં. ૧૭૮૭ માં સુરજપુર (સુરતમાં) ચોમાસું કીધું. શરીર બહુ જીર્ણ થઈ ગયું હતું, તોપણ રાજનગર તરફ વિહાર કરવા માટે ઇચ્છા કરી, પરંતુ સુરતના બહુજ આગ્રહથી બીજું ચોમાસું પણ સુરતમાંજ કર્યું. શરીર જર્જરિત થયુ હતું. પર્યુષણ પર્વ ગયા પછી શરીર સ્વસ્થતા નજ રહી. સંવત્ ૧૭૮૮ ના વિજયાદશમીને દિને પ્રમોદસાગર ઉપાધ્યાયને બોલાવી તપગચ્છનો બધો ભાર

સંભાળી લેવા કહ્યું, અને તે માટે તેને સૂરિપદ આપી કલ્યાણસાગરસૂરિ નામ સ્થાપ્યુ.

આ વખતે શિષ્યનો સાથ બહોળો હતો, તેમાંના પૈકી પંડિત રવિસાગર, બુધ અજિતસાગર, કુશલસાગરગણિ, ક્ષીરસાગરગણિ, વિશેષસાગર વગેરે હતા. જુદે જુદે સ્થળે એટલે અમદાવાદ, રાધનપુર, પાટણ, ખંભાત, બુરાનપુર, વટપદ્ર ( વડોદરા, વડનગર નહિ. ), દર્ભાવતિ (ડભોઇ), ભરૂચ, અંકલેશ્વર, સોઝિંતરા, સાણંદ, વિરમગામ, કટોસણ, કડી, મહીસાણા, બલોલ, સાંગથલ, નયરવાડુ, પાલણપુર, સિદ્ધપુર, ભાભેર, બહીયલ, બારેજા વગેરે ગામોમાં અંત સમયની વાત કહેવડાવતાં ત્યાંના રાગી શ્રાવકો અનેક આવ્યા. અને સંવત્ ૧૭૮૮ આશો વદ ૭ ની રાત્રીએ દેહોત્સર્ગ કર્યો.

## કલ્યાણસાગરસૂરી.

ગુરૂના કાલધર્મ પામ્યા પછી તેમની પાદુકા હીરવિહારમાં ( જે સ્થળે હીરવિજયસૂરિનો સ્થંભ કર્યો હતો તે સ્થાને ) સ્થપાવી. આમાં સભાચંદ કચરાએ ઘણું સારૂં દ્રવ્ય ખરચ્યુ.

કલ્યાણસાગરસૂરિના સંસારી પિતાનું નામ શા. શ્યામલ હતું, અને માતાનું નામ સોભાગબાઇ હતું, વંશ ઓસવંશ હતો. ઉપાધ્યાય થયા ત્યાં સુધી પ્રમોદસાગર નામ હતું કે જે આપણે ઉપર જોઇ ગયા છીએ. શિષ્ય પરંપરા માટે જુઓ પૃ૪. ૧૧

## રાસકાર શ્રી રામવિજય.

શ્રી લક્ષ્મીસાગર સૂરિનો રાસ રાજપુરામાં રહી શ્રી સુમતિવિજયના શિષ્ય શ્રી રામવિજય ઉપાધ્યાયે (વાચકે) કરેલ છે. રામવિજયની વંશપરંપરા તેમના સં. ૧૭૮૫ વૈશાખ સુદ ૭ ગુરૂવારે રાજનગરમાં રચેલા એક અપ્રસિદ્ધ રાસ નામે શ્રી શાંતિજિનનો રાસ છે કે જેણી નકલ શ્રીમાન્ મોહનલાલ મુનિના શિષ્ય શ્રી કમલમુનિ પાસે છે તેમાંથી નીચે પ્રમાણે મળી શકે છે.

શ્રી ગુરૂ હીરસૂરિસર શિષ્ય, કલ્યાણવિજય ઉવઝાય પુરંદર,
દિન દિન ચઢતી જગીશા. શ્રી. ૧
શા હરખાનંદન સોભાગી, સાચો વડવૈરાગી,
સંમતિ અરથ વિચાર સદ્દગુરૂ, સાચો શુભમતિ રાગી. શ્રી. ૨
માત પુંજીબાઈ કુખે જાયો, નામે નવનિધિ થાએ,
વાચક ધર્મવિજય વર તેહના, દીયે અધિક સવાઇ. શ્રી. ૩
તસ અંતેવાસી ગુણે ભરિયા, બોલ ન બોલે વિરૂઆ,

શ્રી જયવિજય વિબુધ શ્રુતદરિયા, પાળે શુદ્ધી ક્રિયા. શ્રી. ૪
તસ પદપંકજભમર સરિસા, શુભવિજય કવીશા,
ગુણ ગંભીરમ મેરૂગિરીશા, શ્રુતજલસિંધુ મુનીશા. શ્રી. ૫
તસ ચરણાંબુજસેવક સુંદર, શુભ ક્રિયા ગુણસૂરા,
સાધે યોગ અભ્યાસ અખંડિત, નહિ ગુણરયણે અધૂરા. શ્રી. ૬
મહિમાવંત મહંત મુનીસર, ચરણ નમે અવનીશા,
શ્રી ગુરૂ સુમતિવિજય ઉપગારી, પ્રતપો કોડિવરીશા. શ્રી. ૭
તે શ્રી ગુરૂ મહિમાનિધિ સંનિધિ, રામ રસિક મેં નિપાયા,
શાંતિ પ્રભુ ગુણરાશિ ભણનાં, નવનિધિ આનંદ પાયા. શ્રી. ૮

એટલે આ ઉપરથી નીચે પ્રમાણે લશ પરંપરા છે:—

શ્રી હીરવિજયસૂરિ
|
કલ્યાણવિજય ઉપાધ્યાય
(પિતાનું નામ હરખાશા, માતાનું નામ પૂંજી)
|
ધર્મવિજય વાચક
|
પં. જયવિજય
|
પં. શુભવિજય કવિ
|
સુમતિવિજય
|
રામવિજય.

આ શ્રી રામવિજય મુનિ સાગરગચ્છના સૂરિ શ્રી લક્ષ્મિસાગરસૂરિ કે જેનું ચરિત્ર પોતે રચ્યું છે, તેની આજ્ઞામાં રહેતા હતા, અને તે સાગરગચ્છની સૂરિ પરંપરા કે જેને વિષે આપણે આગળ જોઇ ગયા છીએ, તે સંબંધે ઉપરોક્ત શાંતિ જિનના રાસમાં નીચે પ્રમાણે કરેલો ઉલ્લેખ જાણવા યોગ્ય હોવાથી અહીં ઉતારીએ છીએ:—

શ્રી હીરવિજય ગુરૂ પાટે પટોધર, શાહ કુમકુલચંદોરે,
માત કોડાઈ કુખિ ઉપન્યા, વિજયસેન સૂરિ વંદોરે.
સુમતિ ગુપ્તિ શુદ્ધ ગુરૂ ધારે, સમતારસભંડારોરે;
જેણે એ ગુરૂને નયણે નિરખ્યા, ધન્ય તેહનો અવતારોરે.
શાહિ સભામાંહી વાદ કરીને, જિનમતિ સ્થિરતા સ્થાપીરે;

બિરૂદ સવાઇ જગદ્દગુરૂ પાયો, કીર્તિલતા આરોપારે.
તસ પટે ઉદયાચલ ઉદયો, શુદ્ધ પ્રરૂપણા કારીરે,
શ્રી રાજસાગર સૂરી જયવંતા, ભવિયણને ઉપકારીરે.
દેવીદાસ કુલ અંબર દિનમણિ, માત કોડમદે જાયારે,
મનમોહન સોભાગી સદ્દગુરૂ, મહિમાનિધિ મુનિ રાયારે.
સંવત સોળ છયાસી આ વર્ષે, આચારજ પદ થાપીરે,
શ્રી રાજસાગર સૂરિ નામ જયંકર, સાગરગચ્છ દિપાયારે.
શાહ શિરોમણિ સહસકિરણ સુત. શાંતિદાસ સુજાણરે,
જશ ઉપદેશે બહુ ધન ખરચ્યુ, લાખ ઇગ્યાર પ્રમાણરે.
કીર્તિકમલા શ્રી ગુરૂજીની, જગમાંહે ઘણી પ્રસરીરે,
ભવિયણ મનમાંહે અતિ હરખે, જસ ગુણમાલા સમરીરે.
તેહ ગુરૂપાટ પટોધર પ્રગટયા, શ્રી વૃદ્ધિસાગર સૂરીંદારે,
પંચાચાર વિચારે ચતુરા, મોહનવલ્લિ કંદારે.
રૂપ અનોપમ અગ વિરાજે, શુભ લક્ષણ અતિ રૂડારે,
બહુ નરનારિ જિણે પ્રતિબોધ્યા, વયણ ન ભાખે કૂડારે.
ગુણનિધિ તેહને પાટે વિરાજે, શ્રી લક્ષ્મિસાગરસૂરિ છાજેરે,
કીર્તિ જેહની જગમાંહે ગાજે, ભવિમનસંશય ભાંજેરે.
સંપ્રતિમાન વિજય તે ગુરૂજી. સોભાગી શિરદારોરે,
વૈરાગી વહાલા ભવિજનને, સમતારસ ભંડારોરે.
તેહ તણે રાજ્યે એ રચિયો, શાંતિ પ્રભુનો રાસોરે,
ભવિયણ ભાવ ધરિને નિસુણો, લહિયે સુખ વિલાસોરે.

શ્રી વિજયસેનસૂરી.
( પિતા કર્માશા, માતા કોડાઈ. )
|
રાજસાગરસૂરિ.
(સૂરિપદ સં. ૧૬૮૬. તેના ઉપદેશથી શાંતિદાસ શેઠે ૧૧ લાખ ખર્ચ્યા)
|
વૃદ્ધિસાગરસૂરિ
|
લક્ષ્મિસાગરસૂરિ.

**રાસકારની કૃતિઓ.**

શમવિજય એ નામ આ સિવાય બીજાઓનું પણ છે તેમાં એ વિમલવિજય ઉપાધ્યાયના શિષ્ય છે અને બીજા કનકવિજયના શિષ્ય છે આ શમવિજયની કૃતિ આ છેઃ—

ઉપદેશમાળાપર વિસ્તૃત સંસ્કૃત ટીકા જૈનધર્મ પ્રસારક સભાએ ભાષાન્તર હમણાં પ્રસિદ્ધ કરેલ છે.

ચોવિશી.

શાંતિનાથ જિનરાસ. સં. ૧૭૮૫.

લક્ષ્મિસાગર સૂરિ નિર્વાણ રાસ.

પ્રકીર્ણ સ્તવન સઝાય. જેવાં કે પંચકલ્યાણકનું સ્તવન (પ્રસિદ્ધ થયું છે), ઉત્તરાધ્યયનપર સઝાયો (અપ્રસિદ્ધ) વગેરે.

## રાસકાર સંબંધી દંતકથાઓ.

આ રાસકાર શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય (સં. ૧૬૭૦—સં. ૧૭૪૫) સમયમાં સમકાલીનપણે વિદ્યમાન હતા, અને તેઓ વ્યાખ્યાનકળામાં બહુ ોણ હતા. એવું કહેવાય છે કે એકજ શહેરમાં શ્રી રામવિજયજી અને યશોવિજયજીએ વિહાર જુદા જુદા ઉપાશ્રયમાં કર્યો હતો, અને તે તે શ્રી રામવિજયજીની વ્યાખ્યાનશૈલી બહુ રસભરિત અને ચિત્તાકર્ષક ાથી તેની પાસે શ્રોતાજનોની પરખદા (પરિષદ્) સારી રીતે ભરાતી ી, જ્યારે યશોવિજયજી મહા સમર્થ વિદ્વાન્ હોવા છતાં તેવી રસભરિત ી ન હોવાને લીધે તેમની પાસે ઓછા શ્રોતાજનો હતા. આથી શ્રી યશોજયજી પોતે તે વ્યાખ્યાનશૈલી જોવાને શ્રી રામવિજયનું વ્યાખ્યાન ભળવા ગયા હતા અને સાંભળીને બહુ પ્રસન્ન થયા હતા.



# શ્રી નેમિસાગર ઉપાધ્યાય.

પૃષ્ઠ. ૨૪૪—૨૫૬.

## ૧.

## પરંપરા.

શ્રી **વીર**પ્રભુની પટ્ટ પરંપરાએ શ્રી [1]**લક્ષ્મિસાગરસૂરિ તપગચ્છ**ની ૫૩ મી પાટે થયા તે અને **લક્ષ્મિસાગરસૂરિ** ( **સાગર પક્ષના** ) કે જેનું ચરિત્ર આપણે આગળ વર્ણવેલ છે તે ભિન્ન ભિન્ન છે; પ્રથમના શ્રી **લક્ષ્મિસાગર-સૂરિ**ને ઘણા શિષ્ય હતા, તેમાંના સુવિહિત અને માહમાવંતા શ્રી **વિદ્યાસાગર** ઉપાધ્યાય હતા. તેના શિષ્ય શ્રી **ધર્મસાગર** થયા કે જેને શ્રી [2]**વિજયદાનસૂરિ**એ પાઠકપદ આપ્યું. તે **ધર્મસાગર**ના **લબ્ધિસાગર** શિષ્ય થયા કે જેને વાચકપદ

૧ **લક્ષ્મિસાગરસૂરિ** તપાગચ્છની પર મી પાટે થયેલ શ્રી **રત્નશેખરસૂરિ**ના પટ્ટધર. જન્મ સં. ૧૪૬૪ ભાદ્રપદ વદિ ૨, દીક્ષા સં. ૧૪૭૦, પંન્યાસપદ સં. ૧૪૯૬, વાચકપદ સં ૧૫૦૧, સૂરિપદ ૧૫૦૮, ગચ્છનાયકપદ સં. ૧૫૧૭ ( કે જે વર્ષમાં શ્રી **રત્નશેખરસૂરિ**એ સ્વર્ગવાસ કર્યો )

૨ **વિજયદાનસૂરિ**-જન્મ **જામલા**મા સં. ૧૫૫૩, દીક્ષા સં. ૧૫૬૨, સૂરિપદ ૧૫૮૭, સ્વર્ગગમન સ. ૧૬૨૨ ના વૈશાખ સુદિ ૧૨ **વટપલ્લિ**માં આમણે **ખંભાત** ( સ્તંભતીર્થ ), **અહમ્મદાબાદ**, **પાટણ** ( પત્તન ), **મહેસાણા** ( મહીશાનક ), **ગંધારબંદર** આદિમા મહા મહોત્સવપૂર્વક અનેક જૈન બિંબશતકને પ્રતિષ્ઠિત કર્યા; તેના ઉપદેશથી સુરત્રાણ **શાહ મહિમૂદ**થી માન્ય થયેલ મંત્રી **ગલરાજ** અપરનામ મલિક શ્રી નગદાએ છ માસનો **શત્રુંજય** તરફ સંઘ કાઢવા સર્વત્ર કુંકુમપત્રિકા મોકલાવી ભેગા કરેલ અનેક દેશ, નગર, ગ્રામ આદિના સંઘો સાથે **શત્રુંજય** યાત્રા મુક્તાફલ આદિથી **ભરતચક્રવર્તી** પ્રમાણે કરી; તથા તેના ઉપદેશથી ગંધારવાસી શા. **રામજી**એ અને **અહમ્મદાબાદ**વાસી સંઘપતિ **કુંવરજી** આદિએ શ્રી **શત્રુંજય** ચતુર્મુખ ( ચોમુખ ) અષ્ટાપદાદિ પ્રાસાદમાં કુલિકા કરાવી, અને **ઉજ્જયંતગિરિ**માં ( ગિરિનારમાં ) જીર્ણ પ્રાસાદ—મંદિરનો ઉદ્ધાર કરાવ્યો તેનાથી સૂર્યના ઉદય થવાથી જેમ તારાઓના અનુદય થાય છે તેવી રીતે ઉત્કટવાદી અદૃશ્ય થતા હતા, તે પ્રભુ સિદ્ધાંતપારગામી હતા, તેની આજ્ઞા અખંડિત પ્રતાપવાળી હતી, તે અપ્રમત્ત વિહારી હતા, તેણે છઠ ( ષષ્ઠ ), અઠમ ( અષ્ટમ ) આદિના તપ કરવા છતાં **યાવજ્જીવ**-જીંદગીપર્યંત ઘી સિવાયની પાંચ વિકૃતિ ( વિગઈ ) નો ત્યાગ કર્યો હતો, તેઓના શિષ્યોમા કૂબેર જેવા શ્રુત આદિમાં દાન દેનારા હતા, તેઓ દ્વાદશાંગ-એકાદશાંગ પુસ્તકોની શુદ્ધિ કરનારા હતા, તેઓ વિષે વિશેષ શુ કહેવું ? **તીર્થંકર** જેવા હિતોપદેશ આદિથી પરોપકારી હતા. —**પટ્ટાવલિ**.

श्री [1]विजयसेनसूरिए आप्युं. आ लब्धिसागर गुरुनी देशनाथी श्री नेमि-
सागर शिष्य थया.

लक्ष्मिसागरसूरि ( तपागच्छनी ५३ मी पाटे. )
|
विद्यासागर उपाध्याय.
|
धर्मसागर पाठक.
|
लब्धिसागर उपाध्याय.
|
नेमिसागर उपाध्याय.

२.

## जन्म, मातपिता, दीक्षा.

सिंहपुर नगरमां देविदास नामनो सुश्रावक वसतो हतो. तेने कोडां नामनी सुभार्या हती. तेने पेटे गुरुरायने पूजुं, अने आगम आराधुं एवा दोहदवाळा गर्भथी पुत्र थयो अने तेनुं नाम नानजी पाडयुं. आठ वर्षनो थतां पुत्रने निशाळे बेसाडयो, अभ्यास पूरो थतां नगरमां श्री लब्धि-सागर उपाध्याय विचरता विचरता आव्या; मा पुत्रने लईने वंदना करवा गई; पुत्रे गुरुनी देशना सांभळी, अने वैराग्य उपज्यो. अने बीजा भाई साथे दीक्षा लीधी.

३.

## अभ्यास, पंडित अने वाचक पदवी.

गुरु साथे विहार कर्यो, अने तेमनी पासे अभ्यास दरेक शास्त्रनो करवा लाग्या. आचारशास्त्र ( चरितानुयोग ), आगम, ज्योतिष, साहित्य, छंदशास्त्र, हैमादिक व्याकरण वगेरेनो अभ्यास कर्यो अने शुद्ध संयम, शुद्धा-चारी साधुनी पेठे निर्वहवा लाग्या. श्री विजयसेनसूरिए पंडितपद आप्युं. त्यार पछी लब्धिसागर गुरु स्वर्गलोक पधार्या, एटले श्री [1]विजयसेनसूरिए दूर देशथी नेमिसागरने बोलावी वाचक ( उपाध्याय ) पद आप्युं. आ पद आप्याने सात वर्ष थयां त्यारे गुरुना आदेशथी राधनपुर चोमासुं कर्युं.

४.

## जहांगीर बादशाहनुं आमंत्रण

आ वखते अकबर बादशाहनी पछी दिल्हीनी गादीए आवेल तेनो बेटो जहांगीर बादशाह मांडवगढ पडाव नाखी पडयो हतो. तेणे फरमान लखी श्री विजयदेवसूरि ( के जेने माटे आगळ लखाई गयुं छे ) ने तेडाव्या. श्री विजयदेवसूरि आ वखते खंभातमां हता, तेमणे फरमान वांची मांडवगढ

---

१. विजयसेनसूरि—जुओ प्रस्तावना पृष्ठ ९ फुटनोट.

આવવા નીકળ્યા, અને નેમિસાગરને રાધનપુરથી તેડાવ્યા. નેમિસાગર રાધનપુરથી નીકળતાં ત્યાંના સંઘે બહુ સૂચના કરી કે "રસ્તામાં સંભાળી જજો, માર્ગમાં મોહનપુર પહાડી ગામ છે, વળી સાપણી વીંછીણી નામની નદી બહુ ખરાબ છે. નામ તેવા ગુણ છે, જો ભાના પગ થશે તો વસમું લાગશે." ગુરૂ તો 'ધર્મપસાયે રૂડાં વાનાં થશે' એવું કહી સંઘ માટે મુક્તિસાગર અને માનસાગર મુનિને મૂકી પોતાની સાથે વીરસાગર, ભક્તિસાગર પંડિત, કુશલસાગર, પ્રેમસાગર, શુભસાગર, શ્રીસાગર. શાંતિસાગર, ગણુસાગર આદિ શિષ્ય સાથે લઇ રાધનપુરથી માંડવગઢ તરફ વિહાર કર્યો, વિહાર કરતાં અનેક ગામોમાં મહોત્સવ કર્યા. રાજનગર (અમદાવાદ) આવી વડોદરે આવ્યા, ત્યાં જિનપ્રભુને વાંદ્યા. પછી વિગય તજી આંબલ, નીવી આદિ કરી ભારે પ્રયાસે માંડવગઢ આવ્યા.

## ૫.

## જહાંગીર બાદશાહનો મેલાપ.

માંડવગઢ આવી શ્રી વિજયદેવસૂરિને વાંદ્યા. અહીં બાદશાહ સાથે મેલાપ થયો, અને પોતે બહુ ખુશ થતાં શાહે શ્રી વિજયદેવસૂરિને 'સવાઈ મહાતપા' એવું બિરૂદ આપ્યું. શ્રાવકો નિત્ય પ્રતિદિન મહોત્સવ કરવા લાગ્યા. ત્યાર પછી નેમિસાગર ઉપાધ્યાય જહાંગીર બાદશાહને મળ્યા. ત્યાં પુસ્તક સંબંધી વાદ થયો તેમાં તે જીતવાથી શાહે નેમિસાગરને 'જગજીપક' નામનું બિરૂદ આપ્યું.

## ૬.

## શરીરવ્યાધિ—સ્વર્ગગમન.

માર્ગના શ્રમ થકી શરીરે તાવ ચડી આવ્યો. આ વખતે માંડવગઢમાં ગુરૂની માંદગીના સમાચાર સાંભળી રાજનગર, ખંભાત, ગંધાર, સુરત, નવાનગર, રાધનપુર વગેરેના શ્રાવકો આવ્યા અને બીજાઓને ત્યાં ત્યાં ધર્મલાભ પહોંચાડયા. કાર્તિક શુદ ૫ ને દિને શ્રી ભાગ્યસાગર પંડિત સુરલોક સિધાવ્યા. ત્યાર પછી પાંચ દિવસે એટલે કાર્તિક શુદ ૧૦ મીને દિને (સં. ૧૬૭૪) માં શ્રી નેમસાગર ઉપાધ્યાયે દેહોત્સર્ગ કર્યો.

## ૭.

## શિષ્યો.

ઉપર જણાવેલ સિવાય શિષ્ય પરિવાર ઘણો હતો. તેમાંના કેટલાકનાં નામ ગુણસાગર, શ્રુતસાગર, વિવેકસાગર, મેઘસાગર, દેવસાગર, ઉદયસાગર પંડિત, સુખસાગર વગેરે હતાં.

## ૮.

## રાસકાર.

આ રાસ વાચક શ્રી વિદ્યાસાગરના શિષ્ય કૃપાસાગરે ઉજ્જયિનીમાં સં. ૧૬૭૪ માગશર શુદ ૧૨ ને દિને રચેલ છે.

# ×વિજયદેવસૂરિ.

પૃષ્ઠ ૧૦૩–૧૦૭.

મૂળ ગામ ઈડર, અને ત્યાં શાહ થિરાતુલ ચંદસિંહ અને તેની ભાર્યા નામે રૂપાં વસતાં હતાં. તેના પુત્રે શ્રી વિજયસેનસૂરિ પાસે દીક્ષા લીધી હતી. પછી પોતે સૂરિપદ લીધું. શ્રી વિજયદેવસૂરિએ જહાંગીર પાદશાહને પ્રતિબોધી તેની પાસેથી 'મહાતપા' એ નામનું બિરૂદ મેળવ્યું હતું.

શ્રી વિજયદેવસૂરિએ મરૂધર (મારવાડ), ગુર્જર (ગુજરાત), સોરઠ (કાઠિયાવાડ), માલવા અને દક્ષિણ દેશમાં અપ્રતિબંધપણે વિહાર કર્યો. મહમદશાહને ગુરૂએ ઉત્તમ ઉપદેશ આપી પોતા તરફ ખેંચ્યો અને તે નરપતિ-રાજા કે સુબા(?) એ ગૌવધ કે ગૌમાંસાહાર છોડી દીધો, આથી ગુરૂની કીર્તિ સર્વ સ્થળે ફેલાઈ ૨૭ તેમના શિષ્યો હતા.

આમના શિષ્ય [1]વિજયસિંહસૂરિ હતા તેમણે મરૂધર (મારવાડ)થી નીકળી જ્યારે વિજયદેવસૂરિ ગુજરાતમાં આવ્યા ત્યારે ભેટીને વંદના કરી. આ વખતે વિજયસિંહસૂરિએ સ્વર્ગવાસ કર્યો. આથી શ્રી વિજયદેવસૂરિએ પોતે [2]ગંધાર જઈ [3]શ્રી વિજયપ્રભને પોતાના પટ્ટધર સંવત્ ૧૭૧૦ ના વૈશાખ શુદ ૧૦ ને દિને બનાવ્યા.

---

× વિજયદેવ સૂરિ (તપાગચ્છની ૬૦ મી પાટે) વિજયસેનસૂરિના પટ્ટધર. જન્મ સંવત્ ૧૬૪૩, પંન્યાસપદ ૧૬૫૫. સૂરિપદ ૧૬૫૬; જહાંગીર બાદશાહે મહાતપાનું બિરૂદ આપ્યું. સં. ૧૬૭૫ મા આરાસણમાં મહાવીર બિંબની પ્રતિષ્ઠા કરી (જૈન બિબ્લિઓગ્રાફી ગૅરિનો શિલાલેખ), સ્વર્ગ ઉન્ના નગરમા સં ૧૭૧૩ ના આષાઢ શુદિ ૧૧ ને દિને. તેઓ સ્વર્ગ ગયા પહેલા પોતાના પછી પટ્ટધર શ્રી વિજયસિંહને નીમી ગયા હતા, પરંતુ તે પોતાની પહેલાં સ્વર્ગવાસ પામવાથી વિજયપ્રભને પટ્ટધર નીમ્યા —પટ્ટાવલિ.

૧ વિજયસિંહસૂરિ (૬૧ મા તપગચ્છની પાટે, શ્રી વિજયદેવસૂરિના પટ્ટધર. જન્મ સંવત્ ૧૬૪૪ મેડતામા, દીક્ષા સં. ૧૬૫૪ માં, વાચકપદ સં ૧૬૭૩ માં, સૂરિપદ સં. ૧૬૮૨ માં, અને સ્વર્ગ ગમન સં. ૧૭૦૯ ના આષાઢ શુદિ બીજ. (નૌતનપુરામા—અમદાવાદ ?)

૨. ગંધાર-ખંભાતના અખાતના કિનારા પરના ચાર બંદર નામે ગોગારી (ઘોઘા), બરબિસિ (ભરૂચ), ગન્દાર (ગંધાર) અને ખંભાત છે; આમાંનું એક ગંધાર છે

૩ વિજયપ્રભસૂરિ (૬૨ મા, ખરી રીતે ૬૧ મા તપગચ્છની પાટે) જન્મ ૧૬૭૭ માં કચ્છના મનોહરપુરમાં, પિતાનું નામ શા સવગણ, માતાનું નામ ભાણી)

પછી શ્રી વિજયદેવસૂરિએ પોતાનું ટુંક આયુષ્ય જાણી અહમદપુરમાં ચોમાસું કરી શત્રુંજયની જાત્રા કરવા વિહાર કર્યો. શત્રુંજય આવી સુખેથી યાત્રા કરી. રાયચંદશાહ તથા નેમિદાસ શાહે યાત્રા કાજે બહુ દ્રવ્ય ખર્ચ્યું. અહીંથી પોતે અજાર ગામ આવ્યા. ત્યાં પાર્શ્વનાથ પ્રભુને વાંદી હીરવિજયસૂરિના સ્મરણ સ્તંભ પાસે આવી નમન કર્યું. પછી ઉનાનગરમાં સંઘે તેમને સામૈયુ કરી પધરાવ્યા. અને દીવમાં સંઘને ઉપધાન વહેવરાવ્યાં અને મહોત્સવ કર્યા. ત્યાં સં. ૧૭૧૨ આષાઢ સુદ ૧૧ ને દિને દેહોત્સર્ગ કર્યો. આ વખતે તેમણે વિજયપ્રભસૂરિને તપગચ્છ ભળાવી સારી સંભાળ લેવા કહ્યું અને અનશન આદર્યું હતું. ઉપાધ્યાય વિનીતવિજય તથા પાઠક શાંતિવિજય હાજર હતા. કાયાને અગ્નિદાહ દેવા માટે ઉનામાં આવ્યા. આ વખતે કંઈ આકાશી—દિવ્ય તેજ દેખાયુ અને દેવનાં વિમાન આવતાં લોકોએ જોયાં. બ્રાહ્મણોએ આ જાણી ગુરૂની સેવા કરી. આ દેવશયની એકાદશી હતી; આ વખતે જેનું સ્વર્ગગમન થાય છે તે પુણ્યાત્મા ગણાય છે, તેથી વૈષ્ણવોએ પણ ગુરૂને મહાત્મા લેખી ગુરૂની પૂજા કરી, અગર, કસ્તૂરી, અબીર, કેસર, ચંદન વિગેરેથી દેહનો અગ્નિસંસ્કાર કર્યો. પછી રાયચંદ શાહ (ભણશાલી) એ ત્યાં વિજયદેવસૂરિનો સ્મરણસ્તંભ રચાવ્યો. વિજયદેવસૂરિના શિષ્યોમાં ૨૫ તો પાઠક પદ ધરાવનાર, અને ૩૦૫ પંડિત પદ ધરાવનારા શિષ્યો હતા. એક પટ્ટાવલિમાં જોવામાં આવે છે કે શ્રી વિજયદેવસૂરિના વખતમાં બે મત થયા. ૧ સાગરનો મત અને ૨ ઉપાધ્યાયનો મત.

## સ્વાધ્યાયકાર મેઘવિજય.

મેઘવિજય—કવિ કૃપાવિજયના શિષ્ય—તેમણે આ સ્વાધ્યાય રચેલ છે.



દીક્ષા સં. ૧૬૮૬ મા, પંન્યાસપદ સં. ૧૭૦૧ મા, સૂરિપદ ગંધાર નગરમાં સં. ૧૭૧૦ મા, સં. ૧૭૪૯ માં ઉના ગામમા સ્વર્ગે પહોંચ્યા છે આમને શ્રી વિજયદેવસૂરિ (૬૦ મા પટ્ટધર) સ્વર્ગે ગયા, તે વખતે વિજયસિંહસૂરિ (૬૧ મા) સ્વર્ગે ગયા હતા તેથી ૬૧ મા પટ્ટધર કોઈ કહે છે. આમનો વંદનમહોત્સવ અમદાવાદમા સં. ૧૭૧૧ ના કાર્તિક વદિ ૨ ને દિને થયો હતો આમણે પોતાના પટ્ટધર તરીકે શ્રી વિજયરત્નસૂરિને નાંગોર ગામમાં સં. ૧૭૩૨ માં નીમ્યા હતા.

# વિજયાનંદસૂરિ.

પૃષ. ૨૪૦—૨૪૩.

૧.

મરૂ દેશમાં ( મેવાડમાં ) વરરોહ ગામમાં પ્રાગ વંશનો શાહ શ્રીવંત નામનો વણિક વસતો હતો, તેને પોતાની પત્નિ નામે શિણગારદેથી કલા નામનો પુત્ર સંવત ૧૬૪૨ માં થયો, કે જે બાળપણથી બુદ્ધિશાળી હતો. (તેણે પહેલાં સ્થાનકવાસી શ્રી વરસિંગ ઋષિજી પાસે દીક્ષા લીધી હતી??) મહાન્ જગદ્દગુરૂ હીરવિજય સુરિના સમાગમમાં આવતાં તુરતજ તેમની પાસેથી દીક્ષા લીધી, (સંવત્ ૧૬૫૧) અને તે વખતે કમલવિજય નામ રાખ્યું. પછી શાસ્ત્રાભ્યાસ સારી રીતે કરાવવા માટે શ્રી હીરવિજયસુરિએ પોતાના વિદ્વાન્ શિષ્ય નામે સોમવિજય વાચકને કમલવિજય સોંપી દીધા. તે વાચકે તેમને વિદ્યાનું દાન આપી શાસ્ત્રમાં પારંગત કર્યા.

૨.

પછી આચારવિચાર—ચરણકરણ શુદ્ધ થવા માટે અનેક યોગ વહ્યા, આથી શ્રી વિજયસેનસુરિ (શ્રી હીરવિજયના પટ્ટધર) એ સંવત્ ૧૬૭૦ માં પંડિત પદવી આપી. ત્યાર પછી શ્રી વિજયસેનસુરિના પટ્ટધર શ્રી વિજયતિલકસુરિ શિરોહી ગામમાં અનુક્રમે વિહાર કરતા પધાર્યા; તેમણે કમલવિજય વિબુધને—પંડિતને સુરિ પદવી આપી ( સંવત્ ૧૬૭૬ ), અને વિજયાનંદ સુરિ એ નામ સ્થાપિત કર્યું. આ પછી ઘણા ઘણા છઠ અઠમ ઉપવાસ. નીવી, આંબીલ, કર્યા, અને સિદ્ધચક્ર સ્થાનકની ઓલી આદરી, ત્રણ માસ શુભ ધ્યાનમાં રહી મૌન વતે તપવિધિ આદરી ગૌતમ મંત્ર આરાધ્યો. ત્યાર પછી વિજયરાજ સુરિને પોતાના પટ્ટધર બનાવ્યા અને અનેક મુનિઓને પંડિત પદ આપ્યાં તેમજ અનેક દીક્ષા આપી. યાત્રાઓમાં બે વિમલગિરિની, એક ગિરનારની, આબુની સાત, શંખેશ્વર પ્રભુની પાંચ અને એક અંતરીક્ષ પ્રભુની કરી. નવ તો બિંબ પ્રતિષ્ઠા કરી ઉપાશ્રય અને જિનમંદિરો કરાવ્યા. શેત્રુંજાપર સંઘ કહાડયો. અને ગુજરાત, મારવાડ, કોંકણ, દક્ષિણ અને લાટ દેશમાં વિહાર કર્યો. પછી તેઓ ખંભાત નગરમાં પધાર્યા ત્યાં શરીર વ્યાધિ ઉપડી.

૩.

અહીં ધર્મ ધ્યાનમાં લીન થઇ, સર્વેને ખમાવી, અનશન કરી સંવત્ ૧૭૧૧ ના આષાડ માસની પૂર્ણિમાની રાત્રીએ—અથવા વદ એકમે ગુરૂ નિર્વાણ

પામ્યા. ખંભાતના સંઘે સત્તર ખંડી માંડવી કરી, સોના રૂપાના નાણાનું દાન કરી શબનો અગ્નિદાહ કર્યો. આના પછી પટ્ટધર શ્રી **વિજયરાજસૂરિ** વિરાજે છે. આ રીતે શ્રી **લાભ**વિજય ગણિ રચિત આ સઝાય પૂરી થાય છે.

**૪.**

શ્રી **વિજયસેનસૂરિથી** ત્રણ વિભાગ પડયા. એક **ત**પાગચ્છના પટ્ટધર **વિજયદેવસૂરિ** ગણાયા. બીજા સૂરિ **વિજયતિલકસૂરિ** થયા, અને ત્રીજા સાગરગચ્છના સ્થાપક **રાજસાગરસૂરિ** થયા કે જેની વંશપરંપરા આપણે આગળ જોઈ ગયા છીએ.

| | | |
|---|---|---|
| ૫૯. **વિજયસેનસૂરિ** | **વિજયસેનસૂરિ.** | **વિજયસેનસૂરિ.** |
| \| | \| | \| |
| ૬૦. **વિજયદેવસૂરિ** | **વિજયતિલકસૂરિ.** | **રાજસાગરસૂરિ.** (આની શિષ્યપરંપરા પૃ. ૧૧ પ્રસ્તાવનામાં આપેલ છે). |
| \| | \| | |
| ૬૧. **વિજયસિંહ.** | **વિજયાનંદસૂરિ.** | |
| \| | \| | |
| ૬૨. વિજયપ્રભ. | **વિજયરાજસૂરિ.** | |

**૫.**

**વિજયાનંદસૂરિ**ના શિષ્ય શ્રી **શાંતિ**વિજય થયા કે જેણે શ્રાવકના બાર વ્રતપર સઝાય લખી છે, અને તે **શાંતિ**વિજયના શિષ્ય સુપ્રસિદ્ધ ઉપાધ્યાય શ્રી **માન**વિજય ગણિ થયા છે કે જેણે સંવત્ ૧૭૩૮ માં **ધર્મસંગ્રહ** નામનો પ્રખ્યાત ગ્રંથ રચેલ છે. આ સિવાય બીજી પટ્ટપરંપરા અને શિષ્યપરંપરા નીચે પ્રમાણે છે:—

**વિજયાનંદસૂરિ.**

| | | |
|---|---|---|
| **વિજયસૌભાગ્યસૂરિ.** | રત્નવિજયસૂરિ. | પંડિત **ગોપજીગણિ.** |
| \| | \| | \| |
| **વિજયલક્ષ્મિસૂરિ.** | **હીરરત્નસૂરિ.** | રંગવિજયગણી. |
| કર્તા— | \| | \| |
| ૧ **ઉપદેશ** પ્રાસાદ વૃત્તિ સહિત. સં. ૧૮૩૪ કાર્તિક શુદ ૫ ગુરૂ. | **જયરત્નસૂરિ.** | **મેરૂવિજયગણિ.** (**વસ્તુપાલ તેજપાલ** રાસ રચ્યા સં. ૧૭૨૧.) |
| ૨ **વીશસ્થાનક** પૂજા. સં. ૧૮૪૫ વિજ્યાદશમી **ખંભાત.** | \| | |
| ૩ **ચોવીશી.** | **ભાવરત્નસૂરિ.** | |
| ૪ **જ્ઞાનપંચમી** દેવવંદન. | | |
| ૫ **રોહિણીજી** સઝાય. | | |

# કલ્યાણવિજયગણિ.

પૃષ્ઠ ૨૧૪—૨૩૫.

૧.

**ભ**રતક્ષેત્રમાં **ગુર્જર** દેશમાં **પલખડી** નામે નગર હતું, તેમાં **પ્રાગવં**-શનો સંઘવી **આજડ** નામે રહેતો હતો. તેનો પુત્ર સંઘવી ઝીંપુર (?) હતો. તેને બે પુત્ર થયા. તેમાં **રાજસી** નામનો પુત્ર અતિ ઉદાર હતો. તેનો પુત્ર **થિર**પાલ નામે હતો. આ વખતે **ગુજરાત** દેશમાં [1]**મહમૂદ** નામનો સુલતાન રાજ્ય કરતો હતો, તેની પાસે **થિર**પાલ ગયો અને **સુલતાને** બહુ માન આપ્યું અને પછી **લાલપુર** નામનું ગામ ભેટ આપ્યું.

**થિર**પાલે **લાલપુર**માં નિવાસ કર્યો. એકદા [2]**હે**મવિમલસૂરિ ત્યાં વિહાર કરતાં આવ્યા, અને દેશના આપવા લાગ્યા. **થિર**પાલે પછી સંવત્ ૧૫૬૩ માં એક જિનમંદિર કરાવ્યું.

---

૧. **મહમૂદશાહ** ૧ લો (**બેગડો**) ઈ સ. ૧૪૫૯–૧૫૧૩ આ ઘણોજ પરાક્રમી અને મિલનસાર સુલતાન હતો. તેને **મુસલમાનોનો સિદ્ધરાજ** કહીએ તો ચાલે. તેની બહાદુરી, કૌવત, ન્યાય અને **મુસલમાન** ધર્મ ઉપર દૃઢ આકીન એ વખાણવા જેવા ગુણ હતા તોપણ ધર્મના ઝનુનમાં **હિંદુઓના** દેવળ તોડી પાડી તથા મૂર્તિઓ ભાગી નાખી તેણે પોતાની કીર્તિ ઝાખી કરી છે તેના દરબારમા ઘણા વિદ્વાનો અને ધાર્મિક પુરૂષો માલમ પડતા **ગુજરાતમા મુસલમાની** વખતની કોઇ પણ ઇમારત એવી નથી કે જેની સામે લોકો **મહમુદશાહ બેગડાના** સંબંધ જોડતા નથી. **ગુજરાતનો અર્વાચિન ઈતિહાસ**. પૃ. ૧૧.

૨. **હે**મવિમલસૂરિ—**ત**પાગચ્છની ૫૫ મી પાટે થયા. આના સમયમા સાધુ સમુદાય ક્રિયાશિથિલ હતો છતા પોતે સાધુના ખરા આચારની મર્યાદા ઉલ્લંઘી ન હતી. વળી બ્રહ્મચર્ય અખંડ રાખી બીલકુલ નિષ્પરિગ્રહી રહી સર્વજનોમા વિખ્યાત મહાન યશસ્વી સંવિગ્ન સાધુ હતા તેમના સમાગમમા જે જે આવતા તે દીક્ષા લઇ ક્રિયાપરાયણ સાધુ થતા; એટલુંજ નહિ પરંતુ **ક્ષ**માશ્રમણ આદિની પેઠે અવિહત પકવ અન્ન પોતે ખાતા નહિ. કેટલાક **લું**કા મતના **ઋ**ષિઓએ (સાધુઓએ) પણ તે મત છોડી તેમની પાસે દિક્ષા લીધી. આમના સમયમાં સં. ૧૫૬૨ મા ગૃહસ્થ **કડુંકે** **ત્રિ**સ્તુતિકમત—પાછળથી **પ્રસિદ્ધ** થયેલ **કડુક**મત કાઢયો. સં. ૧૫૭૦ મા **વીજા** નામના વેષધરથી **વીજા**મત નામનો મત **લું**કામતમાથી છૂટો થઈ પ્રવર્ત્યો. સં. ૧૫૭૨ મા ઉપાધ્યાય **પાર્શ્વચંદ્રે** પોતાના નામથી એક જુદો મત **નાગપુરીય ત**પગચ્છથી જુદો કાઢી પ્રવર્તાવ્યો.

—**પટ્ટાવલિ.**

સં. ૧૪૯૫ માં શ્રી થિરપાલનો પૂરો ભાવ થયો કે આનંદવિમલને સૂરિપદ, હેમવિમલ સૂરિ પાસે લાલપુર નગરમાં અપાવવું, અને તે વર્ષમાં તે પ્રમાણે આનંદવિમલ સૂરિ સ્થાપવામાં આવ્યા. ઉત્સવ બહુ ભભકાથી કરવાની સાથે જિનબિંબપ્રતિષ્ઠા કરવામાં આવી. થિરપાલને ૭ પુત્ર થયા, તેમાંના બધા નામે મોટા, લાલા, ખીમા, ભીમા, કરમણ, અને ધરમણ સંઘપતિ થયા. સંઘવી ભીમાને પાંચ પુત્રઃ—નામે સંઘપતિ હીરા, હરખા, વિરમાલ, તેજક પ્રમુખ થયા. તેઓ પરણ્યા, જૂદા થયા અને પછી માબાપ અનશન કરી સ્વર્ગ સિધાવ્યા.

## ૨.
## જન્મવૃત્તાંત.

મહેસાણા નગરમાં ચંપક નામનો વણિક વસતો હતો. તેણે પોતાની પુત્રી નામે પૂંજી હરખાશા સંઘપતિ કે જે ઉપર વર્ણવેલ છે. તેને લાલપુરમાં પરણાવી. તે બંનેથી શુભ સ્વપ્ન સૂચિત કલ્યાણમય દોહદવાળા ગર્ભવાળો પુત્ર સં. ૧૬૦૧ આશો વદ ૫ સોમવારે જન્મ્યો, અને તેનું નામ ઠાકરશી (ઠક્કુર-સિંહ) પાડવામાં આવ્યું. ૭ વર્ષનો થયો એટલે તેને નિશાળે ભણવા મૂકવામાં આવ્યો.

## ૩.
## જગદ્ગુરૂ આગમન.

તપાગચ્છની ૫૮ મી પાટે થયેલા શ્રી જગદ્ગુરૂ શ્રી *હીરવિજયસૂરિ લાલપુર આવ્યા. તેમનુ નામ સર્વ જગતમાં પ્રસિદ્ધ છે; તેમણેજ જૈનોના તીર્થોપરના હક્ક બાદશાહ અકબર પાસેથી મેળવી આપ્યા. જીવહિંસા નિષેધ અમુક અમુક પર્વના દિવસોએ ન કરવો એવી રાજ્યાજ્ઞા પણ મેળવી. કુમાર ઠાકરશીએ હીરવિજયસૂરિની દેશના સાંભળી ત્યારે ચારિત્ર લેવા ઇચ્છા થઈ ગઇ અને વૈરાગ્ય જામ્યો. માબાપે ઘણુંએ સમજાવ્યો, પણ કુમારે પોતાનું મનોબલ વાપરી તેમની પાસેથી દીક્ષા માટેની રજા લીધી.

## ૪.
## દીક્ષા વાચકપદ.

જગદ્ગુરૂ મહેસાણા વિહાર કરી આવ્યા, ત્યાં કુમાર ઠાકરશી પણ પોતાના મામાના ઘેર આવ્યો. પોતાની માના બાપ નામે ચંપકશાહને એ

---

* હીરવિજયસૂરિ—તેમણે અકબરને જૈનધર્મથી પ્રતિબોધ્યો. જન્મ સંવત્ ૧૫૮૩ માર્ગશીર્ષ શુદિ ૯ પ્રહલાદનપુરમાં, દીક્ષા પાટણમાં સંવત્ ૧૫૯૬ ના કાર્તિક વદિ ૨, વાચકપદ નારદપુરિમાં વરકાણક ઋષભદેવના મંદિરમાં સંવત્ ૧૬૦૮ ના માઘ શુદિ ૫, સૂરિપદ શિરોહીમાં સં. ૧૬૧૦ મા, સ્વર્ગગમન ઉન્ના (હાલનું ઉના) નગરમાં સંવત્ ૧૬૫૨ ના ભાદ્રપદ શુદિ ૧૧ ને દિને થયું. આમનું સવિસ્તર ચરિત્ર શ્રી હીરસૌભાગ્ય અને વિજયપ્રશસ્તિ કાવ્યમાંથી મળી શકે છે.

પુત્ર હતા. ૧ **સોમદત્ત**, ૨ **ભીમજી**. મામા સોમદત્તે પોતાના ભાણેજની દીક્ષાનો ઉત્સવ કરવા માથે લીધું અને સંવત્ ૧૬૧૬ ના વૈશાખ વદિ બીજને દિવસે શ્રી **હીરવિજયસૂરિના હસ્તથી** કુમાર ઠાકરશીએ દીક્ષા લીધી અને નામ કલ્યાણવિજય રાખવામાં આવ્યું. પછી વેદપુરાણ, તર્ક, છંદ, ચિંતામણિ વગેરે શાસ્ત્રોનો અભ્યાસ કર્યો અને સંવત ૧૬૨૪ ના ફાગણ વદિ ૭ ને દિને પાટણનગરમાં વાચકપદ ( ઉપાધ્યાયપદ ) ગુરૂએ આપ્યું.

### ૫.

### વિવિધ દેશ વિહાર, અનેક ભવ્ય પ્રતિબોધ.

વ્યાખ્યાનકળા ઘણી સરસ હતી, અને ચરિત્ર ઉત્તમ હોવાથી શ્રોતાજનોપર શ્રી કલ્યાણવિજય ઉપાધ્યાય સારી છાપ પાડી શક્યા, તેથી જ્યાં જ્યાં વિહાર કર્યો ત્યાં ઉગ્રતપ, બિંબપ્રતિષ્ઠા આદિ સારા પ્રમાણમાં થયાં. **ખંભાત, અમદાવાદમાં** ઉત્તમ બોધ આપ્યો. **પાટણમાં** બિંબપ્રતિષ્ઠા કીધી, ત્યાંથી પૂજ્યના આદેશથી **વાગડ, માલવ,** (માળવા) દેશ આદિ ફર્યા અને **મુંડાસે** નામના ગામમાં બ્રાહ્મણો સાથે વાદ કરી જીત્યા. પછી **વાગડ** દેશમાં સંચરી શ્રી **અંતરિઆ** પ્રભુને વાંદ્યા, અને **ફીકા** ભટ્ટ એ દેશના સુણી શ્રી જિનપ્રાસાદ રચાવી તેમાં ગુરૂ પાસે બિંબપ્રતિષ્ઠા કરાવી. પછી વિહાર કરતા કરતા **ઉજ્જેણી** નગરીમાં ગુરૂએ આવી કુમતિ (સ્થાનકવાસી) સાથે વાદવિવાદ કરી તેમને મોળા પાડયા અને ત્યાં ચોમાસુ કર્યું. ત્યાંથી **મક્ષીજીની** જાત્રા કરવા સંચર્યા. ગામ ગામના સઘ ત્યાં ભરાયા હતા ત્યાં કુબેર જેવા ધનવાન નામે **સોનપાલ** રાયે સઘવાત્સલ્ય માટે બહુ વિત્ત વાપર્યું અને ગુરૂની સુવર્ણથી પૂજા કરી, ત્યાર પછી **સોનપાલે** પોતાની અવસ્થા છેલ્લી જાણી ગુરૂ પાસે દીક્ષા માગી, તેથી ગુરૂએ તેનુ આયુબળ જોઈ **ઉજ્જેણી** આવી તેને દીક્ષા આપી અને તેની સાથે અનશન આપ્યુ. આનો ઉત્સવ **નાથુજીએ** કીધો. નવ દિવસ અનશન પાળી **સોનપાલ** મુનિ સ્વર્ગે ગયા અને તેની માંડવી રચી અગ્નિ સંસ્કાર કર્યો. પછી **સારંગપુર** આદિ ક્ષેત્ર ગુરૂએ પોતાના આગમનથી પવિત્ર કરી **મંડપાચલ** દુર્ગની જાત્રાએ પધાર્યા. ( કે જેને **માંડવગઢ** કહેવામાં આવે છે. ) ત્યાં ગુરૂ ચોમાસું રહ્યા ત્યાંથી વડવાણ તીર્થની યાત્રા **ભાઈજી, સીંઘજી, ગાંધી તેજપાલ** વગેરેએ કરાવી. આ તીર્થમાં બાવન ગજની મ્હોટી પ્રતિષ્ઠિત પ્રતિમા છે. અહીંની યાત્રા કરી **ખાનદેશના** શણગારરૂપ **બરહાનપુર** આવી ચોમાસું રહ્યા. ત્યાંના **ભાનુશેઠે** ગુરૂનો આદેશ લઈ **અંતરીક્ષ** પાસપ્રભુની જાત્રા અર્થે સંઘ કાઢયો, અને જાત્રા કરી સૌએ પોતાનો ભવ સફલ કર્યો. ત્યાંથી ગુરૂ **દેવગિરિ** ચોમાસું રહ્યા અને ત્યાંથી **પેઠણ** ( પ્રતિષ્ઠાનપુર ) આવી ત્યાં જે તીર્થો હતાં તેની જાત્રા કરી.

## ૬.
## હીરવિજયસૂરિનો અકબરપ્રતિ બોધ.

અહીં હીરવિજયસૂરિનો પત્ર આવ્યો કે અકબર બાદશાહ તરફથી અમોને નેડુ આવ્યું છે તો અમોને મળવા કાજે જરૂર ઉતાવળથી આવજો, એટલે શ્રી કલ્યાણવિજય ઉપાધ્યાય તરતજ વિહાર કરી સાદડી જઇ શ્રી હીરવિજયસૂરિને જઇ ભેટયા, સૂરિશ્રીને આનંદ થયો, પછી કલ્યાણવિજયજીને કહ્યું કે 'તમો ઉપાધ્યાય છો અને ગુર્જર દેશમાં રહી ધર્મનો પ્રતિલાભ આપો, અને વિજયસેનને સૂરિપદ સ્થાપેલ છે તો તમે તેની આજ્ઞા શિર વહી સંપીને જેથી ગચ્છની પ્રતિષ્ઠા વધે તેવું કાર્ય કર્યા કરજો' આવી રીતે શીખામણ દઈ શ્રી હીરવિજયસૂરિ અકબર પાસે આવવા એકદમ વિહાર કરી (ફત્તેહપૂર) સીક્રી આવ્યા અને અકબરને અહિંસામય જૈન ધર્મનું રહસ્ય પૂર્ણ રીતે સમજાવ્યુ. અકબરશાહ બહુ ખુશ થયો અને ગુરૂને પ્રણામ કરી છ માસની અમારિઘોષણા કરાવી ગુરૂને જગદ્ગુરૂ નામનું અતિફિદાર બિરૂદ આપ્યુ અને શેત્રુંજાતીર્થ આખું આપી દીધું અને તે રાજદરબારમાં તેનો લેખ (ફરમાન) પણ કરી આપ્યો. આવી રીતે શ્રી અકબર બાદશાહે ગુરૂને મહાન્ શીખ આપ્યા પછી ગુરૂશ્રીએ વિહાર કરી નાગોર નગર આગમન કર્યું. ત્યાં શ્રી કલ્યાણવિજય ઉપાધ્યાયે પણ આવી પ્રણામ કર્યા. આ વખતે વૈરાટ નગરથી ઇંદ્રરાજ નામના સંઘપતિ આવી, શ્રી હીરવિજયસૂરિને ત્યાં જિનપ્રાસાદમાં પ્રતિષ્ઠા કરવા આવવા વિનતિ કરી. ત્યારે સૂરિશ્રીએ કહ્યું કે 'અમારાથી આવી શકાય તેમ નથી, પણ શ્રી કલ્યાણવિજય મહા ઉપાધ્યાય છે તેને હું પ્રતિષ્ઠા કરવા મોકલું છું'. આથી કલ્યાણવિજય ઉપાધ્યાય વૈરાટ નગરમાં પ્રતિષ્ઠા કરવા સિધાવ્યા.

## ૭.
## વૈરાટપ્રતિષ્ઠા.

શ્રી કલ્યાણવિજય વૈરાટ નગરમાં આવ્યા ત્યારે ભારહમલના પુત્ર સંઘપતિ ઇંદ્રરાજે જબરૂં સામૈયુ કરી નગરપ્રવેશ કરાવ્યો. ત્યાર પછી દિન દિન ઉત્સવ થવા લાગ્યા. જલયાત્રા કાઢવામાં આવી અને શુભ લગ્ને શુભ દિને ઇંદ્રવિહારની સ્થાપના કરી. મૂલનાયક શ્રી વિમલનાથ જિનેશ્વર પધરાવ્યા, અને ભારહમલ (પોતાના પિતા) ના નામથી ઇંદ્રરાજે પાર્શ્વજિનેંદ્રની પ્રતિષ્ઠા તેમાં કરાવી, તેમજ અજયરાજના નામે પ્રથમ જિનેંદ્ર શ્રી ઋષભદેવની અને મુનિસુવ્રતની બિંબપ્રતિષ્ઠા ગુરૂના પવિત્ર હસ્તથી કરાવી. પછી ઇંદ્રરાજે સંઘની ભક્તિ બહુ કરી, સ્વામીવાત્સલ્ય કર્યું. અહીંથી કલ્યાણવિજય ગુરૂએ ગુજરાતમાં વિહાર કર્યો. અહીં સુધી ગુરૂ સંબંધી વાત આવે છે. રાસમાં સ્વર્ગ

ગમન થયું, ને તે ક્યારે થયું એ સંબંધમાં કંઈ પણ ઉલ્લેખ નથી. રાસ સં. ૧૬૫૫ ના આશો માસની શુદિ ૫ ને દિને રચાયેલો છે એવું જણાવેલું છે.

૮.

### રાસકાર–જયવિજય

જયવિજય એ ઉક્ત ચરિત્રનાયક શ્રી કલ્યાણવિજયના પોતાના શિષ્ય હતા અને તેમણેજ આ રાસ રચ્યો છે એટલે તેની વિશ્વસનીયતા પૂરવાર થાય છે.

૯.

### શિષ્ય પરંપરા.

શ્રી કલ્યાણવિજય વાચકના વંશજ મહા મહોપાધ્યાય ન્યાયાચાર્ય શ્રી યશોવિજયજી હતા એમ અનુમાન કરતાં જણાય છે, અને તે આ રીતેઃ—




કારણ કે શ્રી યશોવિજયજી પોતાના ૩૫૦ ગાથાના સ્તવનની પોતાની પ્રશસ્તિમાં જણાવે છે કેઃ—

હીર ગુરૂ શિષ્ય અવતંસ મોટો હુઓ, વાચકરાજ કલ્યાણવિજયો;
હેમ ગુરૂ સમવડે શબ્દ અનુશાસને, શીષ તસ વિબુધવર લાભવિજયો.
શીષ તસ જીતવિજયો જયો વિબુધવર, નયવિજય વિબુધ તસ સુગુરૂ ભાયા;
રહિય કાશીમઠે જેહથી મેં ભલે, ન્યાયદર્શન વિપુલભાવ ભાયા.

આમાં યશોવિજયજી ઉપરોક્ત વંશપરંપરા આવે છે અને તેની સાથે આપણા ચરિત્રનાયકને હીરવિજયસૂરિના શિષ્ય સમુદાયમાં અવતંસ એટલે મુકુટ સમાન વર્ણવે છે, એટલુંજ નહિ પરંતુ વાચકોમાં–ઉપાધ્યાયોમાં રાજા સરીખા અને શબ્દાનુશાસનમાં–વ્યાકરણ શાસ્ત્રમાં શ્રી હેમાચાર્ય સરીખા જણાવે છે.

આ સિવાય વ્યાખ્યાનકળામાં ઘણા કુશળ, ઉપદેશમાળાપર ટીકા રચનાર કવિ રામવિજય પણ શ્રી કલ્યાણવિજય ઉપાધ્યાયની શિષ્યપરંપરાથી થયેલ છે. જુઓ પૃ. ૨૨.




પૃષ્ઠ ૧૦૮-૧૧૭.

૧.

## જન્મ, સાધુ ઉપદેશ.

હાલમાં માળવા દેશથી ઓળખાતા સપાદલક્ષ દેશમાં લાડલું નામનું ગામ હતું. અહીં વેપાર સારો ચાલતો હતો. દૂગડ ગોત્રના વીરચંદ નામે શેઠ વસતા હતા, અને તેની ભાર્યાનું નામ વીરમદે હતું. બંને ધર્મિષ્ઠ હતા, અને તેમને શિવરાજ નામનો પુત્ર થયો. બાલપણામાં તેને ધર્મ પ્રત્યે સારી ભાવના હતી. એક દિવસ ત્યાં એક મુનિરાજ પધાર્યા, તેના દર્શનથી પોતાને ઉંડી છાપ પડી, અને ઉપદેશથી પ્રતિબોધ પામ્યો. મા અને બાપને દીક્ષા માટે રજા આપવા બહુ પ્રાર્થના કરી, આખરે શિવરાજ એકનો બે થયો નહિ અને તેણે માબાપને સમજાવી રજા લીધી, પછી માબાપે કહ્યું કે 'તું લુંકામાં (હાલના સ્થાનકવાસી) દીક્ષા લે તો તે પંથના આચાર્યને તેડાવી સારો દીક્ષા સમારંભ કરાવું' ત્યારે શિવરાજે કહ્યું કે જે ગચ્છ સુવિહિત-સારી વિધિ પાળનાર છે અને જેમાં શુદ્ધ સામાચારી-ક્રિયા છે અને જેમાં જિનરાજની પૂજા કરી શકાય છે તે ગચ્છમાં હું સંયમ લેવાનો છું. આથી માબાપે તપાગચ્છમાં પુત્રનું મન સ્થિર જોઈ શ્રી વિજયસિંહસૂરિને તેડાવ્યા; પુત્રે તેમની પાસે ઉત્સવપૂર્વક દીક્ષા ૧૪ વરસની ઉમરે લીધી. નામ સત્ય-વિજય આપવામાં આવ્યુ.

૨.

## અભ્યાસ, ક્રિયોદ્ધાર.

આ પછી શાસ્ત્ર સિદ્ધાંતનો અભ્યાસ ગીતાર્થમુનિ પાસેથી કરવા લાગ્યા, અને ઉત્કૃષ્ટ ક્રિયા પાળવા લાગ્યા. આમની ક્રિયા બહુ વિખ્યાતી પામી અને ઉત્તમ વૈરાગી પુરૂષ ઓળખાયા. પછી તેમણે ગચ્છની પરિસ્થિતિ જોતાં જણાયું કે ક્રિયામાં શિથિલતા બહુ છે તો તેનો ઉદ્ધાર કરવાની જરૂર છે, તેથી ગુરૂ આચાર્ય શ્રી વિજયસિંહની રજા લઈ તેના પ્રયાણ અર્થે વિહાર કર્યો. 'રાસ' માં લખે છે કે:—

'શ્રી આચારજ પૂછીને, કરૂં ક્રિયા ઉદ્ધાર;
નિજ આતમ સાધન કરૂં, બહુને કરૂં ઉપગાર.

શ્રી ગુરૂચરણુ નમી કરી, કરજોડી તે વારોરે;
'અનુમતિ જો મુજને દિયો, તો કરૂં ક્રિયા ઉદ્ધારોરે. શ્રી.
કાલ પ્રમાણે ખપ ખરૂં, દોષી હલુ કર્મ દલેવારે;
તપ કરૂં આલસ મૂકીને, માનવ ભવનું ફલ લેવારે.' શ્રી.
ગુણવંત ગુરૂ ઇણિ પરે કહે, 'યોગ્ય જાણીને સુવિચારોરે;
જિમ સુખ થાય તિમ કરો, નિજ સફલ અવતારોરે.' શ્રી.
ધર્મ માર્ગ દીપાવવા, પાંગરીયા મુનિએકાકીરે;
વિચરે ભારંડની પરે, શુદ્ધ સંયમશું દિલ છાકીરે. શ્રી.
સહે પરિષહ આકરા, શોષે નિજ કોમલ કાયારે,
ક્ષમતા સમતા આદરી, મેલી સહુ મમતા માયારે. શ્રી.

એક દિવસ શ્રી સત્યવિજયજીએ શ્રી વિજયસિંહસૂરિને કહ્યું કે 'આપની આજ્ઞા હોય તો હું ક્રિયોદ્ધાર કરૂં. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ પ્રમાણે સંયમ પાળું.' આચાર્યે કહ્યું કે 'જેમ સુખ થાય તેમ કરો (**जहा सुक्खं देवाणुप्पिया**).' આથી સત્યવિજયજીએ ધર્મમાર્ગને દીપાવવા ભારંડ પક્ષીની પેઠે અપ્રમત્તપણે એકાકી વિહાર કર્યો.

### ૩.

### વિહાર.

મેવાડના ઉદેપુરમાં ચોમાસું કર્યું. ઘણા લોકોને પ્રતિબોધ આપી ધર્મમાં સ્થિર કર્યા. છઠ્ઠ છઠ્ઠના તપ કરવા લાગ્યા. ત્યાંથી મારવાડમાં આવ્યા. ત્યાં પણ જૈનધર્મ ઘણાને પમાડયો. પછી મેડતા ગામમાં કે જ્યાં શ્રી આનંદઘનજી પણ તે પ્રસંગે રહેતા હતા અને જ્યાં હાલ તેમની દેરી છે ત્યાં આવી ચોમાસું કર્યું. અહીંથી વિહાર કરતા નાગોર આવી ચોમાસું કર્યું, ત્યાંથી જોધપુર ચોમાસું કર્યું. એમ દેશ વિદેશ અપ્રતિબંધપણે વિહાર કરી લોકોપર પરમ ઉપકાર કર્યો.

### ૪.

### પન્યાસપદ સં. ૧૭૨૯.

શ્રી વિજયસિંહસૂરિના પટ્ટાધીશ શ્રી વિજયપ્રભસૂરિએ પોતાના હસ્તથી સોજત ગામમાં સં. ૧૭૨૯ માં સત્યવિજયજીને પન્યાસ પદ આપવામાં આવ્યું હતું. અહીંથી પોતે સાદડી ચોમાસું કર્યા પછી ગુજરાતમાં અનેક સ્થળે વિહાર કરતા કરતા શ્રી સત્યવિજય પાટણ આવી પહોંચ્યા.

## ૫.
## સ્વર્ગવાસ.

ક્રિયાની ઉગ્રતાથી શરીર કૃશ થઈ ગયું હતું, ખ્યાસી વર્ષની ઉમર હતી અને વૃદ્ધાવસ્થા પૂરી આવી હતી તેથી પોતે પાટણજ વધુ વખત છેલ્લા ભાગમાં રહ્યા. અહીં રાજનગરના શેઠ સોમકરણ શાહના પુત્ર સુરચંદશાહ પંન્યાસજીને ખાસ વાંદવા અર્થે આવ્યા હતા, અને રૂપૈયાદિક નાણાવતી તેમના અંગ પૂજતા હતા. કોઈ શ્રાવકો ઉપવાસનાં વ્રત લેતા હતા, કોઇ બીજાં વ્રતો સ્વીકારતા હતા એમ ધર્મનો પ્રભાવ સારો દેખાતો હતો. અહીં સંવત્ ૧( ૧૭૫૬ ના ) પોષ સુદ ૧૨ શનિવારને સિદ્ધયોગે પંન્યાસજી સ્વર્ગલોક સિધાવ્યા. આથી આખા નગરમાં હાહાકાર વર્તી રહ્યો. ધર્મી શ્રાવકો સુગુરૂના સ્વર્ગગમન નિમિત્તે ઉત્સવ કરતા હતા અને સોના રૂપાના ફૂલ ઉછાળતા હતા. આના સ્મરણાર્થે પાટણમાં તે વખતે સ્તૂભ-સ્થંભ કર્યો હતો.

# અન્ય વિગતો.

## (૧) વનવાસ.

શ્રી સત્યવિજય મહારાજ સંબંધી હકીકત રાસમાંથી ઉપર પ્રમાણે નીકળે છે પરંતુ બીજાં સ્થળોએથી જે જે વિગતો પ્રાપ્ત થાય છે તે અહીં જણાવીએ. શ્રી આત્મારામજી કૃત જૈનતત્ત્વાદર્શમાં પૃ. ૬-૮ માં નીચે પ્રમાણે જણાવ્યુ છે:—

" શ્રી સત્યવિજય ગણીજી ક્રિયા ઉદ્ધાર કરી શ્રી આનંદઘનજી સાથે બહુ વર્ષ સુધી વનવાસમાં રહ્યા; તથા મહા તપસ્યા યોગાભ્યાસ પ્રમુખ કર્યું

---

૧ અહીં સં. ૧૭૫૬ એ આપેલ નથી, પરંતુ તે હોવું જોઇએ કારણ કે આ રાસ સ્વર્ગવાસ પછીજ પૂર્ણ થયેલો છે, અને તે સં ૧૭૫૬ ના મહાશુદિ ૧૦ ને દિને પૂરો થયો છે તેથી ૧૭૫૬ નુ વર્ષજ હોવું જોઇએ. પરંતુ કર્પૂરવિજયના રાસમાં સં. ૧૭૫૭ આપેલ છે ( પૃ. ૧૨૩ ).

સત્તાવને પોસ માસ, શ્રી સત્યવિજય પન્યાસ,
સ્વર્ગવાસ લહે નવ પદ ધ્યાન પસાઉલે જી

આમા માસ પોષ મળે છે, પરંતુ સાલમાં એક વરસનો ફરક પડે છે. તો મને તો સં. ૧૭૫૬ વધારે વિશ્વાસનીય લાગે છે, કારણ કે સત્યવિજય પંન્યાસની સ્વર્ગવાસ તીથિ લખનાર શ્રી જિનહર્ષ તેજ સમયમાં વિદ્યમાન હતા, અને નિર્વાણ રાસ તેમણે ૧૭૫૬ ના માઘ માસમાં પૂરો કર્યો છે ( એક માસ પછીજ.) જ્યારે કર્પૂરવિજયનો રાસ તેમના શિષ્ય જિનવિજયે સં ૧૭૭૯ માં કરેલ છે. તેથી જિનહર્ષના રાસથી નીકળતો સંવત્સર ૧૭૫૬ વધારે સત્ય છે. —સંશોધક.

જ્યારે બહુજ વૃદ્ધ થઈ ગયા. અને પગમાં ચાલવાની શક્તિ ન રહી ત્યારે અણહિલપુર પાટણમાં આવી રહ્યા."

આ વાતને આ રાસમાંથી ટેકો મળે છે. જુઓ પૃ. ૧૧૪માં જણાવેલ છે કે.—

'ધર્મમાર્ગ દીપાવવા, પાંગરીયા મુનિ એકાકી રે;
વિચરે ભારંડની પરે, શુદ્ધ સંયમસ્યું દિલ છાકી રે.
સહે પરિષહ આકરા, સોષે નિજ કોમલ કાયા રે;
ખમતા સમતા આદરી, મેલી સહુ મમતા માયા રે,
કીયો વિહાર મેવાડમાં, ઉદેપુર કિયો ચોમાસો રે;
ધર્મ પમાડયો લોકને, કીધો તિહાં ધર્મનો વાસો રે.
છઠ્ઠ છઠ્ઠને પારણાં કીધાં, તપ જાસ ન પારો રે;
કાયા કીધી દુબળી, કરી અરસ નીરસ આહારો રે.

વળી અધ્યાત્મરસિક વનવાસી શ્રી આનંદઘનજી મહાત્મા ઘણે ભાગે મેડતામાં રહ્યા હતા એવું લોકકથા પરથી જણાય છે, અને ત્યાં સત્યવિજયજીએ ચોમાસું કર્યું હતું એ રાસમાં આપેલ છે. તેમજ શ્રી આનંદઘનજી, શ્રી યશોવિજયજી, શ્રી વિનયવિજયજી, જ્ઞાનવિમલસૂરિ તથા શ્રી માનવિજય ઉપાધ્યાય આદિ સમકાલિન હતા એ નિર્વિવાદ છે.

### (૨) પોતે કયા દેશના હતા

સંવેગી પટ્ટાવલિના આધારે સત્યવિજયજી મેદપાટ (મેવાડ) દેશના હતા અને તેની આ નિર્વાણ સાક્ષી પૂરે છે; પરંતુ યતિવર્ગની પટ્ટાવલિમાં તે ગંધારના શાંતિદાસ શ્રાવક હતા એમ જે નીકળે છે તે સત્ય હોવાનો સંભવ નથી.

### (૩) પીતવસ્ત્રાંગિકાર

આ વખતમાં સ્થાનકવાસી (અમૂર્તિપૂજક) પંથ વિદ્યમાન થયો, અને તેના સાધુઓ પણ શ્વેતવસ્ત્ર પહેરતા, તેથી શ્વેતાંબરીય મૂર્તિપૂજક અને તેમની વચ્ચે ભેદ જાણવાનું બરાબર રહ્યું નહિ, તેથી કેટલાક સાધુઓએ પીતવસ્ત્ર પહેરવાનું સ્વીકાર્યું. યતિની પટ્ટાવલિ જોતાં શ્રી યશોવિજયજીએ કાથીયાં કર્યાં હતાં એમ જણાઇ આવે છે અને તેની સાથે વિજયપ્રભસૂરિને શ્રી સત્યવિજય ગણિએ ન વાંધા અને સામા પડી કાથીયાં વસ્ત્ર ધારણ કર્યાં એમ યતિની બૃહત્ પટ્ટાવલિમાં જોવામાં આવે છે. આનો નિશ્ચય આ નિર્વાણ રાસથી થતો નથી, પરંતુ શ્રી સત્યવિજયજીની શિષ્ય પરંપરામાંજ થયેલા (જુઓ આગળ) પંડિત વીરવિજયજી આ સંબંધે કંઈ ઉલ્લેખ

કરે છે તે તપાસીએ, તેઓ પોતાના ધમ્મિલકુમાર રાસ તથા ચંદ્રશેખર રાસમાં પોતાની જે પ્રશસ્તિ આપે છે તેમાં નીચે પ્રમાણે દર્શાવ્યું છે:—

તપગચ્છ કાનન કલ્પતરૂપમ, વિજયદેવ સૂરિ રાયાજી;
નામ દશોદિશ જેહનું ચાવું, ગુણીજન વૃંદે ગવાયાજી.
વિજયસિંહ સૂરિ તાસ પટધર, કુમતિ મતંગજ સિંહોજી;
તાસ શિષ્ય સુરપદવી લાયક, લક્ષણલક્ષિત દેહોજી. ૧
સંઘ ચતુર્વિધ દેશ વિદેશી, મલિયા તિહાં સંકેતેજી;
વિવિધ મહોત્સવ કરતા દેખી, નિજ સૂરિ પદને હેતેજી.
પ્રાયે શિથિલપણું બહુ દેખી, ચિત્ત વૈરાગે વાસીજી;
સૂરિવર આગે વિનય વિરાગે, મનની વાત પ્રકાશીજી. ૨
'સૂરીપદવિ નવિ લેવી સ્વામી, કરશું કિરિયા ઉદ્ધારજી;'
કહે સૂરી 'આ ગાદી છે તુમશિર, તુમ વશ સહુ અણુગારજી.'
એમ કહી સ્વર્ગ સધાવ્યા સૂરિવર, સંઘને વાત સુણાવીજી;
સત્યવિજય પંન્યાસની આણા, મુનિગણમાં વરતાવીજી. ૩
સંઘની સાથે તેણે નિજ હાથે, વિજયપ્રભસૂરિ થાપીજી;
ગચ્છનિશ્રાએ ઉગ્ર વિહારી, સંવેગતા ગુણ વ્યાપીજી.
રંગિત ચેલ લહી જગ વંદે, ચૈત્ય ધજાએ લક્ષીજી;
સૂરિ પાઠક રહે સન્મુખ ઉભા, વાચક જસ તસ પક્ષીજી. ૪
મુનિ સંવેગી ગૃહી નિર્વેદી, ત્રીજો સંવેગ પાખીજી;
શિવ મારગ એ ત્રણે કહીએ, ઇહાં સિદ્ધાંત છે સાખીજી.
આર્યસુહસ્તિ સૂરી જેમ વંદે, આર્યમહાગિરિ દેખીજી;
દો તિન પાટ રહી મરજાદા, પણ કલિજુગતા વિશેખીજી. ૫
ગ્રહિલ જલાસી જનતાપાસી, નૃપમંત્રી પણ ભલીયાજી;

અર્થ—તપગચ્છ રૂપી વનમાં કલ્પવૃક્ષની ઉપમા પામેલ શ્રી વિજયદેવસૂરિ થયા કે જેનું ચાવું (મરાઠી 'ચાંગલું'—સારૂં) સુંદર નામ દશે દિશાએ ગુણીજનના સમૂહે ગાયું છે; તેના પટ્ટધર, કુમતિ રૂપી હાથીઓમાં સિંહ જેવા વિજયસિંહ સૂરિ થયા, અને તેના શિષ્ય, લક્ષણથી લક્ષિત—અંકિત થયેલ દેહવાળા (સત્યવિજય) સૂરિની પદવીને લાયક થયા.

દશે દિશાએથી ચતુર્વિધ સંઘ આગળથી સંકેત પ્રમાણે તેને સૂરિપદ આપવા ભેગો મળ્યો. (શ્રી સત્યવિજય) પોતાને સૂરિપદ આપવા માટે આ સંઘને જુદી જુદી જાતના મહોત્સવ કરતા જોઈ અને વૈરાગ્યવાળું પોતાનું ચિત્ત સંસ્કારિત થયેલું હોવાથી શાસનમાં પ્રાયઃશિથિલપણું દેખી (શ્રી વિજયસિંહ)

સૂરિ પાસે વિનય અને વૈરાગ્યથી પોતાના મનની વાત પ્રકાશિત કરી કે 'હે સ્વામિન્! મારે સૂરિ પદવી લેવી નથી. મારી ઇચ્છા તો ક્રિયા ઉદ્ધાર કરવાની છે તો તે કરીશ.'–ત્યારે સૂરિએ કહ્યું કે "આ ગાદી–ગચ્છગાદી તમારે શિરે છે અને તમારે વશ તમારી આજ્ઞા નીચે સૌ મુનિપરિવાર છે." આમ કહી તે સૂરિવર સ્વર્ગે સિધાવ્યા, અને તેમણે કહેલું કથન સંઘને સુણાવતાં **સત્ય**-વિજય પંન્યાસની આજ્ઞા મુનિગણુમાં પ્રવર્તી. ૩

શ્રી **સત્ય**વિજયજીએ સંઘની સાથે પોતાને હાથે રહી **વિજયપ્રભ**ને સૂરિપદપર સ્થાપ્યા, અને ગચ્છ નિશ્રા રાખી ઉગ્રવિહાર કરી ક્રિયોદ્ધારથી સંવેગનો સત્ય ગુણ વ્યાપ્ત કર્યો. જેવી રીતે છેટેથી ધ્વજા દેખીને લોકો ચૈત્ય–જિનાલય હોવું જોઇએ એવું અનુમાન કરી હાથ જોડે છે–વંદના કરે છે, તેવીજ રીતે **સત્ય**વિજય ગણિએ રંગિત–રંગેલા (પીત) વસ્ત્ર અંગિકાર કરેલાં હોવાથી તેને તેમજ તેના પરિવારના સાધુઓને તે વસ્ત્રો ઉપરથી તેઓ ખરા સંવેગી હોવા જોઇએ એમ અનુમાન કરી લોકો તેમને વંદના કરે છે. આ શ્રી **સત્ય**વિજયજી એવા પ્રભાવક હતા કે તેની સમક્ષ સૂરિ ( શ્રી **વિજયપ્રભ** સૂરિ ), પાટકો ઉભા રહેતા હતા—માન આપતા હતા, અને તેના પક્ષમાં—ક્રિયોદ્ધારના પક્ષમાં વાચક શ્રી **જશ** ( **યશે**ાવિજયજી ) હતા. ૪

સિદ્ધાંત એ વાતની સાક્ષી પૂરે છે કે સંવેગી મુનિ, નિર્વેદી ગૃહસ્થ, અને સંવેગ પક્ષી ( સંવેગીને અનુમોદનારા )–આ ત્રણ, શિવમાર્ગ લઇ શકનારા છે; પરંતુ ( કલિયુગનું મહાત્મ્ય કંઇ ઓર છે ! ) જુઓ! **આર્ય**-સુહસ્તિ પોતે સૂરિ હતા છતાં, **આર્ય** મહાગિરિ સૂરિ ન હોવા છતાં તે ઉગ્ર ક્રિયા ધારી હોવાથી તેને વંદના કરતા હતા, અને તેવો ક્રમ એ ત્રણ પાટ સુધી રહ્યો પણ પછી ન રહ્યો કારણ કે કલિયુગની વિશેષતા છે. આ માટે દૃષ્ટાંત આપે છે. જેમ આખું નગર ઘેલા બનાવનારૂં જલ પીવાથી ગાંડું થઇ ગયું અને રાજા અને પ્રધાન કે જેઓ તે જલ પીધુ ન હોવાથી ડાહ્યા રહ્યા હતા તેઓને પણ તે ગાંડાઓમાં ભળવું પડયું ( કારણ તેમ ન કરે તો ગાંડા તેઓને ત્રાસ આપ્યા વગર ન રહે.) તેમ કલિયુગ આવતો ગયો તેમ ક્રિયા ઓછી થતી ગઇ, અને ક્રિયા પ્રત્યે જોઇએ તેવું માન પણ ન રહ્યું, તેથી ક્રિયાપરાયણને ક્રિયા ન કરનારા સાથે ચલાવી લેવું પડયુ.

### (૪) ક્રિયાઉદ્ધારમાં શ્રી યશોવિજયજીની સહાય.

મૂળ શ્રી **જિનહર્ષ** રચિત શ્રી **સત્ય**વિજયજીના રાસમાં ક્રિયોદ્ધાર કરવામાં કોઈ પણ સહાયકર્તા હતું એમ દર્શાવેલ નથી, પરંતુ ઉપર જણાવેલ શ્રી **વીર**વિજયજી પંડિતે આપેલી પ્રશસ્તિમાં ' વાચક **જશ** તસ પક્ષીજી '

એમ ચોખ્ખું લખેલ છે. આ સબંધમાં **વીરવિજયજી** ૧૯ મા સૈકામાં થઈ ગયા તેના પહેલાનો સમય જોઇએ તો વિશેષ સમર્થન મળે છે, કે શ્રી **યશો**-વિજયજીએ સહાય આપી છે.

શ્રી **યશોવિજયજી** પોતે ૩૫૦ ગાથાના સ્તવનને અંતે લખે છે કે:—

તાસ પાટે **વિજયદેવસૂરી** સરૂ, પાટ તસ ગુરૂ **વિજયસિંહ** ધોરી;
જાસ હિત શીખથી માર્ગ એ અનુસર્યો, જેહથી સવિ ટલી કુમતિ ચોરી.

આનાપર સં. ૧૮૩૦ માં ટબો કરનાર શ્રી **પદ્મવિજયજી** અર્થ પૂરે છે કે:—

"વળી તેને પાટે શ્રી **વિજયદેવસૂરિ** થયા, તથા તેમના પાટે શ્રી **વિજયસિંહસૂરિ** તે ગચ્છનો ભાર વહેવાને વૃષભ સમાન ધોરી થયા જેમની હિતશીખ—આજ્ઞા પામીને મેં એ સંવેગ માર્ગ આદર્યો, એટલે એ ભાવને શ્રી **જશોવિજયજી** ઉપાધ્યાયે પણ એઓની આજ્ઞા પામીને ક્રિયાઉદ્ધાર કર્યો, તથા શ્રી **વિજયસિંહસૂરિ**ના શિષ્ય અનેક હતા તેમાં સત્તર શિષ્ય સરસ્વતી બિરૂદધારી હતા તે સર્વમાં મહોટા શિષ્ય પંડિત શ્રી **સત્યવિજયગણી** હતા તેમણે શ્રી પૂજ્યની ( **વિજયસિંહસૂરિની** ) આજ્ઞા પામી ક્રિયાઉદ્ધાર કીધો તે માટે એમ કહ્યું જે માર્ગ એ અનુસર્યો—એ સંવેગ માર્ગ આદર્યો, જે આદરવા થકી તીર્થંકર અદત્ત ગુરૂ અદત્ત, ઇત્યાદિ કુમતિકદાગ્રહરૂપ ચોરી ટલી ગઈ."

## ( ૫ ) સમકાલિન વિદ્વાનો.

શ્રી **સત્યવિજયજી** પંન્યાસનો સમય બહુ ઝળહળતો છે અને તે સમયમા જે જે પારમાર્થિક, પ્રતિભાશાલી પુરૂષો થયા છે તેથી જૈનસમાજને અદ્દભૂત ધર્મલાભ મળ્યો છે. આ વખતે વિદ્વાનોનો સમૂહ જૈનોમાં હતો, જેમાંના કેટલાકનાં નામો આપીએ છીએ. શ્રી વાચકવર ઉપાધ્યાયશ્રી **યશો**-વિજય, શ્રી **વિનયવિજય** ઉપાધ્યાય (કે જેનુ ચરિત્ર '**નયકર્ણિકા**'માં જુઓ), અધ્યાત્મરસિક વનવાસી શ્રી **આનંદઘનજી**, ઉપાધ્યાય શ્રી **માનવિજયગણિ** ( '**ધર્મસંગ્રહ**' ના રચનાર ), શ્રી **જ્ઞાન** વિમલસૂરિ ( કે જેનો '**વિમલ**'**પક્ષ** હજુ સુધી વિદ્યમાન છે. ), **ધર્મમંદિરગણિ**, **રામવિજયજી**, **લાવણ્યસુંદર**આદિ આ બધાએ ધર્મસાહિત્ય ગુજરાતી ભાષામાં મૂકી સાહિત્યધારા ઘણા વેગપૂર્વક ટકાવી રાખી છે. પ્રખ્યાત દિગંબર કવિ **બનારસીદાસ** ( **સમયસારના** રચનાર ) પણ આ સમયે વિદ્યમાન હતા. તેમજ અન્ય દર્શનોમાં **રામદાસ**, **તુકારામાદિ** હતા કે જેમણે ભક્તિપ્રાધાન્ય અપૂર્વ સંગીત ગાઇ સમાજ સુધારણા અને રાષ્ટ્રસુસ્થિતિ માટે પ્રબળ પ્રયત્ન કર્યો છે, અને **ગુજરાતમાં** કવિ **પ્રેમાનંદ**, **શામલ** અને **અખાએ** પોતાની કાવ્યગિરાથી **ગુજરાતને** ગજાવી છે.

## રાસકાર શ્રી જિનહર્ષ.

આ રાસ તેમણે સં. ૧૭૫૬ ના મહા સુદ ૧૦ મીએ રચેલ છે. પોતે ખરતરગચ્છના હતા, છતાં તપગચ્છના પંન્યાસ પ્રખર શ્રી સત્યવિજયજીનો રાસ પોતે રચ્યો છે, એ પરથી ગચ્છભેદની ટુંકી દષ્ટિ તે વખતે નહોતી એમ જણાય છે. તેઓની વંશપરંપરા નીચે પ્રમાણે હતી.

+જિનચંદ્રસૂરિ ( ખરતર ગચ્છ ૬૫ મી પાટે. )
|
શાંતિહર્ષગણિ ( વાચક )
|
જિનહર્ષ

આમની કૃતિઓ આ રાસ સિવાય નીચે પ્રમાણે ઉપલબ્ધ છે:—

૧ કુમારપાળ રાસ સં. ૧૭૪૨ આશો સુદ ૧૦ પાટણ.

૨ ઉત્તમકુમાર ચરિત્ર રાસ સં. ૧૭૪૫ (૯?) (ભૂત વેદ સાગર શશિ ) આશો સુદ ૫ પાટણ.

૩ વિંશતિસ્થાનક વિચારસાર—પુણ્યવિલાસ રાસ. ( પ્રસિદ્ધ. શા. ભીમશી માણેક)

૩ સઝાયો.

(૧) પાંચમા આરાની સઝાય. પૃ. ૩૬ સઝાયમાલા (ભીમશી માણેક)

(૨) પરસ્ત્રીવર્જન. શીખ સુણો પીયુ મ્હારા પૃ. ૧૦૦ ,, ,,

(૩) સુગુરૂ પચીશી. સુગુરૂ પિછાણો ઇણુ આચારે પૃ. ૧૨૪ ,, ,,

(૪) રાજીમતિની. કાંઇ રીસાણા હો નેમનગીના પૃ. ૩૯૩ ,, ,,

(૫) ઢંઢણુ ઋષિની. ઢંઢણુ ઋષિને વાંદણાં પૃ. ૬૦ ,, ,,

(૬) શ્રાવકની કરણીની. શ્રાવક ! તું ઉઠે પરભાત પૃ. ૬૫ ,, ,,

(૭) સિદ્ધાચલની. શ્રી સિદ્ધાચલ મંડલ સ્વામીરે પૃ. ૨૪૮ જૈન પ્રબોધ.

૪ રાત્રિ ભોજન પરિહારક રાસ. સં. ૧૭૫૯ ( નિધિ પાંડવ ભક્ષસંવત્સર ) અષાડ વદ ૧. પાટણ

૫ ઉપમિતિ ભવપ્રપંચ રાસ.

---

+ શ્રી જિનરત્નસૂરિના પટ્ટધર. ( સાતમા ) જિનચંદ્રસૂરિ. પિતા—શાહ આસકરણ, માતા—સુપિયાર દેવી, ગોત્ર ગણધરચોપડા. મૂલનામ હેમરાજ, દીક્ષાનામ હર્ષલાભ, પદસ્થાપના સં. ૧૭૧૧ નાં ભાદ્રપદ વદિ ૧૦ ને દિને થઈ, અને મરણ સુરતમાં સં. ૧૭૬૫ માં થયું.

# શ્રી કર્પૂરવિજયગણી.

પૃષ્ઠ ૧૧૮–૧૨૫.

શ્રીમન્ **વીર**પ્રભુથી પરંપરાએ નીકળેલ **તપાગચ્છ**ની ૫૩ મી પાટે શ્રી **વિજયસિંહસૂરિ** થયા, તેમના શિષ્ય પંન્યાસ શ્રી **સત્યવિજયગણી** થયા અને તેના શિષ્ય શ્રી **કર્પૂરવિજય** થયા.

૧.

## જન્મ, ગામ, માતપિતા.

જંબૂદ્વિપના **ભરતક્ષેત્ર**માં આવેલ શ્રી **ગુર્જરદેશ**માં **પાટણ** નામનું પ્રસિદ્ધ શહેર છે. આ **પાટણ** (પત્તન) નગરમાં પંચાસરા **પાર્શ્વનાથ**ની ઉત્તમ પ્રતિમા વિરાજે છે, **ચિંતામણિ અજીતનાથ**નું ભવ્ય દેરાસર છે, આ નગર પાસે **તારંગા** પાર્શ્વનાથ છે એમ અનેક દેવમંદિરો છે. આ પાટણ રાજવીર શ્રી **વનરાજે** સ્થાપેલું અને અહીં શ્રી **હેમચંદ્રાચાર્યે** કુમાળપાળ રાજાને પ્રતિબોધી જૈન બનાવેલ. આવા પ્રસિદ્ધ **પાટણ**નગરની પાસે **વાગરોડ** કરીને ગામ આવેલ છે, તેમાં **પોરવાડ** વંશના **ભીમજી**શાહ નામના સુશ્રાવક વસતા હતા, અને તેને ઘેર **વીરા** નામની પત્ની હતી. તેમને એક પુત્ર થયો જેનું નામ જન્મ થયે બાર દિવસે **કહાનજી** આપવામાં આવ્યું. પછી મા અને બંને મરણ પામ્યાં, તેથી **કહાનજી**ને **પાટણ**માં પોતાના ફુઆને ત્યાં આવવું પડયું.

૨.

## ગુરૂસમાગમ, દીક્ષા.

**કહાનજી** ચૌદ વર્ષનો થયો ત્યારે શ્રી **સત્યવિજય** ગુરૂ વિહાર કરતા **પાટણ**માં આવી બીરાજ્યા. વ્યાખ્યાનવાણી બહુ સરલ અને સચોટ હતી. આથી કુમાર **કહાનજી**ને વૈરાગ્ય આવતાં દીક્ષા લેવા માટે ફુઆની સંમતિ લઈ ગુરૂ પાસે તેણે દીક્ષા આપવાની યાચના કરી.

ગુરૂએ દીક્ષા ઘણી દુષ્કર છે, તેથી તે લેતાં પહેલાં પાકટ વિચાર કરવાની જરૂર છે એમ કહ્યું. કુમાર તીવ્રેચ્છાવાળો હતો અને તેથી દીક્ષા અંગિકાર કરી. શુભ મુહૂર્ત્તે સં. ૧૭૨૦ ના માગશર શુદિમાં દીક્ષા આપી શ્રી **કર્પૂરવિજય** નામ આપવામાં આવ્યું.

દિનપ્રતિદિન સાધુના આચાર પાળી શાસ્ત્રાભ્યાસ કરવા લાગ્યા અને ગુરૂ સાથે વિહાર કરવા લાગ્યા. **આવશ્યકાદિ** સૂત્રોનું પઠન કર્યું. શ્રી [1]**વિજયપ્રભ**

---

૧. **વિજયપ્રભસૂરિ**—(તપગચ્છની ૬૧ મી પાટે વિજયસિંહસુરિને ૬૧ મા ન લેખીએ તો) જન્મ સં. ૧૬૭૭ માં કચ્છના મનોહરપુરમાં, દીક્ષા સં. ૧૬૮૬;

સૂરિએ આણંદપુરમાં કર્પૂરવિજયને યોગ્ય જાણી પંડિતપદ આપ્યુ.

૩.

## વિહાર, શિષ્ય.

સં. ૧૭૫૭ ના પોષ માસમાં તેમના ગુરૂ શ્રી સત્યવિજય પંન્યાસ સ્વર્ગલોક સિધાવ્યા, અને તેના પટધર તરીકે શ્રી કર્પૂરવિજય નિમાયા. આ પછી શ્રી કર્પૂરવિજયે વઢીઆર, મારવાડ ( મરૂથલ ), ગુજરાત ( ગુર્જર ), સોરઠ, રાજનગર ( અમદાવાદ ), રાધનપુર, સાચોર, સાદરા, સોજીંત્રા, વડનગર વિગેરે સ્થળે ચોમાસાં કર્યાં. દેશવિદેશ એમ ઘણે સ્થળે અપ્રતિબદ્ધ-પણે વિહાર કર્યો. બે શિષ્ય નામે શ્રી વૃદ્ધિવિજયગણિ તથા શ્રી ક્ષમાવિજય પંન્યાસ ( જેનું ચરિત્ર આ પછી જોઈશું ) થયા, વૃદ્ધાવસ્થા થઈ હતી એટલે છેલ્લે પાટણ ચોમાસાં કર્યાં. અહીં ઉપધાનમાલારોપણ અને બિંબપ્રતિષ્ઠા આદિ અનેક સુકૃત્યો કરાવ્યાં.

૪.

## સ્વર્ગવાસ.

પાટણનગરમાં સંવત્ ૧૭૭૫ ના શ્રાવણ વદિ ૧૪ સોમવારે પુષ્યવિજય મુહૂર્ત્તે અનશન કરી શ્રી કર્પૂરવિજયે સ્વર્ગગમન કર્યું. ભક્ત શ્રાવક શ્રાવિકાઓએ નવખંડ માંડવી રચી તેમાં ઉક્ત મુનિવરના શરીરને પધરાવ્યુ. સંઘ વાજતે ગાજતે ચૌટા વચ્ચોવચ્ચ થઇ નીકળ્યો. સોનારૂપા નાણું ઉછાળ્યું. 'જયજય નન્દા જય જય ભદ્દા'નો આઘોષ કરતા કરતા ગામની બહાર દાહક સ્થળે આવી શિબિકા ઉતારી અને ચંદન વગેરે સુગંધી કાષ્ટથી દેહનો અગ્નિસંસ્કાર કર્યો.

બે સ્થુભ પહેલાં હતાં, તેમની પાસે ત્રીજો સ્થુભ તેમનો થયો. આમની પાટે શ્રી ક્ષમાવિજયજી આવ્યા. કર્પૂરવિજયે કંઇ પણ કૃતિ કરી હોય તેમ જણાતું નથી.

૫.

## રાસકાર.

રાસકાર શ્રી જિનવિજય છે કે જેઓ ચરિત્રનાયક શ્રી કર્પૂરવિજયના પટ્ટધર શ્રી ક્ષમાવિજયજીના શિષ્ય છે અને જેનું ચરિત્ર આપણે હવે પછી જોઈશું. તેમણે આ રાસ વડનગરમાં ચોમાસું રહીને સંવત્ ૧૭૭૯ ની વિ-જયાદશમીને શનિવારે રચ્યો છે.

---

પંન્યાસપદ સં. ૧૭૦૧ માં, સૂરિપદ ગંધારનગરમાં સં. ૧૭૧૦ માં મળ્યું. પોતે સૂરિપદ વિજયરત્નને નાગોરમા સં. ૧૭૩૨ માં આપ્યું. સ્વર્ગવાસ ઉના ગામમા સં. ૧૭૪૯ મા કર્યો. પોતે શીલવંત, ભાગ્યવંત, સૌભાગી થયા. અનેક જિનબિંબ પ્રતિષ્ઠોત્સવ કીધા. પિતાનું નામ શા સવગણ, અને માતાનું નામ ભાણી હતું.

# શ્રી ક્ષમાવિજય ગણી.

પૃ૪. ૧૨૬–૧૩૬.

૧.

## જન્મવર્ણન.

જંબૂદ્વિપના ભરતક્ષેત્રમાં મરૂસ્થલી (મારવાડ) દેશ છે, કે જ્યાં અર્બુદગિરિ (આબુ પર્વત) મુગટસમ વિરાજી રહ્યો છે; તે ગિરિ ઉપર વિમલશાહે અનેક સોનૈયા ખરચી–બાવન લાખ વાપરી જિનપ્રાસાદો કરાવ્યાં છે, અને વસ્તુપાલ મંત્રીએ બાર ક્રોડ ત્રેપન લાખ ખરચી મંદિર કરાવી દેરાણી જેઠાણીના ગોખલા માટે નવ નવ લાખ ખર્ચ્યા છે અને ફરતી દહેરી બંધાવી છે અને તેમાં શ્રી ઋષભનાથને પધરાવ્યા છે, વળી મૂલનાયક શ્રી નેમિનાથના બિંબ સાથે બીજાં અનેક બિંબો ભરાવ્યાં છે. ફરતો ગઢ પણ બધાવ્યો છે, આ આબુ પર્વત પાસે પોયંદ્રા કરીને ગામ હતું ત્યાં શ્રી પાર્શ્વનાથનું સુંદર મંદિર છે. અહીં ઓસવંશના અને ચામુડા ગોત્રનો શાહ કલો નામનો વણિક વસતો હતો અને વનાં નામની તેને સ્ત્રી હતી. તેમના પેટે શુભસ્વપ્ન સૂચિત ગર્ભ રહ્યો અને જન્મ થયા પછી તેનું નામ ખેમચંદ પાડવામાં આવ્યુ. (સંવત્ ૧૭૨૨ માં) કુમાર ખેમચંદનું પછી કોઈ કારણસર અહમદાવાદમાં આવવાનુ થયું અને ત્યાં એક પરૂં નામે પ્રેમાપુરમાં ઉતારો લીધો.

૨.

## ગુરૂસમાગમ. દીક્ષા.

તપાગચ્છની ત્રેસઠમી પાટે શ્રી વિજયસિંહસૂરિ થયા, તેમના શિષ્ય શ્રી સત્યવિજયગણી થયા અને તેમના શિષ્ય શ્રી કર્પૂરવિજય થયા અને તેમના શિષ્ય શ્રી વૃદ્ધિવિજય ગણી શ્રી [1]વિજયપ્રભસૂરિના આદેશથી પ્રેમાપુરમાં ચોમાસુ કરવા પધાર્યા. શ્રી વૃદ્ધિવિજય ગણી દેશના મધુર આપતા ત્યાં કુમાર ખેમચંદે આવી તેનું શ્રવણ કર્યું, અને તેથી સંસાર અસ્થિર છે એવું લાગ્યું અને વૈરાગ્ય પર પોતાનું મન ગયું. પછી તે ગુરૂ પાસે ૨૨ વર્ષની ઉમરે સંવત્ ૧૭૪૪ જેઠ શુદ ૧૩ ને દિને દીક્ષા લીધી અને નામ ક્ષમાવિજય રાખ્યું. આ સમયે તપાગચ્છની રખેવાળી કરતા પાલણપુરની સીમમાં જેનું સ્થલ એવા માણીભદ્ર યક્ષ તરફથી ગયબી નગારાં વાગ્યાં. આ પરથી ગુરૂએ જાણ્યું કે આ મુનિ સાધુગણના આધારરૂપ થશે.

## ૩.

## વિહાર-યાત્રા.

વિહાર કરતાં જોઈત્રા ગામ આવ્યા. ત્યાંથી જુદે જુદે સ્થલે યાત્રાર્થે વિહાર કર્યો, આબુ, અચલગઢની જાત્રા કરી સીરોહી આવી વીરપ્રભુને વાંદ્યા, જીવિત પ્રભુને વાંદ્યા. પછી વસંતપુર કે જ્યાં આર્દ્રકુમારની ચૉરી છે ત્યાં આવ્યા, ત્યાંથી સાદડી, રાણકપુર, ઘાણેરાવ, વીજા, લોઢાણ (શ્રી આદિનાથ પ્રભુનું મંદિર છે.) વરકાણા (પદ્મ પ્રભુની પ્રતિમા છે) નાંદોલ, નાંડુલ વગેરે તીર્થ કર્યા. પછી ઉદયપુર, ડુંગરપુર, સાગવાડી, ધુલેવી (ધુલેવા,) ઈડર, વડનગર, વીસલનગર આદિ સ્થળે વિહાર કર્યો.

## ૪.

## ગુરૂ સ્વર્ગગમન

ગુરૂ શ્રી કર્પૂરવિજય અમદાવાદ હતા. ત્યાં ક્ષમાવિજયને પટપર સરસપુરમાં (પરાનું નામ) બેસાડી પોતે પાટણ તરફ વિહાર કર્યો. ગુરૂ બહુ વૃદ્ધ થયા હતા તેથી શુશ્રૂષા કરવા શિષ્ય સાથે રહ્યા. એક નગરમાં ઉત્સર્ગપણે એક કરતાં વધારે ચોમાસાં મુનિથી ન રહેવાય એમ શાસ્ત્રનો ઉલ્લેખ છે પરંતુ અપવાદે—વૃદ્ધવસ્થા અને વ્યાધિના કારણે દશ બાર ચોમાસાં કર્યાં, અને અમદાવાદ શહેર અને પરામાં રહી દેશના દેવા લાગ્યા. અહીં પાટણ સંઘની વિનતી આવી, અને તે વખતે કર્પૂરવિજય ગુરૂ પાટણ હતા, તેને વાંદવા માટે ક્ષમાવિજય પાટણ આવ્યા. મહોત્સવ ગામના લોકોએ કર્યો. અહીં [1]વિજયક્ષમાસૂરિએ ક્ષમાવિજયને પંન્યાસપદ આપ્યું. પછી શંખેસર પાર્શ્વનાથની યાત્રા કરી પાછા પાટણમાં આવી અનેક જિનબિંબોની પ્રતિષ્ઠા કીધી. આ પ્રતિષ્ઠા કરાવનાર પાટણમાં મુખ્ય શ્રાવક, શા ઋષભ હતો. બધી મળી ૭૦૦ સાતસો જિનમૂર્તિ સં. ૧૭૭૪ મધુ માસમાં સ્થાપિત કરી. આ પછી શ્રી કર્પૂરવિજયે સં. ૧૭૭૫ ના શ્રાવણ વદ ૧૪ સોમવારને દિને દેહોત્સર્ગ કર્યો.

## ૫.

## સ્થલે સ્થલે વિહાર અને સ્વર્ગગમન.

ક્ષમાવિજય ગણી એ, હવે પાટણમાં બહુ ઉપદેશ આપી વિહાર કર્યો. સિદ્ધપુર, મહેસાણા, આણુસમા, રાધનપુર, સાચોરા, સમી, સાંતલપુર, વાવ કે જ્યાં અજિતનાથ પ્રભુ વિરાજે છે, વીસલનગર, વડનગર, વઢવાણ,

---

૧ વિજયક્ષમાસૂરિ (તપગચ્છની ૬૩ મી પાટે) સૂરિપદ સં. ૧૭૭૩ માં, સ્વર્ગવાસ માંગરોળ ગામમાં સં. ૧૭૮૪ માં. આની પછી પટ્ટધર શ્રી વિજયદયાસૂરિ થયા.

તારંગા, કે જ્યાં કુમારપાલકૃત વિહાર છે અને જે વિહારમાં શ્રી અજિતનાથ પ્રભુને પધરાવ્યા છે ત્યાં, યાત્રા કરી **અમદાવાદ** આવ્યા. ત્યાં **ચિંતામણિ**, **મહાવીર**, **ઋષભનાથ**, **અજિતનાથ**, **સંભવનાથ**, **શાંતિનાથ**, **શીતળનાથ**, **વાસુપૂજ્ય** આદિ તીર્થંકરોના જિનપ્રસાદોમાં યાત્રા કરી. અહીં **સુરતમાં** વિહાર કરવા, ગણનાયક તરફથી આદેશ આવ્યો તેથી ત્યાં જવા વિહાર કર્યો. પહેલા **ખંભાત** આવી **સ્તંભતીર્થે** પાર્શ્વપ્રભુ, અમીઝરા ચિંતામણી પાસ, વગેરે ૪૮ અડતાલીસ દેરાનાં દર્શન કર્યાં. પછી કાવીમાં આવી ભોંયરામાં દેવપ્રતિષ્ઠા કરી, પછી **જંબુસર પદ્મપ્રભુનાં** દર્શન અને **ભરૂચમાં** સુવ્રત સ્વામી, **આદિનાથ**, **પાર્શ્વનાથ** પ્રભુનાં દર્શન કરી સુરત આવ્યા. અહીં પ્રવેશ મહોત્સવ થયો. અહીં **ધર્મનાથ**, **સુપાર્શ્વનાથ**, સુરત મંડણ શ્રી **પાર્શ્વનાથ** આદિનાં દર્શન કરી સં. ૧૭૮૦ માં ત્યાં ચોમાસું રહ્યા. અહીંથી જંબુસર આવીને **અમદાવાદ** ચોમાસું રહ્યા. ઉપધાન માલારોપણ કર્યું અને પોતાના શિષ્ય શ્રી **જિનવિજય** મુનિને અહીં બોલાવ્યા અને સંઘ તેને ભળાવ્યો. પછી ગુરૂએ સંવત્ ૧૭૮૬ ના આસો માસની ૧૧ ને દિને **દોસીવાડામાં** ચોમાસું હતું ત્યારે ૬૪ વર્ષની ઉંમરે ૪૨ વર્ષ મુનિપદ પાળી કાલ કર્યો, અને નવખંડી માંડવી કરી કાયાનો અગ્નિસંસ્કાર ચંદન કેસર આદિથી **સાબરમતિના** કિનારે કરવામાં આવ્યો અને સોનારૂપાનું નાણું ખરચવામાં આવ્યુ. અહીં સ્થુભ પન્યાસજીના સ્મરણાર્થે કરવામાં આવ્યો.

૬.

### રાસકાર.

આ રાસ ચરિત્રનાયક શ્રી **ક્ષમાવિજયનાજ** શિષ્ય શ્રી **જિનવિજય** કે જેણે શ્રી કર્પૂરવિજય ગણિનો રાસપણ રચ્યો છે, તેણે મુનિ **સુમતિવિજયના** કહેવાથી રચ્યો છે. આ **જિનવિજયનુ** ચરિત્ર હવે પછી જોઇશું.

ક્ષમાવિજયની કૃતિઓ. પાર્શ્વનાથસ્તવન સં. ૧૭૯૨ પાટણ.

### ક્ષમાવિજયની શિષ્યપરંપરા.

ક્ષમાવિજય.

- જિનવિજય
  - ઉત્તમવિજય
    - પદ્મવિજય
- જશવિજયગણી
  - શુભવિજય
    - વીરવિજય પંડિત
- માણેકવિજય (પર્યુષણ નવ વ્યાખ્યાન અને અમલવર્જન પર સઝાયો લખી.)

# શ્રી જિનવિજયગણી.

પૃષ્ઠ ૧૩૭–૧૫૩

૧

## પરંપરા.

શ્રી વિજયસિંહસૂરિના સત્યવિજય પંન્યાસ શિષ્ય હતા તે,

સત્યવિજય પંન્યાસ.
|
કર્પૂરવિજય.
|
ક્ષમાવિજય.
|
જિનવિજય.

૨

## જન્મ.

ગુર્જર દેશમાં મનોહર રાજનગર કે જેને હાલ અમદાવાદ કહેવામાં આવે છે, તે નગરમાં શ્રીમાલી વંશનો ધર્મદાસ નામે શ્રાવક વસતો હતો. તેને ત્યાં કુલવંતી લાડકુંવર નામની સ્ત્રી હતી. શુભયોગે ગર્ભધરી લાડકુંવરે પુત્ર પ્રસવ્યો (સં. ૧૭૫૨) અને તેનું નામ ખુશાલ પાડવામાં આવ્યું. સાત વર્ષની ઉમરે નિશાળમાં ભણવા મૂકયો, ત્યાં નામાં લેખાં વગેરે વિદ્યા શીખી પુત્ર કુશલ થયો, અને ૧૬ વર્ષનો થયો ત્યાં શહેરમાં શ્રી ક્ષમાવિજય ગણી વિહાર કરતા આવ્યા. આ વખતે શામળદાસની પોળમાં રાયચંદ નામનો ગુરૂભક્ત વસતો હતો તે દેશ વિદેશ જાય પણ પગમાં પગરખુ પહેરતો નહિ અને હમેશાં ઉનું પાણીજ વાપરતો. આ રાયચંદ પારેખના વચનથી ખુશાલચંદ કુમાર ગુરૂપાસે દેશના સાંભળવા આવ્યો.

૩

## ગુરૂસમાગમ. દીક્ષા.

ગુરૂએ પોતાની દેશના આપતાં સંસારની અનિત્યતા, સંયોગ વિયોગથી થતા હર્ષશોક વગેરેપર વિવેચન કર્યું તેથી ખુશાલચંદનું મન વૈરાગ્યવાસિત થયું અને ગુરૂને સંયમદીક્ષા આપવા વિનતિ કરી. ગુરૂએ સંયમ કેવો દુષ્કર

રીતે નિર્વહવા યોગ્ય છે અને કેવી કેવી દુર્ઘટતા છે તે સમજાવ્યું, છતાં કુમારે તે ધ્યાનમાં લઇ તે પ્રમાણે અનુસરવા નિશ્ચય બતાવ્યો. પછી તેણે માબાપની રજા લઇ સંવત્ ૧૭૭૦ કાર્તિક માસની વદિ ૬ ને વાર બુધવારે ભાવપૂર્વક દીક્ષા અંગિકાર કરી. **ક્ષમાવિજયે** તેમનું નામ **જિનવિજય** પાડયું.

## ૪.

## ગુરૂ સાથે વિહાર.

**રાજનગરથી** વિહાર કરી ગુરૂ શિષ્ય **પાટણ** આવ્યા. અહીં **પાટણના** મુખ્ય શ્રાવક શા **ઋષભે** ( રીખભ ) અનેક જિનબિંબની પ્રતિષ્ઠા કરાવી. ( સં. ૧૭૭૪ ) આ પ્રતિષ્ઠા, વખતે કર્પૂરવિજય અને **ક્ષમાવિજય** હતા, અને તે વખતે **જિનવિજય** પણ સાથે હતા. આને અંતે સં. ૧૭૭૪ માં સ્વામી વત્સલ કર્યું, અને સંઘના કહેવાથી ચોમાસું પાટણમાં રાખ્યું. શ્રી કર્પૂરવિજયજી સં. ૧૭૭૫ શ્રાવણ વદ ૧૪ ને સોમવારે સ્વર્ગલોક પહોંચ્યા. ( જુઓ પૃ. ૧૨૪ ) **પાટણથી** અનુક્રમે ગામોગામ વિહાર કરતા **રાજનગર** આવ્યા, ત્યાં શ્રી સંઘ હર્ષ પામ્યો. ઉપધાન, વ્રતો, પ્રભાવના વગેરે પુષ્કળ થયાં. **માંડવી** પોળમાં ચોમાસું રહ્યા. પોતાના ગુરૂ **ક્ષમાવિજય** સાથે **દક્ષિણમાં** વિહાર કર્યો, ત્યાંથી **ખંભાત** તીર્થે, **કાવી** તીર્થે, **જંબુસર**, **ભરૂચ** અને ત્યાંથી **સુરત** આવ્યા ત્યાં પુરપ્રવેશોત્સવ ગાજતેવાજતે કરવામાં આવ્યો. અહીં સં. ૧૭૮૦ માં ચોમાસું કર્યું. ત્યાર પછી **ક્ષમાવિજય** ગુરૂ **જંબુસર** આવ્યા. પછી **ક્ષમાવિજય** ગુરૂએ પોતાના શિષ્ય **જિનવિજય** પંન્યાસને **રાજનગર** મોકલાવ્યા તેથી ત્યાંનો સંઘ ખુશી થયો. ત્યાર પછી સંઘની વિનતિથી **ક્ષમાવિજય** ગુરૂજી પણ **જંબુસરથી** વિચરીને **રાજનગર** આવ્યા. **જિનવિજયજી** સામા આવ્યા અને સંઘે ઉત્સવ કર્યો. ત્યાં વ્યાધિ થતાં છેલ્લી અવસ્થા જાણી બધો સંઘ શિષ્ય **જિનવિજયને** ભળાવી,–ગુરૂ **ક્ષમાવિજય** સં. ૧૭૮૨ આસો શુદ ૧૧ ને દિને સુરલોક પધાર્યા.

## ૫.

## વિહાર.

હવે **જિનવિજય** પંન્યાસ વિહાર કરે છે અને ભવ્યને પ્રતિબોધે છે. **અમદાવાદથી** નીકળી **ભાવનગર** આવી **ઘોઘે** ચોમાસું કર્યું. ત્યાંથી **સિદ્ધાચલની** યાત્રા કરી **શંખેસરની** યાત્રાર્થે નીકળ્યા. **પાટણ** આવી **આબુગઢની** સંઘ સહિત યાત્રા કરી. પછી **શીરોહી**, **સાદડી**, **રાણકપુર**, **ઘાણેરા** ( કે જ્યાં **વીરપ્રભુનું** મંદિર છે ) ત્યાં જઇ **નડુલ** (નાદલી) કે જ્યાં **નેમિનાથનો** પ્રાસાદ

છે, ત્યાં ચોમાસું કર્યું. પછી **નાડોલ પદ્મપ્રભુને** નમી, **વરકાણે** શ્રી **પાર્શ્વપ્રભુને** ભેટયા; આમ અનેક તીર્થયાત્રા કરી **પાટણ** ચોમાસું કર્યું. પછી સંઘ લઈ **સંખેસર** પાસની જાત્રા કરી; પછી **નવાનગર, ગિરનાર, સિદ્ધાચલ, ભાવનગર** વિહાર કર્યો. **રાજનગરથી** ત્રણ જણ દીક્ષા લેવા આવ્યા અને તેમને દીક્ષા આપી. પછી **અમદાવાદ** આવ્યા. અહીં ચોમાસાં કરી (પ્રેમપુરમાં), **વડોદરા, સુરત** આવ્યા. **સુરતમાં** સઈદપુરામાં રહ્યા ત્યાં **નંદીશ્વર** અઠાઈ મહોત્સવ થયો. ત્યાર પછી **ગંધાર, આમોદ, જંબુસર,** ત્યાંથી **પાદરા,** (કે જ્યાં **વાસુપૂજ્યનું** દહેરૂં છે) આવ્યા, અહીં ચોમાસું કર્યું.

## ૬.

## સ્વર્ગગમન.

**પાદરામાં** ચોમાસું રહ્યા, અહીં આઠ દિવસની માંદગી ભોગવી પણ ધ્યાનમાંજ મન લીન રાખી સં. ૧૭૯૯ ના શ્રાવણ શુદ ૧૦ ને કુંજવારને દિને સ્વર્ગગમન કર્યું. આ વખતે તેમની ઉમર ૪૭ સડતાલીસ વર્ષની હતી. કાયાનો અગ્નિસંસ્કાર નગરની બહાર સરોવર પાસે સુખડ અગરથી કર્યો. અને ત્યાં કિસન પ્રમુખ શ્રાવકે તેનો સ્થૂભ રચાવ્યો.

## રાસકાર શ્રી ઉત્તમવિજય.

આ રાસ શ્રી **જિનવિજયના** શિષ્ય શ્રી ઉત્તમવિજયે, **માનવિજય** ગુરૂના કહ્યાથી રચ્યો છે. શ્રી ઉત્તમવિજયનું ચરિત્ર હવે પછી જોઈશું.

## જિનવિજયજીની કૃતિઓ.

**જ્ઞાનપાંચમનું** મોટું સ્તવન. સં. ૧૭૯૩ પાટણમાં.
**ચોવીશી.** પૃ. ૨૭૩–૨૮૩ જૈન કાવ્ય સાર; અથવા **ચોવીશીવીશી** સંગ્રહ.
**એકાદશી** સ્તવન સં. ૧૭૯૫ (બાણુનંદ મુનિચંદ વર્ષે) રાજનગર.

# શ્રી ઉત્તમવિજયજી પંન્યાસ.

પૃ. ૧૫૪–૧૭૧

૧.

## જન્મ, માતપિતા

ગુર્જર દેશના **રાજનગર** શહેરની શામળા પોળ કે જ્યાં શામળા **પાર્શ્વનાથ**નો પ્રાસાદ છે ત્યાં **લાલચંદ** નામનો વણિક પોતાની ભાર્યા નામે **માણેક** સાથે વસતો હતો. તેને અનુક્રમે ચાર સંતાન થયાં. ત્રણ પુત્રી અને એક પુત્ર. પુત્રનો જન્મ સં. ૧૭૬૦ માં થયો અને તેનું નામ **પુંજાશા** રાખવામાં આવ્યુ હતું. પુત્ર અઢાર વર્ષનો થયો ત્યારે સં. ૧૭૭૮ માં **ખરતર** ગચ્છમાં જૈન સિદ્ધાંત શિરોમણી ધૈર્યાદિક ગુણના સમુદ્રરૂપ શ્રી **દેવચંદ્રજી** અમદાવાદ પધાર્યા. તે વખતે **પુંજાશા** વંદનાર્થે અને દેશના શ્રવણ અર્થે તેમની પાસે જવા લાગ્યા. ગુરૂવાણી સાંભળી કુમારનું ચિત્ત અભ્યાસ કરવા પ્રત્યે દોરાયુ. આ વખતે **રામકુંવર** નામની ધર્મિષ્ઠ શ્રાવિકા હતી તેણીએ કુમારને અભ્યાસ કરવામાં અતિશય સહાય આપી.

૨.

## અભ્યાસ.

કુમાર પ્રકરણાદિ નામે **દંડક**, **નવતત્વ**, **જીવવિચાર**, **સંગ્રહિણી** ( કે જેમાં ત્રણ લોકનું સ્વરૂપ આપેલ છે ), ત્રણ **ભાષ્ય** ( દેવવંદન, ગુરૂવંદન અને પચ્ચખાણ ), **ક્ષેત્રસમાસ**, **સિદ્ધપંચાશિકા** ( આ ગ્રંથ અપ્રસિદ્ધ છે ), **કર્મગ્રંથ**, **કર્મપયડી** ( કર્મપ્રકૃતિ ) **પંચસંગ્રહ**, **કાલવિચાર**, **અંગુલવિચાર**, **વનસ્પતિવિચાર**, **દર્શન સિત્તરી**, **પાખી સિત્તરી**, **ખંડ પુદ્ગલ** ( છેલ્લાં સાત અપ્રસિદ્ધ છે ), **નિગોદ છત્રીશો**, **અતિચાર પંચાશિકા** ( અપ્રસિદ્ધ ) આદિ વૃત્તિ સહિત ગુરૂ શ્રી દેવચંદ્રજી પાસે વાંચી અભ્યાસ કરે છે. સપ્તભંગીનીલ, આગમાદિનું રહસ્ય, સાતનય, નિક્ષેપ વિચાર, ત્રણભંગી વગેરે તત્ત્વજ્ઞાનનો પણ સારી રીતે અભ્યાસ કરે છે. આમ કરતાં કુમાર ગુરૂસાથે વિહાર કરે છે. વિહાર કરતાં **સુરત** આવ્યા, ત્યાં કુમારે **શબ્દશાસ્ત્ર**નો અભ્યાસ કર્યો.

૩.

## સમેતશિખર યાત્રા.

**સુરત**માં **પાટણ** શહેરના **કચરા કીકા** નામના સુશ્રાવક આવી વસ્યા હતા, તેમને પોતાની લક્ષ્મીનો ઉપયોગ યાત્રાર્થે કરવા શ્રી **દેવચંદ્રજી**ને વિચાર

જણાવ્યો અને કોઇ સારા પંડિત પુરૂષને પોતાની સાથે આપવા વિનતિ કરી, તેથી ગુરૂએ પુંજાકુમારને લઈ જવા કહ્યું. પછી સમેતશિખરની યાત્રા અર્થે પ્રયાણ થયું. પ્રથમ હોડીમાં બેસી કલીકોટ આવી શ્રી પાર્શ્વપ્રભુનાં દર્શન કર્યા, ત્યાંથી મગરૂદાવાદ આવી જૈન ચૈત્યોને વંદના કરી. પછી અનુક્રમે શિખરજી આવ્યા, અને તલેટીમાં વાસ કર્યો.

૪.

## અદ્ભુત સ્વપ્ન

અહીં ગામધણીનો શિખરજી ઉપર ચડવાનો હુકમ નહોતો. તે વખતે આશ્ચર્યકારક પુંજાકુમારને રાત્રીએ સ્વપ્ન આવ્યું. કોઈ દેવે (કુમારના મિત્ર–ખુશાલશાનો જીવ) આવી પૂછ્યુ કે 'તમે ક્યાંથી અને શા માટે આવ્યા છો? ત્યારે કુમારે ઉત્તર આપ્યો કે 'દર્શન અર્થે આવ્યા છીએ, પરન્તુ ઉપર ચડવામાં ગામધણી તરફથી અંતરાય નડ્યો છે.' ત્યારે દેવે કહ્યું કે 'ચાલો નંદીશ્વરદ્વીપ, ત્યાં યાત્રા કરાવું.' કુમાર દેવ સંગાથે નંદીશ્વર દ્વીપ ગયો અને શાશ્વત જૈનચૈત્યને પ્રણામ કર્યા. બાવન ચોમુખ જોયા. પછી દેવે કહ્યું કે 'સીમંધર સ્વામી પાસે લઇ જાવું, તો આપણા વચ્ચેની મૈત્રી ખરી' એમ કહી સીમંધર સ્વામી પાસે લઇ ગયા. ત્યાં તીર્થંકર પ્રભુનું સમવસરણ–ત્રણ ગઢ જોયા, અને સીમંધર પ્રભુના (૮) પ્રતિહાર્ય, અને (૩૪) અતિશય જોઇ કુમાર બહુ પુલકિત થયો અને દેશના અતિ ઉલ્લસિતમને શ્રવણ કરી. દેશના થયા પછી કુમારે સીમંધર પ્રભુને પૂછ્યું કે 'હું ભવ્ય કે અભવ્ય છું? સમકીતી કે મીથ્યાત્વી છું?' ત્યારે પ્રભુએ કહ્યું કે 'તું ભવ્ય છે, અને તત્ત્વપ્રાપ્તિ રૂપ સમકીતની પ્રાપ્તિ તને આજે થશે' આ સાંભળી રોમાંચિત શરીર થયુ અને જયજયકાર વ્યાપ્ત થયો. આવી રીતે કુમાર સ્વપ્નમાં હરખાય છે, ત્યાં સંઘપતિ કચરાશા આવીને ઉઠાડે છે અને કહે છે 'ઉઠો, ઉઠો, શિખરજી જઇએ. ગામધણીએ ચડવાની આજ્ઞા આપી છે.' એટલે કુમાર ઉપર ચઢ્યા અને જિનવરને વાંદ્યા. શિખરજી એ વીશ તીર્થંકરોની કલ્યાણભૂમિ છે તેની યાત્રા સફળ કરી.

૫.

## પ્રવાસ.

આમ યાત્રા કરી અનુક્રમે પાછા વળતાં બહુ તીર્થની ભૂમિકાનો સ્પર્શ કર્યો, રાજગૃહ, ચંપા, બ્રાહ્મણ ક્ષત્રીકુંડ (કે જ્યાં પ્રભુએ ભાખેલ ઉષ્ણોદકના કુંડ જોયા), પાવાપુરી, મથુરા, કાશી (કે જ્યાં બધાં દર્શનો ભેગાં થયેલ છે), વગેરે જોયાં. પછી આગ્રામાં આવી ઢુંઢક (સ્થાનકવાસી) સાથે વાદ કર્યો. પટણ (હાલનું પટના–પાટલીપુત્ર)માં દીગંબરી સાથે વાદ કરી જીત

મેળવી પછી મેડતામાં શાહની પોળમાં ઉતરી જિનપ્રતિમાને વાંદ્યા. ત્યાંથી અનુક્રમે પાટણ શહેરમાં આવ્યા. અહીં કચરાશાનો મૂળ વસવાટ હોવાથી તેને બહુ હર્ષ થયો અને ત્યાં ઘણા કરજદારોનું કરજ ફીટાડયું. પછી ત્યાંથી રાધનપુર આવી ઉત્સવમહોત્સવ કરી સુરત ગયા. ત્યાંથી બુહણીપુર આવતાં વચમાં માંગીતુંગી અને અંતરીક્ષજીની જાત્રા કરી. પછી મુક્તાગિરિ જઇ મક્ષીજી તીર્થયાત્રા માટે ઉજ્જન આવ્યા. ત્યાં પાર્શ્વપ્રભુને વંદના કરી નૌરંગાબાદ આવી પ્રેમચંદ સાથે ઢુંઢક સંબંધી વાદ કર્યો. તેમાં જશ મેળવી મલકાપુરની જાત્રા કરી. ત્યાંથી બુહણપુર આવ્યા ને કસ્તૂરશા શ્રાવકને ત્યાં ઉતર્યા. અહીં હેમચંદજી નામના શ્રાવક વસતા હતા તે ઘણા દુષ્કર તપ કરતા હતા. તેણે પુંજાશાનું વ્યાખ્યાન સાંભળી વૈરાગ્ય ઉપજતાં દીક્ષા લેવા વિચાર કર્યો. ત્યારે હાથ જોડી પુંજાશાને કહ્યું કે આપ દીક્ષા લઇ મારા ગુરૂ થાઓ તો, હું વ્રત લઉં છું કે આપની પાસે મારે દીક્ષા લેવી, અને મારી બધી સંપત્તિ તેમાં વાપરવી; સંઘે પણ તેવીજ વિનંતિ પુંજાશાને કરી કે તેને દીક્ષા આપો. પુંજાશાએ પછી હેમચંદજીની પરીક્ષા કરી જાણ્યુ કે હજુ થોડો ઘણો શ્રદ્ધામાં ફેર છે એટલે કહ્યુ કે 'મારી મા વૃદ્ધ છે, તેથી હું ગુજરાત જઈ તેમની અનુમતિ લઉં અને પછી દીક્ષા લઉં.' આ પછી શા. કસ્તુરશા દેવગત પામ્યા. એટલે પુંજાશા વોહરા ગોકુલદાસજીને ત્યાં આવ્યા અને સુરતમાં મુકામ કર્યો. ત્યાં સંઘને વિશેષાવસ્યક વાંચી સંભળાવ્યું ત્યાંથી અમદાવાદ આવ્યા. અમદાવાદ શ્રી યોગવિમલ ગણી (જ્ઞાનવિમલ સૂરિના વંશજ) તથા જિનવિજય પંન્યાસ (શ્રી સત્યવિજય પંન્યાસના વંશજ અને જેનું ચરિત્ર આગળ આપણે જોઇ ગયા છીએ) બિરાજતા હતા, તેમને વંદના કરી પોતાની માતા પાસે આવ્યા, અને તેણીની અનુમતિ દીક્ષા માટે માગી. ત્યારે માતાએ કહ્યું ' હું જ્યાં સુધી જીવું ત્યાં સુધી તારે દીક્ષા ન લેવી પછીથી તું સુખે લેજે, પુંજાશા માતાને તીર્થંકર પેઠે તીર્થ સ્વરૂપ ગણી તે સંબંધી મૌન રહ્યા અને શ્રી જિનવિજયના મુખની વ્યાખ્યાન વાણી નિત્ય શ્રવણ કરવા લાગ્યા. પછી તેની વૃદ્ધ માતા આયુષ્ય પૂરૂ થતાં પરલોક સિધાવ્યા. ત્યારે પુંજાશાએ તેમનું મૃતકાર્ય કરી શોક નિવાર્યો.

## ૬૦
## દીક્ષા અને વિહાર.

અમદાવાદમાં ઘૂસા પારેખની પોળમાં (કે જે હજુ પ્રસિદ્ધ છે) પાનાચંદ મલુક રહેતા હતા તે પુંજાશાના રાગી હતા અને તેથી દીક્ષા લેવાની ના કહેતા હતા. ત્યારે પુંજાશાએ તેમને બહુ સમજાવ્યા અને આજ્ઞા

માંગી છેવટે જોશીને બોલાવ્યો અને જોશ જોવરાવ્યો. જોષીએ સં. ૧૭૯૬ ના વૈશાખ શુદિ ૬ નો દિન ઘણોજ શુભ છે અને જિનવિજયજી પંન્યાસ પાસે દીક્ષા લ્યો કે જેથી દશોદિશ ઉદય થશે એમ કહ્યું. આથી શામળાપોળમાં તેજ દિવસે શ્રી જિનવિજય પાસે દીક્ષા લીધી અને ઉત્તમવિજય નામ સ્થાપવામાં આવ્યું. દીક્ષોત્સવ ઘણી ધામધૂમથી સંઘ તરફથી કરવામાં આવ્યો અને ચારેકોર જયજય વર્તાયો. પછી ગુરૂ શિષ્યે પ્રેમાપુર આવી ત્યાં ચોમાસું કર્યું. અહીંથી સુરત આવ્યા. અહીં *વિજયદયાસૂરિ વિરાજતા હતા. અહીં સુરતમંડણ પાર્શ્વનાથ, ધર્મનાથ, સંભવનાથ, શાંતિનાથ, ઋષભદેવ, વીરપ્રભુ, અજિતનાથ આદિને વંદના કરી; નંદીશ્વરદ્વીપનો મહોત્સવ થયો. ત્યાર પછી ભટ્ટારક શ્રી વિજયદયાસૂરિ પાસે કયા ગામ જવું તેનો આદેશ માગ્યો, તેથી તેમણે કોઈ કારણ પાદરા ગામ જવાનું કહ્યું, તેથી પાદરા આવ્યા. ત્યાં સામૈયું કરી પુરપ્રવેશોત્સવ કર્યો. ત્યાં સંઘના આગ્રહથી ભગવતીસૂત્ર વાંચ્યુ અને શિષ્યને ગુરૂજીએ નંદીસૂત્ર શિખાવ્યું. પછી જિનવિજય ગુરૂ સં. ૧૭૯૯ ના શ્રાવણ શુદિ ૧૦ ને દિને દેવંગત થયા. એટલે ગુરૂભાઇને લઇને શ્રી ઉત્તમવિજય ખંભાત આવ્યા. ત્યાં ઉપધાન, માલારોપણ વગેરે કર્યું. ત્યાંથી પાટણ આવ્યા. ત્યાં પણ ઉપધાન વહેવરાવ્યા. પછી આદેશથી ભાવનગર આવ્યા, ત્યાં પોતાના પ્રથમ ગુરૂ અને ધર્મબોધક શ્રી દેવચંદ્રજીને પ્રેમાદરથી બોલાવ્યા, અને તેમની પાસે ભગવતી, પન્નવણા, અનુયોગદ્વાર આદિ સર્વ સૂત્રો વાંચ્યા એટલે શ્રી દેવચંદ્રજીએ ઉત્તમવિજયજીને યોગ્ય જાણી સર્વ આગળ વાંચવાની આજ્ઞા આપી. તેટલામાં કચરા કીકા સંઘ લઈ સિદ્ધાચલની યાત્રા કરવા અર્થે આવ્યા, તેની સાથે ઉત્તમવિજયજી ગયા. ત્યાંથી શ્રી ઉત્તમવિજયજી રાજનગર આવી બે ચોમાસાં કર્યા, અને ત્યાં ભગવતીસૂત્ર વાંચ્યું, ઉપધાન શ્રાવક શ્રાવિકાને વહેવરાવ્યા. અહીં સુરતના સંઘપતિ કચરા કીકા આદિ સંઘે ભટ્ટારકશ્રીને શ્રી ઉત્તમવિજયજીને મોકલવા વિનતિ કરી. તેમણે હા પાડી તેથી સુરત આવતાં વચમાં ખેડા, પાદરા, ભરૂચ રહ્યા. સુરત આવતાં સામૈયું થયું. પછી પન્નવણા સૂત્ર વાંચ્યું અને ત્યાં ચોમાસું કર્યું. પછી બીજું ચોમાસું કરવા ફરી

---

* વિજયદયાસૂરિ (તપાગચ્છની ૬૪ મી પાટે.) ૬૩ મા પટ્ટધર શ્રી વિજયક્ષમાસૂરિ સં ૧૭૮૪ માં માંગરોળ મધ્યે સ્વર્ગે જવાથી તેમની પછી શ્રી વિજયદયાસૂરિ બેઠા. આમણે સં. ૧૮૧૭ ના મહા શુદ ૨ ને દિને શત્રુંજયપર આદિજિનની પ્રતિષ્ઠા કરાવી છે. આમની પછી શ્રી વિજયધર્મસૂરિ, તેની પછી શ્રી વિજયજિનેંદ્રસૂરિ, તેની પછી વિજયદેવેંદ્રસૂરિ, તેની પછી વિજયધરણેંદ્રસૂરિ, તેની પછી વિજયરાજેંદ્રસૂરિ બેઠા.

ભટ્ટારકશ્રી પાસે આદેશ માગ્યો અને ત્યા બાજું ચોમાસું રહ્યા. ઉપધાન સ્વામીવત્સલ, ઘણાં થયાં. બે શિષ્યને દીક્ષા દીધી. પછી નવસારી જાત્ર કરી. ત્યાં નવાનગરથી વિનતિ આવી. ગુરૂ ખંભાત આવી એક શિષ્ય દીક્ષા આપી, ત્યાંથી અમદાવાદ, ભાવનગર, વિમલાચલ, ગિરનાર એ વિહાર કરી નવાનગર ચોમાસું કર્યું અને ત્યાં ઉપધાન વહેવરાવ્યાં. ત્યાંથ રાધનપુર ઉત્સવપૂર્વક આવ્યા. ભગવતીસૂત્ર વાંચ્યું અને ઉપધાન વ વરાવ્યાં. પછી સંઘ સાથે શંખેશ્વર પાર્શ્વનાથની, નવાનગરથી રૈવતગિરીને અને સિદ્ધક્ષેત્રની જાત્રા કરી ભાવનગર આવ્યા. ત્યાં સૂત્રકૃતાંગ સટીક વાંચ અને ઉપધાન માલારોપણ કરાવ્યું. પછી ખંભાત આવી બે શિષ્યને દીક્ષ આપી. ત્યાંથી રાજનગર અને ત્યાંથી દક્ષિણદેશ વિહાર કર્યો, ત્યાંથી પાછા ફર સુરત શહેર બે ચોમાસાં કર્યાં. પછી બુરહાનપુરના સંઘની વિનતી આવી, પરં પોતાની વૃદ્ધાવસ્થા આવવાથી ત્યાં વિહાર ન કર્યો અને પોતાના શિષ્યો ત્યાં મોકલી આપ્યા, અને પોતે સુરત રહ્યા. આ વખતે ચાંપાનેરથી કમલ શાહ શેઠ આવ્યા અને પોતાને ગામ આવવા વિનતિ કરી. બહુ આગ્રહ ચાંપાનેર ગયા, અને ત્યાં ચોમાસું કર્યું. ત્યાં પણ ઉપધાન અને માલા હેરાવી લીંબડી બે ચોમાસાં કર્યાં. અહીં પણ ઉપધાન વહેવરાવ્યા. બુરહાનપુર મોકલેલા શિષ્યો સિદ્ધાચલની જાત્રા અર્થે આવ્યા, અને તે પાલીતાણે જઈ પ્રતિષ્ઠા કીધી. પછી પાટણની વિનતિ આવવાથી પાટ આવી ઉપધાન વહેવરાવી રાધનપુરમાં બે ચોમાસાં કર્યાં. ત્યાંથી તારાચં કુચરાનો સંઘ લઈ તારંગા, આબુ, સંખેશ્વર પાર્શ્વપ્રભુની યાત્રા કરી પાછ રાધનપુર આવ્યા. ત્યાંથી સોઇ ગામમાં આવી બિંબપ્રતિષ્ઠા કરી અને પછ સિદ્ધપુર આવ્યા. ત્યાંથી પાદરા ચોમાસું રહ્યા, અને વડોદરે વર્ષાઋતુ બેસી જવાથી વિનતિ છતાં જવાયું નહિ. પછી સૂરતની વિનતિ આવી તેથ ત્યાં જવા ડભોઇ આવ્યા (લોઢણ પાસની જાત્રા કરી), ત્યાંથી પાટણ અને પાટણથી સુરત આવ્યા. અહીં ગુરૂભાઇ શ્રી ખુશાલવિજય પંન્યા સાથે રહ્યા. તેમની સાથે અને તેમના શિષ્યો સાથે શ્રી ઉત્તમવિજયજી અ તેના પરિવારને ઘણો સંપ હતો. અહીં ચોમાસું કર્યું.

## ૭.

## નેત્ર તથા શરીર વ્યાધિ અને સ્વર્ગગમન.

અહીં શ્રી ઉત્તમવિજયજીને આંખે બહુ પીડા થઇ, ઘણાં ઓસડવેસ કર્યાં, પણ કારી ફાવી નહિ અને નેત્ર રત્નને ખોડ આવી. ભાવી ભાવ મટ નથી. પછી રાજનગરની વિનતિ આવવાથી રાજનગર આવ્યા. અહીં ચે

દિવસ તાવ આવ્યો તેની પીડા નવ દિવસ સુધી રહી, પરંતુ આર્તધ્યાન ન થતાં ધર્મધ્યાનમાં ચિત્ત દૃઢ રહ્યું અને સંવત્ ૧૮૨૭ મહા શુદિ ૮ ને દિને ૬૭ વર્ષની વયે દેહ મૂક્યો. આવી રીતે ૩૮ વર્ષ ગૃહવાસમાં રહી, ૨૯ વર્ષ દીક્ષાપર્યાય પાળ્યો, અગર ચંદનાદિથી રાગી શ્રાવકોએ દેહનો અગ્નિ સંસ્કાર કર્યો, અને ગુરૂના સ્મરણાર્થે હરિપુરામાં ગુરૂનો સ્થુભ કરાવ્યો.

### કૃતિઓ.

૧. જિનવિજય નિર્વાણ રાસ.

૨. અષ્ટપ્રકારી પૂજા. સં. ૧૮૨૭

### રાસકાર શ્રી પદ્મવિજય.

આ રાસ કરનાર શ્રી પદ્મવિજય ઉપરના ચરિત્રનાયક ઉત્તમવિજયજી-નાજ શિષ્ય હતા. તેમણે આ રાસ સં. ૧૮૨૮ ના પોષ મહિનાની ૭ ને સૂર્યવાર (રવિવાર)ને દિને પૂર્ણ કર્યો છે; તે લગભગ પોતાના ગુરૂના સ્વર્ગગમન પછી એક વર્ષે. તેથી આની વિશ્વસનીયતા પૂરી લાગે છે. આ રાસકારનું જીવન તથા કૃતિઓ આ પછી જ જોઇએ છીએ એટલે અહીં વિશેષ લખવાનું રહેતું નથી.






પૃષ્ઠ ૧૭૨-૧૯૦

૧.

### જન્મ, માતપિતા.

ગુર્જર દેશમાં **રાજનગર** શહેરની શામલદાસની પોળમાં શાહ **ગણેશ** નામનો **શ્રીમાળી** જ્ઞાતિનો વણિક વસતો હતો. તેની ભાર્યાનું નામ **ઝમકુ** હતું. આ દંપતિને સંવત ૧૭૯૨ ના ભાદ્રપદ શુદિ ૨ ને દિને એક પુત્ર થયો કે જેનુ નામ **પાનાચંદ** સ્થાપવામાં આવ્યુ. પુત્રની છ વર્ષની વય થતાં તેની માતા મરણ પામ્યાં, અને સાતમે વર્ષે તેને નિશાળે મૂકવામાં આવ્યો. અગી-આર વર્ષ સુધી નિશાળનું ભણતર શીખી લીધું. આની માસીનું નામ **જીવી** હતું; તેણી **નવતત્ત્વાદિક** પ્રકરણમાં બહુ સારી રીતે કુશળતા ધરાવતી હતી અને તેણીએ ભાણેજને તે શીખવવા માંડ્યાં. તેરમે વર્ષે **ઉત્તમવિજયજી** ગુરૂ આવ્યા, ત્યાં પોતાના મામાની સાથે વ્યાખ્યાન સાંભળવા કુમાર જવા લાગ્યો. વ્યાખ્યાનમાં **પ્રજ્ઞાપનાસૂત્ર** વંચાતુ હતુ અને પોરસી થયા પછી શ્રી **ઋષભદેવ** ચરિત્ર વંચાતું હતું, તેમાં **મહાબલમુનિનો** અધિકાર આવ્યો ત્યારે કુમારનું હૃદય બહુ ભીનું–વૈરાગ્યવાળું થયુ.

૨.

### દીક્ષા.

જીવીમાસીએ સંયમ દુષ્કર છે, એમ અનેક જાતની સલાહ આપી, પિતાએ પણ ત્યાગી થતાં વાર્યો, પણ કુમાર એકનો બે થયો નહિ, પછી ગુરૂને આ વાત કહેવામાં આવતાં જોષી પાસે દીક્ષા માટેનું મુહૂર્ત જોવરાવતાં મહા શુદ ૫ નું ઠર્યું અને આખરે સંવત ૧૮૦૫ મહા શુદિ ૫ ને દિને (વસંતપંચમી) દીક્ષા, રાજનગરમાં પાચ્છા વાડીમાં લીધી, અને **પદ્મવિજય** નામ સ્થાપિત થયું.

૩.

### શાસ્ત્રાભ્યાસ.

આ પછી શાસ્ત્રાભ્યાસ સારી રીતે કરવા લાગ્યા. ગુરૂ પાસે આચાર સાથે બીજાં શાસ્ત્ર શીખ્યા. **સુવિધિવિજય** મહારાજ પાસે રહી **સુરતમાં** **શબ્દશાસ્ત્ર** (વ્યાકરણ) શીખ્યા. વળી **મદાલસા** આદિ પંચકાવ્ય, છંદશાસ્ત્ર, અને અલં-કારશાસ્ત્રનો અભ્યાસ કર્યો. પછી **તારાચંદ** સંઘવીની સહાયથી **ન્યાયશાસ્ત્ર** ભણવાનો પ્રબંધ થયો. મહાભાષ્ય, તથા અંગઉપાંગ, પાંચ કર્મગ્રંથ, કર્મપ્રકૃતિ વિગેરેનો અભ્યાસ કર્યો.

૪.
### પંડિતપદ.

આ વખતે તપગચ્છમાં પટ્ટધર વિજયધર્મસૂરિ વિરાજતા હતા, તેમણે સંવત્ ૧૮૧૦ માં રાધણપુરમાં, પ્રેમથી પદ્મવિજયજીને પંડિતપદ આપ્યું.

૫.
### વિહાર.

રાધણપુરથી સંઘ લઈ ગિરનાર ગયા, પછી નવાનગરમાં યાત્રા કરી વિમલાચલ (શત્રુંજય) ગયા. પછી ભાવનગરમાં શેઠ કુંવરજી લાધાના આગ્રહથી ચોમાસું રહ્યા. અહીં તેમના ગુરૂએ તેને બૃહત્કલ્પ સૂત્રની ટીકા વંચાવી. પછી સંવત્ ૧૮૧૩ અને ૧૮૧૪ માં સુરતમાં ચોમાસું કર્યું. અહીં તારાચંદ સંઘવીએ ઉપધાન વહેવરાવ્યાં. પછી બહણિપુર (બુરાણપુર)ના સંઘે આગ્રહ કરવાથી ઉત્તમવિજયજી ગુરૂએ પંડિત પદ્મવિજયજીને ત્યાં ચોમાસું કરવા મોકલ્યા. પંડિતજી દક્ષિણ દેશ તરફ ચાલ્યા. ત્યાં લોકોને ઉપદેશથી મુગ્ધ કરી બહણિપુર આવ્યા, અને સામૈયુ આદિ ભારે ધામધુમ કરવામાં આવી. ત્યાં સ્થાનકવાસી સાથે વાદ કરી જશવાદ લીધો. સંવત્ ૧૮૧૫-૧૬ એમ બે ચોમાસાં ત્યાં કર્યાં. ત્યાંથી વિહાર કરી ખંભાત આવ્યા અને સંઘના આગ્રહથી ચોમાસું રહ્યા. પ્રથમ અંગ વ્યાખ્યાન શરૂ કર્યું. ત્યાંથી શત્રુંજય આવી ગુરૂને વંદના કરી. આ વખતે પાલીતાણા શહેરમાં શેઠ રૂપચંદ ભીમે સુંદર જિનપ્રાસાદ કરાવી અનેક બિંબોની પ્રતિષ્ઠા કરાવી; આ વખતે ઘોઘાના સંઘે વિનતિ કરી કે અમારે ત્યાં અમીચંદ્ર પ્રભુનું મંદિર તૈયાર થયું છે તો ત્યાં પ્રતિષ્ઠા કરવા પધારો, તે વખતે ગુરૂએ પદ્મવિજયજીને મોકલ્યા. અહીં નવખંડા પાર્શ્વનાથ પ્રભુનાં દર્શન કર્યાં. અને ચંદ્રપ્રભુની પ્રતિષ્ઠા કરી. પછી પાટણ તરફ વિહાર કર્યો, ત્યાં ચોમાસું કરી સિદ્ધપુર, પાલણપુર એમ ફરી આબુગઢની યાત્રા સંઘસહિત કરી. ત્યાંથી રાધણપુરમાં બે ચોમાસાં કરી સિદ્ધપુરમાં સંવત્ ૧૮૨૧ માં ચોમાસું કર્યું ત્યાંથી રાજનગર જાત્રા કરી સુરત આવ્યા. ત્યાં તારાચંદ સંઘવીને બસોપંચાણુ બિંબની પ્રતિષ્ઠા સિદ્ધાચળમાં કરવાની ઇચ્છા થઈ, તે પદ્મવિજયજીએ પૂરી પાડી. પછી સમેતશિખર યાત્રા કરી, અને ત્યાં સગાલચંદ ઓશવાળે (મક્ષુદાબાદ શહેર વાસીએ) એક દેવળ કરાવ્યું તેમાં પ્રતિષ્ઠા કરી. સંવત્ ૧૮૨૫ માં નવસારી ચોમાસું કરી ઉત્તમવિજય ગુરૂ સાથે રાજનગરમાં આવ્યા, ત્યાં સંવત્ ૧૮૨૭ માહા શુદિ ૮ ને દિને રવિવારે ઉત્તમવિજયજી ગુરૂ કાલધર્મ પામ્યા.

સં. ૧૮૩૦ માં આણંદ ચોમાસું કર્યા પછી રાજનગરમાં ત્રણ ચોમાસાં ફરી વાર કર્યાં. ત્યાર પછી વિસનગરમાં બે કર્યાં, ત્યાં ભગવતીસૂત્રનું વ્યાખ્યાન

સડ કર્યું. ત્યાં પાટણનો સંઘ પોતાને ગામ ચોમાસું કરવા માટે વિનતિ કરવા આવ્યો તે વિનતિ સ્વીકારી પાટણ વિહાર કર્યો. ત્યાં સામૈયું કરી સંઘે પધરાવ્યા, અને અનુયોગદ્વાર સૂત્રની વાંચના કરી, ઉપધાન વહેવરાવ્યા; અને ત્યાંથી મોદી પ્રેમચંદ લવજી નામના સંઘપતિએ વિમલગિરિ સંઘ કાઢયો, તેમાં સામેલ થઈ આદિશ્વર પ્રભુને ભેટયા. સંવત્ ૧૮૩૮ માં લીંબડીમાં ચોમાસું કરી ઉપધાન વહેવરાવ્યા. સંવત્ ૧૮૩૯ માં પણ ત્યાંજ ચાતુર્માસ ગાળ્યું, અને તેના પ્રભાવે ત્યાં ૧૦૯ માસક્ષમણ થયા. અહીંથી વિસલનગર ચોમાસું કરી ત્યાં પણ શ્રાવિકાઓને ઉપધાન કરાવ્યાં, અને અષ્ટોત્તરી (અઢાઇ) સ્નાત્ર કર્યું, અને સમોસરણની રચના રચાવી. સંવત્ ૧૮૪૩ માં રાધનપુરમાં ચોમાસું કરી ભગવતીસૂત્રની વ્યાખ્યા કરી. ત્યાંથી વિરમગામમાં ચૈત્ય પ્રતિષ્ઠા કરી. સંવત્ ૧૮૪૩ માં જેઠ માસમાં રાધનપુરના દેવરાજ મસાલીયાએ (કે જે મસાલીઆ કુટુંબ હજી પણ રાધનપુરમાં હયાત છે) ગોડીજી જાત્રા કરવા સંઘ ચલાવ્યો. સં. ૧૮૪૮ માં પાટણ ચોમાસું કરવા આવ્યા, અને ત્યાં આચારાંગનું વ્યાખ્યાન ચલાવ્યું. આ વખતે પાટણમાં અનેક, લગભગ ૮૦ જિનમૂર્તિઓવાળા જિનપ્રાસાદો શોભતા હતા. તે વખતે સંવત્ ૧૮૪૪ ના માઘ માસની વદિ નવમી અને ગુરૂવારે શ્રી પદ્મવિજય મહારાજે બિંબ પ્રતિષ્ઠા કરી. આવી રીતે જિનશાસનને અનેક રીતે શોભાવી પોતે વિહાર કરતા રાધનપુર આવ્યા. ત્યાં એક ચોમાસું કરી ફરી પાટણ આવ્યા. અહીં આવસ્યક નિર્યુક્તિ વાંચી શ્રાવકોને પ્રમુદિત કર્યા. અહીંથી બે ચોમાસાં રાધનપુર કરી ત્યાં પન્નવણા ( પ્રજ્ઞાપના ) સૂત્રનું વ્યાખ્યાન કર્યું. ત્યાંથી ઉપધાન માળા પહેરાવવા માટે પાટણ ગયા અને ત્યાં બાર વ્રત અને પૌષધ, શ્રાવિકાઓએ વહ્યા. સંવત્ ૧૮૪૮ માં રાધણપુર ચોમાસું કર્યું, પછી વિમલાચલ યાત્રા કરી ત્યાંથી સુરત જવા લીંબડી ગયા અને પછી સુરત આવ્યા ત્યારે સંઘવી પ્રેમચંદ લવજી પ્રમુખે જબરૂં સામૈયું કરી ગુરૂને પધરાવ્યા. ત્યાં પન્નવણાસૂત્ર પૂરૂં કરી મહાભાષ્યની વ્યાખ્યા કરી ઉપધાન વહેવરાવ્યાં; ત્યાંથી રાંદેર જઈ સ્થાનકવાસી સાથે જયપૂર્વક વાદ કર્યો, અને ખંભાત આવ્યા. અહીંથી ફરી સિદ્ધાચળની યાત્રા કરી લીંબડી આવ્યા. ત્યાં સામૈયું થયું, અને રાયપસેણીસૂત્ર વાંચ્યુ. અહીં પણ સ્થાનકવાસી સાથે વાદવિવાદ થયો, અને તેને દૂર કર્યો. અહીં સંઘે બહુ સારી સુશ્રૂષા કરી, પછી હૃદયરામ દિવાનનો ગોડીજીની યાત્રા અર્થે સંઘ નીકળ્યો તેમાં ગુરૂ જોડાયા, અને ફરી લીંબડી ચોમાસું કર્યું. આ વખતે જંબુદ્વિપ પ્રજ્ઞપ્તિ વાંચી. પછી એટલે સં. ૧૮૫૩ માં રાજનગરમાં ચોમાસું કર્યું અને ત્યાં સૂયગડાંગ સૂત્રનું વ્યાખ્યાન કર્યું.

અહીં શ્રીમાળી જ્ઞાતિના શ્રી લક્ષ્મીચંદશેઠે સહસ્ત્રફણા પાર્શ્વનાથ પ્રભુની પ્રતિષ્ઠા ગુરૂ પાસે સંવત્ ૧૮૫૪ ના મહા વદ ૫ ને સોમવારને દિને શુભ મુહૂર્તે કરાવી, અને તેમાં ૪૭૨ જિન મૂર્તિઓ અને ૪૯ સિદ્ધચક્રની પ્રતિષ્ઠા કરી. પછી રાજનગરના ઓશવંશના હર્ષચંદ સંઘવીએ મોટો સંઘ વિમલગિરિની યાત્રા કરવા કાઢ્યો. ત્યાર પછી સં. ૧૮૫૭ માં સંઘને એવો ઉપદેશ કર્યો કે સમેતશિખરમાં જીર્ણોદ્ધાર કરાવવાની ઘણી જરૂર છે. આથી સંઘે તેમજ ખાસ કરી શ્રી ખેમા લાલાની મદદથી જીર્ણોદ્ધાર કરાવ્યો. પછી સં. ૧૮૫૮ માં લીંબડી ચોમાસું કર્યું. ત્યાંથી ૧૮૫૯ માં અમદાવાદ આવી શ્રી ગુરૂએ વૈશાખ શુદ ૭ ગુરૂવારે પ્રતિષ્ઠા કરી. અહીં રાજનગરમાં બે ચોમાસાં કરી પાટણ વિહાર કર્યો. ત્યાં ભગવતી સૂત્રની વાંચના કરી જ્ઞાનપૂજા શા રાયચંદ (મીઠાચંદ લાધાચંદ ના પુત્ર) પાસે કરાવી, બીજાં પ્રભાવનાનાં કાર્યો કર્યાં. ભગવતી સૂત્ર પૂરૂં થયું ત્યારે રાજનગરથી શા. કર્મચંદશેઠ ખાસ કરી આવ્યા અને સામૈયા સાથે મોટો મહિમા થયો. નોકારસી સામીવચ્છલ આદિ થયાં અને સંઘમાં જયજયકાર વર્તાયો.

દેહોત્સર્ગ.

હવે ગુરૂને મસ્તકના અર્ધ ભાગમાં વ્યાધિ લાગુ પડયો, છતાં સમાધિ રહી ૨૮ દિવસ સુધી ઉત્તરાધ્યયન સૂત્રની આરાધાના કરી સંવત્ ૧૮૬૨ ના ચૈત્ર શુદ ૪ બુધને દિને, ચારે અશનાદિકનો ત્યાગ કર્યો; અને સાંજે પડિકમણું કર્યા પછી થોડીજ વારમાં સ્વર્ગપદ પામ્યા.

આના સ્મારકમાં મત્સ્યજાલ છોડાવી અનેક ધર્મદાન સંઘે કર્યા.

ઉપસંહાર

વિમળાચળની તેર વાર, ગિરનારની ત્રણ વાર, સંખેશ્વરની એકવીશ વાર, ગોડી પ્રભુની ત્રણ વાર, તારંગાજીની પાંચ વાર, અને આબુજીની એક વાર યાત્રા કરી છે. આવી રીતે તીર્થયાત્રા કરી ગુરૂએ પુણ્યનો સારો ભાગ લીધો છે. વળી પોતે કવિ હતા અને ૫૫૦૦૦ નવા શ્લોક કરેલ છે. ગૃહવાસમાં ૧૪॥ વર્ષ રહી દીક્ષા લીધી, અને ૫૭ વર્ષ દીક્ષા પાળી.

ગુરૂપરંપરા.

વીરસ્તુતિરૂપ હુંડીનું સ્તવન શ્રીમદ્ યશોવિજયજીએ રચ્યું છે, તેપર શ્રી પદ્મવિજયજી મહારાજે બાલાવબોધ કરેલ છે (સંવત્ ૧૮૪૯ વસંતપંચમી બુધવાર.) આમાં પોતાની પ્રશસ્તિ નીચે પ્રમાણે સંસ્કૃતમાં આપી છેઃ—

सूरि र्विजयदेवाख्य तपोगच्छाधि नायकः ।
विख्यात स्त्रिजगत्यासीद् विद्यया गुरुसा-मः ॥ १ ॥
तस्य पट्टोदयाद्रौ श्री विजय प्रभसूरिराट् ।
आदित्य इव तेजस्वी सिंहवच्च पराक्रमी ॥ २ ॥

यः सत्यविजय स्तस्यांते वासीत्यभिभाषकः ।
क्रियोद्धारः कृतो येन प्राप्यानुज्ञां गुरोरपि ॥ ३ ॥
विनेयस्तस्य कर्पूरविजयः सात्विकः सुधीः ।
कीर्तिः कर्पूरवद्यस्य प्राप्ता सर्वत्र विश्रुता ॥ ४ ॥
क्षमादिगुणसंदर्भः क्षमाविजय इत्यभूत् ।
तस्य शिष्यो विनीतात्मा शिष्यानेक समन्वितः ॥ ५ ॥
शब्दशास्त्रादि शास्त्राणां वेत्ता शिष्यगणान्वितः ।
जिनादिविजयाह्वान स्तस्य शिष्यः सुरूपभाक् ॥ ६ ॥
कर्मप्रकृति प्रभृति शास्त्रतत्व विचारवित् ।
उत्तमाद्विजय स्तस्य शिष्योभूद् भूरिशिष्यकः ॥ ७ ॥
तस्यपाद युगांभोज भृंगतुल्येन यारुणा ।
पद्मविजय शिष्येण स्वपरानुग्रहाथ वै ॥ ८ ॥
नंदोवेदरूथानाग चंद्राविति च संवत्सरे ।
संवतः पंचमीधस्त्रे विक्रमाद् बुधवासरे ॥ ९ ॥
मया वीरस्तवस्यायं कृतो बालावबोधकः ।
गुरुप्रसादतः सम्यग् गंभीरस्याल्प बुद्धिना ॥ १० ॥
श्री विजयजिनेंद्राख्य सूरि राज्ये कृतोद्यमः ।
स्थित्वा गच्छाधिनाथस्य राजधन्य पुरेवरे ॥ ११ ॥
यत्किंचिद्वितयं प्रोक्तं मतिमंद्याद्जानता ।
तत्सर्वं विबुधैः शोध्यं विधायमयि सत्कृपा ॥ १२ ॥
वीरस्थशासनं यावत् वर्तते विश्वदीपकं ।
तावद्बालावबोधोऽयं तिष्ठताद्बुधवासनः ॥ १३ ॥

શ્રીમદ્ યશોવિજયજીનું સવાત્રણસો ગાથાનું સ્તવન શ્રી સીમંધર જિન વિજ્ઞપ્તિરૂપ છે, તેપર શ્રી પદ્મવિજયજીએ સં. ૧૮૩૦ માં બાલાવબોધ કર્યો છે, કે જે પ્રકરણ રત્નાકર ભાગ ૧ લામાં છપાયેલ છે. આમાં પોતાની પ્રશસ્તિ નીચે પ્રમાણે આપે છે:—

क्वदंक्वैवचः शस्तं नानाशास्त्रार्थ गर्भितम् ।
क्व मेऽल्पाविषय प्रज्ञा मुसाका[illegible]पमा खलु ॥ १ ॥

यदत्रवितथं प्रोक्तं मंदबुध्ध्यादि हेतुना ।
तद्धीधनैः कृपांकृत्वा मयि शोध्यममत्सरैः ॥ २ ॥
श्रीमद् जयसिंहः सूरिराड् विजितेंद्रियः ।
तस्यांतेवासी सत्यादि–विजयः सान्वयः सुधीः ॥ ३ ॥
कर्पूरविजयस्तस्य शिष्यो गुणगणैर्युतः ।
तस्य।प क्षमयायुक्तः क्षमाविजय इत्यभूत् ॥ ४ ॥
जिनादिविजयस्तस्य शिष्योऽभूद्भूरि शिष्यकः ।
शास्त्रज्ञः सज्जने धीमान् कर्मठो धर्मकर्मणि ॥ ५ ॥
उत्तमादिजयस्तस्य शिष्यः शिष्यौघसत्तमः ।
सर्वोत्तमगुणै र्व्याप्तः कमशा ॥ कुशाग्रधीः ॥ ६ ॥
तस्यांह्रिपंकजे पद्मविजयो भ्रमरोपमः ।
नभाग्नि वसुचंद्रेब्दे (१८३०) तेनेदं वार्तिकं कृतं ॥ ७ ॥

विजयदेवसूरि.
|
विजयसिंहसूरि.
|
સત્યવિજય.
|
કર્પૂરવિજય.
|
ક્ષમાવિજય.

| | |
|---|---|
| જિનવિજય. | પં. યશોવિજયગણિ. |
| ઉત્તમવિજય. | પં. શ્રી શુભવિજયગણિ. |
| પદ્મવિજય. | પં. શ્રી વીરવિજય. |

પં. શ્રી વીરવિજય પણ એકજ ગુરૂ પરંપરામાં છે તે ઉપર દર્શાવ્યું છે. શ્રી વીરવિજય પોતે સં. ૧૯૦૨ સુધી વિદ્યમાન હતા, તેમણે સુંદર કાવ્યો, રાસો, પૂજાઓ રચી સુકવિનું અભિધાન મેળવ્યું છે. શ્રી પદ્મવિજયના શિષ્ય તે આ રાસકાર રૂપવિજય, થયા અને તેની પરંપરા હજુ સુધી ચાલી આવે છે.

## પદ્મવિજય મહારાજની કૃતિઓ.

૧-૨. **ચોવીશી** (બે) પૃ. ૨૨૪–૨૫૬. **ચોવીશી** વીસી સંગ્રહ.

૩ **સઝાય** (૧) વણઝારાની–નરભવનગર સોહામણું પૃ. ૫૧ **સઝાયમાળા** ભા. ૧ ( ભીમશી માણેક ).

૪ ,, (૨) આત્મબોધની–સાંભળસયણાં સાચી સુણાવું. પૃ. ૫૪ ( **સઝાય**-માળા. બી. ભા. )

૫ **સ્તવન** (૧) **સીમંધર** સ્તવન. સુણોચંદાજી. પૃ. ૫ **જૈનપ્રબોધ**.

૬ (૨) ,, જાત્રા નવાણું કરીએ શેત્રુંજાગિરિ. પૃ. ૩૦૭ **જૈનપ્રબોધ**.

૭ (૩) ,, પ્રથમ જિનેસર પ્રણમીયે, જાસ સુગંધીરે કાય.

૮ (૪) આબુજીનું સ્તવન, પાલણપુરનો સંઘ ગયો હતો. સં. ૧૮૧૮ ચૈત્ર વદ ૨.

૯ **ચોમાસીનાં** દેવવંદન. પૃ. ૨૧૬–૨૪૯ **દેવવંદનમાળા** ( પ્રસિદ્ધ કર્તા શા. ત્રીકમલાલ હઠીસંગ કું. )

૧૦ **ચૈત્યવંદન.** (૧) સિદ્ધાચલ, વિમલ કેવલ જ્ઞાનકમલા (૨) પુંડર ગિરિ-સ્તવન, વીરજી આયારે વિમલાચલ કે મેદાન.

૧૧ **હોરી.** તુંતો પાઠક પદ મન ધર હો, રંગીલે જીઉરા. પૃ. ૧૧૯ **હોરી** સંગ્રહ ( બી. ભા. )

૧૨ નેમિનાથ રાસ. સં. ૧૮૨૦

૧૩ શ્રી ઉત્તમવિજય નિર્વાણ રાસ સં. ૧૮૨૮ પોષ માસ.

૧૪ **બાલાવબોધ** ( ટબો ) શ્રીમદ્ યશોવિજય કૃત સવાત્રણસો ગાથાના શ્રી **સીમંધર** જિન વિજ્ઞપ્તિ રૂપ સ્તવન ઉપર. સંવત્ ૧૮૩૦.

૧૫ **નવપદની પૂજા. લીંબડી** સં. ૧૮૩૮ મહા વદિ ૨ ગુરૂવાર પૃ. ૨૮૬–૨૯૯ **વિવિધપૂજા** સંગ્રહ ભા. ૧–૪. આ વખતે **તપગચ્છના** પટ્ટધર [1]**વિજયધર્મ** સૂરિ વિરાજતા હતા.

---

૧ **વિજયધર્મસૂરિની** વંશપરંપરા નીચે પ્રમાણે છે:—

તપગચ્છની ૬૨ મી પાટે **વિજયપ્રભસૂરિ**
|
૬૩ મી પાટે **વિજયરત્નસૂરિ**
|
૬૪ મી પાટે **વિજયદયાસૂરિ**
|
૬૫ મી પાટે **વિજયધર્મસૂરિ**

( સં. ૧૮૩૮ ચૈત્ર સુદ ૧૩ ગુરુવારે રાજનગરના સંઘપતિ મોદી પ્રેમચંદનો સિદ્ધાચળ સંઘ લઈ ગયા. )

૧૬ સમરાદિત્ય કેવલી રાસ. સં. ૧૮૪૨
૧૭ બાલાબોધ (ટબો) શ્રીમદ્ યશોવિજય કૃત વીર સ્તુતિ ૧૫ હુંડીનું સ્તવન. સંવત ૧૮૪૯ વસંત પંચમી બુધવાર. આ વખતે [1]વિજયજિનેંદ્ર સૂરિ બિરાજતા હતા.
૧૮ સિદ્ધાચલ સ્તવન. સં. ૧૮૪૯ ફાગણ સુદિ ૮.
૧૯ જયાનંદ કેવલી રાસ સં. ૧૮૫૮.

## શિષ્યપરંપરા

તેમના શિષ્ય રૂપવિજય હતા કે જેણે આ રાસ રચ્યો હતો, તે સિવાય શ્રી કુંવરવિજય હતા, કે જેમણે સં. ૧૮૮૨ ના મહા શુદ ૫ ને રવિવારે અધ્યાત્મસાર પ્રશ્નોત્તર ગ્રંથ પાલીનગરમાં રચ્યો છે.

## રાસકાર

પં. રૂપવિજયે આ રાસ શ્રી પદ્મવિજયજી જે વર્ષમાં સ્વર્ગલોક પામ્યા તેજ વર્ષમાં એટલે સંવત ૧૮૬૨ માં અક્ષય તૃતિયાને દિને આનંદપુરમા રચ્યો છે, તે પદ્મવિજયજીના પોતાના શિષ્ય હતા, તેથી ગુરૂનું ચરિત્ર લખી ગુરૂ પૂજા કરી છે એટલુંજ નહિ, પણ વિશેષમાં તેમના શિષ્ય તરીકે જે હકીકત પ્રત્યક્ષ સમાગમથી મેળવેલી છે તે નિશ્ચયપૂર્વક વિશ્વસનીયતા આપે છે તેમની કૃતિઓ નીચે પ્રમાણે છેઃ—

૧ સ્નાત્રપૂજા—વિજયજિનેંદ્રસૂરિના રાજ્યમાં વિવિધ પૂજાસંગ્રહ પૃ. ૪૭૩.
૨ પંચકલ્યાણક પૂજા—સિદ્ધાચલ (પાલીતાણા) સં. ૧૮૮૯ મહા શુદિ પૂર્ણિમા ૪૭૪–૪૯૧.
૩ પંચજ્ઞાન પૂજા—૧૮૮૭ નેમીશ્વર કલ્યાણક દિવસ. વિજયદિનેંદ્રસૂરિના રાજ્યમાં પૃ. ૪૯૨—૫૦૪.
૪ વીશસ્થાનક પૂજા—૧૮૮૩ ભાદ્રપદ શુદિ ૧૧ પૃ. ૫૦૫–૫૩૯.
૫ [2]પીસ્તાલીશ આગમ પૂજા—૧૮૮૫ આશો શુદ ૩ વિજયદિનેંદ્રસૂરિ રાજ્યમાં પૃ. ૫૪૦—૫૮૮.
૬ સઝાયો.
(૧) આત્મબોધ સઝાય. પૃ. ૫૪ સઝાયમાળા (ભીમશી માણેક.)
(૨) મનઃસ્થિર કરણ સઝાય. પૃ. ૨૫૦ ,, ,,

---

૧ વિજયજિનેંદ્રસૂરિ
(સં. ૧૮૫૯, ૧૮૭૫ માં ગિરનારપર લેખ કરાવ્યા છે.)

૨ આ વખતે રાજનગરમાં ઓશવંશના શેઠ હેમાભાઈ હતા, તેના સ્મરણને માટે આ પૂજા રચવામાં આવી છે.

આ પ્રસ્તાવના અહિં સમાપ્ત થાય છે. આ પુસ્તકમાં જે જે ચરિત્ર નાયકો છે તે બધાનાં ચરિત્રો, તે ચરિત્રો લખનારાનાં ચરિત્ર સાથે જેટલી જેટલી હકીકત જે જે સ્થળેથી મળી શકી તે તે સ્થળેથી તેટલી તેટલી ભેગ કરી યથાશક્તિ લખી મેં સાદર જૈન પ્રજાગણ સમક્ષ તેમજ અન્ય પ્ર પાસે રજુ કર્યાં છે. આ પુસ્તકની પ્રેરણા કરનાર પૂજ્ય મુનિમહારાજ શ્રી બુદ્ધિસાગરજી છે, અને તેમનીજ જુદા જુદા પ્રકારની સહાયનાથી આ ચરિત્ર તથા પુસ્તક પ્રસિદ્ધ થયું છે, તો તેમનો આ સમયે ઉપકાર માન્યા વગર રહી શકાતું નથી. વિશેષમાં તેમની સહાય અને આ મારો નમ્ર પ્રયત્ન ગતિમ મૂકનાર પ્રસિદ્ધકર્તા શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારકમંડળ અને તેના ઉમંગ કાર્યવાહક રા. લલ્લુભાઇ કરમચંદ દલાલના આભારનો ભાર અવશ્ય છે. તો આવા પ્રયત્નો, અને વિશેષે જૈનકાવ્ય સાહિત્યનો ગુજરાતી પ્રેસ 'બૃહત્ કાવ્યદોહન' કે વડોદરા મહારાજાશ્રિત 'પ્રાચીન કાવ્યમાળા જેવા સ્વરૂપમાં સારી રીતે સંશોધન કરાવી તેવી સારી અનુકૂળ યોજના નીચે પ્રસિદ્ધ કરાવવામાં આવે, તો જૈનોએ ગુજરાતી સાહિત્યમાં શું અવન તેજ અર્પ્યું છે, રસ કેવો મધુરો રેડયો છે, અને કેવાં ભાવનામય ગાને ગાયાં છે, તેનું ભાન સ્પષ્ટ રીતે સર્વને કરાવી શકાય તેમ છે. અલબત આ કાર્ય જરા મોટા પાયાપરનું છે, છતાં કંઈ નહિ તો આવા ઐતિહાસિ રાસો તથા ચરિત્રો પ્રસિદ્ધ કરવાનું શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળે યોજ ધાર્યું છે એ ખુશી થવા જેવું છે. તો ઇતિહાસરસિક અને વિદ્વદ્ બંધુઓ પ્રકારનાં સાધનો પૂરાં પાડવામાં મદદ આપશે તો તેમનો ઉપકાર સર્વ સમ ઉપર રહેશે.

આમાં કંઈ સ્ખલન, દોષ આદિ થયો હોય તે માટે ક્ષમા માગ વિદ્વજ્જનો પાસે તેની સુધારણા કરવા, જણાવવાની પ્રાર્થના કરી વિરમું છું

| | |
|---|---|
| પ્રિન્સેસ સ્ટ્રીટ. | સંતસેવક, |
| મુંબઈ. | મોહનલાલ દલીચંદ દેશાઈ. |
| ૭–૫–૧૯૧૨. | બી. એ. એલ. એલ. બી. |



# શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ.

(સ્થાપન-જ્ઞાનપંચમી વિરસંવત ૨૪૩૫)

જો તમારે તત્વવિચારના ઉત્તમ સિદ્ધાંતો, શરળ અને પ્રીય શૈલીમાં સમજવા હોય, તમારાં હૃદય નિર્મળ બનાવવાં હોય, તો

**અવશ્ય વાંચો શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળા.**

મજકુર ગ્રન્થમાળામાં નીચલા ગ્રન્થો પ્રગટ થયેલ છે, જે વાંચી, મનન કરી, તમારા આત્માને ઉચ્ચ શ્રેણીએ ચઢાવો. ઉત્તમ ગ્રન્થો એજ અપૂર્વ સત્સંગ છે. ખચીત આ ગ્રન્થોના મનનથી ઘણું જાણવા અને મેળવવા પામશો-ગુરૂશ્રીની લેખન શૈલી-માધ્યસ્થ દ્રષ્ટિવાળી હોવાથી, દરેક ધર્માવલંબીઓ તેને પ્રેમપૂર્વક વાંચે છે. દરેક ગ્રન્થોમાં અધ્યાત્મજ્ઞાન અને તત્વજ્ઞાન સંબંધી વિવેચન છે.

વૈરાગ્ય, ઉપદેશક, અને બોધક, પદો-ભજનો-તે તે વિષયમાં લિનતા કરી નાખે છે. દરેક પદોનો સાર વિચારણીય છે. ટુંકામાં કહીએ તો અનેકાન્ત દ્રષ્ટિથી, હૃદયની વિશાળતાપૂર્વક અને પ્રીય તથા પથ્યવાણીથી હરેક જણને ઉત્તમ બનાવી શકાય છે અને તે મુજબ આ ગ્રન્થો છે.

માત્ર વાંચકોના હિતાર્થે, ઉદાર ગૃહસ્થોની સહાય વડે, કોઇ પણ ગ્રન્થપ્રકાશક મંડળ કરતાં ઓછામાં ઓછી કીંમત રાખવાની પહેલ આ મંડળેજ કરી છે-ઓછી કીંમત છતાં છપાઇ-કાગળ-બંધાઈ વગેરે કામ સુંદર થાય છે, ઉપરાંત વધુ પ્રચારાર્થે-પ્રભાવના, વિદ્યાર્થીઓને ઇનામ, અને ભેટ આપનાર માટે વધુ નકલો મંગાવનારને (જે ગ્રન્થો શીલીકમાં હશે તે) બની શકતી ઓછી કીંમતે આપવામાં આવે છે.

જેઓને પ્રગટ થઇ ચુકેલા અને થવાના ગ્રન્થો પૈકી, કોઇ પણ ગ્રન્થો પોતાના મુરબ્બી કે સ્નેહી અને ઉપગારીઓના સ્મણાર્થે, પ્રકટ કરવાને ઇચ્છા હોય તેમને તે મુજબ મંડળ સગવડ કરી આપે છે. તે માટે,

**પત્રવ્યવહાર—શ્રી મુંબઇ-ઠે. ચંપાગલી.**

**વ્યવસ્થાપક—શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ. જોગ કરવો.**

## શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રન્થમાળામાં પ્રગટ થયેલ ગ્રન્થો.

| ગ્રન્થાંક | પૃ૪. | કીં. રૂ. આ. પા. |
|---|---|---|
| ૦. ભજન સંગ્રહ ભાગ ૧ લો× ... ... | ૨૦૮ ... | ૦—૮—૦ |
| ૧. અધ્યાત્મ વ્યાખ્યાન માળા* ... ... | ૨૦૬ ... | ૦—૪—૦ |
| ૨. ભજનસંગ્રહ ભાગ ૨ જો× ... ... | ૩૩૬ ... | ૦—૮—૦ |
| ૩. ભજન સંગ્રહ. ભાગ ૩ જો* ... ... | ૨૧૫ ... | ૦—૮—૦ |
| ૪. સમાધિ સતકમ્* ... ... ... | ૩૪૦ ... | ૦—૮—૦ |
| ૫. અનુભવ પચ્ચિશી× ... ... ... | ૨૪૮ ... | ૦—૮—૦ |
| ૬. આત્મપ્રદીપ ... ... ... ... | ૩૧૫ ... | ૦—૮—૦ |
| ૭ ભજન સંગ્રહ ભાગ ૪ થો× ... ... | ૩૦૪ ... | ૦—૮—૦ |
| ૮. પરમાત્મદર્શન ... ... ... ... | ૪૩૨ ... | ૦—૧૨—૦ |
| ૯. પરમાત્મજ્યોતિ× ... ... ... | ૫૦૦ ... | ૦—૧૨—૦ |
| ૧૦. તત્ત્વબિંદુ* ... ... ... ... | ૨૩૦ ... | ૦—૪—૦ |
| ૧૧. ગુણાનુરાગ ( આવૃત્તિ બીજી ) ... ... | ૨૪ ... | ૦—૧—૦ |
| ૧૨. ૧૩. ભજન સંગ્રહ ભાગ ૫ મો તથા જ્ઞાનદિપીકા | ૧૯૦ ... | ૦—૬—૦ |
| ૧૪. તીર્થયાત્રાનું વિમાન ( આવૃત્તિ બીજી ) ... | ૬૪ ... | ૦—૧—૦ |
| ૧૫. અધ્યાત્મ ભજન સંગ્રહ ... ... | ૧૯૦ ... | ૦—૬—૦ |
| ૧૬. ગુરૂબોધ.× ... ... ... ... | ૧૭૨ ... | ૦—૪—૦ |
| ૧૭ તત્ત્વજ્ઞાનદિપીકા* ... ... ... | ૧૨૪ ... | ૦—૬—૦ |
| ૧૮. ગહુંલી સંગ્રહ... ... ... ... | ૧૧૨ ... | ૦—૩—૦ |
| ૧૯. શ્રાવક ધર્મસ્વરૂપ ભાગ ૧ લો (આવૃત્તિ ત્રીજી) | ૪૦ ... | ૦—૧—૦ |
| ૨૦. ,, ,, ,, ભાગ ૨ જો (આવૃત્તિ ત્રીજી.) | ૪૦ ... | ૦—૧—૦ |
| ૨૧. ભજન પદસંગ્રહ ભાગ ૬ ઠો× ... ... | ૨૦૮ ... | ૦—૧૨—૦ |
| ૨૨. વચનામૃત ... ... ... ... | ૩૮૮ ... | ૦—૧૪—૦ |
| ૨૩. યોગદીપક. ... ... ... ... | ૨૬૮ ... | ૦—૧૪—૦ |

### વ્હેલો તે પહેલો, કેમકે ઘણા ગ્રન્થો ખલાસ થયા છે.

× આ નીશાનીવાળા ગ્રન્થો માત્ર વીશની અંદર શીલક છે.

* આ નીશાનીવાળા ગ્રન્થો માત્ર એકસોની અંદર શીલક છે.

× આ નીશાનીવાળા ગ્રન્થો માત્ર બસોની અંદર શીલક છે.

### ગ્રન્થો નીચલા સ્થળેથી વેચાણ મળશે.

૧. અમદાવાદ—જૈન બોર્ડીંગ–ઠે. નાગોરીશરાહ.

૨. મુંબઇ—મેસર્સ મેઘજી હીરજીની કું.–ઠે. પાયધુણી.

૩. ” —શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ ઠે.–ચંપાગલી.

૪. પુના—શા. વીરચંદ કૃષ્ણાજી ઠે.–વૈતાલપેઠ.

## ગદ્યની અનુક્રમણિકા.



## પદ્યની અનુક્રમણિકા.

# કઠિન શબ્દાર્થ કોષ.

અખ્ખર—અક્ષર.
અંગજ—પુત્ર.
અચંબ—અચંબો, આશ્ચર્ય.
અજારે—ઇજારે.
અટારો—આડો.
અઠાઇ—અષ્ટાન્હિકા.
અઠોતરી—અષ્ટોત્તરી.
અણુસણ—અનશન, ન ખાવું તે.
અણાવસ્યું—મંગાવી લેશું.
અતિપન્ન—વિશેષપણે.
અતૂલ—અતિશય, જેનો તોલ ન થાય તેટલું.
અત્થ—અર્થ.
અથામ—અસ્થાન, ઠેકાણે નહિ એવું, અસ્વસ્થ.
અદંભ—કપટ વિના.
અધ્રુવ—અશાશ્વત, ચલ, અનિશ્ચિત.
અધોતેર—નીચો.
અધ્યાતમવેદી—અધ્યાત્મનો અનુભવ કરનાર.
અનર્ગલ—અખૂટ, ઘણુંજ.
અંતેવાસી—શિષ્ય.
અપવર્ગ—મોક્ષ.
અપ્રતિબંધ—અટકાવ વગર, સતત.
અબુજ—મૂર્ખ, અક્કલ વગરનો.
અંબ—(૧) અંબા, માતા, (૨) આંબો.
અંબર—આકાશ.
અભિનવ—નવા.
અભિધાન—નામ.
અભિરામ—સુંદર.
અભ્ર—આકાશ.
અમર—દેવતા, દેવ.
અમાયિ—કપટ વગર.
અમાર પડહો / અમારિ પડહ — કોઇએ હિંસા ન કરવી એવો ગામમાં—પ્રદેશમાં, પડો વજડાવવો તે.
અરચી—પૂજન.
અરતિ—રાગ નહિ, દ્વેષ, અપ્રીતિ.
અરહટ્ટ—ચાક, રેંટ.
અર્ચિત—પૂજાયેલ.
અર્બુદ—આબુ ( પર્વત ).
અલંકર્યા=શોભીતા કર્યા.
અલ્પ—થોડું.
અલ્લહનપુર—અણહિલપુર પાટણ. ( શહેર )
અવતંસ—ભૂષણ, ઘરેણું.
અવદાત—ચરિત્ર.
અવહેલી—મૂકી, છંડી.
આવહડ—સચોટ.
અશન—અન્ન, ખાવાનું.
અશુચિ—અપવિત્ર, ગંદું.
અસમાણ—અસમાન, ઘણું.
અસમંજસ—ગમે તેમ, આડું અવળું, અયોગ્ય.
અહવે—આ વખતે.
અહિઠાણ—અધિષ્ઠાન, સ્થળ.
અહિનાણ—લક્ષણ, એંધાણ, નિશાની.
અહિયાસતાં—વેહતાં, અનુભવતાં.
આકુલિફૂલ=આકડાનાં ફૂલ.

આખર્ડો=વન-શાખા.
આગર=ખાણ, ભંડાર.
આઢવી=આખી.
આતપ=અગ્નિ, તડકો.
આદમ=આદ્ય, પહેલા.
આદેશ=હુકમ.
આધિ=પીડા.
આભરણ=ઘરેણાં.
આરતિ=આર્ત્તિક પીડા.
આવાગમણ=આવાગમન, આવવું તે.
આવાસ=ઘર.
આલવે=આળોવે, આલોચના કરે.
આશકી=ઇશ્કી, પ્રીત.
આશ્રવ=જે દ્વારથી કર્મો આવી આત્મા સાથે જોડાય છે તે.
આસન=આસન્ન, પાસે.
આસેવના-આચરણ.
આળ-ખોટું તહોમત (અલીક.)
ઇંગિત-શરીરના અભિનય, ચાળા, લક્ષણ.
ઉજમીને-ઉજમાળ થઇને, આનંદ પામીને.
ઉત્સરંગે-ઉછરંગે, આનંદે.
ઉત્તંગ-ઉંચું.
ઉદક-પાણી.
ઉદેરવું-ઉભું કરવું, આરંભવું.
ઉદ્દાંમ-પ્રબલ, ઉગ્ર.
ઉપકરણાં-સાધન, જેનાથી ઉપકાર થાય છે તેવાં સાધનો. (ઉપગરણ)
ઉપશમ-શમતા.
ઉપલન-પથ્થર.
ઉભગો-ઉભગ્યો, કંટાળેલ.
ઉભરાણે-ઉભ્રાટે.
ઉમહો-ઉમંગ.
ઉમહ્યા-ઉમંગી થયા.
ઉર્ધ્વ-ઉંચા.
ઉલૂક-ઘુવડ.
ઉષ્ણોદક-ઉનું પાણી.
એકાકી-એકલો.
એયતી-દૂર.
ઓછંગી-ઉત્સંગે, ખોળે.
કંકર-પથ્થર.
કંજ-કમલ.
કજા-દુઃખ.
કટિ-કેડ.
કદલી-કેળ.
કનક-સોનુ.
કન્યાલીક-કન્યાના સંબંધમાં અલીક-જૂઠું બોલવું તે. જેમકે ઉમર-વિષે, ગુણ વિષે.
કમલા-લક્ષ્મી.
કર-હાથ.
કર્દમ-કાદવ.
કલત્ર-સ્ત્રી.
કલ્લોલ-મોજું.
કવણ-કોણ.
કવળ-કવલ, કોળીઓ.
કંસાલા-કાંસા જોડી.
કાઠ-કાષ્ઠ, લાકડું.
કાતિલ-તેજી.
કાનન-વન.
કામિત-વાંચ્છિત.
કારિમા-કઠણ
કિંકરી-દાસી

કુંજર–હાથી
કુંભ–ઘડો
કુરંગ–મૃગ, હરણ
કુશાગ્ર–(૧) કુશ ઘાસના અગ્રભાગ જેવું, (૨) પ્રવિણ
કુસુમ–ફુલ
કૃમિ–કીડા
કૃપ–કૂવો
કેતી–કેટલી
કેલિ–રમત, ક્રીડા
કેશરી–સિંહ
કોક–કમલ
કોડે–આનંદથી
ક્ષેત્રાંતરી–બીજે સ્થાને
ખડગ–તરવાર.
ખંડ–ટુકડા.
ખંધ–સ્કંધ, ખાંધ.
ખધક–સ્કંધક (મુનિનું વિશેષ નામ)
ખમતા–ક્ષમા.
ખલક–ખલ્ક, દુનિયા.
ખાંડુ–તરવાર.
ખાંત–ઉમંગ.
ખોટી–ઢીલ.
ગગન–આકાશ.
ગંજવું–ગાંજવું, અશક્ત થવું.
ગણનાહ–ગણ–સમુહનો નાથ.
ગતખેદી–ખેદ વગરના.
ગય–ગજ.
ગયબી–અદશ્ય.
ગયણાંગિણી–ગગનાંગણે–આકાશ પટમાં
ગરથ–પૈસો.
ગલાગલ–જળ.
ગાત્ર–શરીર.
ગાલીયા–તોડ્યાં.
ગિરા–વાણી.
ગિરિ–પર્વત.
ગિરિનાર્ય–ગિરનાર (પર્વતનું નામ)
ગિરૂઓ–ગુરૂ–મોટો.
ગુણ–દોરો.
ગુણ ગ્રામ–ગુણ પ્રશંસા.
ગુંહુયલી–ગહુંલી, ગુરૂ સ્તુતિ.
ગેહ–ઘર
ગોયમ–ગૌતમ.
ગોષ્ઠી–વાત.
ગોરડી–ગોરી, સ્ત્રી.
ઘનસાર–કપૂર.
ઘનસૂર–ઉમંગી.
ઘોટો–(૧) ઘટ; (૨) સાદ, ઘાંટો.
ચંગ–મનોહર, સારું.
ચય–ચિતા.
ચરમ–છેલ્લુ.
ચીન–ચિન્હ.
ચીલા–રસ્તા.
ચિહું–ચાર.
ચુપે–ચુંપથુ–ચોંપથી, એકદમ.
ચોપદારે–પુકારે, ચોકીદારે.
છાક–કેફ.
છીજે–નાશ પામે.
છાણુ–કાદવ, ધૂળ.
છેહ–વિશ્વાસભંગ, દ્રોહ.
જગજીપક–જગતને જીતનાર.
જંગ–લડાઈ, પડાવ.
જત્થ–જ્યાં.
જનકસુતા–જનકરાજાની પુત્રી સીતા
જનની–માતા.

જયણા—યત્ના, સાચવણ.
જલધર—સમુદ્ર.
જવાસો—ખડ (એક જાતનું ઘાસ)
જહાજ—હોડી.
જાડ્યતા—જડતા, મંદતા.
જામણ—જન્મ.
જાયા—પુત્ર.
જાસ—જેની, જેથી.
જીબ્હા—જીભ.
જુગહપ્રધાન—યુગપ્રધાન, યુગમાં મહાન
જેહવા—જેવા.
જ્યું—જેમ.
જ્યેષ્ઠ—જેઠ, સૌથી મોટો.
ટહીલ—ટહેલ. પાછળ ફરવું તે.
ટાણો—અવસર.
ઠવણા—સ્થાપના.
ડોહલાં—દોહલાં, દોહદ.
તટિની—નદી.
તડાગ—તળાવ, સરોવર.
તત્ત્વરૂચિ—તત્ત્વપ્રત્યે પ્રીતિ.
તત્થ—તે પ્રમાણે, ત્યાં.
તરણિ—હોડી.
તહતિ—તથેતિ, તે પ્રમાણે.
તાંવુલ્યાં—પસાર થયાં.
તાસ—તેને.
તુંગ—ઉંચું.
તુરંગમ—ઘોડા.
તેજી—ઘોડા.
તેણે—તેથી.
ત્યાર—તૈયાર.
ત્રાણ—રક્ષણ.
ત્રિકરણ—મન, વચન, કાયથી.

થાણુ—સ્થાન.
થિતિ—સ્થિતિ.
થુભ—સ્તૂપ, દેરી.
થોક—સમૂહ.
દક્ષ—પ્રવીણ.
દંતી—હાથી.
દયણ—દેવા માટે.
દર્ભવિતિ—ડભોઈ. (ગામ).
દવ—આગ.
દલ—સમૂહ.
દલાસો—દિલાસો, આશ્વાસન.
દાધ—અગ્નિ.
દામિની—વીજળી.
દાવ—લાગ.
દિગપટ—દિગંબર.
દિણંદ—દિનેંદ્ર, સૂર્ય.
દિનકાર—સૂર્ય.
દિલપાકી—હૃદયની શુદ્ધતા.
દિવાજે—શોભે.
દીખે—દીક્ષા આપે.
દીનિયા—દીન, ગરીબ.
દીખ્ય—દીક્ષા.
દુતીઆચંદ્ર—બીજનો ચંદ્રમા.
દુંદાલા—શરીરે પુષ્ટ.
દુરિત—પાપ.
દુર્દમ—દુખે કરી દમાય એવું.
દુર્ધર—મહા કષ્ટવાળું.
દુરંત—જેનો નાશ કરવો કઠણ છે તેવું
દુસ્તાગી—દુર્લભબોધી.
દુહવે—દુભવે.
દૃષદ્ઘાટ—પથ્થરની પેઠે.
દોહિલો—દુર્લભ.
દ્વિજ—બ્રાહ્મણ.

ધનંદ, ધનદ—કુબેર
ધરણી—ગૃહિણી, સ્ત્રી.
ધરારૂહ—વૃક્ષ, ઝાડ.
ધસમસી—દોડી દોડીને.
ધિર—ધીરજ.
નચિંત—ચિંતા વગરના.
નંદ, નંદન—પુત્ર.
નંદની—પુત્રી.
નરીંદ—નરેંદ્ર, રાજા.
નાણુ—જ્ઞાન.
નાસિકા—નાક.
નાહ—નાથ.
નિકંદન—નાશ.
નિખિલ—સર્વ.
નિદાન—(૧) ખરેખર, (૨) ઉપાય.
નિધાન—ભંડાર.
નિપાયો—બનાવ્યો.
નિભાડ—ધરૂ.
નિરતિચાર—અતિચાર, દોષ વગર.
નિરવહજો—નિર્વહજો, પાળજો, નિભાવજો.
નિરૂપમ—જેની ઉપમા ન થાય તેવું, સર્વોત્તમ.
નિર્મૂલવા—નાશ કરવા.
નિલાડ—કપાળ.
નિસુણો—બરાબર સાંભળો.
નિઃછદ્મ—અકપટી.
નિસ્તાર—પાર.
નીકી—સુંદર.
નીઠે—નાશ પામે.
પંકજ—કમલ.
પચખાવો—ત્યાગ કરાવો.
પટ—લુગડું.
પટુતા—ઉગ્રતા, ચંચળતા.
પતંગ—(૧) પતંગીઆ (૨) આકાશ.
પડણુ—પડવું.
પડિબોહતા—પ્રતિબોધતા, ઉપદેશ દેતા.
પદ—પગ.
પદ્મ—કમલ.
પંજર—પાંજરૂં.
પભાણું—વિશેષે કહું.
પમુહા—પ્રમુખ, વગેરે, આદિ.
પયણુ—પગ.
પયંપે—બોલે, વદે.
પરગમે—પરિણમે.
પરણુતિ—પરિણતિ, પરિણામ, મનના ભાવ.
પરમથ—પરમાર્થ
પરવડું—મોટું.
પરિ—પેઠે.
પરિયા—પૂર્વજ.
પરિસર—પાદર, ગામની બહારનો ભાગ.
પરિસહ—સહન કરવું તે.
પરિહાર—ત્યાગ.
પરો—દૂર.
પત્ર—(૧) પાંદડાં, (૨) કાગળ.
પલ્લી—ગામ.
પસાય—મહેરબાની, પ્રાસાદ.
પાઉ ધાર્યા—પગ ધાર્યા, પધાર્યા.
પાખરીઆ—સજ્જ કર્યા.
પાખર્યા—સજ્જ કર્યા.
પાખે—વિના.
પાંકીને—ભલે પ્રકારે.
પાંગરવું—વિહાર કરવો.

પાંચમા ગતિ–મોક્ષ ગતિ. ( મનુષ્ય, દેવ, તિર્યંચ, નારક એ ચાર ગતિ નહિ તે. )
પાત–(૧) પાંદડું (૨) પતન–પડવું.
પાતિક–પાપ.
પાયક–પાળા.
પાયવ–પાદપ–કલ્પવૃક્ષ.
પાશ–બંધન.
પાળા–પગે ચાલનારા.
પીંગલ–પિંગલ શાસ્ત્ર, કાવ્યરચના શાસ્ત્ર
પીર–પીડા.
પીહર–(૧) પાળનાર (૨) માવતર.
પુલાય–નાશ પામે.
પેચ–રીત.
પેરે–પેઠ.
પોઢા–પ્રૌઢ, મોટા.
પ્રચ્છન્નપણે–છાનુ
પ્રતિછંદે–પડવા પડે.
પ્રતિપક્ષ–શત્રુ.
પ્રતિરૂપ–સરખા.
પ્રતિલાભે–લાભ આપે.
પ્રતીતિ–શ્રદ્ધા, દૃઢાસ્થા.
પ્રભાવના–લ્હાણી, જેથી પ્રભાવ થાય તે.
પ્રમુખ–વગેરે.
પ્રમોદ–આનંદ, હર્ષ.
પ્રવિન–પ્રવીણ.
પ્રસાદ–મહેરબાની, પસાય.
પ્રહે–વાહાણામાં, સવારમાં.
પ્રાઉણું–પરોણો, મેમાન.
પ્રાચી–પૂર્વના, પ્રાચીન.
પ્રાસાદ–મહેલ, મંદિર.
પ્રૌઢ–મોટું.
ફુરકાર–ફડફડાટ.
ફોફલપાન–સોપારી.
બડુવા–બડા, મોટા.
બયાલ–બેતાલીસ.
બાઉલ–(૧) બળીઓ, (૨) આવાજ.
બાધા–પીડા.
બુધ–પંડિત.
ભગતા–ભક્તો.
ભાણુ–ભાનુ, સૂર્ય.
ભાંજો–નાશ કરો.
ભાળ–ભાળીને, જોઈને, ખબર, તપા
ભાંતર–અંદર.
ભૂપતિ–રાજા.
ભૂપીઠ–ભુવન ઉપર, પૃથ્વી ઉપર.
ભૂરિ–બહુ.
ભૃગુવાર–મંગળવાર.
ભ્રમર–ભમરો.
મગસી–મક્ષીજી (તીર્થ)
મંક–માંચડો.
મંકડ–મર્કટ, વાંદરો.
મચ્છ–માછલું.
મછર–મત્સર, અદેખાઈ.
માણુઅ–મનુજ, મનુષ્ય.
મત–મતિ, બુદ્ધિ.
મનમથ–મન્મથ, કામદેવ.
મનરૂલી–આનંદિત મનથી.
મનુજ–મનુષ્ય.
મનોભવ–કામદેવ.
મંજન–ધોવું તે (દંતમંજન–દાત
મયગજ–મત્તગજ, હાથી.

મરાલ—હંસ.
મરાલી—હંસી.
મરૂ—પાણી વગરની જગ્યા.
**મરૂથલ—મરૂસ્થલ, મારવાડ**
મર્કટ—વાંદરો.
મર્મ—રહસ્ય.
મલ—મેલ.
મલક—મુલક.
મસુંદ—મસુદી.
મહિમાનિલો—મહિમાથી ભરપૂર.
મહિયલ—મહિપર, પૃથ્વીપર.
મહીધર—પર્વત.
મહીષી—(૧) ભેંસ (૨) રાણી.
માજા—મર્યાદા, લજ્યા, હદ.
માટ—(૧) માટલી (૨) માટે.
માતંગ—હાથી.
માદલ—તબલાં.
માંગલાં—માંગણાં, માંગાં.
માયરે—(૧) મારે, (૨) લગ્નના માયરે.
મીન—મીન, માછલું.
મીર—અમીર.
મુક્તાફલ—મોતી.
મુંડ—માથું.
મુંડન—કેશલોચ.
મૂક—મુંગો.
મૃતક—મુડો.
મૃગપતિ—સિંહ.
મૃગરાજ—સિંહ.
મૃદુ—કોમળ.
**મેહલું—વરસાદ.**
**મોદ—આનંદ, હર્ષ.**
**મોદે—આનંદે.**
મોબત—પ્રીત, સ્નેહ.

યામિની—રાત્રી.
યોગી—જોગી.
રખોપ—રક્ષણ.
રજત—રૂપું.
રજની—રાત્રી.
રઢ—પ્રીતિ.
રતિ—(૧) પ્રીતિ, (૨) અક્કલ, શાણપણ, (૩) વાલનો સોળમો ભાગ, કંઈ નહિ.
રમણ—પતિ.
રયણ—રત્ન.
રયણિ—રજની, રાત્રી.
રવિ—સૂર્ય.
રસણાઈ—રસનાઈ, શાહી.
રહ—રથ.
રાંતિ—રાત્રે.
રામાધન—કંચનકામિની.
રાશી—ઢગલો.
રીસહેસર—ઋષભેશ્વર ( તીર્થંકર પ્રભુ. )
રૂધિર—લોહી.
રૂસે—રોષ પામે.
રૈવત—ગિરનાર ( પર્વત ).
લચ્છિ—લક્ષ્મી.
લગ્ન—લગ્ન.
લંઘન—લાંઘણ, ખાવું નહિ તે.
લલામ- મુકુટ.
લાર—સાથે.
લીણ—લીન, તલ્લીન.
લીલવણ—લીલોતરી.
લીલાએ—સહેલાઇથી.
લુંકા—ઢુંઢિયા, **સ્થાનક** માર્ગી.
લુંચન—લોચ.
વક્ર—વમમ્, આડું.

વધ્યા—સંભવ.
વચડાં—વત્સ, બચ્ચાં.
વછ—વત્સ, બચ્ચું.
વછર—સંવત્સર, વર્ષ.
વદન—મોં.
વટપદ્ર—વડોદરા (શહેર).
વનિતા—સ્ત્રી.
વન્હિ—અગ્નિ.
વયણુ—વેણુ, વચન.
વર—(૧) ઉત્તમ (૨) માગણી.
વરદાયિની—વર દેનાર.
વર્તુળ—ગોળ.
વર્ષા—વરસાદ.
વલ્લહો—વલ્લભ, પ્રીતિવાળો, નાથ.
વસન—લૂગડું.
વસુ—ધન.
વસુધા—પૃથ્વી.
વાગ્મી—બુદ્ધિમાન્, પંડિત,
વાચક—ઉપાધ્યાય.
વાધે—વધે.
વાન—વર્ણ, રૂપ.
વાપિ—વાવ.
વારણાં—ઓવારણા.
વારૂ—સુંદર.
વિકૃતિ—વિકાર, (વિગય) જેથી વિકાર થાય તે.
વિગય—(વિકૃતિ) જેથી વિકાર થાય તે. ઘી, દૂધાદિ.
વિગૂતા—કાદવમાં પડ્યા.
વિચાલ—વચમાં.
વિછડવું—જૂદા થવું.
વિણસે—બગડે.
વિધુવદની—ચદ્રમા જેવું જેનુ વદન-મોં છે એવી.
વિધ્વંસ—નાશ.
વિબુધ—પંડિત, ડાહ્યા.
વિભૂષા—શોભા, શણગાર.
વિમાસ—શોચ, વિચાર કર.
વિરતંત—વૃત્તાંત, હેવાલ.
વિરતિ—વ્રત, વિરમણ.
વિલપે—વિલાપ કરે.
વિલુદ્ધ—ફસાયેલ.
વિલેપણ—શરીરે ચોળવું તે.
વિશાલ—મોટું.
વિષાદ—દુઃખ.
વિહુણા—વગરના.
વીંઝાય—ઝાંખા પડે.
વૃંદ—સમૂહ.
વૃષભ—બળદ.
વૈયાવચ્ચ—વૈયાવૃત્ય, ચાકરી કરવી તે.
વેદ—જાતિ.
વેલ—રેતી.
વ્યય—ખર્ચ.
વ્યવહારી—વેપારી વાણીઓ.
વ્હેલર—વેલ ( વરની. )
શર્મ—કલ્યાણ.
શશી—ચંદ્રમા.
શારદ—સરસ્વતિ.
શાળ—ચોખા.
શિરસેહરા—અગ્રેસર.
શિવ—મોક્ષ.
શીત—ટાઢ.
શીશ—માથું.
શુક્તિ—સીપ.
શુચિ—પવિત્ર, ચોખ્ખું.
સ્યું—(૧) સાથે, (૨) થી, (૩) સરખું, (૪) વડે.
શ્રુતવંત—શાસ્ત્રમાં નિપુણ.

પ૮—૭.
સખાઈ—મૈત્રી.
સખાય—મિત્ર.
સંચ—તૈયારી.
સડણુ—સડવું.
સદૈવ—હમેશાં.
સનૂરા—પૂરા, તેજવાળા.
સમવડિ—સરખા.
સમહૂતા—બોલાવ્યા.
સમારતા—સંભાળતા.
સમિહીત—ઇચ્છિત.
સમુદાય—ટોળું, જથ્થો.
સમૂળ—(૧) મૂલ સાથે, (૨) એકદમ.
સંપદા—લક્ષ્મી.
સંબલ—ભાતું.
સંભેલા—સાંબેલાં.
સયણાં—સજ્જનો.
સયલ—સકલ, સઘળું.
સરાખવો—આશરો આપવો.
સલિલ—જળ.
સસાજ—સાજ, સામગ્રી સાથે, સજ્જ.
સહિકાર—સહકાર આંબાનું વૃક્ષ.
સંવર—જેનાથી કર્મ આવતાં અટકે તે.
સંવેગી—વૈરાગ્યવાન.
સાદરે—આદરસહિત.
સાન્વયી—સાર્થક.
સાંનિધ—(૧) સમક્ષ (૨) રખેવાળી.
સાયર—સાગર.
સાર—(૧) કૃતાર્થ, (૨) ઉત્તમ.
સાસ—શ્વાસ.
સાહ—(૧) સાથ, (૨) સાર સંભાળ, સહાય.
સાહમી—(૧) સામી, (૨) સ્વામી (૩) સ્વધર્મી વાત્સલ્ય.

સિઉ—સાથે
સિચાણો—બાજપક્ષી.
સુખાર—સુંદર.
સુખાસણ—(ન) પાલખી.
સુધી—સારી બુદ્ધિવાળો.
સુધો—શુદ્ધ.
સુતન—સુ તનુ, સુંદર પુત્ર.
સુધીર—સારી ધીરજવાળો.
સુપસત્થ—શુભ.
સુરગુરૂ—બૃહસ્પતિ, દેવતાના ગુરૂ.
સુરજપુર—સુરત (શહેર).
સુરતરૂ—કલ્પવૃક્ષ.
સુરપતિ—દેવતાના રાજા, ઇંદ્ર.
સુરાલય—દેવતાનું સ્થાન, સ્વર્ગ.
સુવિહિત—સારી વિધિ પાળનાર.
સુહંકર—શુભંકર, ભલું કરનારા.
સૂખડિ—સુખડ.
સોભાગી—સૌભાગ્યવાન, સુંદર.
સોરંભ—સુગંધ.
સોવન—સુવર્ણ, સોનું.
સોહમ—સુધર્મા સ્વામી.
સોહવ—સૌ.
સ્કંધ—થડ.
સોહા—શોભા.
હય—ઘોડા.
હરિયાળી—રૂપક કવિતા.
હસ્તી—હાથી.
હેલા—સહેલાઇથી.
હુતાશન—અગ્નિ.
હેખારવ—ખુંખારા.
હેજ—પ્રીતિ.
હેવા—ટેવ.
હોટી—હોડ.
હીંસે—ખુશી થાય.



# શ્રી શાંતિદાસ શેઠજીનો રાસ.

**શ્રી સદ્ગુરુભ્યોનમઃ**

**દુહા.**

સરસ વચન રસ સરસ્વતી, કવિજન કેરી માય;
કર જોડી કરૂં વિનતિ, કરજ્યો મુજ પસાય. ૧
શ્રી યુગાદિ જિનવરતણા, પદ પ્રણમું કરજોડી;
ભવિમન વંછીત પૂરવા, કલ્પતરૂ સમ હોડી. ૨
શાંતિનાથ પ્રભુ સોળમા, અભયદાન દાતાર;
પારેવો જીણે રાખીઓ, શરણાંગત સાધાર. ૩
નેમનાથ બાવીશમા, નમિએ દીનદયાળ;
સમુદ્રવિજય કુલચંદલો, મનમોહન ગુણમાળ. ૪
અશ્વસેન વામા સુત, શ્રી શ્રી પાર્શ્વ જિણંદ;
પ્રણમું તે બહુ પ્રેમસ્યું, જસ મુખ પુનમચંદ. ૫
શાસન નાયક ચરમ જિન, મહાવીર વડ વીર;
પ્રણમું હેડે હેજસ્યું, ધર્મ ધુરંધર વીર. ૬
એ પાંચે પરમેશ્વરા, એ છે શિવતરૂ કંદ;
તે માટે ભવિ સેવજ્યો, મૂકી બીજા ફંદ. ૭
નિજ ગુરૂ ચરણ કમળ નમી, જ્ઞાન તણા દાતાર;
મુરખને પંડિત કરે, ગુરૂ ગુણ અપરંપાર. ૮
ગુરૂ આણા શિરપર ધરી, જે જે કરીએ કામ;
મન વંછીત ફળ પામીએ, શ્રી રાજસાગર સૂરિ નામ. ૯
ગુરૂ કૃપા જો કરી ઘણી, માથે મુકયો હાથ;
શાંતિશાહ સુત પરંપરા, જગજશ બહુલી આય. ૧૦
તસ કુળ વંશ શિરોમણી, વખતચંદ ગુણવંત;
ગુણ ગાવા ઉલટ ઘણો, સાંભળજો સહુ સંત. ૧૧

## ઢાળ ૧ લી.

### અમદાવાદનું વર્ણન.

(ચોપાઈની દેશી.)

જંબુદ્વીપ લખ જોયણુ માન, એતો [1]વર્તુલ થાળ સમાન;
મેરૂથી દક્ષિણ દિશ વિચાલ, છેજ ભરતક્ષેમ વિશાલ. ૧
પાંચશે જોયણુ જાણો તેહ, છવીશ ખટ કળાને લેહ;
છે વિસ્તારપણે અધિકાર, લેજો શાસ્ત્ર થકી સુવિચાર. ૨
તિહાં દેશ છે સહસ બત્રીશ, ખટખંડના વિશ્વાવીશ;
તેહમાં આરજ પચવીસ શેષ, અનોપમ મનહર ગુર્જર દેશ. ૩
ઇણિં દેશે નગરી અનેક, રાજનગર છે સુંદર એક;
સકળ નગર તણો શિણગાર, જાણે લંકા લીયો અવતાર. ૪
ઈતિ ઉપદ્રવ્ય નહિ આપદા, રોગ શોક ભય નાવે કદા;
ચોર ચાડનો નહિ પ્રવેશ, સુખીયા લોક વસે વિશેષ. ૫
[3]દુંદાલા [4]વ્યવહારી ઘણા, તસ ઘર ધનની નહિ છે મણા;
દાન માન દયા લય [5]લીણ, વિનયાદિક ગુણો પ્રવીણ. ૬
સુંદર સોહે [6]જિનપ્રાસાદ, પ્રભુ મુખ દીઠે મન આલ્હાદ;
તે નગરીની શોભા ઘણી, કિંચિત પભણું સુણવા ભણી. ૭
શિશ મોગટ દરવાજા બાર, પરાં છત્રીશ અતિ સુખકાર;
ઉંચાં મંદિર ઘર કૈલાસ, સત્ય ભુમિયા તિહાં આવાસ. ૮
સાધુ સાધવી વિચરે જિહાં, સુખીયા લોક ધરમ કર તિહાં;
[7]વારૂ [8]ચ્યાર વરણ તિહાં વસે, દયા ધરમ સહુકો ઉલ્લસે. ૯
દીન, હીન, દુઃખીયાં સંભાળ, જીવ સહુના જે પ્રતિપાળ;
શિવ મંદિર પણ દિસે ઘણાં, મુસલમાન ગુણ નહિ છે મણા. ૧૦
[9]વાપિ વનિતા સાબરમતી વળી, પનઘટ શોભા અતિશય મળી;
બાવન 'વવા' કર શિણગાર, કાવ્ય થકી સુણજો શ્રીકાર. ૧૧

**वापि वप्र विहार वर्ण वनिता वाग्मि वनं वाटिका;**
**वैद्य ब्राह्मण वारिवादि, विबुधा. वेश्या वणिग् वाहिनी;**

---

૧ ગોળ. ૨ આર્ય. ૩ શરીરે પુષ્ટ. ૪ વેપારી–વાણીઆ. ૫ લીન. ૬ જિન મંદીર–દેરાસર. ૭ સુંદર. ૮ ચાર. ૯ વાવ.

विद्या वीर विवेक वित्त विनयो, वांचंजमो वल्लिका;
वस्त्रं वारण वाजि वेशर चवं, द्रुगं वचं शोभते.[1] १२

ચોરાશી ચૌટાની ઓળ, વસ્તુ વાહરે આપી મોલ;
માણેકચોક અતિ ગહમહે, લખમી દેખી મન ગહગહે. ૧૩

પેશ્વાઈ ગાયકવાડ દો રાજ, મન મેળે સમજે સહુ સાજ;
હેત પ્રીત મોબત છે ઘણી, પ્રજા ભણી પાળે બેઉ ધણી. ૧૪

ભુજબળ સિંહ સમોવડ જાણુ, અરિયણ ગજમોડણ તસમાન;
પંચમ લોક પાળે ભૂપાળ, દેખી હરખે બાલગોપાળ. ૧૫

હય ગય રથ વાચક ભંડાર, વિભવ તણો નહિ લાભે પાર;
સુણી શાસન જેહનું [2]ઉદ્દાંમ, સેવે શત્રુ રાખણ નિજ ઠામ. ૧૬

ભૂપ સિમાડા સેવે સદા, ન્યાય નિત્ય નવિ લોપે કદા;
ધરમી રાજા હોયે જિહાં, પ્રજા સુખી શું કહેવું તિહાં? ૧૭

આગે આગે રસ અતિ ઘણો, શ્રવણ દેઈ ભવિયણ તમે સુણો;
હીરવર્દ્ધન સેવક કહે ક્ષેમ, પહેલી ઢાળતે વધતે પ્રેમ. ૧૮

## દુહા.

સહસકિરણ સુત શોભતો, શાંતિદાસ ગુણ ગેહ;
તેહ તણા ગુણ ગાય શું, આણિ ધરમ સ્નેહ. ૧

રાજસાગર સૂરિ મહેરથી, પામ્યા સઘળી રિદ્ધ,
સાગર ગચ્છ દિપાવિઓ, મન વાંછિત ફળ લીધ. ૨

શ્રી ચિંતામણ મંત્રથી, રાજકાજ સમરથ;
સાત ક્ષેત્ર જિણે ઉદ્ધર્યાં, ખરચી ઘણા ગરથ. ૩

પાદશાહ આદર થકિ, જિન શાસન જયકાર;
ચૈત્ય બિંબ કરાવિયાં, કહેતાં કેમ લહું પાર. ૪

સાગર ગચ્છની સ્થાપના, થઈ તેહ અવદાત;
કિંચિત પભણું તે હવે, શ્રોતા સુણો વિખ્યાત. ૫

---

૧ અશુદ્ધ શ્લોક છે. છંદ શાર્દૂલ છે. આમાં 'વ' અક્ષર બધા છે.
૨ ઉગ્ર. પ્રબલ.

ઢાલ ૨ જી.

આગરગચ્છ સ્થાપના.

( ઢંઢણ ઋષિને વંદના હું વારી–એ દેશી. )

ત્રેપનમેં પાટે થયા હું વારી, લક્ષ્મીસાગર સૂરરે હું વારી લાલ;
સાગર શાખા પરવરી, હું. દિનદિન ચડતે નૂરરે. હું. ત્રેપનમેં. ૧
તેહના વંશમાં વળી, હું. લબ્ધિસાગર નામરે. હું.
ઉપાધ્યાય પદ ભોગવે, હું. ગુણે કરી અભિરામરે. હું. ત્રે. ૨
તત્ શિષ્ય હોય ગુણે આગલા, હું. નેમસાગર ગુણવંતરે. હું.
મુક્તિસાગર બીજા વળી, હું. પંડિત પદ ધરંતરે. હું. ત્રે. ૨
ચોમાસું સુરત તણા, હું. સંઘ સહ લય લીનરે. હું.
ભક્તિ બહુવિધ સાચવે, હું. ગુણે કરી આધિનરે. હું. ત્રે. ૪
શાંતિ નામે તિહાં રહે, હું. ધનવંત અતિ ઉદારરે; હું.
પુત્ર નહિ તેણે કરી, હું. પુછે ગુરૂને ધારરે. હું. ત્રે. ૫
ગુરૂ પણ એમ કહે સાંભળો, હું. ચિંતામણિ જે મંત્ર; હું.
ખટ માસ છે સાધના, હું. તે અમ પાસે યંત્રરે. હું. ત્રે. ૬
બાર હજાર જાપે કરી, હું. વળી છત્રીશ હજારરે; હું.
પાંચ પ્રકાર ઉપરે ચલે, હું. એહનો અતિ વિસ્તારરે. હું. ત્રે. ૭
ધૂપ દિપ બલ બાકુલે, હું. આહૂતિ ખટ માસરે; હું.
ધરણુ રાય પદમાવતી, હું. તેહની પુરે આશરે. હું. ત્રે. ૮
મોદિખાનું ભલાવીઓ, હું. જે જેમ જોઈયે તેહરે; હું.
અમ આજ્ઞા છે આપજો, હું. એહમાં નહિ સંદેહરે. હું. ત્રે. ૯
આરાધે નિર્મલ મને, હું. ખટ માસ થયા તામરે; હું.
પવિત્રપણે તુમ આવજો, હું. ગુરૂ હુકમ થયો જામરે; હું. ત્રે. ૧૦
શાંતિદાસ શેઠ.
એ હવે તિહાં કાય વશે, હું. રાજનગર વસનારરે; હું.
તે સુરતમાંહિ હતા, હું. જવેરી તણો વ્યાપારરે; હું. ત્રે. ૧૧
પ્રાતઃ સમયે દહેરે જઈ, હું. ગુરૂ નમવા ધરી નેહરે; હું.
'શાંતિ હું આવ્યો અછું,' હું. એમ ભાખે ગુણ ગેહરે; ત્રે. ૧૨
ગુરૂ વાંદી સ્તુતિ કરી, હું. ભાગ્યવાન તસ દેખરે; હું.
'પહેલો તે વહેલો,' હું. વિધિએ લખિયો લેખરે; હું. ત્રે. ૧૩

ધીરજપણે બેસારીને, હું. મંત્ર ભણે તીણે વારરે; હું.
નાગ સ્વરૂપે આવિયોરે, હું. [1]ધરેણુંદ્ર ધરી પ્યારરે; હું. ત્રે. ૧૪
ફણાટોપ મસ્તકે ધરી, હું. જીભ તણો લબકારરે; હું.
ગુરૂ કહે 'તુમે પણ જીભને, હું. ભેલી કરો એણીવારરે.' હું ત્રે. ૧૫
મનથી ભય લાગ્યો તદા, હું. શંકા ઉપની જામરે; હું.
અદ્રશ્ય થયા ધરેણુંદ્રજી, હું. શેઠને કહે ગુરૂ તામરે; હું. ત્રે. ૧૬
પૃથ્વીપતિ થાઓ સહી, હું. એહનો એહ પ્રભાવરે; હું.
રાજકાજ ધુરંધરા, હું. કહે ગુરૂએ તુમ દાવરે; હું. ત્રે. ૧૭
મસ્તક હાથ દેઈ કહે, હું. 'કરો ધરમનાં કામરે; હું.
ખાઓ ખરચો વાપરો, હું. ફત્તેહ કરો ગુરૂ નામરે;' હું. ત્રે. ૧૮
એહ વચન મનમાં ધરી, હું. કરે જવેરી વ્યાપારરે; હું.
દોલત દિન દિન દીપતીરે, હું. લેઈ શામન ઉદારરે; હું. ત્રે. ૧૯
દિલ્હિપતી પાદશાહસુતા, હું. પરણાવે ધરી પ્યારરે; હું.
જવેરીખાનું પુરૂં નહિ, હું. હુકમ કર્યો તેણી વારરે. હું. ત્રે. ૨૦
પણ ન મળે તે શું કરે, હું. અહવે લઈ સામાનરે; હું.
શાંતિદાસ તીહાં જઈ, હું. મુકી ભેટ પ્રધાનરે. હું. ત્રે. ૨૧
વસ્તુ અમુલખ દેખીને, હું. ખુશી થઈ કહે તેહરે; હું.
શ્યું લેશ્યો તુમે દાખવો, હું. સાસરવાસો એહરે. હું. ત્રે. ૨૨
અકબરબેગમ પુત્ર લેઇને, હું. નાઠિ કોઈ પ્રકારરે; હું.
પાતશાહ વાડીમાં ઉતરી, હું. કોઈ ન લીધી સારરે. હું. ત્રે. ૨૩
સહસકરણ સુત ચાકરી, હું. ખબર અંતર રાખી ઘણી; હું.
તસ ભાગ્યે થયું ભવ્યરે, હું. ત્રે. ૨૪
અકબર મરણની વારતા, હું. સાંભલી દેશ વિદેશરે; હું.
રાજા લેઈ સુત શું તિહાં, હું. બેગમ ગઇ તેણે દિશરે. હું. ત્રે. ૨૫
પદવી પાદશાહની લઈ, હું. જહાંગિર શલીમ શાહરે; હું.
તિણે મામુએ શેઠજી, હું. કહ્યા ધરી ઉત્સાહરે. હું. ત્રે. ૨૬
પૂરવે એ પિણ વારના, હું. કારણ હોય ચારરે; હું.
અંતર ગણે નહિ શેઠથી, હું. તુમ ઉપગારે સુખ ધારરે. હું. ત્રે. ૨૭

---

૧ ઈંદ્ર.

માંમુએ કુમરી તણા, હું. તુંમે આજથી એહરે; હું.
રાજનગર સુબાગરી, હું. સોંપિ તુમ ગુણ ગેહરે. હું. ત્રે. ૨૮
રાજા રાજ પ્રજા સુખી, હું. નગરશેઠ પદ:દીધરે; હું.
ચતુરંગી સેના વળી, હું. રાજ સમોવડ કીધરે. હું. ત્રે. ૨૯
ઇહાં ઘણી છે વારતા, હું. સંક્ષેપે કહ્યા જોયરે; હું.
બીજી ઢાળ સોહામણી, હું. પુન્યે ક્ષેમ સુખ હોયરે; હું. ત્રે. ૩૦

દુહા.

રાજસાગરને સૂરિપદ.

ગુરૂ તેડી ભક્તિ કરી, કહે 'એ તુમચો રાજ;'
ગુરૂ કહે 'દેવાણુપિયા! એ સ્યું બોલ્યા આજ.' ૧
'પંચમહાવ્રત ઉચ્ચર્યા, *નિઃસ્પૃહ +અણગાર;
શ્રીપૂજ્ય તેડી કરી, લ્યો ÷લાહો સુખકાર.' ૨
વિજયસેન સૂરિ તીહાં, તેડીને શુભ રીત;
ભક્તિ કરી એમ વીનવે, જોડી હાથ બિનીત. ૩
'ઉપાધ્યાય પદ આપીએ, સ્વામી કહું તુમ એહ;
રાજસાગર ગુણવંત ઘણા, વીનતી એ ગુણગેહ.' ૪
'એમ પદવી જો દીજીએ, ઠામ ઠામ હોઈ જાય;
તે માટે તુમ વીનતી, માની મુજ નવી જાય.' ૫
પાઘડી ખોળે મુકીને, વીનતી વારોવાર;
'ગુણ ઓશીંગલ મુજ હોવે, માનો વચન ઉદાર.' ૬
એમ કહેતાં માન્યું નહિ, શેઠનું વચન લગાર;
ઘણું સ્યું કહીએ આજથી, માથે એ ગુરૂ ધાર. ૭

ઢાળ ૩ જી.

( ધવલ શેઠ લઇ ભેટણું. એ–દેશી. )

શ્રોતા સુણો હવે આગલે, સહેજે વાત ઉદેરીરે;
ખોટું લાગ્યું શેઠને, આંટી પડી મન કેરીરે. ૧ શ્રો.
રીસાઈ ઘરે આવીયા, એહવો કરે વિચારરે;
શ્રી પૂજ્ય હવે આપીસ્યું, રાજસાગર ગણધારરે. ૨ શ્રો.

---

* સ્પૃહા–ઇચ્છા વગરના. + મુનિ. ÷ લાભો.

એહવે ત્યાં જઈ દાખવ્યો, વાત તણો મચકોરરે;
*પ્રછન્નપણે વિચાર કર્યો, ખંભાત ભણી કરી જોરરે. ૩ શ્રો.
એહવે શેઠ ખંભાતનો, કાય વસે છે અત્રરે;
રોકી રાખ્યો તેહને, ખબર જણાવો તત્રરે. ૪ શ્રો.
વાસક્ષેપજો આવશે, તો તમને મુકીશુંરે;
તે માટે લખો લેખ એ, અવસર કયમ ચુકીશુંરે. ૫ શ્રો.
સ્યું કરે આવ્યો સાંકડે, લેખ લખીને દીધોરે;
જો અમારી ચાહ કરો, કામ કરો પ્રસિધોરે. ૬ શ્રો.
ઓછવ સૂરીપદ તણો, માંડયો છે કરી સાજરે;
વાસક્ષેપ હવે મોકલો, તો રહેશે તુજ લાજરે. ૭ શ્રો.
ખંભાત સંઘ આગળ કહે, ભરૂચ ખાણુ મજારરે;
ગુંહલી કરીને ચુંનડી, નાંખે શેઠાણી તેણી વારરે. ૮ શ્રો.
રાજનગરના શેઠજી, શેઠને રોકયા જાણોરે;
પત્ર લખ્યો તેવા ચિત્તે, કરો કામ મંડાણોરે. ૯ શ્રો.
વાસક્ષેપને મોકલોરે, તો શેઠ આવે ઘેરરે;
નહિતર તો એ વાતની, શેઠ તણી શી પેરરે. શ્રો. ૧૦
મનસ્યું વિચાર કરી તદા, સૂરિ મંત્ર વળી વાસરે;
મોકલે **जिनाय नमः** લખી, સફળ ફળી ન આશરે. શ્રો. ૧૧
સભા સમક્ષે ચુંનડી, ઓઢાડી કહે એમરે,
તુમ સોહાગ અવિચલ રહો, તેડાવો શેઠ ધરી પ્રેમરે. શ્રો. ૧૨
લેખ લખીને મોકલ્યો, શેઠ છોડાવણ કાજરે,
એમ અનેક ઇહાં વારતા, સાગરગચ્છનો રાજરે. શ્રો. ૧૩
લેખ આવ્યો તે વાંચીને, શેઠને હર્ષ અપારરે;
પદ મહોચ્છવ રૂડી પરે, વાજે વાજીંત્ર ઉદારરે. શ્રો. ૧૪
દિન દિન રંગ વધામણાં, ચઢાઇ મહોચ્છવ થાયરે;
ઢાળ બીજી ક્ષેમે કરી, ધવળમંગળ ગવરાયરે. શ્રો. ૧૫

**દોહા.**

જોશી તેડચો +ખ્યાંતસ્યું, ભણ્યા ગણ્યા જે સાર;
જ્યોતિક જાણે પાંકિને, આદરમાન અપાર. ૧

* છાની રીતે. + ઉમંગથી.

શુભ મુહૂર્ત જોઈ કહો, તુમ વિદ્યા પ્રમાણ;
લગ્ન જોઈને એમ કહે, સાંભળો શેઠ સુજાણ. ૨

ઉત્તમ મુહૂર્ત છે ખરૂં, શાસ્ત્ર તણે અધિકાર;
*જ્યેષ્ઠ માસમાંહે ભલો, સાંભળો તેહ વિચાર. ૩

### ઢાળ ૪ થી.

( જીહાં કુમર બેઠા ગોખડે એ દેશી. )

જીહો સંવત સોળસો છાશીએ, લાલ; વર્ષે જેષ્ટહ માસ;
જીહો શની અનુરાધા યોગથી, લાલ; સંઘને થયો ઉલ્લાસ.
સુગુણ નર પદ મહોછવ સુખકાર—એ આંકણી. સુ. ૧
જીહો પૂજા પ્રભાવના ઘણી, લાલ લોક તણે ગહગાહ;
જીહો વાજીંત્ર વાજે વિવિધપરે, લાલ, ગાતા ભોજક ભાટ. સુ. ૨
જીહો આચારજ પદ થાપીને, લાલ રાજસાગર સૂરીનામ;
જીહો દાનમાન કરી લૂંછણાં, લાલ સિધાં સઘળાં કામ. સુ. ૩
જીહો ચોસઠ શ્રાવક એકઠા, લાલ કરી રંગ રસવાત.
જીહો દ્રવ્ય બલે પાતશ્યાહથી; લાલ ઈહાં ઘણા અવદાત. સુ. ૪
જીઓ =ગનહગારે કેઈ વલી, લાલ કજીઆ માથે જે હોય;
જીહો મુજ શ્રાવક હોસે ખરા, લાલ દુઃખ ભાગ્યું સહુ કોય. સુ. ૫
જીહો શાહ જહાંગીર રાજમાં, લાલ સઘળી જે પોસાળ;
જીહો શાંતિદાસને વગસી અમે, લાલ લખી પરમાણ વિશાળ. સુ. ૬
જીહો ઠામ ઠામ શ્રાવક લઈ, લાલ પોતાના કરી સાર;
જીહો મિત્રપણે કેઈ થયા, લાલ કહેતાં નાવે પાર. સુ. ૭
જીહો શ્રેણીક રાજા વીરને, લાલ રૂષભ ને ભરત નરેંદ્ર;
જીહો રાજસાગર સૂરીશને, લાલ સહસકિરણના +નંદ સુ. ૮
જીહો સંપ્રતિ સુહસ્તિ સૂરીને, લાલ અકબર હિર સૂરીશ;
જીહો કૃષ્ણનરેશને નેમને, લાલ વાત ઘણી મધુરીશ; સુ. ૯
જીહો વિક્રમ સિદ્ધસેનવલી, લાલ કુમારપાળ હેમ સૂરીશ;
જીહો રાજસાગર શાંતિદાસને, લાલ જોડી ÷વિશ્વાવિસ. સુ. ૧૦

---

* જેઠ. = ગુન્હેગાર. + પુત્ર. ÷ પૂરેપૂરી.

જીહો ધર્મઘોષ વિમળ તણે, લાલ શ્રી ÷બપ્પભટ્ટ †આમ;
જીહો તિમ રાજસાગર સૂરીને, લાલ શાંતિદાસ સુખ ઠામ. સુ. ૧૧
જીહો કીરત §કમળા વિસ્તરી, લાલ સઘળે દેશ વિદેશ;
જીહો સાગરગચ્છ કરી સ્થાપના, લાલ શાંતિદાસ વિશેષ. સુ. ૧૨
જીહો ચિંતામણિ દેહેરૂં કરી, લાલ નવલખ નાણાં રોક;
જીહો પ્રભુ પધરાવી હરખીયા, લાલ રવિ દેખી જિમ +કોક. સુ. ૧૩
જીહો વેલિયા વિહી પ્રભાવના, લાલ અગ્યાર લાખ દ્રવ્ય થાય;
જીહો સાગર ગચ્છમાં આપીયા, લાલ ગુણીજન કીરત ગાય. સુ. ૧૪
જીહો વૃદ્ધ મુખે એ વારતા, જીહો સાંભળી તેહ સંબંધ;
લાલ કિંચિત જાણવા કારણે, લાલ ભાખ્યો એહ પ્રતિબંધ. સુ. ૧૫
સુણો શેત્રુંજે ગિરનાર વળી, લાલ આબુ તારંગા જેહ;
જીહો સંખેશ્વર પત્રે લખી, લાલ આપે ધરીને નેહ. સુ. ૧૬
જીહો ગુણ કહેતાં તસ વરણવું, લાલ એ સમરથ ન કોઈ;
જીહો કલિયુગમાં ‡સુરતરૂ સમો, લાલ ઓપમા કહે કવિ જોઈ. સુ. ૧૭
જીહો આગળ વાત અતિ ભલી, લાલ વખતશાહની સાર;
જીહો ચિત્ત રાખી ભવી સાંભળો, લાલ તસ ગુણ અપરંપાર. સુ. ૧૮
જીહો ચોથી ઢાળ ઇણી પરે, લાલ વખતચંદ ગુણ સસ;
જીહો હીરવર્ધન સુપસાયથી, લાલ ક્ષેમ બુધ પ્રકાશ સુ. ૧૯

### દુહા.

સહસકિરણ સુત શોભતો, શાંતિદાસ ગુણગેહ;
લક્ષણ લક્ષિત દેહડી, દાની માની એહ. ૧
લખમીચંદ સુત તેહનો, લખમી અપરંપાર;
ખુશાલચંદ વળી તેહના, પુત્ર તે ગુણ ઉદાર. ૨
નથુ શેઠ તે પાટવી, તસ બંધવ જેઠમલ;
વખતચંદ ગુણ આગલા, તસ ગુણ મહીમા અવલ. ૩
તેહના ગુણ ગાતાં ભણી, મુજ મન ઉલટ થાય;
ઉત્તમના ગુણ બોલતાં, હોવે નિરમલ કાય. ૪

---

÷ બપ્પભટ્ટ સૂરી. † આમ રાજા. § લક્ષ્મી. + કમળ. ‡ કલ્પવૃક્ષ.

એક મને ભવિ સાંભળો, વકતા કલા પ્રમાણ;
રસીયાને રસ ઉપજે, ધરમ ગુણે ગુણ ખાણ. ૫

### ઢાળ ૫ મી.

પંથીડારે સંદેશડા-એ દેશી.

શેઠ ખુશાલચંદ દીપતા, કરે સહુની સાર;
રાજ કાજ ધુરંધરા, કોઈ ન લોપે કાર. શે. ૧
ઘરણી તસ ત્રણ અતિ ભલી, બાઇ રસાલ;
નથુશા જીણે જનમીયા, દિન દિન મંગળમાળ. શે. ૨
દિપાં વહુ નિરમલ સતિ, જેઠમલજીની માત;
પુત્ર રત્ન જીણે જનમીયો, વિલસે સુખ સાત. શે. ૩
ત્રીજી શેઠાણી ઘણું, રૂપતણો ભંડાર;
રૂપે જીતી જીણે અપછરા, નહી ઓપમ સંસાર. શે. ૪
જમકું નામે સદા સતી, ચોશઠ કળા નિધાન;
શેઠ તણા ચિત્તમાં વસી, દિન દિન વધતે વાન. શે. ૫
સુખ વિલસે સંસારનાં, દોગંધીક સુર જેમ;
પુન્યવંત જીવ તસ ઉદરે, આવી ઉપનો એમ. શે. ૬
[1]રયણી સમે સુપનો લહ્યો, ફુલ્યો દીઠો [2]સહકાર;
સુપના તણાં અનુસારથી, હોશે પુત્ર શ્રીકાર. શે. ૭
ઉત્તમ દોહલો ઉપજે, પુન્ય તણે પરમાણ;
પ્રભુ પૂજા કરૂં ગુરૂ વળી, શીર ધરૂં જિનવર આણ. શે. ૮
દાન દેઉં પાળું દયા, [3]અમારપડહો વજડાવ;
માસ ત્રણ પૂરા જિસે, એહનો આવે મનભાવ. શે. ૯
વખત વડો છે આપણો, સુત જનમસે તામ;
વખતચંદ નામ થાપસ્યું, દંપતિ ધાર્યો નામ. શે. ૧૦
અનુક્રમે ગર્ભ પાલતાં, જે જે રૂતુના આહાર;
તે તેહ પૂછી વાવરે, વૃદ્ધ વચને સુખકાર. શે. ૧૧

---

૧ રાત. ૨ આંબો. ૩ અમારિ પડહ—કોઇએ જીવ ન મારવો એવો ગામમાં પડહ વજડાવવો તે.

સંવત સતર છનું વરસમાં, કાર્તિક વદી બીજ સાર;
મૃગશિર નક્ષત્ર સિદ્ધિયોગે, સવા પહોર દિન ધાર. શે. ૧૨
મંગળવાર મંગળ કરૂં, પનાંગ સુધ નિહાળ;
મકર લગ્ન વૃષ રાશીમેં, ચંદ્રમા સમો શગાલ. શે. ૧૩
નવ માસ વાડા પૂરા થયા, જનમ્યો પૂત્ર રતન;
લક્ષણ લક્ષિત દેહડી, સુંદર કંચન [1]વન. શે. ૧૪
ઓછવ કિધા અતિ ઘણા, બાંધ્યા તોરણ બાર;
દસુઠણ કાઢી દિન બારમાં, સાજન જમાડી ઉદાર. શે. ૧૫
વખત ભલો છે આપણો, વખતચંદ દીપે નામ;
ચડ વખતે કુમર હોંસે, આશીષ દે સહુ આમ. શે. ૧૬
બીજના ચંદ્ર તણીપરે, અથવા જેમ કલ્પવેલ;
વધિ કુંમર રમતો થકો, સરખા કુંમર રંગરેલ. સે. ૧૭
સહજે સત્ય વચન વદે, ન કરે કોઇની આલ;
વાણિ સુણી હરખે સહુ, અમૃત રસાલ. શે. ૧૮
વસ્ત્રાભૂષણ નિતનિત નવા, પહેરાવે માયતાત;
હુલરાવે હોંસે કરી, મેવા મીઠાઈની જાત. શે. ૧૯
લાલપાલ કરતાં થયાં, પાંચ સાત વરસ;
માતપિતા મન મોહતો, [2]ઠવીએ નિશાળે સરસ. શે. ૨૦
શ્રોતા સુણો ઉજમાળશું, આગળ વાત રસાળ;
પુણ્ય બળે સવી સંપજે, પુન્યે મંગળ માળ. શે. ૨૧
પુન્યે ઇષ્ટ આવી મળે, પુન્યે વિદ્યા રસાળ;
રતિ વિણુ એક રતિ સારીખો, ભાગ્ય વિના સવી આળ. શે. ૨૨
પાંચમી ઢાળ સોહામણી, ભાખી અવસર જોય;
હીર વર્ધન કવિ ખેમની, કળા સફળી હોય. શે. ૨૩

દુહા.

પંચ ધાવ માતા કરી, વાધે તેહ કુમાર;
અનુક્રમે તે સમજણો, માત પિતા હિતકાર. ૧

---

૧ વર્ણ—રૂપ. ૨ મૂકીએ.

બોલાવે હોંસે કરી, એક એક લઈ ગોદ;
રમકડાં કેઈ જાતનાં, આપે ધરી પ્રમોદ. ૨
હરખતણા પ્રભાવથી, ભણવા મુંકે નિશાળ;
થોડા દિનમાં તેહ હવે, વિદ્યાવંત વિશાળ. ૩

ઢાળ ૬ ઠી.

( કપુર હોવે અતિ ઉજળોરે–એ દેશી. )

શુભ મુહૂર્ત નીહાળીનેરે, ભણવા મુંકે નિશાળ;
ઓછવ અતિ ખાંતે કરીરે, વરઘોડે વિશાળરે. ૧
ભવિજન વિદ્યા ભણે સુખ થાય—એ આંકણી.
સાબેલા શું પરવર્યારે, આવ્યા પંડિત પાસ;
પંડિત પણ રાજી થયોરે, સફળ ફળી મુજ આશરે. ભ. ૨
ગણિત કળા આદિ વળીરે, અક્ષર કાના માત્ર;
કળા વિકળા બહોતેર સહીરે, શિખ્યા તે ગુણપાત્ર. ભ. ૩
ભલે રૂડાં કામ મેરે, નહિતર મેંક હોય;
સુખ દુઃખ બે લીટી ખરીરે, હૃદય વિચારી જોયરે. ભ. ૪
ૐકાર રૂપ નમજે સદારે, પંચ પરમેષ્ઠી મંત્ર;
એહથી રંગ વધામણાંરે, અવર આળ સહુ તંત્રરે. ભ. ૫
કાવ્ય કવિત છંદે કરીરે, હરીયાળી ગાહાં ઉતર,
પંડિત ગુરૂ સેવે સદારે, ભણ્યા પડિકમણા સૂત્ર. ભ. ૬
અવર સરવ વિકળા કળારે, ધર્મકળા શિરદાર;
ધર્મકળા વિણ માનવીરે, પશુય તણો અવતારરે. ભ. ૭
રાત્રિ દિવસ ધરમે રમેરે, વખતચંદ કુમાર;
સુખદાઇ સર્વે લોકનેરે, વિસર્યો જશ અપારરે. ભ. ૮
શુભ લગને પરણાવીયારે, ખરચી ધન અપાર;
ઈચ્છા પૂરણ આવીયોરે, ઈચ્છોભાઈ કુમારરે. ભ. ૯
ભાર્યા બીજી પરણ્યા વળીરે, જડાવદે જશ નામ;
રૂપકળાએ આગળીરે, રતિ પ્રીતનું ધામરે. ભ. ૧૦
ખંભાત માંહી વહેવારીયોરે, જયસંગ હીરાચંદ;
વખતબાઈ તસ ભાર્યારે, દિન દિન અધિક આનંદરે. ભ. ૧૧

પુત્રી જડાવ નામે ભલીરે, શેઠજી પરણ્યા જેહ;
ગુણવંત રૂપે આગળેરે, દિન દિન અધિક સ્નેહરે. ભ. ૧૨
લખમીચંદ નામે ભલોરે, ભાઇ જડાવ ગુણવંત;
રૂપકળાએ આગળોરે, પર ઉપગારી અત્યંતરે. ભ. ૧૩
નખ માંસપરે પ્રીતડીરે, અથવા જ્યું ખીર નીર;
[1]અવિહડ પ્રીત બની ઘણીરે, શીયલ ગુણ ગંભીરરે. ભ. ૧૪
એક દિન મનમે ચિંતવેરે, હવે હું થયો જુવાન;
બાપ તણો ધન ભોગવુંરે, એમ તો ન લહું માનરે. ભ. ૧૫
બાળપણે ધન બાપનોરે, ખાતાં ખોડ ન કાંઇ;
તરૂણપણે જે જો ભોગવેરે, તો પુરૂષાતન જાયરે. ભ. ૧૬
શોળ વરસ [2]વોલ્યા પછે, ન કરે જો અભ્યાસ;
બાપ કમાઈ ભોગવેરે, ધિઃક જનમારો તાસરે. ભ. ૧૭
સિંહ [3]સિંચાણો સુપુરૂષરે, ન કરે પરની આસ;
નિજ ભુજ ખાંટ્યો ખાઇએરે, ભ. ૧૮
જેણે ન કહાવ્યો જગતમાં, બાળપણે [4]જશવાસ;
પશુ હુઆ તે બાપડારે, પડીયા ખાવે ઘાસરે. ભ. ૧૯
એમ ચિંતા કરતાં હવેરે, જુઓ પુન્યની વાત;
મિત્ર મલ્યો તે શેઠનેરે, સાંભલો તે [5]અવદાતરે. ભ. ૨૦
પુન્યવંતને [6]લચ્છીનોરે, ઇચ્છા તણો વિલંબ;
કોકિલ ચાહે કંઠારવનેરે, દીપે લુંબભરી [7]અંબરે. ભ. ૨૧
ઢાળ છઠી કરી એણીપરેરે, વાત ઘણી રસાળ;
હિરવર્ધન સેવક ભણેરે, સુણતાં મંગળ માળરે. ભ. ૨૨.

દુહો.

શ્રોતા સુણજ્યો [8]હીત ધરી, રોમ રોમ ઉત્કર્ષ;
વખત કુમર સબંધ તે, વદન કમળ ગુરૂ નિરખ. ૧
શારદા માતની [9]સાંનીધે, ગુરૂવાદિક આધાર;
પંડિતકળા મુજમાં નથી, એ મુજ કહ્યો સંસાર. ૨

---

૧ સચોટ. ૨ ગયા. ૩ બાજપક્ષી. ૪ કીર્તિનો વાસ. ૫ ચરિત્ર, વાત, કથન. ૬ લક્ષ્મી, પૈસા. ૭ આંબો. ૮ હેત, પ્રેમ. ૯ સાખે, સાથે.

[1]મૃગપતિ [2]સાહમી મૃગલી, થઇ [3]વછને નેહ;
ઉત્તમ ગુણ બોલવા, ઉલટ થયો મુજ એહ. ૩
લોકીક કથા જગકેઇ છે, બંધ હેતુ તે થાય;
ધર્મ કથા કહેતા થકો, સંચીત દૂર પલાય. ૪

### ઢાળ ૭ મી.

કરમ પરિક્ષા કારણ કુંવર મલ્યો એ દેશી.

એહવે તે નયરીમાં વસેરે, નાના સાનો પુત્ર;
સુરચંદ નામે તે ભણ્યો ગણ્યોરે, જે રાખે ઘરસૂત્ર. ૧
સજન સાંભળો સજનની કયાંરે,—એ આંકણી.
માતપિતાને અતિશય વાલ્હોરે, શોભાગી સુવિનીત,
વખતચંદ કુંવર સાથે ઘણીરે, બંધાણી તસ પ્રીત. સ. ૨
એક જીવ દોય દીસે દેહડીરે, જવેરી વ્યાપાર;
મણી માણેક મોતી હીરા તણોરે, પારખું ચિત્ત મઝાર. સ. ૩
નવગ્રહ કેરી જાતને ઓળખેરે, સોળ જાતિ વિખ્યાત;
કંકણ પાટણ ભેદ આદે લહેરે, સમજણમાં સાક્ષાત. સ. ૪
ફરે નયરમાં તે ચારે દિશેરે, લાવે અનગળ માલ,
શેઠ તણા ચિત્તમાં તે વસ્યોરે, ઉત્તમ ગુણ નિહાલ. સ. ૫
વધતી વધતી વ્યાપારી કળારે, રસ લાગ્યો અતિ જોર;
એક એકને પૂછીને કરેરે, વાત તણો મચકોરરે. સ. ૬
ભૂખણ ઘડાવે તે ચૂંપે ઘણારે, જડાવ કરી મનોહાર;
પારખી શેઠ લીએ દ્રવ્ય આપીનેરે, લાભે લાભ અપાર. સ. ૭
[4]વકી સુણી લશ્કરની તે સદારે, હરખ ધરે ગુણવંત;
જણશ કરીએ આપણ નવ નવીરે, શેઠ સુણો પુણ્યવંત. સ. ૮
ઉદ્યમ કીધે સવી સુખ સંપજેરે, ઉદ્યમ સુખનો મૂળ,
ઉદ્યમવિણ તે માણસ આપડારે, ન લહે માન અતુળ. સ. ૯
અહનિશ દોનુ સંજોગે પૂછીનેરે, વાત વાતમેં વાત;
જેસે [6]કદલી કેરા થંભમેંરે, પાત પાતમાં પાત. સ. ૧૦

---

૧ સિંહ. ૨ સામી. ૩ બચ્ચાના પ્રેમથી—સરખાવો. प्रीत्यात्म[illegible]र्यम-[illegible]चाय मृगो मृगेन्द्रं, नाभ्येति किं निजशिशोः पा[illegible]लनार्थं—ભક્તામરસ્તોત્ર.
૪ ઘણોજ. ૫ સંભવ. ૬ કેળ.

નંગ અમુલિક લેઇ સંગ્રહેરે, ઘાટ ઘડે સોનાર;
જડિઆ મણી માણેક મોતી જડેરે, કહેતાં નાવે પાર. સ. ૧૧
ચતુર વિચક્ષણ એમ તે, દિન દિનેરે, કરે વ્યાપાર અનેક. સ. ૧૨
સાંભળો શેઠજી એ મુજ વીનતીરે, માથે તુમારો હાથ;
અકલવંત તું જેવો કો નહિરે, કુંણ ભરે બાઉલ બાથ. સ. ૧૩
કરે કરાવે વેચે લાભથીરે, વાધે ધન વળી તેહ,
પ્રીત અપૂરવ પુરવ ભવતણી, દિન દિન વધતે નેહ. સ. ૧૪
ખાએ પીએ ખરચે ધન તે ઘણુંરે, શોભાનો નહિ પાર;
જવેરી સરવે શેઠની અનુમતેરે, ચલાવે કારભાર. સ. ૧૫
નગર લોક કરે વાત પરવડીરે, મોટો કણ છે એહ;
શેઠજી કુળમાં દિપક નહિ મણારે, સુંદર તનસ સ્નેહ. સ. ૧૬
ચંદ્રવદન અણિ[1]નાસિકારે, દાડીમ કળી જિમ દંત;
ભુજલંબા [2]કટી [3]કેશરી આંગુલીરે, મગફળી યવ દંત. સ. ૧૭
રાજ દરબારેં દોનુ સંચરેરે, આદર લહે ગુણવંત;
કળાકુશળ કરી માને જીહાં તીહાંરે, રાય રાણા મતિવંત. સ. ૧૮
વ્યાપાર કલા છત્રીશે મનવસી, જેવો આવે ભાવ;
તે વેળા ચુકે નહિ ગુણનીલોરે, તેહવો ખેલે દાવ. સ. ૧૯
ઓછવ મહોછવ રંગ વધામણાંરે, દિન દિન મંગળમાળ;
[4]સમીહીત વસ્તુ સવી આવી મળે રે, લીખ્યું હોવે [5]જસ ભાલ. સ.૨૦
ઉદ્યમ સાહસ ધૈર્ય ગુણે કરીરે, બળ બુદ્ધિ પરાક્રમ;
ખટ ગુણ માનવ માંહે વસેરે, દેવને આણે શરમ. સ. ૨૧
શ્રોતા સાંભળો લશ્કર વારતારે, પુન્ય ઉદયની વાત;
સાતે સુખ આવી વાસો વસેરે, દિશોદિશે જગ વિખ્યાત. સ. ૨૨
હીરવર્દ્ધન શિષ્ય કહે એમ સાતમીરે, ઢાળ ભલી હિતકાર;
લશ્કર આવે તેવે ઢુંકડોરે, નિસુણો તે અધિકાર. સ. ૨૩

દુહા.

લશ્કર પોતાનો અછે, તીણે બીક નહિ હોય;
ન્યાયી રાજા આવતાં, દુનિયામાં સુખ હોય. ૧

---

૧ નાક. ૨ કેડ. ૩ સિંહ જેવી. ૪ ઇચ્છિત. ૫ જેના કપાળમાં.

દામાજી સુત સાથ છે, ફતેસંગ મહારાજ;
કુમર પદે સુખ ભોગવે, દીપે સઘળે સાજ. ૨
ચડવે ઉત્તરવે કરી, તરવારે બહું જશ;
[1]હય [2]ગય [3]રથ [4]પાયક ઘણા, મણા કશી નહિ તસ્સ. ૩
રાજા રાજ પ્રજા સુખી, વ્યાપારી વ્યાપાર;
સહુને વ્હાલો કામ છે, પોતાનો સંસાર: ૪
વ્યાપારી વ્યાપારના, ઉદ્યમ કરે અપાર;
વસ્ત્ર શસ્ત્ર કણુ ચીગડે, કરીયાણાં કેઈ સાર. ૫
નગર તણા તે [5]કટકમાં, કટક લોક વળી નયર;
એમ ગહુમહ થઈ રહ્યા, પોત પોતાનો પયર. ૬
મોસમ વેલા પામીને, આળશ જેમ કરંત;
આળસુ યા નર બાપડા, ભુખે તેય મરંત. ૭
ખાવા પીવા પહેરવા, હુન્નર હોવે હાથ,
હુન્નરથી ધન સંપજે, જગજશ સબળી સાથ. ૮

## ઢાળ ૮ મી.

પારકર દેશ તે રૂડો એ દેશી.

દામાજી રાજા આવે, નગર લોક મિલ જાવેરે,
[6]સયણાં ! પુણ્ય તણાં ફળ જોજો,—એ આંકણી.
ડેરા તંબુ કનાત, પંચ વરણુ સોહે બનાતરે. સ. પુ. ૧
ચતુરંગી સેના સોહે, હય ગય રથ પાયક મોહેરે. સ.
શીમાડા રાજા આવે, મીલવાને ભેટ તે લાવેરે. સ. પુ. ૨
એહવે એક વ્યાપારી, જડાવ જડયો તે ભારીરે. સ.
દામાજી નીરખી હરખ્યો, પણ કોઇ ઠીક નહિ પરખ્યોરે. સ. પુ. ૩
રાજા પૂછે મૂલ, સું લેવાનું તુમ સુલરે, સ.
સહસ સતરનો એછે, પરખાવી નાણાં ઘો પછેરે. સ. પુ. ૪
અહવે વખતચંદ કુમર, સરસ કુમર અવરરે, સ.
લશ્કર જોવા જાય, પૂછે કોણ છે રાયરે. સ. પુ. ૫

---

૧ ઘોડા. ૨ હાથી. ૩ રથ. ૪ પાયદળ. ૫ લશ્કર. ૬ સજ્જનો.

તવ સેવક એમ ભાખે, શેઠનો પૂત્ર તે દાખેરે. સ.
આદરમાન અપાર, કુશળ છે તુમ પરીવારરે. સ. પુ. ૫
અમૃત વચન કહે એમ, સુખીઓ છું [1]તુમચે પ્રેમરે. સ.
મધુર વચન ચતુરાઇ, શેઠજીનો પુત્ર સવાઇરે. સ. પુ. ૬
તવ તિહાં [2]મૂટક બતાવે, તુમ પારખો કિમ મન ભાવેરે, સ.
સહસ અગીયાર દ્રવ્ય પૂરા, કિંમત એહ રાજ સનુરારે. સ. પુ. ૭
રાજા કહે તુમે કરાવો, દ્રવ્ય લેઈ સરસ ધરાવોરે. સ.
તિહાં પરઠણુ કરી ઘર આવ્યા, દિવસ પનર બતાવ્યારે. સ. પુ. ૮
સરસ સામગ્રી નીપજાવ્યો, દેખાડયો તીહાં મન ભાવ્યોરે. સ.
ઝલકે તેજ અપાર, અહો અહો ચતુરાઇ તુમ સારરે. સ. પુ. ૯
વખતચંદ ગુણ ગેહ, માનો વચન મુજ એહરે. સ.
અમ સાથે કરો સજાઈ, ફતેસંગ કહે સુણો ભાઇરે. સ. પુ. ૧૦
પુરવ મુડો જેહ, મુલ ઠરાવો તુમે તેહરે, સ.
એણે મૂલે મૂલ આપો, રખે અધીક ઓછું કાપોરે. સ. પુ. ૧૧
વ્યાપારીને સમજાવી, અપાવો કલાતસ ફાવીરે. સ.
વખતચંદ લહે માન, દિન દિન વધે તસ વાનરે. સ. પુ. ૧૨
કાઠિયાવાડ તે દેશ, જાવું છે કહે નરેશરે, સ.
તુમ વચન કદા નહિ લોપું, હજાર ગુને નવિ કોપુંરે. સ. પુ. ૧૩
તુમ અકલે અમે પ્રીયા રાજી, આજથી પૂછણુ મન કાજીરે. સ.
મલગીરી લશકર સાથે, સજાઇ કરી નીજ હાથેરે. સ. પુ. ૧૪
સોનાને સુગંધ, જુઓ પુણ્ય તણો પ્રતિબંધરે. સ.
યાત્રા માત્રા ઉખાણો, મારે સરસ મલ્યો છે [3]ટાંણોરે. સ. પુ. ૧૫
શ્રી [4]રીસહેસર ભેટું, દુઃકૃત સઘળાંએ મેટું રે. સ.
પ્રથમ જિનેસર ભેટયા, દુઃખ દાળીદ્ર દૂરે મેટયારે. સ. પુ. ૧૬
એમ ઉભી સોરઠ જાત્રા, રાજા માન મીલે બહુ માત્રારે. સ.
અધિકારી શેઠ નેકી, મનવંછીત ફળ સહુ સીધ્યારે. સ. પુ. ૧૭
અન્ય રાજ્ય સરપાવ તે આપે, કિરત કમળા જશ વ્યાપેરે. સ.

---

૧ ( મરાઠી શબ્દ ) તમારા. ૨ મૂડો ( જડાવનો ). ૩ અવસર.
૪ ઋષભેશ્વર ધર ભગવાન.

દામાજી [1]રજાએ ઘર આવે, ફરી કામ પડે તવ જાવેરે. સ. પુ. ૧૮
જુએ શેઠ તણી પુણ્યાઈ, રાજકાજ ધુરંધર ભાઇરે. સ.
ગાયકવાડ પેસુવા અંગ્રેજ, રાજ ચિન્હ મોકલે બહુ પેચરે. સ. પુ. ૧૯
દિન દિન દોલત સવાઇ, દિશોદિશ તેહ ગવાઈરે. સ.
રાજવૃદ્ધિ લક્ષ્મી કલ્યાણ, પુન્ય ઉદયથી કશી નહિ ન્યૂનરે. સ. પુ. ૨૦
આણંદ શાંતિ સદાઈ, એ સાગર ગચ્છ સુખદાઇરે. સ.
શાંતિ લખમી ખૂશાલ વખતચંદ ગુણ માળરે. સ. પુ. ૨૧
સરસ સંબંધ જોઇ ભાંખુ, જેહવું દીઠું તેવું દાખુંરે. સ.
હીરવર્દ્ધન કહે એમ, સુણો શ્રોતા ધરી પ્રેમરે. સ. પુ. ૨૨
આઠમી ઢાળ છે પૂરી, સુણતાં દુઃખ નાંખે ચૂરીરે. સ.
દેવ ધરમ ગુરૂ સેવા, એથી અવર કિસ્યા જગ મેવારે. સ. પુ. ૨૩

દુહા.

વડોદરેથી મોકલે, રાજનગર દેઈ રાજ;
શેઠ વખતચંદ પૂછીને, રૂડા કરજ્યો કાજ. ૧
ફતેસંગ મહારાજ એમ, રાખે હેત વિશેશ;
પત્ર લખી પ્રમોદશું, ભલભલામણ દેશ. ૨
વીસવાસ ખરો છે તુમ તણો, રખે ઉતારો હેત;
ગુજરાત ભલામણ તુમને, પાળો રૂડે વેસ. ૩
શેઠ વખતચંદ ભલીપરે, [2]દીનિયાની કરે સાર;
પર ઉપગારે આગળા, જીવ દયા ચિત્ત ધાર. ૪
સોભાગી સોલીએ, પુત્ર પૌત્ર પરિવાર;
દુહરવે નહિ કોઈ જીવને, જિનઆણા શિર ધાર. ૫
પાનાભાઇ પ્રેમે કરી, શેઠ [3]નિચિંતા કીધ;
રાજકાજ સમજણ સવે, કરતાં બહુ જશ લીધ. ૬

ઢાળ ૯ મી.

યોગ માયા ગરબે રમે જ્યાં એ દેશી.

વખતચંદ વખતે કરીરે લો, કાકાજી લેઇ રાજ જો,
અમદાવાદ સુબાગરીરે લો, આવે સઘળે સાજ જો. વ. ૧

---

૧ રજા લઈ. ૨ ગરીબની. ૩ નિશ્ચિંત–ચિંતા વગરના.

ફતેસંગ બીજા વળીરે લો, માનાજી ગોવિંદરાવ જો,
રાજકાજ સમર્થ શવે લો, કરી ઘણો પસાય જો. વ. ૨
શુભ મુહૂર્ત નયર માંહેલો, ઓછવશું ધરી પ્યાર જો,
ચતુરંગી સેના કરીરે લો, લશ્કર સોહે ઉદાર જો. વ. ૩
મલવા નામ સોહામણારે લો, કાકાજી દીવાન જો,
મતિ તેહની અતિ નિર્મળીરે લાલ, વાત સવે સાવધાન જો. વ. ૪
ભદરમાં તખ્તે જઈરે લો, બેઠા તે ગુણવંત જો,
નગરશેઠ લેઇ ભેટણુંરે લો, આવી તેહ મીલંત જો. વ. ૫
પૂછે હકીકત શહેરનીરે લો, કાકાજીને ભૂપ જો,
શેઠ વખતચંદ દાખવેરે લો, નગરી તણો સ્વરૂપ જો. વ. ૬
એમ [1]ગોષ્ઠી દિન પ્રતેરે લો, પ્રિત બંધાણી તાસ જો,
અકલવંત જાણી કરી લો, શેઠને કહે એમ ભાસ જો. વ. ૭
આગેવાન થઇ તુમેરે લો, દુનિયામાં કરો સુખ જો,
રાજકાજ સ્થિરતા કરોરે લો, ભાંજો સહુનાં દુઃખ જો. વ. ૮
શેઠ કહે તિમ તે કરેરે લો, હરકત કીધી દૂર જો,
દેઇ [2]દલાશોરે તનેરે લો, દિન દિન ચડતે નૂરજો. વ. ૯
શેઠ તણી [3]માજા ઘણીરે લો, કાકાજીનું રાજ જો,
સકળ સીમાડા વશ કરીરે લો, નિકંટક શુભ સાજ જો. વ. ૧૦
ચોરી હેરી ચોતરેરે લો, કિસ્યો નહિ ઉત્પાત જો,
માજાએ સમજી કરીરે લો, કોઈ ન લહે વાત જો. વ. ૧૧
રાજનગરમાં સુખ ઘણારે લો, રોજગાર સહુ કોય જો,
પોતાવટ રાખે ખરીરે લો, [4]રીધ [5]અનરગળ હોય જો.. વ. ૧૨
ચમોતેરના આંકનોરે લો, હુંડી ઉપરે જેહ જો,
અર્થ સુણી નાંણાવટીરે લો, સત નવી ચૂકે તેહ જો. વ. ૧૩
સત મ છોડે મિત્રનુંરે લો, રિધ ચોગણી હોય જો;
સુખ રેખા કર્મનીરે લો, ટાળી ન ટળે કોઇ જો. વ. ૧૪
એહવી શીખામણ શેઠજીરે લો, દેઈ નગર મજારજો,
ખેમવર્દ્ધન નવમી કહીરે લો, ઢાળ ઘણી સુખકારજો વ. ૧૫

---

૧ વાત. ૨ દિલાસો. ૩ મરજાદા, શરમ. ૪ પૈસો. ૫ અખૂટ.

**દુહા.**

ધર્મ કર્મ એમ સાચવે, દાન તજે નહિ શુદ્ધ,
નાણાવટી તે રાખવો, રાખો નિર્મળ [1]બુદ્ધ. ૧
સુખ દુઃખ સરજ્યાં પામીએ, સત નવી મૂકે જેહ;
વિક્રમરાય તણી પરે, જશ પામે જગ તેહ. ૨
દલિદ્ર પુતળ વાર્તા, વળી ઘણા દ્રષ્ટાંત;
ઉપનય દેખાડી કહે, ગુરૂ મુખ શુંણ્યા સિદ્ધાંત. ૩
નગર લોક મૂખ દેખીને, વચન સુણી તસ કાન;
હર્ષ ધરે ગુણ વર્ણવે, રાખી હેડે સાન. ૪
કાકાજીના રાજમાં, સુખીયા લોક અપાર;
શેઠ શીખામણ મન વસી, રાજ રૈયત હિતકાર. ૫

**ઢાળ ૧૦ મી.**

( કાનજી વાય છે વાસલીરે એ દેશી. )

કાકાજી રાજ ન્યાય કરેરે, શેઠ તણા ઉપદેશ;
મહેર ખચર જશ પામીયેરે, જીવિત કરેશ. કા. ૧
આક્રમે પૂરા તે શેઠજીરે, પરીવારે કરી શુદ્ધ;
વર્ણવું તે નામે કરીરે, શુણો શ્રોતા તમે [2]બુદ્ધ. કા. ૨
વૃધ બાઈ ભગની શેઠનીરે, ઘરની સમજણ તાસ;
શેઠાણીને સમજાવીનેરે, સહુની પૂરે આસ. કા. ૩
જડાવદે નામે જડાવથીરે, ભુષણ ધરીયાં અંગ;
મણી માણેક મોતી ઘણાંરે, માંહે અપૂરવ નંગ. કા. ૪

**સાત પુત્ર.**

સાત પુત્ર સુખ સાત જયુંરે, ચોપમા દે કવિ એમ;
ઇચ્છા પુરે ઇચ્છોભાઇરે, નાણાવટ કરે તેમ. કા. ૫
દેશ દેશાવર નામથીરે, પ્રસિદ્ધ સઘળે હોય;
પાનોભાઇ પુન્યે કરીરે, તેહને તોલે નહિ કોય. કા. ૬
રાજકાજ ધુરંધરારે, બત્રીશ લક્ષણવંત;
દાન માન કળાએ આગળોરે, ક્રોધ તજી ગુણવંત. કા. ૭

---

૧ બુદ્ધિ, મતિ. ૨ ડાહ્યા.

વડોદરે શેઠજી મોકલેરે, સરપાવ લઇ તેહ;
રાજેરાજ કરી ખાંતશુંરે, દિનદિન વધતે તેહ. કા. ૮
વડોદરે જશ બોલતારે, જુઓ એ શેઠનો પૂત્ર;
રત્નખાણે રત્ન ઉપજેરે, રાખે ઘરના સૂત્ર. કા. ૯
શેઠની ચિંતા દુરે કરીરે, રાજસભામાં વખાણ;
મેતા મસુદ્દિ સકરીયારે, બહોતર કળા ગુણજાણ. કા. ૧૦
દેશ પરદેશ પાનોભાઇરે, જિહાં જાય તિહાં નામ;
પામે [1]ગુણે કરી, અતિ ઘણુંરે, [2]કંચન બન તસ વાન. કા. ૧૧
ત્રીજા મોતીભાઈ ઘરભલારે, ઘરના સમારે કાજ;
ઘાટ ઘડાવે શું ઘાટશું રે, જડાવ જડીત શું સાજ. કા. ૧૨
નાણાવટ ટંકશાલનુંરે, કામ કરે રાખી [3]હોર;
શેઠજી કહે તિમ તે કરેરે, પેટી પટારા જોર. કા. ૧૩
કુંચી સોંપી શેઠજી રાખવારે, સાચવજો રૂડી રીત;
કામ પડે તવ મંગાવીએરે, ધરજ્યો વચન તુમે ચિત્ત. કા. ૧૪
તેહથી લઘુભાઈ શોભતારે, અનોપચંદ તસ નામ;
ઘર હાટ સમારતારે, રૂડાં કરાવે કામ. કા. ૧૫
[4]સુંપણ શેઠજીએ કરીરે, ચલવે હાલ હુકમ;
દેરા ઉપાસરા શોભતારે, રાખે ખરચી રકમ. કા. ૧૬
દામ દગડ ખરચ માંડજ્યોરે, પૂછી શતમન પેર;
સાંજ સમે નાણાં આપજ્યોરે, નામ લખિ રાખો ઘેર. કા. ૧૭
સરળ ઢાળ દશમી થઈરે, શેઠ તણો પરીવાર;
તે હવે આગળ વર્ણવુંરે, એમ કહે ધરી પ્યાર. કા. ૧૮

**દુહા.**

ગુણ જેહવા દેખી કરીરે, તેહને તેવી વાત;
કામ ભળાવે ખાંતશું, ભલી વધારે ખ્યાત. ૧
દુકાન સહુના નામની, શેઠજી કહે વિચાર;
વાણોતેર રાખી ખરા, સુંપણ કરે ઉદાર. ૨

---

૧ ગુણો વડે. ૨ સોનાના રંગ જેવો તેનો વાન–રંગ છે. ૩ કાળજી. ૪ સોંપણી.

હેમચંદભાઈ ગુણનીલો, નામે ઠામે જોર;
વાણોતરની હાજરી, લેતે રાખે હોર. ૩

### ઢાળ ૧૧ મી.

(જુઓ જુઓ અચરજ અતિ સહું. એ દેશી.)

હેમચંદભાઈ મહાગુણી, સરળ સ્વભાવ છે તાસરે;
સમજણ તેહની રૂડી ઘણી, દાંન દેઇ પુરે આશરે. હેમ. ૧
નામું લેખું તેહના હાથમાં, મોટી દુકાનો જેહરે;
આડતી ઘણી હુંડી લખે, વીમો કરે ગુણ ગેહરે. હેમ. ૨
વચે નાના ગુણે મોટકા, સમજ ઘણી તસ જોયરે;
શેઠ કહે હેમાભાઇને, કરો વ્યાપાર બુદ્ધિ તુમ હોયરે. હેમ. ૩
કારખાનો એ ઘર તણો, રાજ સંબંધ હોયરે;
રૂડી રીતે તમે સાચવો, રાખજો સહુથી નેહરે. હેમ. ૪
વચન સુણી એમ શેઠનાં, સઘળો ઘરનો ભારરે;
ઉપાડી દીધો તેણે પ્રેમશું, [1]અમુજણ નહિ લગારરે. હેમ. ૫
અમૃત વચને એમ સદા, બોલાવે સદા દેઈ માનરે;
દેખે સૌ રાજી કરે, કલાવિકલા ગુણ જાણરે. હેમ. ૬
સુરજમલ વિદ્યા ભણે, લીપી ઘણી કરી ત્યારરે;
નામું લખે ચુકે નહિ, માત પિતા ધરે પ્યારરે. હેમ. ૭
મનસુખભાઇ નિશાળે, દિન પ્રતે ભણવા જાયરે;
[2]અધ્યારૂ હુંશ ઘણી કરી, ગણિતકળા શિખાયરે. હેમ. ૮
સાત પૂત્ર ઉપર [3]સૂતા, માતાને વ્હાલી તેહ;
ઉજમ નામ [4]ઉજમ ઘણો, પિતા ધરે બહુ નેહરે. હેમ. ૯
ફતેભાઈ મોતા તણા, ઘણા સ્યું કરૂં વખાણરે;
નગીના નામે ગુણ ભર્યો, હેમાભાઈ પુત્ર સુજાણરે. હેમ. ૧૦
એમ પરિવારે શોભતા, પાનાભાઈ જાતરે;
લલુભાઈ છે નામથી, રૂપે કરી વિખ્યાતરે. હેમ. ૧૧
ભણ્યા ગણ્યા ચતુરપણે, શેઠજીનો પરીવારરે;
સગાં ઘણાં સહુ દીપતાં, કહેતાં નાવે પારરે. હેમ. ૧૨

---

૧ મુંજવણ. ૨ મહેતાજી. ૩ દીકરી. ૪ ઉત્સાહ.

કાકાજી દિવાન મળવા, બુદ્ધિ તણો [1]નિધાનરે;
મંત્રી ગુણે ગુણ તે ભર્યો, જશ હૈડે શાંનરે. હેમ. ૧૩
પ્રીત અપૂરવ એ બની, એક એકને ન લોપેરે;
કામ ન કરે પૂછયા વિના, ન ધરે લગારે કોપરે. હેમ. ૧૪
વડોદરે જશ વિસ્તર્યો, શેઠજીનો અધિકારરે;
લોક સુખી ગુજરાતના, શેઠ કરે ઉપગારરે. હેમ. ૧૫
સરપાવ પાલખીનો થયો, રાજ ચિન્હ સઉ જોયરે;
શેઠની શોભા અતિ ઘણી, હુકમ ન લોપે કોયરે. હેમ. ૧૬
કાકાજી માને શેઠને, પ્રેમ તણો નહિ પારરે;
પાછલા પહોરની જેમ છાંયડી, તેલ બિંદુ જલ વિસ્તારરે. હેમ. ૧૭
ઢાળ પુરી થઈ અગીયારમી, અમૃતથી અતિ એ મીઠીરે;
ખેમવર્ધન કહે સાંભળો, ભાખી નજરે જે દીઠીરે. હેમ. ૧૮

### દુહા.

સુખાસન મેના તણાં, સામાન ઘણો શ્રીકાર;
જલહલ તેજે જલહલે, જરીઆન [2]કરી મનોહાર. ૧
પાલખી સોહે કુમતાં, કસબે ગુંથ્યાં જેહ;
છત્રી તણી શોભા ઘણી, કસીદે કશબ ગુણગેહ. ૨
સુવર્ણ જડીત સોહિ સદા, બમણી જોડી તાસ;
એમ જોડ સોહે ભલી, દો દો વસ્તુ જાસ. ૩
સુરજ મુખી સુરજ જસી, શીતળ તેજ વિશાલ;
છત્ર ચામર ચિન્હે કરી, મન મોહન ગુણ માલ. ૪

### ઢાળ ૧૨ મી.

(ગોકળ ગામને ગોંદરેરે આ શી લૂટાલૂંટ એ દેશી.)

વરઘોડા અતિ દીપતારે, સુરજ રથ સમ જોય—સુણો શ્રોતારે.
[3]વૃષભ તણા રથ અતિ ઘણારે, ઘંટા ઘુઘર સોય—સુણો.
પુણ્ય તણાં ફળ એ ભલાં (૨) એ આંકણી.
આદરતી [4]દોકાનો દેશાવરેરે, ઢાકા બંગાળા દેશ. સુ.
કપડ મંગાવે બહુ ભાતનાંરે, ભાર અલ્પ મૂલ વિશેષ. સુ. પુ. ૨

---

૧ ભંડાર. ૨ વડે. ૩ બળદ. ૪ દુકાનો.

સુરત મુંબાઇ પુના વળીરે, જયપુર ને નાગોર, સુ.
દિલ્હી આગ્રા મેડતોરે, ચિત્રોડ કોટા બુંદી ઓર. સુ. પુ. ૩

દક્ષિણ સોરઠ મેવાડમાંરે, નવખંડે પ્રસિદ્ધ. સુ.
હુંડી સકરાય તીણે કરીરે, જશ પડો જગ લીધ. સુ. પુ. ૪

વહાણવટી વ્યાપારમાંરે, કરિયાણાં બહુ કોડ. સુ.
જલવટ થલવટ ભેદથીરે, વાણોતર બહુ જોડ. સુ. પુ. ૫

પાલીતાણું પોતાતણુંરે, રાચરડા દિગામ. સુ.
વગસ્યા સરપાવમાં રાજવીરે, સરકાર કરતા કામ. સુ. પુ. ૬

દશબાર ગામ ધરાણેરે, બીજા [1]અજારે લેય. સુ.
મનોત્તિ કરે નહિ મણારે, હાલ હુકુમ કરેય. સુ. પુ. ૭

પુન્ય દશાજ પાધરેરે, દાન મધુર વચન. સુ.
દેવગુરૂ કરે સેવનારે, ઉપમા કવી રચન. સુ. પુ. ૮

દેવતણાં સુખ ભોગવેરે, કહેતાં કિમ લહું પાર, સુ.
એ સમ જગમાં બીજો નહિરે, સુખીઆં અપર વિચાર. સુ. પુ. ૯

પુન્ય ઉપાયો પુરવભવેરે, મનવચ કાયશું ધ્યાન. સુ.
શ્રી ધર્મરૂચિ તે વસીરે, પામ્યા નવે નિધાન સુ. પુ. ૧૦

દુમદુમ તે સાહેબીરે, રાજધાની વળી કાર, સુ.
સોનુંને સુંગધ તારે, જીવિત તાસ ઉદાર. સુ. પુ. ૧૧

દીન દીન દુખિયા દેખીનેરે, કરૂણા લત તેણી વાર, સુ.
રાજા હિ સમજાવીનેરે, મેલવી ધન અપાર. સુ. પુ. ૧૨

દાનશાળા મંડાવીનેરે, એમ કરે ઉપવાક, સુ.
ખરચી આપે ખાંતે કરીરે, ગુણનો ન લહું પાર. સુ. પુ. ૧૩
જે જે માગે તિમ દીયેરે, કળીયુગમાં કલ્પવૃક્ષરે, સુ.
જ્ઞાની માની ધ્યાની બીજોરે, નવી દીઠો કોઈ દક્ષ. સુ. પુ. ૧૪
દુકાળમાં દીનીયાં ઉધરીરે, કરૂણા આ તમ જોય, સુ.
દુઃખીઆનાં દુઃખ નવી રૂચેરે, ભાંગે તસ દુઃખ સોય. સુ. પુ. ૧૫.

---

૧ ઇજારે.

સાત ક્ષેત્રે ધન વાપરેરે, એહજ લાગ્યું વ્યસન, સુ.
દાન દીધા વીણુ નવી જમેરે, ઘર રાંધ્યું જે [1]અશન. સુ પુ. ૧૬
એમ પનોતા વખત શેઠજીરે, સાંભળો તજી વ્યાઘાત, સુ.
બારમી ઢાળ સરસ બનીરે, ખેમવર્ધન સુખ સાથ. સુ. પુ. ૧૭

### દુહા.

દોય વાર પરણાવીયા, ઈચ્છાભાઈને સાર;
પાનાભાઈ બે વાર વલી, મોતીભાઇ ત્રણ વાર. ૧
અનોપચંદ દોય વાર તે, હેમાભાઇ એક વાર
સુરજમલ મનસુખને, એક એક વાર ઉદાર. ૨
સાત પૂત્ર દોયે સૂતા, પુત્ર પુત્રનાં જેહ;
પરણાવ્યા બહુ યુગતીસું, ઓછવ કરી ઘણા નેહ. ૩
એમ વિવાહ કર્યા ઘણા, લ્હાવો સંસારિક લીધ;
કાકાજીના રાજમાં, ઓછવ અધિક તિહાં કીધ. ૪
સુરજમલ પોતાતણો, મોતીભાઈનો નંદ;
ફતેચંદ નામે કરી, પરણાવે આનંદ. ૫
એક લગન દોનું જણાં, હર્ષ તણો નહિ પાર;
કિંચિત પભાણું જાણવા, તે સુણજો અધિકાર. ૬

### ઢાળ ૧૩ મી

વરઘોડો, વિવાહ.

( જીરે મારે જાગ્યો કુંવર જામ. એ દેશી. )

જીરે મારે શેઠજી કરે વિવાહ, લગ્ન દિવસ નિરધારીને જીરેજી;
જીરે મારે સંવત અઢાર એકસઠ, ફાગુણ સુદી ૨ ધારીને જીરેજી. ૧
જીરે મારે સાસરો સુરજમલ, પાનાચંદ મુળચંદ ઘરે જીરેજી;
જીરે મારે જવેરી અટક છે તાસ, વ્યાપારી વડે સરે જીરેજી. ૨
જીરે મારે ફતેહભાઈનું સાર, માનચંદ ગમાનશા જાણીએ જીરેજી;
જીરે મારે એમ મોટે મંડાણ, ધારે જમાઇ ઘર આણીએ જીરેજી. ૩

---

૧. અન્ન-ખાવાનું.

જીરે મારે ધવળ મંગળ ગવરાય, ત્રિહું ઠામે ઘર પોતા તણે જીરેજી;
જીરે મારે મોટા સગપણે જેહ, મોટા ઓછવ થાએ જગ ભણે જીરેજી. ૪
જીરે મારે થાપના કરી ગણેશ, વિધીએ લગન વધાવીઓ જીરેજી;
જીરે મારે પીઠી મર્દન થાય, માંહે સુવાસ દ્રવ્ય ભાવીઓ જીરેજી. ૫
જીરે મારે પાપડ વડી દેવરાય, હલવાઈ તેડે સામાન કરી· જીરેજી;
એકવીશ પ્રકારની જેહ, પકવાની જાત છે ખરી જીરેજી. ૬
જીરે મારે પંડ પરચાના કીધ, તેહની શોભા અતિ ભલી જીરેજી;
જીરે મારે ચંદ્રુઆ બાંધ્યા ખાસ, જગમગ ચંદ્ર મંડળી મલી જીરેજી. ૭
જીરે મારે થંભ ચીતર્યો જેહ, કળા પુતળી ઉપર ધરી જીરેજી;
જીરે મારે તોરણ જડીત જડાવ, એમ મંડપ શોભા કરી જીરેજી. ૮
જીરે મારે લગ્ન દિવસ આવ્યો તાય, વિધિપૂર્વક મંજન કરી જીરેજી;
જીરે મારે પહેરી આવે શીણગાર, શ્રીફળ પાન કર ધરી જીરેજી. ૯
જીરે મારે વરઘોડે કુંમાર, વાજીંત્રની ધ્વનિ ઉછળે જીરેજી;
જીરે મારે ઢોલ નગારાં ભેર, નોબતનો ડંકો વળી જીરેજી. ૧૦
જીરે મારે શરણાઈ સરલે સાદ, ડમડમીયા ઝાલર ઘણી જીરેજી;
જીરે મારે દીવી તણો નહિ પાર, શોભા સરસ અતિ ઘણી જીરેજી. ૧૧
જીરે મારે હેખારવ કરે જોર, શ્રેણી બંધાણી તેજી તણી જીરેજી;
જીરે મારે મેના સુખાસન તેહ, [1]હેલર દીપે ઘણી જીરેજી. ૧૨
જીરે મારે ઘંટા ઘુઘર માળ, રણઝણ રણઝણ ઘુઘરી જીરેજી;
જીરે મારે દારૂખાનાનો નહિ પાર, ઠામ ઠામ છોડે ફરી જીરેજી. ૧૩
જીરે મારે મસ્તક ઝગમગ તેજ, મણી માણેક જડાવ કરી જીરેજી;
જીરે મારે ખુંપાલા ધરી ખુંપ, તે ઉપર કલગી ધરી જીરેજી. ૧૪
જીરે મારે સોવન સોનેરી સાજ, સંબેલા બહુ શોભતા જીરેજી;
જીરે મારે [2]કાતેલ તેજી લગામ, થનકથનક હેંડે થોભતા જીરેજી. ૧૫
જીરે મારે અંબાડી ગજરાજ, ગલલાટ કરે મંગળીક ભણી જીરેજી;
જીરે મારે શિર સીંદુર રંગીત, શરળ સુંડ [3]દંતી તણી જીરેજી. ૧૬
જીરે મારે વાજીંત્રની પડી ઠોર, લોક જોવા દોડે ઘણાં જીરેજી;
જીરે મારે નરનારીના વૃંદ, કૌતુક તિહાં વળી નહિ મણા જીરેજી. ૧૭

---

૧ વેલ ( વરની ). ૨ તેજી ઘોડા. ૩ હાથી.

જીરે મારે બલાડી બચ્ચું તેડી કેડ, બાળક બરસે ઉતાવળી જીરેજી;
જીરે મારે જીમતીમ પેરી વેશ, જોવા દોડે હળી મળી જીરેજી. ૧૮
જીરે મારે કટિ આભરણે ગલા માંહી, હાર કેડે બાંધે કેઇ જીરેજી;
જીરે મારે, પહેરણુ વસ્ત્ર વિશાર, જેમ આવે તેમ હાથે લેઇ જીરેજી. ૧૯
જીરે મારે અધવીચ મુકી કામ, જાએ ઉજાણી જોવા ભણિ જીરેજી;
જીરે મારે ઉઘાડે માથે કેઇ, હુંસ જોવા તણી ઘણી જીરેજી. ૨૦
જીરે મારે કલહ વાજિંત્ર તે દુધ, જમાઇ કાજલ કંકુ ઘણું જીરેજી;
જીરે મારે સ્ત્રીને વ્હાલા ઘણા તેહ, સહજ થકી વળી તે ભણું જીરેજી. ૨૧
જીરે મારે જુઠ સાહસને લોભ, મૂર્ખમતિ માયા કેળવે જીરેજી;
જીરે મારે ઈત્યાદિક કેઈ વાત, જોવા દોડે મન હેળવે જીરેજી. ૨૨
જીરે મારે ફરહરે નેજા' નિશાન, ગગને ગડીઓ ઉછળે જીરેજી;
જીરે મારે ગોરડી ગાયે ગીત, સરખી સખી ટોળે મળે જીરેજી. ૨૩
જીરે મારે કોકિલ કંઠ રસાલ, જાનડી હુંસ પુરી કરે જીરેજી;
જીરે મારે દામ લાગત દેઇ દેવ, આરણુ કારણુ સહુ ચિત્ત ધરે જીરેજી. ૨૪
જીરે મારે તોરણુ આવ્યા વરરાજ, દેઇ વધાઈ દોડી કરી જીરેજી;
જીરે મારે સાસુ પુંખણુ કાજ, બેઉ સજ્જ થઈ શણુગાર જીરેજી. ૨૫
જીરે મારે તોરણુ છબ્યા કરી જોર, જોવા લોક ઘણા મળ્યા જીરેજી;
જીરે તલ પડવા નહિ ઠામ, ન મિલી તે માંહોમાંહે ભળ્યા જીરેજી. ૨૬
જીરે મારે આવે લેઇ સામાન, પુંખવા સાસુ બેહુની જીરેજી;
જીરે મારે ચાક પેડી ધુંશર તીર, હુંશ પુરી કરે તે બેહુની જીરેજી. ૨૭
જીરે મારે આશય જણાવે સરવે, હસતિ હળુવે બોલતી જીરેજી;
જીરે મારે રહેજો સદા હજુર, કહી સમજાવે હૃદય ખોલતી જીરેજી. ૨૮
જીરે મારે દ્રષ્ટાંત ભાવ જણાવ, એમ હાંસીએ વચન કહી જીરેજી;
જીરે પુંખ્યા કરી બનાવ, નાક સાહી અવસર લહી જીરેજી. ૨૯
જીરે મારે બેસારે મહિરામાંહી, ચોરી માંડે ચોંપે કરી જીરેજી;
જીરે મારે પુત્રી શોળ શૃંગાર, પહેરાવે ઉલટ ધરી જીરેજી. ૩૦
જીરે મારે વેદ તણો ઉચ્ચાર, દ્વિજ અગ્નિ શાખે તિહાં, જીરેજી;
જીરે મારે હાથ મેળાવો કીધ, ચાર મંગળ વરત્યા તિહાં જીરેજી. ૩૧

---

૧ પકડી.

જીરે મારે આભરણ વસ્ત્ર અમોલ, આપે કર મુકાવતાં જીરેજી;
જીરે મારે વાસણ પ્રમુખ દેઈ, દેઈ દાન ચુકાવતાં જીરેજી. ૩૨
જીરે મારે સરસ સુગંધ કંસાર, એક એકના મુખમાં ધરે જીરેજી;
જીરે મારે અંત ન રાખવું લગાર, ૧કવળ રીત સમજો સરે જીરેજી. ૩૩
જીરે મારે માંડવે નાટારંભ, પાત્રો થેઈ થેઈ ઉચરે જીરેજી;
જીરે વાળે વિવિધ પરિગાત્ર, પગ ઠમકાવે ધરી સરે જીરેજી. ૩૪
જીરે મારે સાહેલા સરલે સાદ, બડૂવા વેશ કોઈ ભાતના જીરેજી;
જીરે મારે સામાસામી મેલાણ, બેહુ પખે ગીત કેઇ ભાતના જીરેજી. ૩૫
જીરે મારે અસમંજસ બોલંત, અવસર વાત સોહે, ઘણી જીરેજી;
જીરે મારે કેતાં કરીએ વખાણ, અતિશય શોભા બની જીરેજી. ૩૬
જીરે મારે મન રાખી ઉદાર, પહેરામણી કરી ખાંતશું જીરેજી;
જીરે મારે લેઈ કન્યા ઘરી પ્યાર, રંગ રસ રહ્યા ઘણી ભાતશું જીરેજી. ૩૭
જીરે મારે ઢાળ તેરમી એહ સરસ, વરઘોડે પાણીગ્રહણ તણી જીરેજી;
જીરે મારે હીરવર્ધન કરી ખેમ, અવસર વચન ચાતુરી ભણી જીરેજી. ૩૮

### દુહા.

ગૌરવ વરોઠી કારણે, હરખ જમણ કરે તાસ;
સુખડી પીરસે ભાવની, આણા ફેરવી તાસ. ૧
ખાટવડું ખાંતે કરી, આણે એ તે જગ રીત;
ઘાલ કચોળાં આરણી, માંડે ધરીને પ્રીત. ૨
સજ્જન વર્ગને નોંતરાં, કરી રસોઈ તૈયાર;
જમણ વેળા થઇ ખરી, આવે નરને નાર. ૩

### ઢાળ ૧૪ મી.

( કિહાંના તે આવ્યા બીડલા, મોતીવાળા ભમરજી. એ દેશી. )

### ભાતભાતની રસોઇ.

જિમણ વેળા થઇ ખરી, ભેળા થાયરે શાજનજી;
થાળ કચોળાં રસાળજી, વાલા મારા જમોરે સાજનજી.
મેવા પહેલાં પીરસીયા, લે. અખોડ બદામ વિશાળરે. વા. ૧

---

૧ કોળીઆ.

ચારોળી ચુંપે કરી, ભે. દાળ ખારેક ખજુરરે. વા.
શેલડીખંડ દાડમ કળી, ભે. પીરસ્યાં તે ભરપુરરે. વા. ૨
ઘેબર જલેબી મોતીયા, ભે. મોતીચુરની જાતરે. વા.
ફેણી ખાજાંપુરી શીરો, ભે. દુધપેંડા બે ભાત રે. વા. ૩
સુત્રફેણી કણુસાઇ, ભે. લાપશી મગદળ ખાસરે. વા.
દળ ખેંશી દળ સાટાં, ભે. ગુંદવડાં બરફી ઉલાસરે. વા. ૪
અમૃતપાક શકરપારા, ભે. દુધપાક ટોપરાપાકરે. વા.
શ્રીખવરંજ મોળીપુરી, ભે. તીખાં તમતમાં શાકરે. વા. ૫
કારેલાં ચોળાફળી, ભે. લિલુઆ તુરીયાં વિશેષરે. વા.
ચીભડાં કાચાં પાકાં મેથી, ભે. હોંસે મનશું દેખરે. વા. ૬
ટીંડોરાંને ટેડશાં, ભે. કોળાં કંકોડાં દાળરે. વા.
ભાજી ભાતભાતની, ભે. રાયતાં ઘણાં રસાળરે. વા. ૭
મોગરી ચંદલેઇ કેળાં, ભે. ભજીઆં તળ્યાં ઘી માંહીરે. વા.
ચણા છમકાવ્યા વાલોળફળી, ભે. શાંગરી કાચલી પીરસે તાંહીરે. વા. ૮
ઘોલવડાં કાંજીવડાં, ભે. ઘૂઘરા વધાર્યા જાશરે. વા.
તીખાંને વળી તમતમાં. ભે. ખાતાં ચમત્કાર તાસરે. વા. ૯
અથાણાં કેઇ જાતનાં, ભે. કેરી લીંબુની જાતરે. વા.
મરચાં ગુંદા વેઢમાં, ભે. પીરસે કેઈ કેઇ ભાતરે. વા. ૧૦
પાપડ સેકયા તળ્યા ઘણા, ભે. ખેરાવડી ખાધે સ્વાદરે. વા.
સરસીયાં રાઇ ભર્યારે, ભે. ચીભડી ચીરી લ્યો લ્યો સાદરે. વા. ૧૧
પેટમાંય માયે નહિ, ભે. લ્યો લ્યો કહે વારોવારરે. વા.
આડા હાથ દીએ તદા, ભે. પીરસણિયાને જશ અપારરે. વા. ૧૨
દાળભાત લાવે ફરી, ભે. દેવ જીરરાય ભોગ સાળરે. વા.
સુગંધશાળ સુવાસના, ભે. પીરસે ભરભર થાળરે. વા. ૧૩
તુવર દાળ મગની કરી, ભે. કઢિકટી ઉકાળે ત્રણ વારરે. વા.
દુધ ચોખા શિરામણી, ભે. ખાંડ તણી મનોહારરે. વા. ૧૪
દુધ ન રૂચે તે ભણી, ભે. કરંબો મશાલાદારરે. વા.
જીમણ હુંશ પુરી કરીરે, ભે. ચળુ કરી ઉઠે તે સારરે. વા. ૧૫

પાણી સરસ શિતળ પાઈ, ભે. સુરભી દ્રવ્ય સુવાસરે. વા.
ચંપક કેતકી મોગરો, ભે. બરાસવાસીત પાણી ખાસરે. વા. ૧૬
પાનસોપારી એલચી, ભે. જાયફળ જાવંત્રી લવંગરે. વા.
બીડલાં વાળ્યાં માંહી ધરી, ભે. સર્વને આપે અભંગરે. વા. ૧૭
ખાતાં સરસ સુગંધ ઘણી, ભે. મહમહે રંગ સુરંગરે. વા.
સરસ જમણુ આજનો ઘણો, ભે. સજન ગર્વે ઉછરંગરે. વા. ૧૮
ગોરવ દીપે સસરા ઘરે, ભે. તે પણ સુખડી એહરે. વા.
સાત સાત દિવસે લગે, ભે. જમાડી વધારે નેહરે. વા. ૧૯
વરઘોડા દિન દિન પ્રતે, ભે. વાજીંત્ર તણી પડે છોરરે. વા.
લખલોક જોવા મળે, ભે. ગોખ મેડી ચડી જોરરે. વા. ૨૦

### ઘરેણાં નાટક વગેરે.

બાંહે બાજુબંધ બેરખા, ભે. હૈયે હાર ઉતરી જડાવરે. વા.
કેડે કંદોરા હેમના, ભે. વેઢ વીંટી તરત ઘડાવેરે. વા. ૨૧
કડાં હેમ જડાવનાં, ભે. જગમગ જગમગ તેજરે. વા.
સુરજમુખી ચામર ઢળે, ભે. અમુલખ વસ્ત્ર પહેર્યા હેજરે. વા. ૨૨
રૂપ ઘણું ને શિણગારીયા, ભે. દેવકુંમર ન કરે હોડરે. વા.
સાત દિવસ લગે નવનવા, ભે. કોણ કરે ઓછવ તરી જોડરે. વા. ૨૩
કાકાજી જોવા આવે વળી, ભે. રાજગર્વ લેઈ સાથરે. વા.
હય ગયરથ પાયક ઘણા, ભે. જીત્યા ન રહે લગામ ધરી હાથરે. વા. ૨૪
મેવા મીઠાઈ વહેંચે તીહાં, ભે. પાત્ર તેડાવી કરે તીહાં નાચરે. વા.
થેઈ થેઈ થેઈ મુખ ઉચરે, ભે. જાણે અપસરા નાચરે. વા. ૨૫
ઠમઠમે ઠમકે વેંછીયા, ભે. ઘમકે ઘુઘરી ઘમકારરે. વા.
રણુજણુ [1]વેણુ વજાવતી, ભે. ધપમપ દૌં દૌં સારરે. વા. ૨૬
નાટિક વિવિધ પ્રકારનાં, ભે. હરખે બાળ ગોપાળરે. વા.
હોંસે વિવાહ ભલો કર્યો, ભે. થયાં નાટીક દેખી ખુશાલરે. વા. ૨૭
પરણી કન્યા લેઇને, ભે. આવે પોતાના આવાસરે. વા.
વાજીંત્ર વાજે અતિ ઘણાં, ભે. હોંસે ઘણો ઉલ્લાસરે. વા. ૨૮

---

૧ વિણા—સારંગી.

મનસુખ લગન એણીપરે, ભે. બીજા વરસ મોઝારરે. વા.
ઓછવ મોછવ એણીપરે, ભે. જિમણુ પણુ સારરે. વા. ૨૯
લાલા હરખચંદ સુત ઘરે, ભે. મેલ્યો તિહાં વિવાહરે. વા.
હઠીસંગ કેરી દીકરી, ભે. પરણાવે ઘરે ઉલ્લાસરે. વા. ૩૦
ચાર મંગળ વરત્યા પછી, ભે. કર મુકાવણુ કાજરે. વા.
વસ્ત્ર આભરણુ રોકડ વળી, ભે. વધારે વાસણુ દેઈ લાજરે. વા. ૩૧
પૂર્વ કહ્યું તિમ જાણુજો, ભે. પરણાવ્યા ભલી રીતરે. વા.
પહેરામણી સારી પરે, ભે. સંભાળી કરે રાખી હીત. વા. ૩૨
ઈમ વિવાહ કર્યા ઘણા, ભે. શેઠજી મોટે મંડાણુરે. વા.
થોડે ઘણું કરી જાણજ્યો, ભે. શ્રોતા ચતુર સુજાણુરે. વા. ૩૩
ઢાળ પૂરીએ ચૌદમી, ભે. શેઠ વખતચંદ રાસરે. વા.
હીરવર્ધન શિષ્ય એમના, ભે. સાંભળો વચન ઉલ્લાસરે. વા. ૩૪

દુહા.

શ્રી સિદ્ધાચળ તિરથમાં, સદા વરત મંડાય;
ધર્મશાળા કરાવીને, માણુસ મુકે છડાય. ૧
સંઘાળુ આવે જે સદા, ખરચિ ન હોવે જાસ;
તેહને આપજો તમો, જે લીએ તેને તાસ. ૨
ચતુર્વિધ સંઘને વળી, ચ્યારે જાત અહાર;
રૂડી રીતેં સાચવો, અમ આજ્ઞા છે સાર. ૩
એમ શિખામણુ દેઈને, ભલી રીતે સમજાવ;
નામું માંડી દેખાડજો, જેહવો આવે દાવ. ૪
એમ સુંપણુ કરી શેઠજી, લે લાહો પુણ્યવંત;
પામ્યાનું ફળ એહ છે, પરઉપકાર કરંત. ૫

ઢાળ ૧૫ મી.

( કંત તમાકુ પરિહરો—એ દેશી. )

ઠામઠામ આડત ઘણી, વ્યાપારી વ્યાપાર. મેરે લાલ.
શાહુકાર શિરોમણી, લક્ષ્મીનો નહિ પાર મેરે લાલ. ૧
ધનપનોતા શેઠજી. એ આંકણી.

સુબા માને અતિ ઘણા, અચળ શેઠ સુખકાર. મેરે.
પાતસ્યા માન્યા ઘણું, આપણ પણ એહ સાર. મેરે ધન. ૨
રસ લાગ્યો વ્યાપારને, પુત્ર પૌત્ર પરિવાર. મેરે.
[1]વરગ ત્રણ સાધે ગાઢું, ધર્મ વરગ સુખકાર. મેરે. ધન. ૩
બિંબ ભરાવ્યા જિનતણા, પુસ્તક ભર્યા ભંડાર. મેરે.
સ્વામીવછલપણુ કીયા, પર ઉપકાર અપાર. મેરે ધન. ૪
જિન ગુરૂ જિન મત સંઘની, ભક્તિભેદ એ વ્યાપાર મેરે.
આદરતાં ઉજ્વળ હોવે સમકિતનો આચાર મેરે ધન. ૫
દેહરૂં કરાવ્યું અતિ ભલું, જાણે સ્વર્ગ વિમાન. મેરે.
અજીતનાથ પધરાવીયા, દેઈ બહુલાં દાન. મેરે ધન. ૬
તપજપ કરે બહુ ખાંતસું, દંપતિ દોય રસાળ. મેરે.
ઉજમણું કર્યું અતિ ભલું, ખરચી દ્રવ્ય વિશાળ. મેરે ધન. ૭
પાઠાં ઠવણી કંચન તણી, બહુ મુલા રૂમાલ. મેરે.
ચંદુરવા જરમર તણા, શોભા જાકજમાળ. મેરે ધન. ૮
ગ્રંથ ભયે નવિ દાખવું, ઉજમણાં અધિકાર. મેરે.
સરસ સામગ્રી સવી કરી, ભક્તિભાવ ઉદાર. મેરે ધન. ૯
જ્ઞાન દર્શન ચારિત્રના, ઉપગરણાં ઘણી જાત. મેરે.
આપે તે હર્ષે કરી, કહેતા કહું અવદાત. મેરે ધન. ૧૦
**ઉદયસાગર સૂરીશ્વરૂ**, ઉપદેશે કરી શુદ્ધ. મેરે.
બિંબ પ્રતિષ્ઠા કરી ઘણી, રાખી નિરમળ બુધ. મેરે ધન. ૧૧
સૂરીશ્વર કહે શેઠજી, માનવફળ જગ એહ. મેરે.
જાત્રા સંઘપતિ થઈ તુમે, સિદ્ધગિરિ ભેટો તેહ. મેરે ધન. ૧૨
પ્રબળ પુન્ય હોસે જશ વળી, સંઘપતિ તિલક ધરાય. મેરે.
શિવવધુ વરો નિશ્ચય કરી, એમ ભાખે જિનરાય. મેરે ધન. ૧૩
એમ ઉપદેશને સાંભળી, ઉપન્યો મનશું ભાવ. મેરે.
તેહ સંઘ રચના સુણો, તરીયે ભવજલ નાવ. મેરે ધન. ૧૪
સરસ કથા આગળ હવે, પ્રમાદ તજી સુણો તેહ મેરે.
પંદરમી ઢાળ પુરી થઈ, ખેમવર્ધન ભણી એહ. મેરે ધન. ૧૫

---

૧ ધર્મ, અર્થ અને કામ—એ ત્રણ વર્ગ–પુરૂષાર્થ.

### દુહા.

રાજનગર શ્રાવક ઘણા, સમજુ વડા સુજાણ;
પ્રેમચંદ લાલા વળી, કમા પાછયા ગુણ ખાણ. ૧
વિવેક વિકળા આગલા, સમજણ સઘળી પેર;
જૈન ધર્મ તસ મન વસ્યો, દયામયા ઘણી મહેર. ૨
સૌ તણા ચિત્તમાં વસ્યા, ધર્મ ગુણે ગંભીર;
ગોષ્ઠી કરે દિનદિન પ્રતે, ધર્મ ધુરંધર ધીર. ૩
પંડિત કેઇ સેવ્યા જીણે, સાંભળ્યાં સિદ્ધાન્ત;
તે સંગી છે શેઠના, સમજુ સહુ સિદ્ધાન્ત. ૪
તે સરવે કહે શેઠજી, સિદ્ધગિરિ જાત્ર;
કરો, કરાવો સંગ લઈ, નિરમળ કીજે [1]ગાત્ર. ૫
વળી શેઠાણી વીનવે, રાજનગરમાં વાત;
ઘરઘર એવી સહુ કરે, સંઘપતિ શેઠ થઇ જાત. ૬

### ઢાળ ૧૬ મી.

(વારી મારા સાહેબા. એ દેશી)

ીયુજી પનોતા સુણો વીનતી હો, રાજ.
ંઘપતિ તિલક ધરાવ, વારી મારા પીયુજી:
ું હાથે સાથે આવે હોરાજ, ધન ખર્ચી જાત્રા કરાવ. વા. ૧
મે સમ [2]લાહો એકે નહિ હોરાજ, ભાગ્યતણી બલિહારી. વા.
ન ધન જોબન કારમો હોરાજ, કેઇ નર ગયા જગહાર. વા. ૨
ુન્યે ધન ખૂટે નહિ હોરાજ, પુન્ય વડું સંસાર. વા.
ુન્ય વિહુણાં માનવી, હોરાજ, લેખે નહિ તસ અવતાર. વા. ૩
ીધાં સામાન કરે સહુ હોરાજ, ઢીલનું નહિ છે કામ, વા.
ાથિદાંત જે નિસર્યા હોરાજ, પાછા ન પેસે શ્યામ. વા. ૪
ંકા કીસી નહિ રાખીએ હોરાજ, રાખો નિરમળ મન. વા.
એ ગિરિ ભેટે સુખ હોવે હોરાજ, એમ શ્રી વીરવચન વા. ૫
શેત્રુંજા મહાતમમાં કહ્યું હોરાજ, સકળ તિરથ શિરતાજ. વા.
વિમળાચળની જાતરા હોરાજ, કરી કેઈ સાર્યા હો કાજ. વા. ૬

---

૧ શરીર. ૨ લાવો.

પુરવ નવાણું જસ શિરે હોરાજ, સમોસર્યા આદિનાથ વા.
અનંતાનંત શિવ વર્યા હોરાજ, પ્રત્યક્ષ શિવપુર સાથ. વા. ૭
મહિમા જેહનો દાખવા હોરાજ, સુરગુરૂ પણ મતિમંદ. વા.
રત્નત્રયિહેતુ સહી હોરાજ, પ્રગટે સહજાનંદ. વા. ૮
સુંદર ટુંક સોહામણી હોરાજ, મેરૂ સમા પ્રાસાદ. વા.
વૈરભાવ રહે નહિં હોરાજ, દુર ટળે વિખવાદ. વા. ૯
વૃક્ષ રાયણ તળે શોભતા હોરાજ, પિલુડા પ્રભુના પાય. વા.
સંઘપતિ પૂજે ભાવશું, હોરાજ, સંચિત દુર પળાય. વા. ૧૦
અડસઠ તિરથ ભેટતાં હોરાજ, કોડીગણું ફળ જોય. વા.
અનંતગુણો ફળ પામીએ હોરાજ, ભાવવૃદ્ધિ જસ હોય. વા. ૧૧
એમ વિનતિ સુણતાં થયો હોરાજ, શેઠનો ઘણો ઉલ્લાસ. વા.
મનમાં હતી મુજ ચાહના હોરાજ. તુમ વિનતી પુરૂં આશ. વા. ૧૨
સજ્જન વર્ગ સહુ તેડીને હોરાજ, કહે શેઠજી તેણી વાર. વા.
વાણોતર વળી તેડીયા હોરાજ, કંકોતરી કરો તૈયાર. વા. ૧૩
અઠાઈ મહોત્સવ કરો હોરાજ, ઢોલ નગારાં ભેર, વા.
નોબતખાનાં ગડગડે હોરાજ, બાંધે તોરણ ઘેરે ઘેર. વા. ૧૪
દેશ દેશાંતર મોકલે હોરાજ, કંકોતરી શ્રીકાર. વા.
સિદ્ધગિરી સંઘમાં પધારજો હોરાજ, ઘણું શું લખું વારોવાર. વા. ૧૫
મુહૂર્ત **સંવત અઢાર ચોસઠનો** હોરાજ, **મહા શુદી ૫ ચંદ્રવાર.** વા.
ડેરા તંબુ ખડાં કર્યા હોરાજ, દરવાજો કોચ ૨૫ મજાર. વા. ૧૬
સંઘણી જે વારતા હોરાજ, સાંભળો શ્રોતા સુજાણ. વા.
હીરવર્ધન શિષ્ય એમ કહે હોરાજ, સોળમી ઢાળ વખાણ. વા. ૧૭

**દુહા.**

દંપતિ દોનું એક મના, કરી સામાન વિશેષ;
સામગ્રી મેલી સવે, સંઘપતિ થઈ નરેશ. ૧
સજ્જન વર્ગ સહુ હરખશે, રાખી ચિત્ત ઉદાર;
અઠાઇ મહોત્સવ કરે, વાજિંત્ર વાજે સાર. ૨
સંઘપતિ તિલક ધરાવીને, ધવળમંગળ ગવરાય;
શ્રી રીસહેસર ભેટવા, તેહ વાત કહેવાય. ૩

ઘર ભળાવી શેઠને, શિખામણ દેઈ સાર;
શુભ શુકને પ્રયાણુ કરે, સંઘ સહિત સુખકાર. ૪

ઢાળ ૧૭ મી.

( ચંદ્રાવળાની દેશી. )

શેઠ ભદ્રમાં જઇ લીએરે, રજા કાકાજી પાસ;
કાકાજી રાજી થઈરે, મળીયા દોનું ઉલ્લાસ. ૧

ત્રુટક.

મળીયા દોનું ઉલાસ આપે, પામરી જોટો ખભે થાપે;
પાઘડી પીળી કશબી છેડો, એહવો જગમાં સબળ છે નેહડો. ૧
શ્રી શ્રોતાજી જીરે.

દુહા.

સુરવાળ કીનખાબનોરે, ડગલો જરીનો એમ;
પડઘમ વાજાં શોભતાંરે, ત્રણુ ગારદી દીએ તેમ.

ત્રુટક.

ત્રણુ ગારદી દીયે શેઠને સાથે, દાન દેતાં આવે નિજ હાથે;
એહ કૃપા કાકાજી રાખે, વચન ઘણાં ચતુરાઈ દાખે. જીજીરે. ૨

દુહા.

ઘર આવે સુકન લેઇરે, ચાલે દંપતિ સાર;
દરવાજે બાહિર મીલ્યારે, ગોળગાડાં દવાર.

ત્રુટક.

ગોળગાડાં દશ બાર તે ભરીયા, કોચ ૨૫ ડેરા તંબુ ધરીયા,
ઊંટ ગાડે સામાન ચલાવે, પ્રેમચંદ ભશુને દેરો ભળાવેજી. ૩

દુહા.

જવેર પ્રેમચંદ તણોરે, પાનાચંદ ગોઠી મકન;
દેરાસરને સાચવેરે, કરી ઘણાં જતન–જી.

ત્રુટક.

કરી ઘણાં જતન સરાગે, શ્રીપૂજ્યને લેઈ નિજ આગે;
ખરચી સકળ આપીશું અમે, જાત્રા કરવા આવો તમે. વા. ૪

દુહા.

બંદિવાન મુંકાવીઆરે, શેઠાણી સંભારે;
કોચ ૨૫ માં સહુ મળેરે, દંપતિ દોનું ઉતારે.

ત્રુટક.

દંપતિ દોનું ઉતારે ગયાં, એટલે કુચ સંઘનાં થયાં,
ઘરમાંથી કોઇ જાય પરવારી, ચોકી ઠામોઠામ બેસારીજી. ૫

દુહા.

અસુર વેળાએ બાણુ જાલીનેરે ગયા તે નવિ લાધ્યા;
શેઠને ખબર પડી પછેરે, માણુસ ત્રણુ જે સાધ્યા.

ત્રુટક.

માણુસ ત્રણુ જે સાધ્યા તે અણુવો, પાનાભાઇ કાકાજી જણુાવો,
સાંભળી વાત ગરવ મન આવે, બાણ મુકાવ્યા એણે દાવેજી. ૬

દુહા.

તુમે સુખે જાઓ જાતરારે, અમને ચિંતા એહ;
તુમ પહેલાં કરે જાત્રારે, શેઠજીને કહો તેહ.

ત્રુટક.

શેઠજીને કહો તેહ વાત, બાણુ તણી શી કરો છો તાત;
નગર પૈસે મુકાવ્યું અમે, મન કોડે જાત્રા કરો તમેજી. ૭

દુહા.

ગીમાડા તેડી કરીરે, શિખામણુ દેઇ તાસ;
બે ચારને તાપે ધરૂંરે, તો કહેજ્યો સાબાસજી.

ત્રુટક.

તો કહેજો સાબાસ તે અમને, ખોલી કરો લાવો કહું તમને,
બીહના બીચારા તરત તે લાવ્યા, કાકાજીને તેહ ભળાવ્યાજી. ૮

દુહા.

કાકાજીએ મોકલ્યારે, સંઘ પહેલાં થઈ જાત્ર;
શેઠજી વારતા સાંભળીરે, પ્રફુલિત થયું ગાત્ર.

ત્રુટક.

પ્રફુલિત થયું ગાત્ર ઉમંગે, પુન્ય ખરો છે માહરે સંગે;
અનુક્રમે સંઘ ધોળકે જાવે, ચિંહુ દિશીથી સંઘ ભેળો થાવેજી. ૯

દુહા.

સંઘપતિ આદરમાન દેઇરે, સુખશાતા પૂછે તાસ;
એમ સંઘ ભેળો થયોરે, વૈરાટ નગર ઉલ્લાસ.

ત્રુટક.

વૈરાટ નગર ઉલ્લાસ વિશેષે, તિહાંથી કુચ કર્યો સુવિશેષે;
શેઠશેઠાણી હર્ષ અપાર, સંઘ મળ્યો બહુ જયજયકારજી. ૧૦

દુહા.

શેઠજી સંઘ ભલી પરેરે, તેડી સહુ સજ્જન;
ચોકી પહોરો ભળાવીનેરે, કહે વિચાર નિજ મન.

ત્રુટક.

કરે વિચાર નિજ મનથી તેહ, વાત સુણો કહું હવે જેહ;
સંઘ મળ્યો અતિહી વીશાળ, શ્રોતા સુણજ્યો બાળ ગોપાળજી. ૧૧.

દુહા.

સંઘમાં હરખ વધામણાંરે, લે લાહો પુણ્યવંત;
ખરચે દ્રવ્ય હુંસે કરીરે, શાશન રીતે સંત.

ત્રુટક.

શાસન રીતે સંત જે પ્રાણી, લાભ અધિક ગુરૂ મુખથી જાણી;
આગળ વાત અતિ છે મીઠી, સાંભળી જેવી કહીશું દીઠીજી. ૧૨

દુહા.

કામ ભળાવે શેઠજીરે, પરિવાર તેડી કહે એમ;
સાચવણ રૂડી પરેરે, કરજો કહું ધરી પ્રેમ.

ત્રુટક.

કરજ્યો કહું ધરી પ્રેમ તે સાચો, વિનય કરી સંઘ દેખી રાચો;
ઢાળ સતરમી ભાખી એહ, ખેમ કહે સુણો ગુણગેહજી. ૧૩

દુહા.

કામ ભળાવે શેઠજી, સુંપણ કરી ઉદાર;
ચોકી પહોરો પ્રમુખ વળી, સંઘની કરજ્યો સાર. ૧
જેહવો ભાર જેહનું ગણ્યું, તેહવી સુંપણ કીધ;
તે ભવિયણ હવે સાંભળો, સહુ સરપાવ તે દીધ. ૨
વૈરાટ નગરથી સંચરે, નરનારિનાં વૃંદ;
સંઘપતિ સોહે અતિ ઘણો, જેમ નરમાંહિ નરેંદ્ર. ૩

## ઢાળ ૧૮ મી.

( કાનુડા તો વેણુ વજાડે, ચોટે શેરી ચોક. એ દેશી. )

શ્રી **સિદ્ધાચળ** સંઘ હવે ચાલે, ઉલટ આણી અંગ,
સંઘતણી રચના હવે પભણું, તે ભવિ ગુણો અભંગ. ૧
સંઘ મળ્યો અતિ હેતે ત્યાં વારૂ, પામે હર્ષ અપાર;
ખબર અંતર રાખે બહુ રીતે, ખરચે વિત્ત ઉદાર. ૨
હયવર પાખરિયા રથ જોતરિયા, ઘુઘરીયાં ધમકાર;
સુખાસન ચાલે પાળા હવે, માહાલે લક્ષ્મી સાર. ૩
ચતુરંગી સેના સું ચોકી, **પાનોભાઇ** આગે;
**મોતિ અનોપચંદ હેમચંદ** જોડે, **સુરજમલ** સરાગે. ૪
**મનસુખ** માતા [1]ઉછંગે બેસે, મેનામાં શ્રીકાર;
**મોતી ઇચ્છાભાઇ** **પૂછણુ** શેઠ, મનસુખે ધરી પ્યાર. ૫
કરી ફોજ પાછળની ચોકી, ભુખણુ સામું છાલ;
આગળ પાછળ વીચમાં સંઘવી, ઘંટા ઘુઘરમાળ. ૬
મજલે મજલે પૂજા રચાવે, થથા થેઈ થેઈ થાય;
ગુણીજન પ્રભુની કીરત ગાવે, જય જય શ્રી **જિનરાય**. ૭
પાલખી આગળ ચાલે સનુંરી, **આણંદસાગર સૂરી**;
એમ શોભા હું કેની વખાણું, દીઠે દુઃખ જાય દુરી. ૮
તેજ જળામલ ચમર ઢળે તવ, દીપે જિમ દિણંદ;
રાજતેજ સંઘવી પદ જોડો, ત્રોડે કુમતી ફંદ. ૯
અતિ ઉચરિયા બહુ દિન વહીયા, સહુએ બાળગોપાળ;
સંઘ બહુ મળીયો, નવી જોએ કળીઓ, દિનદિન અતિ ઉજમાળ. ૧૦.
દિનદિન દુઃખીયાને ખરચી, આહાર પાણી મુનિરાજ;
ચિત્ત પ્રસન્ન રાખેને આપે, આતમને હિત કાજ. ૧૧
**જિનશાસન** ઉન્નત બહુ કરતા, ચિંહુ દિશથી સંઘ આવે;
માનું ચોથો આરો પ્રગટ્યો, જોતાં અચરીજ પાવે. ૧૨
ઠામઠામ સામઇયાં આવે, સંઘપતિને વધાવે;
સંઘ તણી રચના દેખીને, ભરત ઉપમ મન ભાવે. ૧૩
ખલક મલક ભેટણુ પ્રભુ ચરણાં, રથ તણો નહિ પાર;
શી તારિફ વખાણું ભવિયા, દીઠે હરખ અપાર. ૧૪

જેમ જેમ આસન તિરથ આવે, પુન્ય કરે નરનાર;
દુકૃત સઘળાં દુર પલાઈ, મિથ્યાતવ ગયો હારી. ૧૫
લાહાણી કરી લ્હાવો નર ભવનો, ભવિય કેરા થોક;
ઠામો ઠામ કરે ને વળી, ખરચે નાણું રોક. ૧૬
ઢાળ અઢારમી એ પ્રકાશી, સાંભળજો નરનારી;
સરસ સંબંધ એણી પરે સુણતાં, ખેમવર્ધન હિતકારી. ૧૭

## દુહા.

મજલે મજલે ચાલતાં, ગાંગડ સંઘ પહોચંત;
બકરાં લાવે ખાટકી, પૂછે શેઠ મહંત. ૧
પાંચસેંહ પચાશ છે, સમજાવી શુભ રીત;
મુલ્ય રોકડા આઠશે, આપે દયા લહી ચિત. ૨
રાજનગરમાં મોકલે, જૈન ધર્મ જગસાર;
મનુષ્ય જન્મ સફળ કર્યો, ધરમથી જયજયકાર. ૩
દિશો દિશે તે વારતા, સાંભળી સઘળા ભૂપ;
જીવ દયા પાળે ભલી, અહો અહો શેઠ સરૂપ. ૪
શેઠાણું ગરથાણું કહે, લોક સહુ એમ વાત;
વિકટ કામ સાધે વળી, મહિમા દાન વિખ્યાત. ૫

## ઢાળ ૧૯ મી.

( ચદ્રાવળાની દેશી. )

લિંબડીનો રાજા વળી રે, આદરમાન અપાર;
માંહો માંહે પહેરામણીરે, કરી ઘણી મનોહાર. ( ત્રુટક )
કરી ઘણી મનોહાર પહોચાવે, સંઘ વોળાવા સાથે આવે;
ચતુરંગી સેના પરવરીયા, પંચરંગી નેજા ધરીયા. ૧
શ્રી શ્રોતાજીરે—એ આંકણી.
સુખાસણમાં શેઠજીરે, પાળા આગળ દોડે;
ચામર સુરજમૂખી ધરીરે, શેઠાણી રથ સજોડે. (ત્રુ.)
શેઠાણી રથ સજોડે ચાલે, ઘોડે ચડયા કુંમર હાલે;
વાજાં વાજે ઢોલ નિશાન, નોબત ગાજી રહી અસમાન જી. ૨

જૈન રાજા રાજા તણીરે, ઉપમા લોક બોલે;
શ્રી સિદ્ધાચળ ભેટવારે, આજ નહિ એહ તોલે. (ત્રુ.)
આજ નહિ એ તોલે કોઈ, ઉવારણાં લે છે સહુ જોઈ;
મોટા સુબા એહને માને, શેઠનો પુન્ય નહિ જગ છાને જી. ૩

બાબાજી લશ્કરપતિરે, વિઠુભાઇ દિવાન,
કાઠિયાવાડ વશ કરીરે, સરવેના લેઈ જમાન. (ત્રુ.)
સરવના લેઈ જમાનને પોતે, ભલભલામણ દેઈ જો તે;
બાબાજી વડોદરે જાવે, આદરમાનને સવળો પાવે. જી. ૪.

કાઠિયાવાડ મલગરીરે, લશ્કર આગળ જેહ,
સંઘને સાચો તેડવારે, ચડી અસ્વારી એહ. (ત્રુ.)
છડી અસ્વારી તેહ આવે, મળી હળીને સંગ ચલાવે;
એ હવે સંઘ કુચ્છ દેશનો મળીયો, તે વણુ જોઈ હેજે હળીયો. જી. ૫

લશ્કર નજિક ડેરા દેઈરે, તિહાં કરે મુકામ;
સામા મળવા દિવાનજીરે, મુકી સઘળાં કામ. ( ત્રુ. )
મુકી સઘળાં કામ અસ્વારી, સામૈયું કર્યું લશ્કર ભારી;
આદરમાન તણો નહિ પાર, આપે શેઠ સરપાવ ઉદાર. જી. ૬

લશ્કર માંહે શેઠનેરે, તેડી દીયે બહુ માન;
પહેરામણી ભલીપેરરે, શાલ જોટા કરી સાન. ( ત્રુ. )
સાલ જોટા કરી સાન ઉઠાવે, પાઘડી બહુમુલી બંધાવે;
સાત ભાઇને શેલાં પાઘડી, ધન ધન વેળા આજની ઘડી. જી. ૭

સાડી અમુલીક પહેરણેરે, દિવાનજી બંધુ આપે;
રૂપ્ય અઢીસેંની સહીરે, પારખી કીંમત છાપે. ( ત્રુ. )
પારખી કિંમત છાપે વ્યાપારી, અધીક રૂપને સાડી ભારી;
તેજ જલામલ શશી મુખ શોહે, અપછરા સવી એ મનમોહે. જી. ૮

કુલ ખરે મૂખ બોલતાંરે, લોક જોવા આવે;
આદર દેઈ સુખ પૂછીનેરે, માન દેઇ બોલાવે ( ત્રુ. )
માન દેઈ બોલાવે સહુને, નણુંદ દિકરી લેઇ બહુને;
નિજડેરે આવી કુચ દીધો, મોટી નોબત ડંકો દીધો જી. ૯

સંઘ ચાલે હુંશે કરીરે, તિરથ ભેટણ કાજ;
જિનશાસન ઉન્નત કરીરે, રાજા સમો જસ સાજ. (ત્રુ.)
રાજા સમો જસ સાજ પોકારે, બિરદાવળી અન્ય ચોપદારે;
ધરોળ ગામ જઈ ડેરા દીધા, ઉનડજી પુત્રી પુત્ર પ્રસિદ્ધા. ૧૦
તે પણ સામો આવીયોરે, અસવારી લેઈ સારી;
મળી હળી પહેરામણીરે, શેઠજી કરે ભારી. ( ત્રુ )
શેઠજી કરે ભારી ભાણેજ, સ્વામી સગપણથી જાણેજ;
કુચ કરી સંઘ વાંકાનેર, તિહાંથી આગળ ચાલ્યા પેર. ૧૧
પંચ શબ્દ વાજાં તણીરે, પડી રહી છે ઠોર;
જાત્રા કરે સોરઠ તણીરે, જિમ ઘન ગાજે મોર. ( ત્રુ. )
જિમ ઘન ગાજે મોર શલોકા, બાંધે પુન્ય તે થોક;
કુચ કરી ચાલે પરભાતે, એહવે આગળ જે થયું જાતે. જી. ૧૨
જુનાગઢ સીમા લગેરે, પોચે સંઘ અપાર;
લશ્કર કાંઈ ભરે તદારે, ગામના લોક પોકારે. ( ત્રુ. )
ગામના લોક પોકારજ કીધી, જામસાહેબ આગળ જઇ સીધી.
તે સાંભળી કોપ્યો તેણી વાર, કાગળ લખી કર્યો તૈયાર. જી. ૧૩
પત્રમાંહે એહવું લખ્યુંરે, જાત્રા કરવા જાઓ;
અમે ફરીયાદ સાંભળીરે, તમે શું હુકમ ચલાવો. ( ત્રુ. )
તમે શું હુકમ ચલાવો એહવો, શેઠજી પત્ર વાંચ્યો તેહવો;
પાછો જવાબ શેઠજી કહે છે, સાંભળીને સહુ હાર્દ લહેછે. જી. ૧૪
સરકાર લશ્કર પાયગારે, વોળાવા અમ પાસ;
બળ પોતાનું ફેરવીરે, તેણે લીધો ઘાસ. ( ત્રુ. )
તેણે લીધો ઘાસ તે જોરે, અમે વાર્યા તોહિ ન રહ્યા કોરે.
વાંક અમારો નહિ એહ, પઈસે કામ કરૂં ગુણગેહ. જી. ૧૫
દરવાજા બંધ કર્યા હતારે, માજન કહે ભૂપાળ;
આપણા ઘર પ્રાહુણારે, સંઘ લેઇ કૃપાળ. ( ત્રુ. )
સંઘ લેઈ કૃપાળ એ આવે, રજા આપો તો તેડવા જાવે;
અપજશ આપણો હોસે સબળો, બળીયો સંઘવી ન જાણશો નબળો જી. ૧૬
જામ સાહેબ રજા થકીરે, સામૈયું કરી સાર;
જાત્ર કરે સંઘ સહુરે, ગિરનાર મનમાં ધાર. ( ત્રુ. )

ગિરનાર મનમાં ધારતા સાર, સંઘને હર્ષ તણો નહિ પાર;
નેમનાથ યદુપતિ રાયા, પામ્યા દર્શન પુન્ય પસાયા. જી. ૧૭
સોરઠ દેશ ભેટી કરીરે, ગિરનારે નેમનાથ.
પુજી પ્રણમી ભાવશુંરે, મેલે શિવપુર સાથ. (ત્રુ.)
મેલે શિવપુર સાથ તે સાર, શિવાદેવી માતા મલ્હાર;
બાળ બ્રહ્મચારી નેમકુંમાર, રાજિમતિ તણો ભરતાર. જી. ૧૮
સમુદ્રવિજય કુળ ચંદલોરે, ભવિજનને સુખદાય;
દિન કેતા રહી પછેરે, સ્તવના કરી યદુરાય. (ત્રુ.)
સ્તવના કરી યદુરાય વિશેષે, મનુ જન્મ કર્યો નિજ લેખે;
કુચ કરી સંઘ શું હવે જેહ, સિદ્ધગિરિ ભેટણુ ચાલ્યા તેહ. જી. ૧૯
ઓગણીશમી ઢાળ રસાળછે રે, સુણતાં મંગળમાળ;
હર્ષ ઘણો ગિરિ ભેટવારે, દરિશન જાકજમાળ. (ત્રુ.)
દરિશન જાકજમાળ તે દીઠો, મરૂદેવાનંદ લાગે મીઠો;
હીરવર્ધન સેવક ધરી તેહ, એમવર્ધન પભણે ગુણગેહ. જી. ૨૦

### દુહા.

સિદ્ધગિરિ ભાવના ભાવતાં, સંઘને લઇ સિદ્ધક્ષેત્ર;
પાલિતાણે આવીયા, ગિરી દીઠે તે નેત્ર. ૧
વાહનથી ઉતરી કરી, સામા જઇ પ્રણામ;
પૂરવ પુણ્ય પસાઉલે, પામ્યા વિમળ ગિરિ ઠામ. ૨
રજત કનક ફુલ મોતીએ, વધાવ્યો ગિરિરાજ;
ડેરા તંબુ તાણીયા, પંચરંગ બહુ સાજ. ૩

### ઢાળ ૨૦ મી.

(ઘર આવોજી આંબો મોરીયો એ દેશી.)

આજ અમ ઘર રંગ વધામણાં, ગિરિ દીઠે થયો ઉલ્લાસ;
ચિંતામણ મુજ કર ચડયો, આજ સફળ ફળી મુજ આશ. ૧
આજ સુગુરૂ ફળીયો આંગણે, આજ પ્રગટી મોહનવેલ;
આજ વિંછડીયાં[1] વ્હાલાં મળ્યાં, આજ અમઘર હુઈ રંગરેલ. આજ. ૨

---

૧ વિયોગ જેનો થયો છે એવાં.

આજ અમ ઘર આંબો મોરીયો, આજ વૂઠી સોવન ધાર;
આજ દુધે વૂઠા મેહુલા, આજ ગંગા આવી ઘર બાર. આજ. ૩
આજ દુધ મહિં સાકર મળી, વિમળાચળ નયણે દીઠ;
લલિતા સરોવર સુંદરૂં, એતો સફળ તિરથ ઉકંઠ. આજ. ૪
આજ કહેવરાવો સંઘમાં સહુ, મિઠાં ભોજન કરે સાર;
દીન હીન દુઃખીયાને વળી, દાન દેઈ જમો ઉદાર. આજ. ૫
રાજા ઉનડજી આવે, ભેટ લેઈ અપૂરવ તેહ;
ચતુરંગી સેના પસર્યો, સાહમો આવી મળ્યો ધરીનેહ. આજ. ૬
આજ સેવક છું તુમચો સદા, એ ગિરી રખોપા કાજ;
સુંપણુ તમે અમને કરો, એ પાલીતાણાનો રાજ. આજ. ૭
આદરમાન દીયે ઘણો, શેઠજી પૂછે સુખ સાત;
મીલીયાં માંહોમાંહે વળી, જાત્રાની રજા દીએ જાત. આજ. ૮
હવે પંચ શબ્દ વાજાં લઈ, ગુરૂ તેડી તલાટી જાય;
સાથીઓ પૂરે હરખ શું, શ્રીફળ નાણાં મુકાય. આજ. ૯
ગિરિ વધાવે મોતીએ, વળી [1]રજત કનકનાં [2]ફુલ;
ભાવે ચૈત્યવંદન કરે, પહિલે દિન એ અમૂલ. આજ. ૧૦
રાતિજગો રાતે કરે, ઠામોઠામ ગાય ભાસ;
અનંતાનંત શિવ વર્યા, તેણે નામ કહ્યું કૈલાસ. આજ. ૧૧
હવે રજા આપે સંઘપતિ, કરો જાત્રા સંઘ સહુ કોય;
મરૂદેવા મુખ જોઇ, દુઃખડાં નાખોને ખોય. આજ. ૧૨
[3]શુચિ થઇ વસ્ત્ર પહેરીને, ધુપધાનાં લેઈ નિજ હાથ;
પ્રભુ ભેટણુ ચડે ડુંગરે, સંઘ સહીત સજ્જન વર્ગ સાથ. આજ. ૧૩
સાર સંભાળ લેઈ ઘણી, પરબ પાણી ઠામો ઠામ;
વિસામે વિસામે મંડાવીને, એમ ખબર લે અભિરામ. આજ. ૧૪
ગઢ નિરખીયો બારણુ, લળી લળી લાગે પ્રભુ પાય;
પહેલી પોળમાં પેસીને, અનુક્રમે મુળ દેરે જાય. આજ. ૧૫
મરૂદેવાનંદ નીરખીને, દશ ત્રિકે કરી પ્રણામ;
ચૈત્યવંદન ભાવે કરી, સ્થિરતાએ કરે ગુણ ગ્રામ. આજ. ૧૬
સ્તવના કરે તે આગળે, સુણો શ્રોતા વીશમી ઢાળ;
હીરવર્દ્ધન સેવક ભણે, એમવર્દ્ધન થેઇ ઉજનાળ. આજ. ૧૭

---

૧ રૂપું. ૨ સોનું. ૩ પવિત્ર.

### દુહા.

જય જય રૂખભ જિનેશ્વરૂ, શેત્રુંજા શિણગાર;
નયણે નિરખ્યા તુમ ભણી, લેખે મુજ અવતાર. ૧
નાભીરાય કુળ ચંદલો, મરૂદેવી માતા નંદ;
મુખ ટંકા જોતાં પ્રભુ, મુજ મન અતિ આનંદ. ૨
વૃષભ લંછન વનિતા ધણી, ત્રિભુવન કેરો તાત;
દરિશન દીઠે દુઃખ હરે, ભવભવ પાતક જાત. ૩
આજ થકી બળીયો થયો, માથે ધણી આધાર;
હવે કોણ ગંજે મુજને, તુજ ગુણ અપરંપાર. ૪
પરમ જ્યોતિ પરમાત્મા, પરમ પુરૂષ પરધાન;
[1]ચિદાનંદઘન શિવ વિભો, એમ અનેક [2]અભિધાન. ૫
મુજ મન લાગી આશકી, દેખણ તુમ દેદાર;
હું અપરાધી છું ઘણો, તુંહી પ્રભુ મુજ તાર. ૬
એહ વિનંતિ માહરી, અવધારી મહારાજ;
ત્રિભુવન તારક તું મળ્યો, ગિરૂઆ ગરીબનીવાજ. ૭
પુદ્ગલ પરાવર્તન કરી, જન્મ મરણ જંજાળ;
તુમ દરિશન પામ્યા વિના, ભમ્યો અનંતો કાળ. ૮
તે માટે હવે દીજીએ, સેવકને ધરી પ્રેમ;
અવ્યાબાધ સુખ શાશ્વતો, ખેમવર્દ્ધન સુખ એમ. ૯
શક્રસ્તવ કરી તદા, સ્તવન કહે ગુણ માળ;
એક મને ભવી સાંભળો, મૂકી આળ પંપાળ. ૧૦

### ઢાળ ૨૧ મી.

( નહિ નહિરે નંદનાલાલ, નારે મા નહિ મારૂં; એ દેશી. )

પુરવ નવાણું વાર તે આવે, સમોસર્યા વિસરામીરે;
જગમાં કીરતી સઘળી વ્યાપી, સકળ તિરથનો સ્વામી,
સેવો નર નારી, શેત્રુંજે ગિરિરાજ—શે.
તારણતરણ [3]જહાજ, શે. ઉપગારી શિરતાજ સે.
સારે ત્રિભુવન કાજ, શે. આવી મળ્યા છે આજ, શે. ૧
જેમ લહો શિવપુરરાજ, શે. એ આંકણી.

---

૧ જ્ઞાન અને આનંદનો સમૂહ. ૨ નામ. ૩ નાવ.

કાંકરે કાંકરે સિદ્ધ અનંતા, કેઇ મુનીવરની કોડીરે;
ચિહું કાળે જિનવર કેઇ આવ્યા, પ્રણમું બે કર જોડી. શે. ૨
પુંડરીક પાંચ ક્રોડે સિધ્યા, દ્રાવીડ વાલીખીલ જોડીરે;
દશ કોડી મુની સંખ્યા તે જાણો. નમી વિનમી બે કોડી. શે. ૩
નારદ એકાણુ લાખ મુનિશું. વીશ કોડી પાંડવ વારૂરે;
રામ ભરત ત્રણ કોડી મનોહર, દેવકીસુત ખટ તારૂં. શે. ૪
શાંબ પ્રદ્યુમ્ન સાડીઆઠ કોડી, થાવચ્ચાસુત હજારરે;
નેમી શિષ્ય નંદીષેણજી એ. અજીસંતો કર્યો સાર. શે. ૫
સુવ્રત સહસ મુનીંદ વખાણું, શુક પરિવ્રાજક સિદ્ધરે;
પંચસય શિલંગ સૂરી વંદો, મંડુક મુનિ સુપ્રસિદ્ધ. શે. ૬
એમ સિદ્ધાચલ સિધ્યા મુનીવર, કેતાં નાવે પારરે;
દુષમકાળે એણે ભરતે, આલંબન એ સાર. શે. ૭
ઉત્તમ એકવીશ નામ સંભારો, શેત્રુંજાદિક જેહનાંરે;
ચાર હત્યાદિક પાપ પલાયે, જન્મ સફળ હોય તેહનાં. શે. ૮
ક્રુર પંખી જે શેત્રુંજો સેવે, ભવ ત્રીજે મુક્તિ પાવેરે:
સાત છઠ હોય અઠમ એક લાખ, નવકાર ભણે શુભ ભાવે. શે. ૯
એ વિધ શેત્રુંજો ગિરિ સેવે, ભવ બીજે ત્રીજે જિનવર બોલેરે;
પરણે શિવરમણી [1]લીલાએ, તીરથ નહીં એ તોલે. શે. ૧૦
ચિહું ગતિ ફેરા ફરતાં ફરતાં, પામ્યો તુમ દેદારરે;
ચરણકમલ સેવા અબ હુંતા, નહીં છોડું નિરધાર. શે. ૧૧
મધુકર મન માલતીએ વળી, ચાતકચિત્ત જેમ મેહરે;
સતી અવર ઇચ્છે નહીં, માહરે સિદ્ધગિરિ એહવો નેહ. શે. ૧૨
આજ મનોરથ સફલો કીધો, નરભવ લાહો લીધોરે;
શેત્રુંજે આદી જિનેશ્વર પૂજ્યા, અનુભવ પ્રગટ્યો સિધો. શે. ૧૩
સેવા સાહીબ સેવક દીજે, કીજે એહ પસાયરે;
સ્તવના ઢાળ એકવીશમી સુંદર, ખેમવર્દ્ધન ગુણ ગાય. શે. ૧૪

**દુહા.**

જયવીય રાય જગ ગુરૂ, જગ બંધવ જગ ભ્રાત;
હોજ્યો તુમ સેવા થકી, ભવભયવારણ તાત. ૧

---

૧ સહેલાઇથી.

લોક વિરૂદ્ધ જે વારતા, તેહ તણો જે ત્યાગ;
માતપિતા ગુરૂ સેવના, તુમ પ્રભાવ વડભાગ્ય. ૨
વાહ્યા છે તુમ શાસને, નીયાણું નિરધાર;
તોહી સેવા તુમ ચરણની, ભવભવ માગું સાર. ૩
ભાવના ભાવે શુભ પેરે, અનુભવ પ્રગટયો અંગ;
ાજનપદ સેવા મન વસી, ચોળ મજીઠનો રંગ. ૪
અનુભવ રત્નચિંતામણી, અનુભવ હે રસકૃપ;
અનુભવ મારગ મોક્ષનો, અનુભવ મોક્ષ સ્વરૂપ. ૫

**ઢાળ ૨૨ મી.**

( કાળીને પીળી વાદલી. એ દેશી. )

**ભ**રતાદિમાં, લગેરે, [1]સયણા, સોળ થયા જે ઉદ્ધાર;
તે હૃદયમાં ચીંતવીરે, સયણા, ભાવે ભાવના સાર. ૧
સાહીઓરે મારો, **આદીશ્વર** સુખકાર,
સેવોરે તુમે ઉપગારી શિરદાર, એ આંકણી.
સંઘ સકળ ઓળગ કરેરે, સ. ઉભા પ્રભુ દરબાર,
તતા થૈ થૈ તાન ગુરે, સ. નાટક વિવિધ પ્રકાર— સા. ૨
**સુરજ** કુંડમાં નાહીનેરે, સ. ઉત્તમ વસ્ત્ર ધરંત;
કેસર સુખડ ઘનઘસીરે, સ. સુગાદી પૂજા કરંત સ. ૩
**સિદ્ધ**ગિરિ દોનું ટુંકનારે, સ. પૂજ્યા સયળ જીણંદ;
વિધિ વિધાન ચુકે નહિરે, સ. જેહ દાખી મુણીંદ સ. ૪
**સિદ્ધ**ગિરિ ફરસિ [2]નાહીયારે, સ. નદી **શે**ત્રુંજી મોઝાર સ.
જળ રથ જાત્રા નીરખતાંરે, સ. લેખે ગણ્યો અવતાર. સ. ૫
માળારોપણ મહોછવેરે, સ. જેઠીબાઈ તસ નામ;
તેહનો પુત્ર સોહામણોરે સ. **કુશલશા સાથે** નામ. સ. ૬
**જ**ડાવ ભગની પુત્ર તિણે તીહાંરે સ. માળ **પહેરાવી** ખાસ;
**ખંભાતવાસી લાહો લીયેરે**, સ. **સફલ ફળી તસ આસ**. સ. ૭
**સાંમીવછલ લઘુ ઘણાંરે** સ. **કહેતાં ન આવેપાર**;
**સંઘ સકલ જમાડીઓરે**, સ. **પકવાન કરી મનોહાર**. સ. ૮
**જાવડ ભાવડ ધીવડેરે**, સ. **જિહાં જિહાં સિદ્ધ [3]અહી ઠાણ**;

---

૧ સજ્જનો. ૨ નાયા. ૩ અધિષ્ઠાવ.

ત્હાં તિહાં સંઘપતિ જઈ નમેરે, મુનીવર પામ્યા નાણ. સ. ૯
ેવસ પચીસ હવે રહીને, સ. દેઈ નગારે ઠોર;
નમુખ સિદ્ધગિરિ સહુ નમેરે સ. જિમ ઘન ગાજત મોર સ. ૧૦
ાવનગર પ્રભુ ભેટીનેરે. સ. ઘોઘે જાત્રા સાર;
મે લાહો લખમી તણોરે, સ. લેતા ચાલે ઉદાર. સ. ૧૧
જલે મજલે ચાલતારે, સ. લેતા દાતા આવંત;
હેરામણી સંઘ લેઈનેરે, સ. રાજનગર જાવંત. સ. ૧૨
અમદાવાદ ગઢ નિરખતાંરે, સ. સંઘ સહુ હરખંત:
શલ ક્ષેમે આવીયારે, સ. જાત્રા કરી બહુ ભંત. સ. ૧૩
કાજી રાજા ભણીરે, સ. દીએ વધાઈ દોડ;
રસ સામૈયે પરવર્યારે, સ. સાહમો આવે મન કોડ. સ. ૧૪
.તુરંગી સેના શોભતીરે, સ. ચામર છત્ર ઢલંત;
ખસાતા પૂછે રલીરે, સ. માંહોમાંહે મિલંત. સ. ૧૫
ંબાડી અંબર અડેરે, સ. શિણગાર્યો ગજરાજ.
ભાનોભાઈ શેઠજીરે, સ. દીપે સઘળે સાજ. સ. ૧૬
ામર છત્ર સોહે ઘણુંરે, સ. શેઠજી લીએ જુહાર;
જ્જૈન વર્ગ માંહોમાંહોરે, સ. મિલે હર્ષ અપાર. સ. ૧૭
ાજન માજન પરવર્યારે, સ. કરે નગર પરવેશ;
ેમ મોટે આડંબરેરે, સ. દેવ ગુરૂ પ્રણમેશ. સ. ૧૮
ંઘ ચતુર્વિધ રંગરલીરે, સ. આણા શિર ધરંત;
જેનરાજ સંઘ માને ઘણુંરે. સ. પ્રણમું હું ગુણવંત. સ. ૧૯.
ાજસાગર સૂરી ચિત્ત ધરીરે, સ. ઘર આવી વસંત;
ળ મરજાદા લોપે નહીંરે, સ. ધરમી વડો પુન્યવંત. સ. ૨૦
ેશ્વા ગાયકવાડનોરે, સ. રાજ ભલો સુખકાર;
.તપો કોડી વરસો લગેરે, સ. ધરમીરાજ જયકાર. સ. ૨૧
.દ્રક રાજા જિહાં હોવેરે, સ. પ્રજા પણ તિમ હોય;
ર્મ કર્મ સાધે સહુંરે, સ. માલી ગુણે ગુણ જોય. સ. ૨૨
ી આણંદસાગર સૂરી રાજેરે, સ. સંઘ બન્યો વિશાલ;
ેશોદેશ વિસ્તર્યોરે, સ. ઘર ઘર મંગલમાલ. સ. ૨૩

---

૧ આકાશ.

સંવત **અઢાર ચોસઠેરે**, સ. **મહા સુદી પાંચ ચંદ્રવાર;**
સંઘપતિ નામ ધરાવીઓરે, સ. સમો ભલો હિતકાર. સ. ૨૪
સરસ સુકંઠે કરીરે, સ. ગાયો **વિમલગિરિરાય;**
**હીરવર્ધન શિષ્ય ખેમના**રે, સ. સફલ મનોરથ થાય. સ. ૨૫
બાવીશમી ઢાલ એ થઇરે. સ. શેઠ **વખતચંદ** રાસ;
શ્રોતા સુણો ઉજમાલસ્યુંરે, સ. ગુણ ઉજ્વલ બહુ તાસ. સ. ૨૬

**કલશ.**

ઇમ થુણ્યો ભકતે સંઘ સુકંત **રીસહેસર** જગધણી,
મુગતીગામી શિવ પામી આશ સફલી હો ઘણી;
ચરણે લાગું એહ માગું સેવા સાહિબ દીજીએ,
ખેમ પભણે તુજ નમણે, શિવસુખ [1]હેલા લીજીએ. ૧

**દુહા.**

**એહવે** આદેશે તિહાં ખેમવર્દ્ધન આવંત;
શેઠ ઘણું રાજી થયા, વાદીને ગુણસંત. ૧
**શેત્રુંજા** મહાતમ સુણી, ભક્તિભાવ ધરંત;
ગુરૂભક્તિ ગુરૂની કરે, શુદ્ધ મારગ વિચરંત. ૨
એકવીસ ગુણ અંગધરે, વ્રત બારે ચિત ધાર;
શ્રાવક ગુણમાં નહી મણા, દ્દઢ ધરમી હિતકાર. ૩
શ્રી રિષભેસર પાદુકા, **અજીતનાથ નેમનાથ;**
પગલાં થાપે પ્રેમશું, જાણી શિવપુર સાથ. ૪
શ્રી **સંખેશ્વર** જિનતણી, મૂરતી મોહનવેલી;
તેપણ **જિનમંદિર** કરી, પધરાવે રંગ રેલી. ૫
તેહ સ્તવના હવે સાંભલો, મનશું આણી ભાવ;
નિંદ્રા વિકથા પરિહરી, અંતરંગ ભાવ જગાવ. ૬

**ઢાળ ૨૩ મી**

( સાસુ પુછેરે વહુ વાત માળા કીહાંછેરે એ દેશી. )

**સરસ** સરસ વચન રસ આપે, વાલા મારા ગાસ્યું **અજીત જિણંદરે;**
**અતિશયધારી શિવસુખકારી,** દીપે [1]જેમ[2] દિણંદરે. ૧

---

૧ સહેલાઇથી. ૨ સૂર્ય.

એ પ્રભુ સેવો રે, તારણ તરણ જહાજ દેવાધિ દેવોરે. આંકણી.
નયરી અયોધ્યા જિતશત્રુ રાજા વા. ત્રિહું જ્ઞાની અવતારરે. ૧
વિજયા માતા ગુણ વિખ્યાતા, વિશ્વ તણો આધારરે. એ. ૨
લાખ બહોતેર પુરવ આયુ, વા. ધનુષ્ય સાઢા ચારરે;
સહસ અષ્ટ લક્ષણ કરી સોહે, કંચનવર્ણ ઉદારરે. એ. ૩
તન ધન જીવન એ પ્રભુ મારો, વા. અવર ન આવે દાયરે:
ત્રિવિધ ત્રિકાલ વંદના માહરી, હસ્તિ લંછન સેવે પાયરે એ. ૪
પુદ્ગલ પરાવર્તન અનંત ફિરતાં, વા. ચઉ ગતિ અટવી મઝારરે;
આ ભવ સફલ થયો મુખ દેખી, અભય તણા દાતારરે. એ. ૫
એહવા પ્રભુજી ચિત્ત ધરીને, વા. અજીત અજીત મહારાજરે;
તેહની [1]ઠવણા રાજનગરમાં, થાપી આત્મહિત કાજરે. એ. ૬
સહસ્રકિરણ શાંતિદાસજી, વા. તસ સુત લખમી વારૂરે;
તેહના પુત્ર ખુશાલચંદ દીપે, તસ પુત્ર ગુણના ધારૂરે. એ. ૭
વખતવંત વખતશાહ જગમાં, વા. કીરતકમલા વ્યાપીરે;
જિનમંદિર સુંદર કરી ખાંતે, પડિમા તખત થાપીરે. એ. ૮
તેહના પુત્ર સાત સવાઈ, વા. જડાવહેના જાયારે;
ઈચ્છા પુરે ૧ ઇચ્છાભાઇ, ૨ પાનાચંદ પુન્યે પાયારે. એ. ૯
૩ મોતી ૪ હેમ સંયોગે શોભે, વા. ૫ અનોપ ૬ સુરજમલભાઈરે;
૭ મનસુખ કરતાંએ જ્ઞાતા, શેઠની અધિક પુન્યાઇરે. એ. ૧૦
શેઠાણી મન હર્ષ ઘણુંરે, વા. પગલાં પ્રભુનાં કરાવેરે;
રૂષભ અજીત નેમી જિનકેરા, પ્રસાદ કરી પધરાવેરે. એ. ૧૧
શ્રી સંખેશ્વર સુંદર મંદિર, વા. એમ તીરથ અધિકારરે;
તેજ ઝલાઝલ દિન દિન દીપે, ઓછવ કીધ સવાઇરે. એ. ૧૨
પંચ શબ્દ વાજાં બહુ વાજે, વા. ઓછવ મહોછવ થાયરે;
અઠોત્તરી કરી ભલીભાતે, ગુણીજન પ્રભુ ગુણ ગાયરે. એ. ૧૩
શેઠાણી ગુરૂ ઉપદેશે વા. ખરચે બહુલું વિત્તરે;
વિધિ વિધાન કરે શુભ રીતે, એ જિન શાસન રીતરે. એ. ૧૪

---

૧ સ્થાપના.

જકારી રાજનગરના વા. સંઘ તણું મન ખંતરે;
ો અરચી ભાવના ભાવે, નીરખીને હરખંતરે. એ. ૧૫
આવ હોય ભેદે પૂજી વા. નરનારીની ટોલીરે;
ોતે શુધ કરણુ પ્રભુ સેવા, દુખડાં નાખે ઢોળીરે. એ. ૧૬
જ પડીમા દેખી લાજે વા. કુમતિ અતિ હે ખોટારે;
મણુ શ્રી નવી નીરખે, તે જગ સાહુ મોટારે. એ. ૧૭
ું દશવૈકાલિક બોલે, વા. સરાગે અંધ હોયરે;
ુરખ જિન પડિમા ભાવે, કીમ ન સુકૃત જોયરે. એ. ૧૮
મન ભમર તણી પેરે લીનો, વા. તુજ સેવામાં વારૂરે;
નિક્ષેપા સૂત્રે સદ્દહી, પરખ્યો તું જગ તારૂરે. એ. ૧૯
ડિમા જિન સરીખી જાણી વા, ભવિ જિનને નિત પૂજેરે;
ઈ સૂત્રે ઇમ ભાંખે, પાપ સકલ તસ ધ્રુજેરે. એ. ૨૦
આણંદસાગર સૂરીરાયા વા. તાસ વચન મન ભાયારે;
ત અઢાર અડસઠ વરસે, વૈશાખ માસ સુહાયારે. એ. ૨૧
ત્રીજ અને બુધવારે વા. અમૃત ચોઘડીયું આવેરે;
જેનરાજ તખ્ત સુહાવે, નિજરાણા સંઘ લાવેરે. એ. ૨૨
ર મંગલ માલા પસરી વા. નરભવ લાહો લીધોરે;
અતુલ જાચકને દીધો, નરભવ સફળો કીધોરે. એ. ૨૩
વર્ધન કહે સાંભળો શેઠજી વા. પ્રભુ ભક્તિ શિવપુર સાથરે;
મ વેળા જિનપદ સેવા, પામ્યા છો તુમે હાથેરે. એ. ૨૪
સાહીબ સેવક દીજે વા. કીજે એહ પસાયરે;
વર્ધન શીષ્ય ખેમ સુહંકર, નીરખી પ્રભુ ગુણ ગાયરે. એ. ૨૫
સમી ઢાલ સરસ સુખકારી વા. જિનસ્તવના જિહાં ભારીરે;
ુ હૃદય હરે ભવી લોકા, જસ ઘટ સમકીત ધારીરે. એ. ૨૬

### દુહા.

સંઘપતિ થઈ જાત્રા કરી, દીઠા પ્રથમ જિણંદ;
મુદ્રા દેખી હર્ષસ્યું, દીપે જિમ દિણંદ. ૧.
તેજ ઘણો મહારાજનો, દલ બહુ અતિ શુધ;
ઘાટ સુઘાટ નહી મણા, મીઠી સાકર દુધ. ૨.

ઈમ દરશન કરતાં થકાં, ઉપનો મન વિચાર;
મુગટ ઘડાવું જડાવથી, તેજ ઝલાઝલ સાર. ૩
માપ ભરી લેઈ કરી, પાસે રાખી તેહ;
**મો**તીભાઈ ઈમ કહે, સુણો વાત ગુણગેહ. ૪
મુગટ કરાવો જિન તણો, કારીગર મનોહાર;
સામગ્રી સવી મેળવી, અનુક્રમે કરો તૈયાર. ૫

## ઢાળ ૨૪ મી.

( સહીઅર મોરી પહેલો વધાવો મારે આવીયોરે. એ દેશી. )

સાજન મોરા મુગટ ઘડાવો શોભતો, સોલવલું લઇ હેમરે. સા.
દિપે અતિ રળીઆમણો, દીઠે ઉપજે પ્રેમસ્યું. સા. ૧
મણી માણીક મોતી જડ્યા, ઓપે ઓળાઓળરે. સા.
વિચવિચ ચુની જગમગે, રાજી થઇ કહે બોલરે. સા. ૨
એહવો તો દીઠો નહી, તે જે હીરા જાતરે. સા.
જોતાં મન ધરાયે નહી, રંગ રંગીલી ભાત હે. સા. ૩
ચતુરાઈ બહુ કેળવી, શેઠજી ઘણું સુજાણ હો. સા.
કારીગર પિણ નહી મણા, સકલકળા ગુણ ખાણ હે. સા. ૪
એહ મુગટની વારતા, વિસ્તારી ગામ મઝાર હે. સા.
જોવાની બહુ હોંસ છે, શેઠજી સુણાવો વિચાર હે. સા. ૫
વાત સર્વે મનમાં ધરી, જુવો કહે વિબુધ હે. સા.
પ્રતિમા **શાંતિ** જીણંદની, જવેરીવાડે શુદ્ધ હે. સા. ૬
મુગટ આંગ્યો તિહાં બેસતો, પૂજા રચાવે જોર હે. સા.
સહુ સંઘ નિરખે તદા, જિમ ઘનગાજે મોર હે. સા. ૭
દિવસ પાંચ પૂજા રચી, નોબતખાના બેસાર હે. સા.
**રાજનગર** સંઘ જોઈ કહે, ધન શેઠજી અવતાર હે. સા. ૮
જોઈ જોઈ તે હરખે સહુ, મુગટ ઘણું શ્રીકાર હે. સા.
ધન્ય પનોતા શેઠજી, ખરચે ચિત્ત ઉદાર હે. સા. ૯
રૂકમ પચીસ હજારનો, કીંમત એહની કીધરે. સા.
બીજાનો ક્યો આશરો, શેઠજી લાહો લીધ હે. સા. ૧૦

---

૧. ડાહ્યા.

સિદ્ધાચળ પ્રભુજી તણો, મરૂદેવીનો નંદ હે. સા.
તે હવે તીહાં ચઢાવશે, મુગટ એ આદિ જીણંદ હે. સા. ૧૧
શુભકરણી એમ તે કરે, દંપતિ ધર્મ સદેવ હે. સા.
જિન આણા માને ખરી, શુદ્ધ મને કરે સેવરે. સા. ૧૨
દેવ ધર્મ ગુરૂ સેવના, પામ્યાનું ફળ સારરે. સા.
પામ્યાને વળી પામસ્યે, મન કોઇ મુકો વિસારરે. સા. ૧૩
આતમ જાગત રાગથી, બહિરાતમ તજી દૂર હે. સા.
જે કરશે પ્રભુ સેવના, તે લેશે સુખ પૂરરે. સા. ૧૪
જિનશાસનની વાસના, સમકીત લેજો હોય હે. સા.
ભવભયથી બીએ સદા, લક્ષણ એહજ જોય હે. સા. ૧૫
સુખ અનંતા પામીએ, સૂત્ર સિદ્ધાંતે વાત હે. સા.
ઢાલ પૂરી ચોવીસમી, ખેમવચન વિખ્યાતહે. સા. ૧૬

દુહા.

ઈમ ઓછવ મહોછવ ઘણા, પુત્ર પૌત્ર પરિવાર,
દિન દિન રંગ વધામણાં, જિન ધરમે સુખકાર. ૧
પ્રથમ પુત્ર શેઠના, ઇછાચંદ ઘર નારી;
ભૂખણશાની દીકરી, પાંચમ તપ કરી સાર. ૨
રોહીણી તપ આદે કરી, ઉજમણાની વાત;
તે સ્તવના ઈહાં સાંકલી, ત્રણ ઢાલે વિખ્યાત. ૩
વૃદ્ધબાઈ ધર્મે વૃધ્ધ, ભગની શેઠની જાણ;
પુત્રી ઉજમ મહાગુણી, લજ્યાવંત ગુણ ખાણ. ૪
મુંગી વહુ તે પણ ભલી, પાનાભાઈ ઘર નાર;
કંકુ હેમચંદભાર્યા, દાન દયા ચિત્તધાર. ૫
ઉજમણો ટોળે મળી, શેઠાણી સંઘાત;
જિન ગુણ ગાવે રાગસ્યું, નિર્મળ કરે નિજ ગાત્ર. ૬
ભણી ગણી સહીઅર ઘણી, જિન મુનિ ગુણ ગાવંત;
નોબતખાંના ગડગડે, જોવા સહુ આવંત. ૭

## ઢાળ ૨૫ મી.

( શીતલ તરૂવર છાહીકે ચાપો મોરીયો કે ચાપો મોરીયો એ દેશી. )

પ્રણમી શ્રી જિનરાજ કે સરસતી ગુરૂ વલીરે કે. સરસતી,
પંચમ તપ મહીમાય કે કહે શુ મન રલીરે કે.
સફળ દિવસ સીરદાર કે, સોભાગ્ય પંચમીરે કે. સો.
જ્ઞાનવૃદ્ધિ હિતકારકે, ભવિજનને ગમીરે કે. ભ. ૧
મતિ શ્રુત અવધિ, મન પર્યવ, કેવળ કહ્યાંરે. કે.
અઠાવીશ, ચોદ, ખટ, દો, એકે, ભેદે લહ્યારે કે. દો.
મૂલ ગુણ પાંચ, ઉત્તર એકાવન જાણીએરે. કે. એ.
ગુરૂ મુખ સુણી વિચાર, સદા ચિત્ત આણીયેરે, કે. સ. ૨
લોકોત્તર લૌકીક, મંડાણ છે એહથીરે કે. મં.
તત્ત્વાતત્ત્વ વિચાર, લહે ભવિ જેહથીરે કે. લ.
જ્ઞાન સમોવડ કોઈ નહી, જગમાં વડોરે કે. જ.
ભાખ્યો શ્રી જિનરાજ કે મહીમા પરગડોરે. કે. મ. ૩
જ્ઞાન ક્રિયા સંજોગને, સિદ્ધ સુખ ભવિ વર્યોરે. કે.
જ્ઞાની શ્વાસોશ્વાસ માંહિ, કર્મ ક્ષય કર્યોરે. કે. ક.
પ્રાણીને સફલ આધાર તે, અહિંસા લક્ષણેરે. કે. અ.
ગુરૂ વિના જ્ઞાન ન હોય કે, ગુરૂ પાસે ભણોરે કે. ગુ. ૪
વર્ણવ્યા ચાર પ્રકાર તે, ગ્રંથે બુદ્ધિનોરે. કે. ગ્રં.
નાટકીયા સુરસેન, રોહા નામે બુદ્ધિના રે કે. રો.
ગુરૂ મુખ તેહ કથા, સુણી ચિત્ત રાખજ્યોરે કે. સુ.
નંદી સૂત્ર મજારમાં, વાંચી પછે દાખજોરે. વાં. ૫
ગુણમંજરી વરદત્તકે, પંચમી તપ કર્યોરે કે. પં.
તેહ સંબંધ સુણી રસાલ, ચિત્તમાં ધર્યોરે. સુ.
[1]શેઠ વખતશાહ પુત્ર, [2]ઈચ્છોભાઈ સુખ કરે કે. ઇ.
તસ ધરણી મનોહાર, જવેરે બહુ દુખ હરૂરે કે જ. ૬
પાંચ વરસ પાંચ માસ, કરી તે પંચમીરે કે. ક.
ઉપનો હરખ અપાર, તદા તે ઉજમીરે. કે.
ઉજમણું અધિકાર, સુણો ઉજમાલમાંરે કે. સુ.
ખેમવર્દ્ધન કહે ધન્ય, લખ્યો જસ ભાલમાંરે કે. લ. ૭

પચીસમી થઈ ઢાલ ઉજમાળ, ઉજમણો માંડીયેરે કે. ઉ.
શુરૂ વિસ્તારે તેહ, આળસ હવે છાંડીએરે કે. આ.
રોહીણી પાંચમ હોય, તે તપ પૂરા કરીરે કે. તે.
ભાવ સહીત ભલી રીત તે, ચિત્તમાંહે ધરીરે કે. ચિત્ત. ૮

## દુહા.

હવે રચના ગઢ નીરખે, શોભાગી સીરદાર;
ઉપાસરો શણગારીને, ગઢ ત્રણે સુખકાર. ૧

## ઢાળ ૨૬ મી.

( કેસર વરણો હો કાઢ કસુંબો હો મારા લાલ એ. દેશી. )

શુધ્ધ ઉપાસરે હોકે, ભૂમી નીરખી મારા લાલ;
માંડે વિધિશું હોકે, તીહાં તે હરખી મારા લાલ,
ગઢની રચના હોકે, સુંદર સારી મારા લાલ;
જાઉં બલિહારી હોકે, લાગે પ્યારી, મા. ૧
હોય ગઢ [1]વિચમેં, હો રથ તે છાજે. મા.
પ્રભુજી બેઠા હોકે, પરિવારને તેડાં. મા.
ભરો પગારો હોકે, પંચવર્ણનો. મા.
મંત્ર ભણી હોકે, વાસ ચૂર્ણનો. મા. ૨
શેઠજી ભાખે હોકે, પરિવાર તેડી. મા.
રૂડી રીતે હોકે, સહુ રહો નેડી. મા.
આપણા ઘરની હો, શોભા જેહવી. મા.
શેઠાણીને દાખે હોકે, તુમે છો તેહવી. મા. ૩
આગતસ્વાગત હોકે, પાસે રહેજો. મા.
જે જે વસ્તુ હોકે, જોઇએ તે કહેજો. મા.
એમ ઉજમણું હોકે, કરો શુભ રીતે. મા.
આજ તે સુખી હોકે, આપણુ વીતે. મા. ૪
જોઈ જોઈ હરખે હોકે, નરને નારી. મા.
જિન પડિમાને હોકે, ધારી ધારી. મા.

---

૧ વચમાં.

નાટીક નાચે હોકે, નવ નવ છંદે. મા.
લેતી ઉવારણા હોકે, જિનને વંદે. મા. ૫
પંચવરણના હોકે ફૂળ મંગાવે. મા.
આંગી અરચી હોકે ભાવના ભાવે. મા.
સાંજ સવારે હોકે આંગી દેવાયે. મા.
આલ્હાદ ઘણોરે હોકે, પ્રભાવના થાયે. મા. ૬
અષ્ટ પ્રકારી હોકે પૂજા કીધી. મા.
ધન્ય કમાઈ હોકે, પામ્યા રિદ્ધી. મા.
ઓછવ મહોચ્છવ હોકે, નિત નિત છાજે. મા.
પંચ શબ્દ હોકે, વાજાં વાજે. મા. ૭
જ્ઞાન પુજણે હોકે, નાણાં લાવે. મા.
રજત કનક ફૂલ હોકે મોતી વધાવે. મા.
જાચક જન હોકે, બિરૂદાવલી બોલે. મા.
જિન શાસન હોકે, નહી કોઈ તોલે. મા. ૮
રાજનગરમાં હોકે, ચોથો આરો. મા.
દીએ જાચકને હોકે દાન ઉદારો. મા.
અઠાઈ મહોત્સવ હોકે, એમ શુભ ચિત્તે. મા.
ક્ષેમ [1]પયંપે હોકે, શાસન રીતે. મા. ૯
ઢાલ છવીસમી હોકે, શોભા સારી. મા.
ઓચ્છવ મહોચ્છવ હોકે, અતિ સુખકારી. મા.
ધન્ય કમાઈ હોકેરે, લાહવો લેતા. મા.
જાચક જનને હોકે, દાનને દેતા. મા. ૧૦

### દુહા.

જ્ઞાન દરિશણ ચારિત્રના, ઉપગરણાં કરી [2]ત્યાર;
માંડે રૂડી રીતસ્યું, તેહ તણો વિસ્તાર. ૧

### ઢાળ ૨૭ મી.

ઉજમણું (સં. ૧૮૬૮)
(હાંરે મારે ધરમ જિણંદસ્યુ, લાગી પુરણ પ્રીત જો એ દેશી.)

હાંરે મારે પુસ્તક પાઠાં, ઠવણી વળી રૂમાલજો;
બાંધી, વીંટાગણને દોરા ચાબખીરે લો.

---

૧ બોલે. ૨ તૈયાર.

હાંરે મારે પાટીલેખણુ ખડીઆ, ડાબડી પ્રતિમા જો;
જરમર ને ચંદ્રુવા, દીવી તોરણુ લખીરે. લો. ૧
હાંરે મારે આરતિ દીવો મંગલ ધૂપ ને ધાણા જો;
ઓરસીયા સુખડ કેસરના ડાબડારે. લો.
હાંરે મારે [1]સિંધાસણુ કચોલી અંગલુહણાં જો;
ધોતીયાં પાટલી મુખકોષ, અતિ વડારે. લો. ૨
હાંરે મારે પાલી કાતરણી ને કલમદાન જો;
[2]રસણાઇ ડાબડીઓ રસણે તે રસીરે. લો.
હાંરે મારે કપડાં કાંબલી, પાત્રો કેરી જોડ જો;
ચલોટા મુહપત્તી ભરત ભરી અસીરે. લો. ૩
હાંરે મારે થાપના કાંબી, નોકારવાલી, ચરવલો જો;
પિંગાણી વાસ કુંપી કલશ, સોહામણારે લોલ.
હાંરે મારે ચોવીસ જાતનાં ધાન, અને પકવાન જો;
શ્રીફળ આદે ઉત્તમ ફળની, નહીં મણારે. લો. ૪
હાંરે મારે જ્ઞાન દરિશણુ ચારિત્રનાં ઉપગરણાં જો;
ગુરૂ મુખથી લેઇને ભવિયણને ધરેરેલો;
**હાંરે મારે સંવત અઢારે અડસઠ, આસો માસ જો.**
સુદ બીજે શુધ્ધ જોઇ ઉજમણું કરેરે લો. ૫
હાંરે મારે નવ પદ પૂજા સત્તર ભેદ રસાલ જો.
ગુરૂ વિસ્તારે સંઘલી વિધ રૂડી પરેરે-લો.
હાંરે મારે વીશ દીવસ ઓછવતે નવ નવ ભાત જો;
ખાંતીલા કરે ખાંતે [3]અઘ દુરે હરેરે લો. ૬
હાંરે મારે ઇમ જિન શાસન કરતાં રૂડી રીત જો,
તપ ફલ વાધે કલના લે જીમ નિરથીરે લો;
હાંરે મારે અનુભવ પ્રગટે મન વંછિત ફલ હોય જો,
કુપખનન દૃષ્ટાંતે, મિઠા સેરથીરે લો. ૭
હાંરે મારે શક્તિ સારૂ ઉજમણું એમ કરીએ જો,
પુરણુ તપ, પુરણુ ફળ, જ્ઞાની એમ કહેરે લો;

---

૧ સિંહાસન. ૨ રૂશનાઇ—શાહી. ૩ પાપ.

હાંરે મારે જિનવર ભક્તિ કરીને ગુરૂ પ્રતિ લાસે જો,
ઉપગરણાં ગુરૂ જ્ઞાને મુક્તિને લહેરે લો. ૮
હાંરે મારે પાંચમ તપની સંખ્યા પાંચે પાંચ જો;
થાપીને સ્વામીવચ્છલ કર્યો અંગશુંરે લો.
હાંરે મારે હીરવર્દ્ધન શીષ્ય, ખેમવર્દ્ધન સુખકારી જો:
આણંદસાગર સૂરી રાજ્યે, રંગસ્યુંરે લો. ૯
હાંરે મારે ઢાલ સત્તાવીસમી ઉજમણે અધિકારજો,
રૂડી રીતે લક્ષ્મીનો લાહો લીએરે લો. ૧૦

## દુહા.

શેત્રુંજા મહાતમ સુણી, ચિત્ત શું કરે વિચાર;
જાત્રા નવાણું કીજીએ, તો લેખે અવતાર. ૧
આઉખું જગ ચપલ છે, શેઠાણી કહે તેમ;
[1]ધર્મકર્મ ત્વરિત ગતિ, મુનિજન પભણે એમ. ૨
તમે આવો તો જઇએ, વિમલગિરીએ જાત્ર;
નવાણું કરી શેઠજી, નિર્મળ કીજે ગાત્ર. ૩
મનુષ્ય જન્મ તે ફરી ફરી, નાવે વારોવાર;
ધર્મ તણા પ્રભાવથી, દશ દ્રષ્ટાંત વિચાર. ૪
તે માટે આપણ હવે, છડી અસ્વારી જાય;
જાત્રા કરીએ પીયુજી, તો મુજ મન સુખ થાય. ૫
તમને કહું છું હવે તુમે, કરો ધરમનાં કાજ;
આતમ ચિંતા કીજીએ, બહિરાતમ તજો આજ. ૬
સાંસારિક લાહો તમે, લીધો છે ભલી ભાત;
કામ ભળાવો પુત્રને, સમરથ છે સુખ સાત. ૭
શેઠજી કહે વખાણમાં, અનિત્ય પદારથ સર્વ;
ધરમ કરૂં પરમ તજી, કીશો ન કરવો ગર્વ. ૮
પુત્ર સહુ તેડી કરી, વાણોતર પરિવાર;
વણિજ વ્યાપાર કરો સુખે, ભલામણ દેઈ ઉદાર. ૯

---

૧ धर्मस्य त्वरिता गतिः ।

પુત્ર કહે સુણો શેઠજી, કરો ધરમ શુભ સાજ;
તુમ પસાયે સાધશું, સરવે રૂડાં કાજ. ૧૦
ગુરૂ પ્રણમી આજ્ઞા લેઈ, સિદ્ધાચે ગિરિરાજ;
સંઘ ચાલ્યો અતિ સુંદરૂં, તરવા ભવજલ પાજ. ૧૧

**ઢાળ ૨૮ મી.**

( નમો રિરિરાજને એ દેશી. )

શેઠશેઠાણી પરિવારસ્યું એ, ચાલે લેઇ શુભ સાજ.
નમો ગિરિરાજને એ.
મજલે મજલે ચાલતાં એ, વિલંબ ન કરે શીરતાજ. નમો. ૧
અનુક્રમે સિદ્ધગિરિ ભેટીયારે, સફલ મનોરથ સિદ્ધ. નમો.
જાત્રા કરે નિતનિત પ્રતે એ, સાથે સજ્જન વર્ગ લીધ. નમો. ૨
ચઢતે પરીણામે ચઢે એ, કરે સંઘની ભક્તિ. નમો.
સાર સંભાળ લીએ ઘણી એ, વિધિવિધાન બહુ યુક્તિ. નમો. ૩
ઉજમાળે દેહરાં વળી એ, ચોંપ ધરી તિણી વાર. નમો.
કારીગર તેડાવીઆ એ, શીખામણ દેઈ અપાર. નમો. ૪
ઉજ્વળ ગિરિ ઉજ્વળ કરો એ, લ્યો મસાલો સાર. નમો.
તે પણ હરખ્યા સાંભળી એ, કરી સામગ્રી સાર. નમો. ૫
સદાવ્રત ચલાવીયાં એ, બંધ હતાં વળી તેહ. નમો.
આ વેળા છે આ કરીએ, દાન દીએ ગુણ ગેહ. નમો. ૬
કાલ સુધે જે દાન દીએ એ, તે દાની જગ માંહે. નમો.
તે માટે હવે આજથી એ, રખે વિસારો મન માંહે. નમો. ૭

**ભાવના.**

મુદ્રા નીરખી જિનરાજની એ, ભાવના ભાવે અપાર. નમો.
ધન્ય દિવસ વેળા ઘડીએ, દીઠો તુમ દેદાર. નમો. ૮
અંતરજામી તું માહરો એ, સ્મરણ વારોવાર. નમો.
તારક બિરૂદ સુણી કરીએ, મન મંદિર એકતાર. ' નમો. ૯
સુતાં બેઠાં જાગતાં એ, એક તુમારો ધ્યાન. નમો.
યોગીશ્વર પેરે હું જપું એ, નિરખું પ્રેમનિધાન. નમો. ૧૦
સુર હી સમરે વંછી તે એ, કોયલડી મધુ માસ. નમો.
તેમ સમરૂં હું તુજને એ, ચંદ ચકોર વિલાસ. નમો. ૧૧

જિમ ઘન ગરજીત મોરને એ, ઉલટ અંગે થાય. નમો.
નિરખી નિરખી હરખી ઘણું એ, મુજ મન આવે દાય. નમો. ૧૨
અણુસંભાર્યા સાંભરે એ, સમય સમય સો વાર. નમો.
નયણુ અમારાં લાલચી એ, દેખણુ તુમ દેદાર. નમો. ૧૩
તું મનમાન્યો માહરે એ, તુંહી જીવનપ્રાણુ. નમો.
સેવક કરીને દાખવો એ, તું મોરે મહીરાણુ. નમો. ૧૪
એક વાર સેવક કહી એ, બોલાવો મહારાજ. નમો.
મુગતિ નથી હું માગતો એ, એટલે સીધ્યાં કાજ. નમો. ૧૫
સેવક હશે તે બોલશે એ, ખમજો મુજ અપરાધ. નમો.
[1]અસમંજસ જે બોલડા, દાખીયા વેલા લાધ. નમો. ૧૬
એમ નવાણું જાતરા એ, કરે કરાવે ખાસ. નમો.
ઢાળ પૂરી અઠાવીસમી એ, ખેમવયણુ ઉલ્લાસ. નમો. ૧૭

**દુહા.**

જાત્રા કરતાં એ હવે, ઉજમબાઈ ભરથાર;
દેવ જોગે જાત્રા વીસમી, મંદ થયા તીણી વાર. ૧
ઓસડ વેસડ બહુ કર્યા, ન થયો ગુણુ લગાર;
ધર્મ ઔષધ તસ હિત ધરી, સાંભળો તેહ વીચાર. ૨
ખમીતખામણાં કરાવીઆં, મિથ્યા દુષ્કૃત દેય;
યોની ચોરાસી લાખ તે, પાપ સ્થાનક નામ લેય. ૩
[2]સંબલ આપે તે વળી, રૂકમ દોય હજાર.
સિદ્ધક્ષેત્રે ખરચવા, આપે કરી વિચાર. ૪

**ઢાળ ૨૯ મી.**

( દેખો ગતિ દેવનીરે એ દેશી. )

સરદારશા સુત તે વળીરે, પંચત્વ પામ્યા અસાર;
હર્ષ સ્થાનક વિઘન પડયોરે, કર્યો તે સંસ્કાર. ૧
જુઓ ગતિ કર્મનીરે, કર્મ કરે તે હોય;
કુંણે બોલે નહીરે. એ આંકણી.

---

૧ અયોગ્ય, અનુચિત. ૨ ભાતું એટલે સ્વર્ગમાં જવા માટે બેહજાર રૂ. ની રકમ આપી.

હાહાકાર થયો ઘણોરે, સાત ભાઈની બહેન;
માતપિતા હેત અતિ ઘણોરે, દુઃખ લાગ્યું સહુ સયન. જુઓ. ૨
સહુ કહે શેઠને એહવુંરે, ઘર ભણી ચાલો આજ;
શેઠશેઠાણી દીકરીરે, એ શું બોલ્યા રાજ. જુઓ. ૩
માતપિતા ભાઇને કહેરે, ઉજમબાઈ તેણી વાર;
લખ્યા લેખ મીટે નહીરે, હુન્નર કરી હજાર. જુઓ. ૪
એમ સહુને બુઝવીરે, ધીરતાએ કરી મન;
ધરમ અંતર નવિ પડે એરે, અથીર યોવન તન ધન. જુઓ. ૫
એ સંસાર અસાર છેરે, [1]મછ ગલાગલ જોય;
કોઈ કોઇને કારણેરે, ધર્મ ન ચુકશો કોય. જુઓ. ૬
માતપિતા ધર્મી હોવેરે, છોરૂ તેમ હોય;
હંસકુલે હંસ ઉપજેરે, ઉત્તમ વિચારી જોય. જુઓ. ૭
રાજનગરથી તેડવારે, મોકલે નગરનાં લોક;
હેમાભાઇને ભદ્રારે, તિહાં જઈ કહે ધરી શોક. જુઓ. ૮
લોક [2]અબુજ સમજે નહીરે, ભાવી ભાવની વાત;
જમાઈ પાછો આવે નહીરે, સમજ નહી કરે તાત. જુઓ. ૯
વિઘન પડે ધર્મ ન મુકીએરે, દ્રઢ રાખી જે મન;
જાત્રા નવાણું પુરી કરીરે, નવી ડગ્યા તસ ધન. જુઓ. ૧૦
જાત્રા પુરી ઓચ્છવ કરીરે, શીલવ્રત સંબલ લીધ;
જાત્રા નવાણું ચુકયા નહીરે, સાહમી શીખામણ દીધ. જુઓ. ૧૧
લખમીચંદના નામનુંરે, દેહેરૂં કરી ખાસ;
પ્રભુ બેસારી નામ રાખીયુંરે, દામ ખરચી ઉલ્લાસ. જુઓ. ૧૨
મંડપ ભર્યો ચિત્ત ઉજવળેરે, વિધિ સહિત રૂડી રીત;
દાન જાચકને દેઈ ઘણારે, ધર્મ કરે રૂડે ચિત્ત. જુઓ. ૧૩
કારણ પડે તવ જાણીએરે, દ્રઢ ધર્મ જગ રીત;
જે જિમ લિખિત તે હોવેરે, વસ્તુ સર્વે અનીત. જુઓ. ૧૪
પ્રદક્ષણા દેતાં આવેરે, કંદબગિરી સુખકાર;
રોહિતાક્ષ પરવત ટુંક તિહાંરે, ચોક ગામ વસે સાર. જુઓ. ૧૫

૧ માછલાંની જાળ. ૨ મૂર્ખ.

દેહરી કરાવે શેઠજીરે, આદિ જિન મહારાજ;
પગલાં થાપે પ્રેમસ્યુંરે, જાત્રા અહી ઠાંણુ સુખકાજ. જુઓ. ૧૬
શીલવ્રત ઉચર્યું વળીરે, રાખી સંવરભાવ;
સંસાર અસાર કરી લેખવેરે, જિનધર્મ દૃઢભાવ. જુઓ. ૧૭
અનુક્રમે ઘર આવીયારે, પુન્ય ખજાનો લેઈ પાસ;
શેઠજી પુન્ય કરે સદારે, પૂરે ભવી મન આસ. જુઓ. ૧૮
અહનીશ ધર્મ હીએ ધરેરે, ધરમ જગતમાં સાર;
ધર્મ કરો ભવી ધસમસીરે, જિમ પામો સુખસાર. જુઓ. ૧૯
વખતચંદ રાસે થઈરે, ઢાળ ઓગણત્રીસમી એહ;
હીરવર્દ્ધન શીષ્ય ખેમનારે, વયણુ સરસ ગુણગેહ. જુઓ. ૨૦

દુહા.

પ્રભુ દરીસણુ કરી આવીઆ, ગુરૂ પાસે તિણિ વાર;
વિધિપૂર્વક વાંદી કરી, બેઠા સભા મઝાર. ૧
'ધર્મલાભ' દેઈ ધૂરે, મુનિવર મધુરે સાદ;
દેશના દે કલેશનાશિની, મોડે કુમતિ ઉન્માદ. ૨
ભવિક જીવ તે સાંભળે, સન્મુખ દૃષ્ટિ જોડી;
મુખ વિકસિત તેણે કરી, 'જીજી' કરે કરજોડી. ૩
કીશું કરે કવિ બાપડા, મિલ્યાજ મુરખ સાથ;
કીશું કરે તરૂણી ચતુર, ચઢી નપુંસક હાથ. ૪
ગોરસ જિમ વિલોઈ કરી, ઘૃત અમૃત ચાખંત;
તિમ સવિ શાસ્ત્ર મથી કરી, કવિ અમૃત ભાખંત. ૫
આંધા આગળ આરસી, બહેરા આગળ ગીત;
મૂરખ આગળ રસકથા, એ ત્રણે એકજ રીત. ૬
કવિતા કહે શ્રોતા સુણો, વક્તા કરે વિચાર;
ત્રણ પદારથ જો મિલે, વરતે રંગ અપાર. ૭
તે માટે શ્રોતા સકળ, તજો પ્રમાદ વિશેષ;
સ્વપર સમય જાણીને, ગુરૂ ભાખે ઉપદેશ. ૮

## ઢાળ ૩૦ મી.

( અરજ સુણોને રૂડા રાજિયા હોજી એ દેશી )

ચિહું ગતિ ગતિમાં રડવડે હોજી, કાળ અનાદિ અનંત;
સૂક્ષ્મ સૂક્ષ્મ બાદરમાં વળી હોજી, [1]જામણ મરણ કરંત.
દેશના દેશના સાંભળો શેઠજી હોજી,
મીઠી અમીરસ પ્રાય—દેશના દેશના. એ આંકણી.
[2]સલિલપ્રવાહે રડવડે હોજી, [3]દષદઘાટ ઘડાય;
અકામ અકામ સકામ તણે વસે હોજી, લહ્યો નરભવ સુખદાય. દે.
દોહીલો દોહીલો દશ દષ્ટાંતથી હોજી, ચુલગ આદે કરી એહ;
આરજ આરજ ખેત્ર તે દોહીલો હોજી, અચરીજ નહી ગુણગેહ. દે.
ઉત્તમ ઉત્તમ કુળ તિહાં દોહીલો હોજી, દેવગુરૂની સેવ;
જિનવચણ વચણ શ્રદ્ધા દોહીલી હોજી, દોહીલી પાલણ ટેવ. દે.
કર્મ કર્મ નટાવો ફેરવે હોજી, ઉંચ નીચ ગતી જેહ;
[4]મર્કટ મર્કટ જિમ [5]યોગી કરે હોજી, એમ નચાવે તેહ. દે.
દેવ દેવ ધર્મ ગુરૂ પાપીને હોજી, સુલભ જસ સંસાર;
ધર્મ ધર્મ વચણ તસ [6]પરગમે હોજી, દુર્લભબોધી ન લગાર. દે.
દાન દાન શીલ તપ ભાવના હોજી, ધર્મના ચાર પ્રકાર;
દાને દાને દાલીદ્ર રહે વેગલો હોજી, યાંસ કુમર પેરે સાર. દે.
[7]કંકર કંકર [8]રયણમય યથા હોજી, સથૂયદાન પસાય;
તિર્થંકર પદ બાંધીયો હોજી, ઘૃતદાને ધનાય. દે.
ખિર ખિર દાંને સુખ સદા હોજી, [9]ધનો શાલિભદ્ર લહંત.
એમ એમ દષ્ટાંતે કવના ઘણા હોજી, આગમ માંહી કહંત. દે.
શીલે શીલે સદ્ગતિ પામીયે હોજી, સોલ સતી સંબંધ;
નારદ નારદ સુદર્શન શેઠ હોજી, એમ ઘણા પ્રતિબંધ. દે. ૧
તપ કરી સુંદરી રોહીણી હોજી, નહી કોઈ તપની જોડી;
શિવ સુખ પામ્યા શાશ્વતા હોજી, કેઈ મુનિવરની કોડી. દે. ૧
ભાવ ભાવ ભરત નરિંદજી હોજી, આરીસાભુવન મઝાર;
અનિત્ય ભાવના ભાવતા હોજી, કેવળ લહ્યું તિણી વાર. દે. ૧

---

૧ જન્મ. ૨ જળ. ૩ પથ્થરની પેઠે. ૪ વાંદરો. ૫ જોગી હાથમાં નચાવે છે તેમ. ૬ પરિણુત થાય. ૭ પથ્થર. ૮ રત્ન. ૯ ધના અણગાર.

કુપિલ કુપિલ એલાચી આદે ઘણા હોજી, ભાવનાએ લહી [1]નાણ;
દશવિધ દશવિધ મુનિ ધર્મ છે, ખરો હોજી, બાર શ્રાવક ધર્મ જાણ. દે. ૧૩
મોહ મૂકીને મૂલથી હોજી, કષાય તણો [2]પરિહાર;
સ્વાર્થી સ્વાર્થી સહુ કોય છે હોજી, એ સંસાર અસાર. દે. ૧૪
જોવન જાયે નદી પુર સ્યું હોજી, રાખ્યા તે ન રહંત;
તન ધન અથીરપણે સદા હોજી, ચપલા ચપલ કહંત. દે. ૧૫
જરાકુતી કુતી જોવનશ શો હોજી, કાળ આહેડી નીત;
દોવેરી દોવેરી વિચ ઝુંપડી હોજી, કુશાળ કીહાં સુમિત. દે. ૧૬
ઇમ જાણી ઇમ જાણી ધર્મ કીજીએ હોજી, આળસ છોડી દુર;
ધર્મ ધર્મ કરી કેઇ સુખ લહ્યાં હોજી, તુમે પણ સુખ લહો પુર. દે. ૧૭
એક એક બી તી ચઉ પંચ લેહી હોજી, ઇંદ્રિય વિષય તે વીશ;
અશુભ અશુભ યોગે દુખ એહથી હોજી, એમ કહે જગદીશ. દે. ૧૮
એક એક ઇંદ્રિય વશ દુખ લહે હોજી, [3]માતંગ [4]મચ્છ [5]કુરંગ;
ભ્રમર ભ્રમર[6] પતંગ તણી પેરે હોજી, નિરખે દેવગુરૂ સંત. દે. ૧૯
ધન મુની ધન મુની જેણે વશ કર્યા હોજી, [7]પંચમી ગતિ તે જાનાર;
અહનીશ અહનીશ કરૂં તસ વંદના હોજી, પલમાં સો સો વાર. દે. ૨૦
સમકિત વિણ નવિ પામીયે હોજી, ગન વંછિત ફળ સાર;
કલ્પ કલ્પ વૃક્ષની ઉપમા હોજી, શિવસુખનો દેનાર. દે. ૨૧
આગળ આગળ દેશના સાંભલો હોજી, ગુરૂવયણાં ધરી પ્યાર;
ઢાલ ઢાલ પુરી થઇ એ ત્રીસમી હોજી, ખેમવર્દ્ધન સુખકાર. દે. ૨૨

દુહા.

કલ્પવૃક્ષની ઉપમા, કહી દેખાડું તેહ;
વિકથા તજી તુમે સાંભળો, પ્રિય લાગે ગુણગેહ. ૧
[8]મહિષી કિંનર ન્યાય તજી, મન રાખો એકતાર;
દુધ દુધ સહુકો કહે, દુધમાં ઘણો વિચાર. ૨
સત્ય ધાત પુષ્ટી કરે, ગોમહિષીનાં દુધ;
થોહરી અર્ક ખરસાણીનો, સમજણ રાખે જે અબુધ. ૩

---

૧ જ્ઞાન. ૨ ત્યાગ. ૩ હાથી. ૪ માછલાં. ૫ હરણ. ૬ તંગીઆં.
૭ મુક્તિ. ૮ ભેંસ.

જીવદયામાં મસ્તમન, પર દુખે દુખીઆ હોય;
[1]દુહવે નહી કોઈ જીવને, ધર્મ કહીએ સોય. ૪
'મર કહેતાં પણ દુખ લહે, મારે કિમ નવિ હોય;
ઇમ જાણી જીવ ઉગારીએ, દુરગતિ લહે ન કોય. ૫
ઇંદ્ર ચંદ્ર નાગીંદ્રને, કીડ કંથુઆ જાસ;
મરવું કોઈ વાંછે નહી, સહુને સરખી આશ. ૬
જિનશાસનમાં પામીએ, [2]હસ્તિ પદ ઉપમાય;
તે કારણ હવે સાંભળો, જિનશાસન સુખદાય. ૭
પંચ અંધ એક દેખતો, પુછે હસ્તિ સ્વરૂપ;
અંધ સમગ્રહ નવી લહે, દેખતો કહે તસ રૂપ. ૮
કેવલજ્ઞાન વિના નહી, લોકાલોક પ્રકાશ;
અંધ સ્પર્શ તે દાખવે, જેહનો જેવો અભ્યાસ. ૯
શરણે આવ્યો સરાખવો, હઠ મ કરો મધ્ય અચાંણ;
પાતકી અંત જો લીજીએ, તવ તે પ્રથમ કલ્યાણ. ૧૦
મૂલ અર્થ એહનો લહી, ઘટમાં રાખે જેહ;
હીરવર્દ્ધન શીષ્ય એમ કહે, નિર્મળ હોએ સદેહ. ૧૧

### ઢાળ ૩૧ મી.

( ઉઠ કળાલણ ભર ઘડોરે. એ દેશી. )

શુદ્ધ રસમય દેશનારે, મુનિવર ભાખે સાર;
ચઉગતિમાં ભવી પ્રાણીયા હે, દુર્લભ અંગ એ ચાર.
ભવીજન સાંભળો એ, ધર્મ દેશના સાર. એ આંકણી. ભ. ૧
દુર્લભ નરભવ પામવો હે, લહી સુલભ સંસાર;
પ્રથમ અંગએ નામથી હો, બીજો હવે અવધાર. ભ. ૨
જિનવચણાં સાધુ મુખે હે, ઠવણા મીલેવજી એહ;
સઘળાં ક્ષેત્રે નહી સદા હે, ગુરૂ જોગવાઇ ગુણગેહ. ભ. ૩

યતઃ—છપ્પો.

નરભવ આર્ય દેશ દેવ, ગુરૂ સંગમ આદરો;
શ્રાવક કુળ અવતાર, સુખ સંપત્તિ શું સોહરો;

---

૧ દુભવે–દુઃખ દીએ. ૨ હાથી.

તો હવે વંદી જિણુંદ, ગુરૂ પયવંદી સવારો;
ભાવ શુદ્ધ સિદ્ધાંત, અર્થ સાંભળી સંભારો:
રે ચિત્તમત બુધ હે ચતુર, તત્વ ત્રણ તું ધર ઇસ્યા;
કવિ ખેમ જેમ સોહે સદા, જડીત હીરકુંદન જીસ્યા.

તૃતિય અંગ વિચારજ્યો હે, પ્રવચન શ્રદ્ધા શુદ્ધ:
અજરામર પદ આપવા હે, સદ્ધહણા કરી બુધ. ભ. ૪

रुसर्कईतं करेई, जंस कहतंपि ल हणा।
सद्दहणा माणाजीवो, पावेइ अजरामरं ठाणं ॥× १

પરાક્રમ ધર્મ કારણે હે, ફોરવું થઈ ઉલ્લાસ;
દુર્લભ અંગ ચોથો કહ્યો હે, જેહથી લીલ વીલાસ. ૫

પરમ ચાર અંગ એ કહ્યા હે, દુર્લભ ચતુર સુજાણ;
વિષય રસ મન વાલીને હે, શિર વહો જિનવર આણ. ભ. ૬

વિનયમૂલ ધર્મ સુરતરૂ હે, થડ દયામય સાર;
આણા શ્રી જિનરાજની હે, પ્રબલ તસ વિસ્તાર. ભ. ૭

દાન શીળ તપ ભાવના હે, ચારે શાખાવૃદ્ધિ;
સંજમ ભેદે શુદ્ધ સત્તરને હે, સોય પડ શાખા કીધી. ભ. ૮

શ્રાવક વ્રત બારે ખરા હે, તેહ [1]પત્ર પવિત્ર;
સમકીત જ્ઞાન ચારીત્ર તેહ હે, કુંપલ ભેદે એ વિચિત્ર. ભ. ૯

સમતાધાર સંચીએ હે, સૂરી જિન પામે સો વૃદ્ધ;
જતન કરો [2]દવ ક્રોધથી હે, દીસે સકલ સમૃદ્ધ. ભ. ૧૦

સુર નરાધિપ ભોગતે હે, પુષ્પ એહના હોઇ;
આગળ શિવપદવી દીહે એ, ફળ અવિચળ સયણાં જોય. ભ. ૧૧

દુર્લભ દશ દ્દષ્ટાંતથી હે, પામ્યો તુમે સુરવૃક્ષ;
હવે મિથ્યામતિ ગજ થકી હે, કરજો યતન ભવી દક્ષ. ભ. ૧૨

રાજધાની મોહરાયની હે, છળ તાકે નીશદીશ;
રખે પડો વશ તેહનેરે હે, કાઢીઆ તેર જગીસ. ભ. ૧૩

---

૧ પાંદડાં. ૨ આગ. × ગાથા અશુદ્ધ છે.

યત:

आलस्स मोहवन्ना, थंभा कोह ॰मायक विणता ।

भय सोग अनाणा, वक्खेव कउहल्लारमण काठीआ ॥× १

સેવનાં સુખ શાશ્વતા હે, અધિક કલ્પ વૃક્ષ એહ;
આરાધો આદર કરી હે, એહમાં નહી સંદેહ. ભ. ૧૪

જો ઇચ્છા તુજ ધર્મની હે, કરવાની હુઈ આસ;
કાવ્ય એક સુધારજ્યો હે, જ્ઞાની ગુરૂને પાસ. ભ. ૧૫

यदुक्तं.

तत्त्वानिव्रत धर्म संज॰गति ॰नाति सद्भावना ।

प्रत्याख्यान परिषह मिन्द्रियमद ध्यानानि रत्नत्र॰: ॥

लेश्यावश्यक काययोग सुमति प्राणप्रमाद्स्तप

संज्ञाकर्म कषाय गुत्पतीशाय क्रियासुधिभिः सदा । × १

સડણુપડણુ વિધ્વંસ તેહે, પુદ્ગલો એહ ધર્મ;
ઈમ જાણી શ્રોતાજનો હે, ધર્મ વિના સવિ ભર્મ. ભ. ૧૬

यदुक्तं. છપ્પો.

એ સંસાર અસાર જીવ, જયણા ધર્મ જાચો;
દાન શીલ તપ ભાવ દેવ, ગુરૂ સંગમ સાચો;
તન ધન જોબન અથીર જિસ્યો, રયણી સુખનાંતર;
અંજલિ જલ અણુહાર પેખ, પુણુતાસ પટંતર;
ગજકાન પાન પીંપલ જિસ્યો, લહીલા તસ્યો કે હો ગર્વ;
કવિ એમ કહે સુણો હો સયણા, દીસે સોવિણુસે સર્વ.

રખે ચલે [1]ધિર ધરમથી હે, તજો ક્રોધાદિ કષાય;
ઈંદ્રિય પાંચ વશ કરો હે, જિનધર્મ સોહીલો થાય. ભ. ૧૭

ચોરાસી લખયોનીમાં હે, ભુલો [2]ભૂરી ભમંત;
રાગી વિયોગી પ્રાણીઓ હે, જન્મ મરણ કરંત. ભ. ૧૮

એ સંસારી જીવને એ, સુખ નહી લવલેશ;
આશા બંધન બાંધીઓરે, પામે તુજ કલેશ. ભ. ૧૯

રાગદ્વેષ તણે વશે હે, બાંધે કર્મ એ જીવ;
ઉદય આવે તે તદા હે, ભોગવે પાડતો રીવ. ભ. ૨૦

---

૧ ધીરજ. ૨ બહુ. × શ્લોકો અશુદ્ધ છે.

માતપિતા કેહની સુતા હે, કેહના સુત કેહની નારી;
દુર્ગતિ જાતાં જીવને હે, નહી કોઈ રાખણહાર. ભ. ૨૧

સ્વારથનો સહુ એ સગો હે, સ્વારથ પાલે સહુ નેહ;
સ્વારથ જબ પહોંચે નહી હે, તુરત દેખાડે છેહ. ભ. ૨૨

માહરો માહરો મુરખ કહે હે, ધન ઘર એ પરિવાર;
પરભવ જાતાં જીવ એકલો હે, કોઈ ન જાએ [1]લાર. ભ. ૨૩

પહેલાં સમતા આદરો હે, જે સવિધર્મનો મૂળ;
સમકીત વિણ એમ કહે હે, ખંડણ તુસતુલ. ભ. ૨૪

અમૃતસમ સુણે દેશના હે, ધારે હૃદય મઝાર;
ઢાલ થઈ એકત્રીશમી હે, એમ કહે ધરી પ્યાર. ભ. ૨૫

**દુહા.**

ગર્ભાવાસમાં ચિંતવે, જન્મી સત્ સદા કરીશ;
ફરી દુખ એહવું ન પામીએ, ધર્મ ચિત્તે ધરીશ. ૧
જન્મ થયો તે વિસારીને, ઉહાં રહ્યો તે દુખ;
હવે તારા મનમાં વસે, કરી માને તે સુખ. ૨
બીજે દશકે વિદ્યા ભણે, જે કોઇ હોવે સુજાણ;
ત્રીજે સ્ત્રીવિષયારસે, લુબ્ધો થઈ અજાણ. ૩
ચોથે ધન ભણી ધાવતો, પાંચમે પુત્ર પરિવાર;
સગપણ સારાં જોડતો, એમ તે ભુલ્યો ગમાર. ૪
છઠ્ઠે દશકેં ઇંદ્રિય તણા, બળ ઘટ્યા તવ જોય;
ધર્મ કરૂં એમ ચિંતવે, પણ તે કાંઇ ન હોય. ૫
સિતેરે થયો ડોસલો, જરા પોહતી તે આય;
સર્જન વર્ગ માને નહી, મોંઢે શ્વાસ ન માય. ૬
એંસીએ બેવડ વળે, લાળ પડે બોલંત;
આંખ ગળે રોગ ઉપજે, હીંડંતાં ડોલંત. ૭
નેવું પછી પડે ખાટલે, નિંદ્રા નાવે તાસ;
ભુખ મંદ મનિચ્છા ઘણી, જિમ બાળક પેરે જાસ. ૮

---

૧ સાથે સાથે.

બીજેને ખૂંખૂં કરે, ચલણુ ન રહ્યો લગાર;
અદ્દભુત પુરૂષ વિડંબણા, અવજ્ઞાનો નહીં પાર; ૯
પત્ની પ્રેમ તજે વળી, પુત્રાદિક કહે એમ;
લવારો મુકો પરો, સમજી ન બોલો કેમ? ૧૦
જરા તણાં દુખ દોહીલાં, ધર્મ કરો નિતમેવ;
આઉખું જગ ચપળ છે, દેવ ધર્મ ગુરૂ સેવ. ૧૧

### ઢાળ ૩૨ મી.

( મ કરો માયા કાયા કારમી. એ દેશી. )

મુગતિ તણાં સુખ પામવા, જહાં છે સુખ અપારરે;
ઉદાસીનતા સેરી ચિત્ત ધરોરે, જિમ પામો ભવતણો પારરે.
પ્રતિબોધ હિત શિક્ષા સુણો, એ આંકણી. પ્ર. ૧
અથીરપણે જીવ તેં કર્યાં, કુકર્મ કેઇ કોડીરે;
રાગ તણે રંગે કરી, જીવહ આણી ખોડરે. પ્ર. ૨
ઇંદ્રિય પાંચે મુકી મોકલી, હુઓ સંસાર વ્યાપારરે;
તે સુખ કહીએ કેટલા, જે જીવે કર્યાં બહુ પાપરે. પ્ર. ૩
જ્ઞાનદૃષ્ટિ રાખો સદા, અવસર ફીરી ફીરી એહરે;
મોહ મમતા મદ પરિહરો, સમતા સાથે ધરો નેહરે. પ્ર. ૪
પ્રભાતે જે દીસે વળી, સંધ્યાએ તે નવિ હોયરે;
કનક વસ્તુ પરિહારની, મમ કરો મમતા કોઇરે. પ્ર. ૫
છેદન ભેદન કરી કરી ઘણા, પોષી એ કાયા અપારરે;
એક જીવ જાએ તદા, દેહી કરે તેહી છારરે. પ્ર. ૬
ધન [1]ધરણી મંદિર રહે, સીમ રહે પરવારીરે;
કાયા અગ્નિ પરજાળીએ, એકલો જીવ નિરધારરે. પ્ર. ૭
ધન મેલજ્યું અવતારમાં, પડી રહ્યો નવિ આવ્યો ભાગરે;
કાઢીએ કટ તણો, ભાજન ભરી તે આગરે. પ્ર. ૮
મરણ લહે મન માનવી તદા, સગાં કરે શોચ અપારરે;
મારગ જગ સહુ એક છે, નવિ જાણે એમ ગમારરે. પ્ર. ૯

---

૧ સ્ત્રી–ગૃહિણી.

તિર્થંકર ચક્રી ગણધરા, કુંણ રાણા કુંણ રાંકરે;
ગજ રથ ઘોડે જે બેસતાં, પરલોકે ગયા નિશંકરે. પ્ર. ૧૦
નગ્નપણે જીવ જનમિયો, જાવું છે તેહીજ સ્વરૂપરે;
ઇમ જાણી સંબલ રાખજો, સંસાર એહ વિરૂપરે. પ્ર. ૧૧
દેશ દેશાવરે જે ગયા, આવી મિલે વળી તેહરે;
મોટે મારગે પ્રાણી જે ગયા, ન મિલે તેહ સ્યો નેહરે. પ્ર. ૧૨
પરભવ જાતાં જગજીવને, કોઈ આડો નહિ થાયરે;
ચોસઠ સહસ પ્રેમદા પતિ, તેહી પરલોકે જાયરે. પ્ર. ૧૩
બત્રીશ લાખ વિમાનના, સેવના દેવ સેવંતરે;
કામ ધાર્યાં કરે મનસ્યું, તે પણ ચંદ્ર ચવંતરે. પ્ર. ૧૪
માતપિતા બંધવ આદે, કુણ વૈરી કુણ મિત્રરે;
સગપણ ઘણીવાર પામિયો, સાંભળો સહુ એક ચિત્તરે. પ્ર. ૧૫
સુઈ અગ્રે ભુંઇ માંપીયે, ચૌદહ રાજ પ્રમાણુરે;
તે સઘળી ફરસી સહી, ફરસી આઠહ ખાંણુ રે. પ્ર. ૧૬
નિગોદ તણા ભવ પુરિયા, સાત નરક કિયા વાસરે;
બંધન છિદન ઘંચ ઘોલના, દુખ લહ્યાં કુંડ અભ્યાસરે. પ્ર. ૧૭
સાયર [1]તડાગ નદી કુપનાં, તેં પીધાં માયનાં થાનરે;
પરવતથી અધિક વળી, આરોગ્યા જીવ તેં ધાનરે. પ્ર. ૧૮
પાણીનો પાર નહી રહ્યો, તોહી તૃપ્તિ ન લીધરે;
ભૂરિ ભવંતર પુરતાં, જીવ તેં ઈમિ પાણી પીધરે. પ્ર. ૧૯
એમ ભમંતાં તાહરે સહુ સગો, શત્રુ ન કોઈ સંસારરે;
સમતાશું મન સંવરી, મૈત્રી ભાવ વિચારરે. પ્ર. ૨૦
[2]કુશ અગ્ર જલ બિંદુ જિમ, જળપંપોટ વીજળી હોઈરે;
ઈંદ્રિ ધનુષ્ય ગજ કાન પરી, જીવિત સફળ તું જોયરે. પ્ર. ૨૧
સુપન સમોવડ જાણજે, એ સઘળો સંયોગરે;
ધર્મ છંડીશ મન થકી, તેહનો લહી સંયોગરે. પ્ર. ૨૨
આપ આપણે સ્વારથે, બ્હાલપણું તું જાણુરે;
મોહ મમત મુકી પરે, મ કરીશ પર તહ હાંણીરે. પ્ર. ૨૩

૧ સરોવર. ૨ કુશળનામનું ઘાસ–તેના અગ્ર ભાગમાં.

નરભવ લહી મત હારજે, શ્રાવક કુળ તુમ લીધરે;
જરા પહોંચે નહીં તિહાં લગે, પાળજો સમકીત શુધરે. પ્ર. ૨૪
આધિ વ્યાધિ નીરોગી કાયા, પાંચે ઇંદ્રિય સમરથરે;
આળસ છાંડી નિજ દેહનો, સાધે જે નિજ [1]પરમથરે. પ્ર. ૨૫
આઉખું જાએ દિન દિન પ્રતે, ચેત ચેતન મહારાજરે;
રત્ન ચિન્તામણિ સારીખો, નરભવ લહી શુભ સાજરે. પ્ર. ૨૬
આ લે મમહાર પામી કરી, દાન દયા ચોધારરે;
ભોગ ભલા ભવિ તે લહે, અંતે શિવસુખ ફળ સારરે. પ્ર. ૨૭
દેશના દંપતિ સાંભળી, ધન્ય જિનશાસન એહરે;
નિર્મળ હૃદય કરી સદ્દહવે, બાર વ્રત કહો ગુણગેહરે. પ્ર. ૨૮
સમજણ પડે તિમ દાખીએ, હૃદય ધરી પ્યારરે;
ગુરૂ ભણે ભવી સાંભળો, વ્રત બારે સુખકારરે. પ્ર. ૨૯
કિંચિત જાણવા કારણે, કહી રચું મધુરી વાતરે;
એકમના સહુ સાંભળો, વિચમેં તજી વ્યાઘાતરે. પ્ર. ૩૦
ઢાળ બત્રીશમી એ ભલી, દેશના અમૃતપ્રાયરે;
ખેમવર્ધન ભણે શેઠજી, અહો વ્રત બાર સુખદાયરે. પ્ર. ૩૧

### દુહા.

એમ દિન પ્રતે સુણે દેશના, દોય ધર્મના ભેદ;
સાગારી અણગારના, પાળો ધરી ઉમેદ. ૧

ભેદ દશ અણગારના, ખાંત્યાદીક જે શુદ્ધ.
બાર ભેદ સાગારના, ગુરૂ સેવે લહે બુધ. ૨

ધરમ કરાવો ધસમસી, ભેદ ચ્યાર જસ સાર;
દાન શીલ તપ ભાવના, મોક્ષ તણો ઉદ્ધાર. ૩

વીશ વસા તિહાં પાળવી, જીવદયા ભલી ભાત;
તે મુનિ ધર્મ આરાધતાં, કરે કર્મનો અંત. ૪

તેહથી ઉતરતો કહ્યો, કાયરને સાગાર;
બાર ભેદ છે તેહના, સમકીત મૂળ ઉદ્ધાર. ૫

---

૧ પરમાર્થ.

દર્શન મોહ ક્ષ્મોપશમ, આદિ થકી ઉત્પન્ન;
જીવાદિક શ્રધાન શુદ્ધ, સમકીત વડું રતન. ૬
તત્ત્વત્રયનો જે સદા, અધ્યવસાય વિવેક:
તે સમકીત કહીએ વળી, તેહના ભેદ અનેક. ૭
સમકીત અરીહંત ધર્મનું, મૂળ ભૂત નિરધાર;
ગ્રંથ મહીમા તેહનો ઘણો, ભાખ્યો છે વિસ્તાર. ૮
દુવિધ ત્રિવિધ ઈત્યાદિકે, [1]દ્વાદશ વ્રત આચાર;
સમકીત ઉત્તર ગુણ સહીત, ભાંગા એહના ધાર. ૯
કોડ તેરસેં ઉપરે, તિમ ચોરાસી ક્રોડ;
બાર લાખ તસ ઉપરે, સહસ સત્તાવીશ કોડ. ૧૦
દોય સત દોય કહ્યા વળી, ભંગ એના જાણ;
એ સરવે માંહી સરે, સમકીત પ્રથમ વખાણ. ૧૧
એ વિણ એકે ભંગનો, સંભવ નોહે તેમ;
તે માટે પ્રભુજી કહ્યું, આગમ માંહી એમ. ૧૨
કારક રોચક દીપકે, સમકીત ત્રિહું પ્રકાર;
ચારિત્રી અવિરતિ તથા, મિથ્યાદષ્ટી વિચાર; ૧૩
પંચદોષ એહના કહ્યા, શંકા [2]કંખ [3]વિગંછ;
તિયપ [4] સંસ[5] સંથવ કહ્યો, [6]વરજે સમકીત સંચ. ૧૪
મૂલ એહ સાજું કરે, આગળ એહ વિસ્તાર;
સમકીત મૂલ વ્રત બાર જે, એહ ધર્મ સાગાર. ૧૫
સ્થૂલ આગારે દશ રહ્યા, આરંભે રહે પંચ;
સાપરાધ સાપેક્ષથી, અર્ધ અર્ધનો સંચ. ૧૬
એમ સાગારી સવાવસો, જો કરૂણા પાળંત;
અચ્યુત સુર લગે આઉખું, બાંધે કોઇ ગુણવંત. ૧૭

## ઢાળ ૩૩ મી.

( ઈડર આંબા આંબલીરે. એ દેશી )

સમકીત સહિત વ્રત બારનોરે, સાંભળો શુદ્ધ વિચાર;
દેવગુરૂ ધર્મ માનીએરે, પરખી શુદ્ધ આચાર. ચ. ૧

---

૧ બાર. ૨ કાંક્ષા. ૩ વિતિગિચ્છા. ૪ પ્રશંસા. ૫ સંસ્તવ. ૬ ત્યાગ કરે.

ચતુર નર, સેવો એ વ્રત બાર,
જિમ લહો ભવ તણો પાર, ચતુર નર સેવો. એ આંકણી.
દોષ અઢાર કર્યા વેગળારે, ચોત્રીશ અતિશય ધાર;
પાંત્રીશ વાંણી ગુણે ભર્યારે, દેવાધિદેવ આધાર. ચ. ૨
જ્યોતિ સ્વરૂપી સાહેબારે, કર્મ કરી ચકચૂર;
અરીહંત અરી હણ્યા થકીરે, રાગદ્વેષ કરી દૂર. ચ. ૩
ક્રોધ માન માયા તજીરે, લોભ તણો પરિહાર;
દેવ તે કહીએ એહનેરે, અવર નહી ચિત્ત લગાર. ચ. ૪
જન્મ જરા મરણે કરીરે, મૂંકાણા ગુણ ગેહ;
શાશ્વતા સુખ જે વર્યારે, દેવાધિદેવ તે એહ. ચ. ૫
ગુરૂ ગુણવંતા દેખીનેરે, સેવો ધરી બહુ પ્રેમ;
સત્તાવીશ ગુણ [1]અલંકર્યારે, સેવે સુખ લહો ક્ષેમ. ચ. ૬
હિંસા થકી વિરમ્યા સદારે, નહીં વિકથા નહીં કષાય;
પરઉપગાર ઉતાવળારે, દેશનાં અમૃત પાય. ચ. ૭
રાજસિદ્ધ કામિની તજીરે, સમતા શ્યું લયલીન;
પરિષહ ફોજ હઠાવીનેરે, પગરણ ચૌદ તસ [2]ચીન. ચ. ૮
એહવા ગુરૂની સેવનારે, કરો ભવિજન નિત;
આહાર પાણી વસ્ત્રાદીકેરે, સાચવજો એક ચિત્ત. ચ. ૯
કાળ પ્રમાણે જાણીનેરે, જેહમાં ગુણ નિહાળ;
તે મુનિ નિત પ્રતે નમોરે, તારણ તરણ દયાળ. ચ. ૧૦
ધર્મ તે કહ્યો જિનરાજજીરે, જીવ દયા મંડાણ;
દાન શીલ તપ ભાવનારે, ચાર ભેદ સુજાણ. ચ. ૧૧
પ્રાણાતિપાત વિરમણ પહેલુંરે, સ્થૂલ જીવ [3]રખોપ;
નિર્દયપણું નિવારીનેરે, ન કરે બહુ તસ કોપ. ચ. ૧૨
મૃષાવાદવિરમણ કહ્યુંરે, બીજું વ્રત સુખકાર;
[4]કન્યાલીક આવે વળીરે, અસત્ય વચન પરિહાર. ચ. ૧૩
અદત્તાદાનવિરમણ ત્રીજુંરે, પરધન લીએ તેહ;
પરધન લેતા પારકારે, પ્રાણ હરણ સમ એહ. ચ. ૧૪

૧ શોભીતા. ૨ ચિન્હ. ૩ સાચવવા, રક્ષા કરવી. ૪ કન્યા વિષે ખોટું બોલવું.

ચતુર ચોથે અણુવ્રતેરે, પરદારાપરિહાર;
નવ વાડ રાખો નિર્મળીરે, જિમ લહો ભવ [1]નિસ્તાર. ચ. ૧૫
પાંચમે અનુવ્રતે એમ ભણેરે, પરિગ્રહનું પરિમાણ;
ઈચ્છા પરિમાણે રાખીએરે, સંતોષી સુખીયાં જાણ. ચ. ૧૬
છઠે દિગ્ વિરમણ વ્રતે, દિશી ગમણનું માંન;
ગુણવ્રત પ્રથમ અતિ ભલુરે, જસ હીયડામાં સાન. ચ. ૧૭
ભોગપભોગ સાતમુરે, બીજું ગુણવ્રત જાણ;
કર્માદાન પન્નર તણારે, ગુરૂ મુખ સુણો સુજાણ. ચ. ૧૮
અનર્થદંડ તે આઠમુંરે, ત્રીજું એ ગુણવ્રત;
સહેજે દંડાએ આતમારે, જો નવિ રાખે સરત. ચ. ૧૯
નવમું સામાયક વ્રત કરોરે, સમ પરિણામ ધરંત;
કંચન પથર સમ ગણેરે, શિક્ષાવ્રત પ્રથમ ગણંત. ચ. ૨૦
દશમ દશાવગાસિકેરે, બીજું શિક્ષા નામ;
સંભારે સંક્ષેપીનેરે, દિનપ્રતે ધારે કરે કામ. ચ. ૨૧
પૌષધ વ્રત અગ્યારમુંરે, શિક્ષાવ્રત ત્રીજું જોય;
રાગદ્વેષ રહિત વળીરે, કીરીયા કરો સહુ કોઈ. ચ. ૨૨
અતીથિસંવિભાગ બારમુંરે, ચોથું શિક્ષા સાર;
પડીલાભે અણગારનેરે, ચ્યારે શુદ્ધ આહાર. ચ. ૨૩
એમ બારવ્રત નામથીરે, આગમમાં વિસ્તાર;
દશ શ્રાવક જે વીરનારે, કર્યાં કર્મ નિસ્તાર. ચ. ૨૪
સાગરચંદ કામદેવજીરે, ધનો સુલસ આણંદ;
એ આદી કેઈ તર્યારે, પામ્યા પદ મહાનંદ. ચ. ૨૫
જય વિજય હરીબલ સહીરે, કમલ શેઠ ધનદત્ત;
સુદર્શન, ધન્ય શેઠજીરે, નિર્મળ જસ વળી મત. ચ. ૨૬
એકવીશ ગુણ અંગે ધરેરે, પરિહરે પ્રમાદ;
વિષય કષાય પડી પાતળારે, ઈંદ્રિયના ઉન્માદ. ચ. ૨૭
પાંચ પચીસ ત્રેવીસ છેરે, વિકથા ચારે ભેદ;
મદ આઠે કરો વેગળારે, જિમ છેદા ત્રિહું [2]વેદ. ચ. ૨૮

૧ પાર. ૨ વેદ—જાતિ. ત્રણ, નર, નારી, નપુંસક.

[1]ચિહુ તજી [2]પંચમી ભજીરે, છચોક કહી વાત;
છ ચોકું ચોવીસ જેરે, તે આગમ વિખ્યાત. ચ. ૨૯
જિનવાણીજ [3]ઘન વુંઠડેરે, સમકીત તરૂ સિંચંત;
સડસઠ બોલે શોભતોરે. ફળ મુગતિ લહે તેહ. ચ. ૩૦
હિતકારી સુણે દેશનારે, દંપતિ આદે રસાળ;
બાર વ્રત પાળે સદારે, શુદ્ધ મને વિશાળરે. ચ. ૩૧
દૃઢ ધર્મી ધાર્યું તે હુઆરે, ચળે નહી લગાર;
જિન વચને શંકા નહીરે, સદ્દહે સુણી ધરી પ્યારરે. ચ. ૩૨
એમ સદા સુણે દેશનારે, ધર્મી સહુ પરિવાર;
બીજા પણ શ્રાવક ગુણીરે, કરવા ધર્મ વિચાર. ચ. ૩૩
અંતરમુહુર્ત્તમાં સાતમીરે, અંતર મુહુર્ત શીવ જાય;
પરિણામે શુદ્ધ શુદ્ધતારે, પ્રસન્નચંદ્ર ઋષિરાય. ચ. ૩૪
કુંડરીક પુંડરીક વળીરે, શશી સુર સબંધ;
તે માટે તુમે શેઠજીરે, હીરવર્ધન શિષ્ય પ્રતિ બંધ. ચ. ૩૫
ઢાલ ધર્મની એ ભલીરે, તેત્રીશમી એ સાર;
હીરવર્ધન શીષ્ય કહે એમરે, કરો ધર્મ નર નાર. ચ. ૩૬

## દુહા.

શાંતિદાસ ભરાવીયા, બિંબ મનોહર જેહ;
માટી ખણતાં નીસર્યા, પુન્ય પ્રગટ જગ એહ. ૧
ઓચ્છવ મહોચ્છવ બહુ કરી, અજીતનાથ ભગવાન;
દેહરામાં પધરાવીયા, રાખી હૈયડે સાન. ૨
મહોચ્છવમાં નહી મણા, વાજીંત્ર વાજે તામ;
રાજનગર શ્રાવક સુખ, ખરચે બહુલા દામ. ૩
રાજી થયા ઘણું શેઠજી, પ્રતિમા સુંદર દેખ;
જન્મ કૃતારથ આજથી, માહરો પુન્ય વિસેસ. ૪
દેહરૂં ઘણું દ્રવ્યે કરી, અજીતનાથનું જેહ;
કરાવ્યું ખાંતે કરી, પૂર્વે કહ્યું ગુણગેહ. ૫

---

૧ ચાર ગતિ. ૨ પાંચમી ગતિ–મુક્તિ. ૩ વરસાદ.

સંઘમાં હર્ષ વધામણાં, કરણી મંગળ માળ;
અજીત સુખી સદા, પુન્યે ભાગ્ય વિશાળ. ૬
શ્રાવક સુખિયા અતિ ઘણા, શેઠના વારા માંહી;
જિન શાસન ઉદ્યોતકર, અવતર્યા જગમાંહી. ૭
ધર્મ સ્નેહ વધતો ધરે, સગપણ સામી જાણ;
વચન ન લોપે શેઠનું, ધર્મી વડા સુજાણ. ૮
સમેતશીખર રચના કરી, પંડિત પદ્મવિજય;
સાંનિધકારી શેઠજી, સંઘ સકળ ગુણગેહ. ૯
કિંચિત્ નામ સુણો ભવી, સંવત અઢારા માંહી;
શુભકરણી કારકગુણી, દિન દિન અધિક ઉછાહી. ૧૦
શુભ કરણી અનુમોદતાં, લેતાં ઉત્તમ નામ;
મન વાંછિત ફળ પામિયે, સરવે સીજે કામ. ૧૧

## ઢાલ ૩૪ મી.

( મારૂજી નિંદલી નયણાંરે વિચે ઘૂલ રહી. એ દેશી. )

સયણાં ભાગ્યવડો શેઠજી તણો, પુરૂષ રતન ઉત્પન્ન હો,
સુગુણ પ્રાણી; સયણાં ભાગ્યવડો શેઠજી તણો.
ઉન્નત જિનશાસન તણી, ઠામ ઠામ ધન્ય ધન્ય હો. • સુ. સ. ભા. ૧
જોગવઈ રૂડી મીલે, સંયોગે ધર્મ થાય હો. સુ. સ.
ધર્મ કારણ જાણી, શેઠજી પણ જોડ હો. સુ. સ. ભા. ૨
ઉદ્યોતકારી શ્રાવક તણા, નામ રહું ધરી પ્યાર હો. સુ. સ.
રાજનગર શ્રાવક સુખી, ખરચે ધન અપાર હો. સુ. સ. ભા. ૩
પ્રેમચંદ લવજી લાહો લીએ, સંઘપતિ થઈ ઘણી વાર હો. સુ. સ.
એ સમ જગ જોતાં નહીં, ધર્મી જન આધાર હો. સુ. સુ. સ. ભા. ૪
પ્રેમાવશી પ્રેમે કરી, નવખંડ રાખ્યો નામ હો. સુ. સ.
મુગતીગામી એ લક્ષણો, ઉત્તમ કીધાં કામ એ. સુ. સુ. સ. ભા. ૫
મીઠાચંદ લાધા તણી, જોડી નહીં જગમાંહી. સુ. સ.
લાહો લીહે લખમી તણો, શીરોમણી ઉપગારી ત્યાંહી હો. સુ. સ. ભા. ૬
પાટણમાંહી વાસી તે જાણજો, રતન પુરૂષ અવતાર હો. સુ. સ.
જે જે કાર્યો રૂડાં તિહાં, આળસ તજી કરે સાર હો. સુ. સ. ભા. ૭

ધર્મચંદ સુત તે ભલો, લાલા હરખચંદ નામ હો. સુ. સ.
સિદ્ધગિરી સંઘ ભલી પરે, રૂડાં કર્યાં ઘણાં કામ હો. સુ. સ. ભા. ૮
હરખચંદ લાલા મહાગુણી, બીજો સંઘ ગોડી રાય હો. સુ. સ.
તે સંઘમાં પણ નહી મણા, તસ ગુણ [1]કેતાં કહેવાય હો. સુ. સ. ભા. ૯
તસ સંઘ હઠીસંગ ગુણેભર્યો, રૂડાં કરાવે કામ હો. સુ. સ.
રૂપવંત ગુણ આગળો, રાખે પિતાનું નામ હો. સુ. સ. ભા. ૧૦
દેવ ગુરૂધર્મ સેવે સદા, દાની માની દાતાર હો. સુ. સ.
દિન દિન દોલત દીપતી, ભોગી ભ્રમરસમ સાર હો. સુ. સ. ભા. ૧૧
ઉત્તમ કુળમાં આવીને, ઉત્તમ સંગત હોય હો. સુ. સ.
સોનું ને સુગંધતા, જગમાં દુર્લભ જોય હો. સુ. સ. ભા. ૧૨
દેહરૂં કરાવે [2]ચુંપશું, ખરચીને તે તં દામરે. સુ. સ.
પુરવ રીત લોપે નહીં, કુળ કીર્તિ સુખધામ હો. સુ. સ. ભા. ૧૩
દેશ દેશાવર ઓળખે, કરણી જેની વિશાળ હો. સુ. સ.
પામ્યા તે વળી પામશે, ધરમથી સુખ રસાલ હો. સુ. સ. ભા. ૧૪
અનોપચંદ સુત ગુણ નીલો, કર્મચંદ ગુણ ગંભીર હો. સુ. સ.
એહના ઘરની ઉપમા, જગડુ સમ જસ લેહ હો. સુ. સ. ભા. ૧૫
દામોદર સુત પ્રેમચંદ તણા, પુણ તે ત્રણ રતન હો. સુ. સ.
તત્વત્રયીને ઓળખે, મણુય જનમ ધન્ય ધન્ય હો. સુ. સ. ભા. ૧૬
સાકરચંદ બીજા વળી, જમનાદાસ સુજાણ હો. સુ. સ.
ત્રીજા કરમચંદ સુંદરૂં, ભાઈ ત્રણ ગુણ ખાણ હો. સુ. સ. ભા. ૧૭
લખમીચંદ ધરમચંદ ઘણી, કરણી ઉત્તમ સાર હો. સુ. સ.
ઓછવ કલ્યાણક પંચનાં, કર્યા તે ધરી પ્યાર હો. સુ. સ. ભા. ૧૮
લાલા ખેમા ધરમી વડો, સમજણ સઘળી તાસ હો. સુ. સ.
જવેર પ્રેમચંદ ભગ્ન તણો, સઘળી ક્રિયામાં અભ્યાસ હો. સુ. સ. ભા. ૧૯
શુભ કરણીકારક ઘણા, આગળ સુણો કહું તેહ હો. સુ. સ. ભા. ૨૦
ઢાલ પુરી ચોત્રીશમી, શેઠ વખતચંદ રાસ હો. સુ. સ.
તેહને વારે જે ગુણ ભર્યા, અહનીશ ધર્મ અભ્યાસ હો. સુ. સ. ભા. ૨૧

---

૧ કેટલાં. ૨ એકદમ—ચોંપથી.

સંગી શેઠ તણા તિણે, સામી સગપણ જાણ હો. સુ. સ.
સમય સંભારવા કારણે, એમ સુખ લહે તામ હો. સુ. સ. ભા. ૨૨

દુહા.

ગુણવંત શ્રાવક છે ઘણા, મોટા કારણ કીધ;
ધનવંત ધન ખરચ્યા જીણે, જસ મહિમા પ્રસીદ્ધ. ૧
રાધનપુર વાસો વસે, વ્યવહારીક બહુ વિત્ત;
પુન્યવંતા જિનશાસને, નિર્મળ જેહનાં ચિત્ત. ૨
બંધવ ચારે જોડલી, ચારે જેમ ધરમ;
ગુરૂ આણા શિરપર ધરે, વિનયાદિક ગુણવંત. ૩
જુઠા સુત જીવણ તણા, પુત્રને ત્રણ રતન;
દેવરાજ ગોવીંદજી, હેમજી વંશ ધન ધન્ય. ૪
જયવંત સુત કલ્યાણજી, બીજા રંગજી ગુણવંત;
કુશલો મુલજીશા તણો, દાનુશા ગુણ સંત. ૫
ભયચંદ સુત ચાર એ, અપર શાખા વિસ્તાર;
ગોવીંદજી ગુણ આગલો, કુલ કિરતન આધાર. ૬
શેત્રુંજે સંઘપતિ થઈ, રૂડી કરાવી જાત્ર;
ખલક મલક ભેટ્યા પ્રભુ, દીધાં દાન સુપાત્ર. ૭

ઢાલ ૩૫ મી.

( નૃપ નયણ ન મેલે નારથી. એ દેશી. )

એમ શ્રાવક સંઘપતિ થઇ કરી, જિન શાસન જયકાર હો;
ડાહ્યાભાઈ સુરત તણા, સંઘ સહીત ભેટ્યા ગોડીરાય હો. ૧
સાંનિધકારી શેઠજી, સઘળે રૂડે કામ હો;
આળ પંપાળ છાંડી કરી, પ્રભુ ભક્તિ સદા ગુણગ્રામ હો. સા. ૨
જયરાજ વહોરો ધર્મી ખરો, લીંબડી શહેર મઝાર હો;
દમણ માંહી દીપે ઘણું, હીરા રાયકરણ ચીત ઉદાર હો. સા. ૩
ભાવનગરમાં જાણીયે, લખુના લેરો આસ હો;
છાંણીમાં લાલા પારેખ છે, રૂડી મતિ ધર્મની જાસ હો. સા. ૪
માણેકચંદ રેશમવાળા, કરે સાચી સદ્દગુરૂ સેવ હો;
પૂજા રચાવે ભાવશું, રૂડી પડી જસ ટેવ હો. સા. ૫

રૂકમ પાંચસે ફૂલ તેહીએ, વરસો વરસ ઉલાસ હો;
ગુલાબચંદ વસંતે માસમાં, પૂજા રચી પુરે આશ હો. સા. ૬
ભગવાનદાસ મગવાણીયો, વચન પડયું તસ એમ હો;
સંવતસરીનાં પારણાં, કરૂં સહી એ મૂજ નેમ હો. સા. ૭
માણિકચંદ મકીમતી, હોડ કરે કુણુ તાસ હો;
ધર્મ સ્વરૂપની વાસના, વસી જસ હૃદય આવાસ હો. સા. ૮
ખુસાલ નિહાલ ભાવી ભલો, ક્રોધી નહીં લગાર હો;
ધર્મ કારણુ જાએ ધસી, ચતુર્વિધ સંઘની સાર હો. સા. ૯
ઇત્યાદિક શ્રાવક ઘણા, જિન આણા શિરપર ધાર હો;
પ્રીત પુરી શેઠજી ધરે, જિનશાસન જયકાર હો. સા. ૧૦
ધર્મસ્થાનક ધન વાવરે, સાતે ક્ષેત્ર મઝાર હો;
સાચા વચન એક એકના, સફળ કરે અવતાર હો. સા. ૧૧
માંહે માંહી ગુઝવારતા, કરતા ધર્મની એહ હો;
તન ધન યોવન કારીમો, નિર્મળ કરીએ શેઠ દેહ હો. સા. ૧૨
વર્ગ[1] ત્રણુ સાધે સદા, શેઠજી સઘ સહીત હો;
રાજનગર રળીઆમણો, ધર્મ કારણુ વાવરે વિત્ત હો. સા. ૧૩
પુજા શ્રી જિનરાજની, ઓચ્છવ મહોચ્છવ વિનીત હો;
દિન દિન હર્ષ વધામણાં, એમ શાસન રૂડી રીત હો. સા. ૧૪
અધિકારી શેઠજી જીહાં, મેલે શિવપુર સાથ હો;
પ્રભાવના પ્રમોદશું, લાહો લીએ નિજ હાથ હો. સા. ૧૫
જિન વાણી શ્રવણે સુણી, વ્રત ઉચરે કેઈ પુન્યવંત હો;
એકવીશ ગુણ અંગ ધરે, સરલ સ્વભાવી સંત હો. સા. ૧૬
ઢાલ ભલી પાંત્રીશમી, આગળ સુણો અધીકાર હો;
પુન્ય તણાં ફળ એ લહ્યાં, પુન્ય કરો નરનાર હો. સા. ૧૪

## દુહા.

નથુ શેઠ સુત ત્રણ ભલા, પહેલા દીપચંદ જેહ;
બાદરશાહ બીજા વળી, હીરાશા ગુણગેહ. ૧

---

[1] ધર્મ, અર્થ, કામ એ ત્રણ વર્ગ.

**દીપચંદના** પાટવી, **મલુકચંદ** પુન્યવંત;
તસ સુત **અમીચંદ** વળી, **અમૃતલાલ** ગુણ સંત. ૨
બીજા સુત **દીપચંદના**, લહરા સુત **કપુર**;
ત્રીજા **સોમચંદ** નામથી, ગુણે કરી ભરપુર. ૩
**મંછાશા દીપચંદતણા**, **ફૂલચંદ** પાંચમો તેહ;
**મંછાશા** સુત હોય છે, ઉમેદ **મકન** નામ તેહ. ૪
**બાદરશા** સુત ચારના, **મયાચંદ હરીચંદ** એમ;
**પ્રેમચંદ મુળચંદ** ચાર એ, શુદ્ધ ધર્મશું પ્રેમ. ૫
**હીરાશા** સુત જાણયજો, **તિલકચંદ** ગુણ જાણ;
**અક્રોધી** ભવી ભલો, માને દેવ ગુરૂ આણ. ૬
**જેઠમલ** સુત છે તણા, **મોહન** પહેલાં તામ;
**જવેર હરખ શીરચંદ** વળી, **વીરચંદ રાયચંદ** નામ. ૭
**કર્મચંદ મોહનતણા**, **સુરચંદ હરખાશાહ**;
**ભાઇચંદ શીરચંદ** તણા, એમ પુત્ર પૌત્ર ઉછાહ. ૮
જે પરિવારે આગળા, ગંજી ન શકે કોય;
દુર્જન સહુ બીહતા રહે, શેઠ પરિવારને જોય. ૯
ધર્મવંત ન્યાયી ઘણું, પર ઉપગાર કરંત;
સાંનિધકારી શેઠજી, ગુરૂ ગુણ સદા સમરંત. ૧૦
**રાજસાગર** સૂરિ નામથી, દિન દિન દોલતવંત;
તેજ પ્રતાપ કરી આગળા, ચિંતામણિ મંત્ર સમરંત. ૧૧

**ઢાલ ૩૬ મી.**

( હુયે ગોકુળ બોલાવે કાન ગોવીંદ ગોરીરે—એ દેશી. )

એમ **રાજનગર** મંડાણ, શેઠજી રૂડા રે;
ભદ્રક શ્રાવક વાસ, તે નહીં કૂડા રે. ૧
જ્ઞાન ક્રિયા ગુરૂ રાગ, જિનજીની સેવા રે;
સાંભળે તે સિદ્ધાંત; શિવ સુખ લેવા રે. ૨
**જવેરીવાડા** માંહી, પ્રાસાદ ભલેરા રે;
શેઠજી એતે કીધ, ટાળે ભવ ફેરા રે. ૩

---

૧ મંદિરો.

દીઠે દુખ જાયે દુર, પ્રભુ મુખ જોતાં રે;
હરખ તણા નહીં પાર, પાતિક ધોતાં રે. ૪
આદીસર મહારાજ, પ્રતિમા ભારી રે;
ભુંયરામાં સુખકાર, ત્રણ બેસારી રે. ૫
જિન મંદીર તે કીધ, શાંતી શાહજી રે;
પ્રતિમાનો નહી પાર, દીઠે દિલ રાજી રે. ૬
સિદ્ધગિરિ આદિ જીણંદ, સાંભરે તેહી રે;
દીઠાં દરિસણ જાસ, અનોપમ એહી રે. ૭
શ્રી ચીંતામણ પાસ, દેહરૂં સાર રે;
નથુશાહ તે કીધ, દુખડાં વારે રે. ૮
અજીત જીણંદ મહારાજ દેહરૂં સોહે રે;
વખતચંદ જસ લીધ, દીઠે મન મોહે રે. ૯
દેહરૂં વીર જીણંદ, એહના ઘરથીરે;
મોટા દેહેરાં કીધ, શિવપુર અર્થે રે. ૧૦
બીજાં દેહરાસાર, જવેરીવાડે રે;
જેની સાર સંભાળ, લીએ તે વાડોરે. ૧૧
દેવળ સંભવનાથ, શોભા સારી રે;
દેહરા દેહરા માંહી, જોજો ધારી રે. ૧૨
એમ જિન મંદિર સાર, લીએ ભલેરી રે;
દિન પ્રતે જાત્રા કરેય, પ્રભુ મુખે હેરી રે. ૧૩
જવેરીવાડો એમ, સત્તાવીશ દેહરાં રે;
શિવ સુખના દાતાર, નહીં ભવ ફેરા રે. ૧૪
સાગરગચ્છ પોસાળ, શેઠજી આવે રે;
વખાંણ સુણે નિત, વાંદે ભાવે રે. ૧૫.
પૂજા વિવિધ પ્રકાર, શ્રી જિન થાય રે;
માદલના દોંકાર, આગળ ગવાય રે. ૧૬
અઠોતરી કરી તેહ, રોગ નિવારે રે;
સંઘ તણી લીએ સાર, દયા મન ધારે રે. ૧૭
જિન શાસન જયકાર, ધરમ હીએ ધરતાંરે;

મન વંછિત ફળ થાય, મનોરથ કરતાં રે. ૧૮
પડીકમણાં પોસાહ, કેઈ વ્રત ધારીરે;
દેવ જુહારે નિત, જસ મતિ સારીરે. ૧૯
દેહરાસર ઘરમાંહી. દંપતિ પૂજે રે.
અજિત જીણંદ મહારાજ. [1]દુરીત સવિ ધ્રૂજે રે. ૨૦
ત્રિહું કાળે એમ તેહ, દિન પ્રતે સેવા રે.
મુકે નહીં લગાર, પડયા તસ [2]હેવા રે. ૨૧
દ્દઢ ધર્મી તે લગાર, મળે નહી ધરમે રે;
દયા ધરમ જગ સાર, ન ભલે ભરમે રે. ૨૨
પંચલ પચીશી નીત, પ્રભાતે ગણુતા રે;
જિન મુની ગણે નાભાસ. વળી તે ભણુતા રે. ૨૩
છત્રીશમી એ ઢાળ, પુન્ય વિશાળે રે;
ખેમ સુખ લહે રસાળ, મંગળ માળ રે. ૨૪

**દુહા.**

વહેલા પ્રભાતે ઉઠીને, ચાર મંગળીકનાં નામ;
સમરણ કરે નિત શેઠજી, મન રાખી એક ઠામ. ૧

**यत.**

**मंगलं भगवान् वीरो, मंगलं गौतम प्रभु: ।**
**मंगलं स्थूलीभद्राद्या जैनो धर्मस्तु मंगलं ॥ १**

મંગળ પચીસી સાંભળો, શ્રોતા તમે ગુણવંત;
સૂર્ય પહેલાં તે ઉઠે, શુભ કરણી જસ હુંત. ૨

**ઢાળ ૩૭ મી.**

(ચોપાઇની દેશી.)

સરસતી માતા સારજ કરો, અમૃત વચન મુજ હીયડે ધરો.
પંચ પરમેષ્ઠી કરૂં પ્રણામ, વળી સંભાળું સહુ ગુરૂ નામ. ૧
મંગળિક ચાર કહ્યા જિનરાય, તસ સમરણ કીજે ચિત્ત લાય;
અતીત, અનાગત, ને વર્તમાન, બહોતર જિનનો ધરજો ધ્યાન. ૨
વિહરમાન જિન વિચરે વીસ, તસ નામે સવિ ફળે જગીસ;
શાશ્વતા જિન સમરો ચાર, સરવાળે છન્નુ નિરધાર. ૩

---

૧ દુષ્કૃત–પાપ. ૨ ટેવ.

એ છન્નું જિનવર ગુણગ્રામ, પ્રભાત સમય નીત લીજે નામ;
હવે બીજો મંગળીક એ સાર, પુંડરીક આદે ગણધાર. ૪
ચરમ તીર્થંકર એ પ્રધાન, શ્રી [1]ગોયમ [2]લબ્ધિ નિધાન;
સૂત્ર સિદ્ધાંતમાં સંખ્યા એહ, ચૌદસેં બાવન ગુણગેહ. ૫
ત્રીજા મંગળીકમાં નિર્ગ્રંથ, ધર્મ તણા જે સાધે પંથ;
સત્તર ભેદ સંજમના પાળ, પરિષહ સહે મુનિ થઈ ઉજમાળ. ૬
જ્ઞાનસહિત ક્રિયા કરે રંગ, સત્તાવીશ ગુણ ધરીઆ અંગ;
વિષય કષાય તણો પરિહાર, દોષરહિત લીએ શુદ્ધ આહાર. ૭
બેસી કનકકમલ વિચાલ, આગમ વયણ વદે કૃપાળ;
જંગમ તીરથ કહીએ એહ, પર ઉપગાર રવિ શશિ મેહ. ૮
એહવા ગુરૂ સેવો થઈ સાવધાન, તારણતરણ જહાજ સમાન;
અઢી દ્વીપમાં જે અણગાર, સ્થૂલિભદ્ર આદે તેહ સંભાળ. ૯
મંગલીક ચોથો જિનધર્મ, તેહથી ક્ષય થાય અષ્ટકરમ;
ધર્મ તણા એ ચાર પ્રકાર, દાનશીલ તપ ભાવના સાર. ૧૦
જૈનધર્મનો મહિમા ઘણો, સંક્ષેપે કહેશું ભવી સુણો;
ધર્મથકી હોયે નવે નિધાન, ધરમથકી લહીએ બહુ માન. ૧૧
ધરમથકી સજ્જન સંયોગ, ધરમ થકી લહીએ બહુ ભોગ;
ધરમથકી સવિ [3]આરતિ ટળે, ધરમથકી મનવંછિત ફળે. ૧૨
ધરમથકી લખમી અપાર, ધરમથકી ઘર રૂડી નાર;
ધરમથકી સઘળે જય વરે, ધરમથકી ચિંતે તે કરે. ૧૩
ધરમથકી કીરત વિસ્તરે, ધરમથકી આઠે ભય હરે;
ધરમથકી વેરી વશ હોય, ધરમથકી સુખીયા સહુ કોય. ૧૪
ધરમથકી સુરનર કરે સેવ, ધરમથકી મંગળ નિતમેવ;
ધરમથકી સેના ચતુરંગ, ધરમથકી મંદિર [4]ઉત્તંગ. ૧૫
ધરમથકી માનવ અવતાર, ધરમથકી ઉત્તમ કુળ સાર;
ધરમથકી કાયા નીરોગ, ધરમથકી સહુ ગુરૂ સંયોગ. ૧૬
ધરમથકી લહે લીલવિલાસ, ધરમથકી શિવ સુખ હોય ખાસ;
ધરમથકી તિર્થંકર હોય, શ્રી સિદ્ધાંત સંભાળી જોય. ૧૭

---

૧ ગૌતમ. ૨ લબ્ધિમનો ભંડાર. ૩ આર્તિ–પીડા. ૪ ઉચા.

દુલહો દશ દષ્ટાંતે સાર, શ્રાવક કુળ પામ્યો અવતાર;
હવે અહીંલે મહારી સભાય, કરો ધરમ ભવ દુખ મીટ જાય. ૧૮
મંગલીક ચાર તણાં એ નામ, ચિત્તમાં ધરજો તીરથ ઠામ;
શ્રી સિદ્ધાચળ ને ગિરિનાર, આબુ તારંગો મનોહાર. ૧૯
સમેતશિખર સિદ્ધ જિનવીશ, અષ્ટાપદ સમરો નિશ દિશ;
પારકરમાં ગોડી જિનરાય, વરણ અઢાર સેવે તસ પાય. ૨૦
વઢીઆરે સંખેસર ધણી, તસ કીરત છે જગમાં ઘણી;
એ આદી તીરથ વિશાળ, તેહ સાંભળો થઈ ઉજમાળ. ૨૧
શાશ્વતી અશાશ્વતી પ્રતિમા જેહ, સ્વર્ગ મૃત્યુ પાતાળે તેહ;
નાની મોટી પ્રતિમા કહી, ભવી પણ ભાવે પ્રણમો સહી. ૨૨
શાસનનાયક વીર જીણુંદ, મુખ સોહે પુનીમનો ચંદ;
કરજોડીને માગું એહ, મુજને કહી એમ દેજો છેહ. ૨૩
જિન ગણધર સાધુ ધર્મ સાર, સ્મરણ કરતાં લહે ભવપાર;
સડત્રીશમી એ પુરી ઢાળ, શેઠ વખતચંદ ગુણની માળ. ૨૪
ભણશે ગણશે જે પ્રભાત, મંગળ માળા લહે સુત સાત;
હીરવર્દ્ધન સુગુરૂ સુપસાય, ખેમવર્દ્ધન નિત નિત ગુણ ગાય. ૨૫

**દુહા.**

પહેલે દશકે રામ તપણે, લાલિત પાલિત જેહ;
કળા અભ્યાસ કર્યો ઘણો, બીજે દશકે તેહ. ૧
સમજણા થયા શેઠજી, વરસ પચીસમાં જાણ;
દામજી લશ્કર સમે, પ્રગટ નામ પ્રમાણ. ૨

**ઢાળ ૩૮ મી.**

( પ્રવહણ તિહાથી પૂરીયારે લાલ એ દેશી. )

રાજનગર રળીઆમણુંરે લાલ, વખતચંદ અવતાર. સુણો શ્રોતારે;
સંવત સત્તરદનુઆ સમેરે લાલ, કાતી વદી બીજ સાર સુ. ૧
સંવત અઢાર અઢારમાંરે લાલ, દામાજી લશ્કર વાત. સુ.
શેઠજી માન લહ્યું તદારે લાલ, મુટક ઘડાવ્યો વિખ્યાત. સુ. ૨
સંવત અઢાર છવીસમાંરે લાલ, તારાચંદ સંઘ જોય. સુ.
રાજનગરે તે આવીનેરે લાલ, સુરતવાસી સંઘ લેઈ. સુ. ૩

તારંગા આબુ ભેટી કરીરે લાલ, ગોડી સંખેસર પાસ. સુ.
ઉભી સોરઠ નેમનાથજીરે લાલ, સિદ્ધગિરિ ભેટયો ઉલ્લાસ સુ. ૪
સંવત અઢાર સાડત્રીશમાંરે લાલ, પ્રેમચંદ લવજી સાર. સુ.
સંઘવી સિદ્ધગિરિનો થયોરે લાલ, શેઠજી પણ હતા લાર. સુ. ૫
જીવણસુત દેવરાજજીરે લાલ, ગોડીજી સઘળે ભાળ. સુ.
સંવત અઢાર ત્રેતાલીશેરે લાલ, બીજીવાર રસાળ. સુ. ૬
પ્રેમચંદ લવજી તણોરે લાલ, સંઘ શેત્રુંજે વિશાળ. સુ.
સંવત અઢાર બાવીસનેરે લાલ, હ્રદયરામ દીવાન. સુ. ૭
મસાલીઆ ગોવીંદજીરે લાલ, પ્રેમચંદ લવજી પ્રધાન. સુ.
ત્રીહું જણ મલી સંઘવીરે, મારવાડે કરાવી જાત્ર. સુ. ૮
દાન માન જસ ઉજળોરે લાલ, દીધાં દાન સુપાત્ર. સુ.
સંવત અઢાર પંચાવનેરે લાલ, અજિતનાથ મહારાજ. સુ. ૯
ઓચ્છવ બહુ સુકતે કરીરે લાલ, શેઠજી વધારી લાજ. સુ.
ઉદયસાગર સૂરી તેડીને રે લાલ, પ્રતિષ્ઠા કેઈ બિંબ કીધ. સુ. ૧૦
ધન લાહો લેઈ શેઠજી રે લાલ, પ્રભુ બેસાડી જશ લીધ; સુ.
પૂજા પ્રભાવના નિત નવી રે લાલ, રાજનગર ઉછરંગ. સુ. ૧૧
ઠામોઠામ પૂજાતણી રે લાલ, ચોગવાઇ મેલે અભંગ; સુ.
લખમીચંદ ધર્મચંદ સુતે રે લાલ, ઓચ્છવ કરે વળી તેહ; સુ.
નંદીસર દ્વીપનો ભલો રે લાલ, પંચ કલ્યાણક ધરી નેહ. સુ. ૧૨
પરણાવ્યા પ્રભુ પોતે લઇ રે લાલ, શેઠાણીની પુરી આસ. સુ.
એ ઓચ્છવ ઘરે લાવીને રે લાલ, ઉપનો અતિ ઉલ્લાસ. સુ. ૧૩
સહસફણા પ્રભુ થાપીઓ રે લાલ, ધન ખરચી શુભ ચીત; સુ.
તે ઓચ્છવમાં નહી મણા રે લાલ, રાખી જિનશાસન રીત. સુ. ૧૪
ઓચ્છવ હોય લાગટ થયા રે લાલ, માસ દો લગે નીત; સુ.
મોહરાય જુઠો પડયો રે લાલ, ધર્મરાય થઈ સજીત. સુ. ૧૫
માતર ગામ મધ્યે વળી રે લાલ, લખમીચંદ કરે ખાસ; સુ.
દેવળ સુમતિ જીણંદનું રે લાલ, સંઘની પુરે તે આસ. સુ. ૧૬
ઇમ શુભ કરણીએ ઉપનો રે લાલ, દેવગતિ માંહી તેહ; સુ.
કોઈક શરીરે પેશી બોલીઆ રે લાલ, લોક મુખે વાત એહ. સુ. ૧૭

લાલા હરખચંદ તિણે સમેરે લાલ, સંઘ લઈ સિદ્ધગિરિ જાય; સુ.
મસાલીઆ ગોવીંદજી રે લાલ, લીંબડી એકઠા થાય. સુ. ૧૮
બેહુ સંઘપતી એકઠા રે લાલ, મળીહળી કરે જાત્ર; સુ.
લાહો લખમીનો લીયેરે લાલ, દેઇ દાન સુપાત્ર. સુ. ૧૯
શેઠજી પણ સાથે તિહાંરે લાલ, ભાવ ભલો મન માંહી. સુ.
સમય ભલો પંચાવનોરે લાલ, જગમાંહી દુખ નહી કાંઈ. સુ. ૨૦
સંવત અઢાર છપનેરે લાલ, કાકાજી અમદાવાદ. સુ.
આઠ વરસ લગે રહ્યારે લાલ, લોક જાણે જસ વાસ. સુ. ૨૧
સંવત અઢારે ચોસઠેરે લાલ, સંઘપતિ પોતે થાય. સુ.
શ્રી સિદ્ધાચળ ભેટીયારે લાલ, હૈયડે હર્ષ ન માય. સુ. ૨૨
સંવત અઢાર બાસઠેરે લાલ, ડાહ્યાભાઈ સુજાણ;
સુરતથી સંઘ લેઇનેરે લાલ, સુ. ૨૩
શેઠજીને પુછી કરીરે લાલ, ભેટણ ગોડીરાય; સુ.
સંઘ સરસ બન્યો અતિ ઘણુરે લાલ, ગોડીરાયને ભેટયા જાય. સુ. ૨૪
મોરવાડે પ્રભુ તેડીનેરે લાલ, સંઘને હર્ષ અપાર. સુ.
સંઘ સરસ રળીઆમણોરે લાલ, ઘણું શું કહું વારોવાર. સુ. ૨૫
શેઠાણી સાચા દિલથીરે લાલ, ઉજમણું સુખકાર. સુ.
કર્યું ધન ખરચી ઘણુંરે લાલ, લાહો લીધો ધરી પ્યાર. સુ. ૨૬
એમ શેઠજી ચિત્ત ઉજવળેરે લાલ, ધર્મમાં સઘળે જાય. સુ.
સાહાય કરે સંઘની સદારે લાલ, ધર્મીને ધર્મ સુહાય. સુ. ૨૭
સંવત અઢાર અડસઠમાંરે લાલ, શ્રી સંખેસર પાસ. સુ.
પગલાં ત્રણ જિનરાજનાંરે લાલ, થાપ્યાં આણી ઉલ્લાસ. સુ. ૨૮
અઠોતરી નિજ ઘરે કરી રે લાલ, એમ ઓચ્છવ રૂડી ભાત; સુ.
વિઘન હરે સંઘમાં સદા રે લાલ, રોગની હોય ઉપશાંત. સુ. ૨૯
સંવત અઢાર અગણોતરે લાલ, ઇચ્છાભાઈ ઘર નાર; સુ.
ઉજમણું રૂડું ઘણું રે લાલ, આગળ કહ્યો તે ધાર. સુ. ૩૦
નવાણું જાત્રા કરી રે લાલ, વર્ગ ત્રણ સાધ્યા સાર; સુ.
રૂડાં કારણ આવી મીલે રે લાલ, પુન્ય અપાર હોય. સુ. ૩૧
પુન્ય કારણ એમ મોટેકાં રે લાલ, શેઠના આઉખા મઝાર; સુ.
લઘુ અવસરની નહી મણા રે લાલ, કહેતાં કીમ આવે પાર. સુ. ૩૨

પુન્ય વડું સંસારમાં રે લાલ, નરનારી પુન્ય કરો સોય; સુ.
સમિહીત વસ્તુ પામીયે રે લાલ, પુન્ય સમો નહી કોય. સુ. ૩૩
પુન્ય પુરવ ભવ શેઠજી રે લાલ, કર્યાં તે પરમાણ; સુ.
આ જન્મ શુદ્ધિ સદા રે લાલ, કોઈ ન લોપી આણ. સુ. ૩૪
આ ભવ પુન્ય કર્યા ઘણાં રે લાલ, કિમ દુઃખ હોવે તાસ; સુ.
સુખ પામ્યા વળી પામશે રે, પુન્ય ખજાનો જસ પાસ. સુ. ૩૫
ઢાલ સુંદર એ રાસની રે લાલ, આડત્રીસમી રસાળ; સુ.
એમ કહે શ્રોતાજનો રે લાલ, પુન્યે મંગળ માળ. સુ. ૩૬

### દુહા.

ગુરૂ તેડી આદર દઈ, વિનતિ કરે ધરી નેહ;
સુણવા ધર્મ ઇચ્છા ઘણી, માણુય જન્મ ફળ એહ. ૧
તિણે કારણ તુમે આવીને, ધુપદીપ કરી સાર;
સ્મરણ સાત ગણી પછે, સુણાવો ધર્મ વિચાર. ૨
શેઠજી પાસે જાય સદા, દિન પ્રતે ધર્મ સ્નેહ;
એક મને તે સાંભળે, વિનય સહિત ગુણગેહ. ૩

### ઢાળ ૩૯ મી.

( રણઝણ રણઝણ રેંટીઓ બોલે, સાસુ જાણે વહુ કાંતે રે. મારી સહીરે સમાણી એ દેશી. )

પંચ પરમેષ્ઠી સમરણ કરીએ, દીન હીન ઉદ્ધરીએરે;
સુણો શેઠજી સોભાગી.
શોભાગી તુમ શુભ મત જાગી, નોકાર સગાઇએ તરીએરે. ૧
સુણો શેઠ સોભાગી એ આંકણી.

અનંત ચોવીસીએ એહજ દાખ્યો, ભાવી પ્રાણી સુણી ચિત્ત રાખ્યો રે. સુ.
મહા નિશિથ સૂત્રે જિનરાજ, સકળ મંત્ર શીરતાજરે. સુ. ૩
વંછિત પુરણ સુરતરૂ સરીખો, ચિંતામણીથી અધિક પરખોરે. સુ.
સેવો તન મન થઈ ઉજમાળ, મૂકી આળ પંપાળરે. સુ. ૪
મહીમા જાસ અતિ વીસાળ, સેવતાં સુખ રસાળરે. સુ.
એક અક્ષર ઉચારે જાએ, પાપ સાગર તે સાતરે સુ. ૫

પુરે પંચાવન જિનજી બોલે, મહીમા એમ વિખ્યાતરે. સુ.
ચક્રવર્તિ નૃપમાં ઉદારો, દેવમાં અરીહંત ધારોરે. સુ. ૬
પરવતમાં મેરૂ જિમ સોહે, રૂપમાં રંભા મોહેરે. સુ.
દયા ધરમ જગમાં સુખકાર, દાનમાં અભય ઉદારરે; સુ. ૭
એમ નવકાર શિવસુખ ધાર, ચોદ પૂર્વનું સારરે; સુ.
શિવકુમારને ફળ્યો તતકાળ, સુખ સંપદા લહી શ્રીપાળરે. સુ. ૮
નાગની જામ્યો દેઈ નવકાર, શ્રી શ્રીપાસ કુમારરે; સુ.
ધરેણેંદ્ર પદવી સુખ ભરપુર, કુળાવંતિ દુખ ગયાં દુરરે. સુ. ૯
કુંબલ સંબલ દોય થયા દેવા, નવકાર તણા ગુણ એહવારે; સુ.
એમ દિન પ્રતે ગોષ્ઠી કરતાં, ધ્યાન ધરમનું ધરતાંરે. સુ. ૧૦
સાતાપુછણ સજ્જન વર્ગ આવે, માન દેઇ બોલાવેરે; સુ.
સુખસાતા પુછે માંહોમાંહી, ધર્મ વાત ઉદેરે ત્યાંહીરે. સુ. ૧૧
સંસાર અસાર છે જ્ઞાની ભાખે, વસ્તુ અનિતપણે દાખેરે; સુ.
એમ વાત કરે નિર્મળ મન રાખી, મિછામિદુક્કડ દાખેરે. સુ. ૧૨
સોગ સંતાપ ન કરશો કોઇ, મરણાં જાણ્યા સંસારે જોઇરે; સુ.
સાહમી શીખામણ સહુ ન દેતા, નામ અરીહંતના લેતારે. સુ. ૧૩
ધર્મકરણી કરો ગુરૂ સેવા, પ્રભુ ભક્તિ કરો નિત એવારે; સુ.
એમ કરણી કરે શેઠજી સારી, ઉપગાર કરે ધારી ધારીરે. સુ. ૧૪
ખેમવર્દ્ધન પભણે ઇમ વાણી, ઉગણચાલીશમી ઢાળ વખાણીરે. સુ.
જે નરનારી નિત ભણશે, તે પાપ પુરવનાં હણશેરે. સુ. ૧૫

દુહા.

એમ દેશના ધરે સાંભળે, શેઠજી રૂડે ભાવ;
ગુરૂ પણ ભાખે પ્રેમથી, અંતરભાવ જગાવ. ૧

ઢાળ ૪૦ મી.

( વણઝારાની દેશી. )

હિત શિક્ષા સુણો સાર, ધ્યાન ધરો મન ધર્મનો;
—સુણો શેઠજી રે.
સહુ અતિ અથિર નિદાન, ફળ પાક એ શુભ કર્મનો. સુ. ૧

મેલી અનંતી વાર, પુદ્ગલ રાશિએ પ્રાણીએ; સુ.
ફિરી ફિરી ચાહે તાસ, શી મતિ તાસ વખાણીએ. સુ. ૨
નહી કોઇનું જગ કોય, સ્વારથનું સહુએ સગું; સુ.
એહને મેલીએ આપણો જાણી, તે જાણે એહને ઠગું. સુ. ૩
નવિ જાણે ઠગતો આપ, માયા વિલુદ્ધા જીવડો; સુ.
એતો જ્ઞાન નયણ કરી અંધ, શું કરે સદગુણ દીવડો. સુ. ૪
દુલહો જ વહો અંગ, તેહમાં મુલ તુમે લહ્યો. સુ.
હાર્યો ન આવે હાથ, પછે કહેશો જે નવી કહ્યો. સુ. ૫
સાથે ન આવે કોય, ધન રમણી નવિ તાહરી. સુ.
જાણો એ મૂઢ સ્વભાવ, મેં મેલી એ માહરી. સુ. ૬
માન વહ્યો મદ જોર, હું કરતા એ ભાવનો. સુ.
એ વ્યવહારિક ચાલી, નિશ્ચય આપ સ્વભાવનો. સુ. ૭
છો સુખના સરીખ, તો દુખ કારણ કાલ હો. સુ.
છે સુખનો એક હેતુ, સાર ધર્મ તે સદ્દહો. સુ. ૮
પરિહરજો પ્રમાદ, ક્રોધ માન માયા તજી; સુ.
ચાર ચાર તસ ભેદ, સોલ થાય સુણોહજી. સુ. ૯
નવ નોકષાય મિલે એમ, પચવીશ ભેદ જાણો થયા; સુ.
તજીએ એહનો સંગ, અવગુણકારી ગ્રંથે કહ્યું. સુ. ૧૦
રાગ દ્વેષ વસે જીવ, પાપ કર્મ જાણે સહી; સુ.
સત્તાવન હેતુ વિચાર, સાંભળો ગુરૂ મુખે સહી. સુ. ૧૧
ચિંહુ ગતિમાં રૂલે જીવ, આઠ કર્મ જોરે કરી; સુ.
ચેતન ચેત નહી મૂંઢ, સહજ ગુણ જે ચિત્ત ધરી. સુ. ૧૨
મોહની છાક મીટાડ, દેશના મનમાં ધારજો; સુ.
શું કહું વારોવાર, દેવ ગુરૂ ધર્મ ન વિસારજો. સુ. ૧૩
દેશના ઢાળ રસાળ, સુંદર ચાળીસમી એ કહી; સુ.
ભવિ પ્રાણી હરખત, ખેમવયણ શ્રવણે લહી. સુ. ૧૪

**દુહા.**

ઇણીપરે દેઇ દેશના, સાંભળે સહુ ભવી લોક;
પરમ [1]પ્રમોદ થઈ શેઠજી, -રવિ દરસણ જિમ [2]કોક. ૧

---

૧ આનંદ. ૨ કમલ.

ગુરૂ કહે 'દેવાણુપીયા, ધરમ ઓષધ કરો સાર;
સો સાંધે થીર નવી રહે, ઓષધ કરો હજાર. ૨

यत:

" इदं शरीरं परिणामदुर्बलं, पतत्यवश्यं शतसंधीजर्जरं;
किमौषधं पश्यसि मूढ दुर्मते, निरामयं धर्मरसायणं पुनः " १

" હાડના કડકા કટકા ખડકી, પુતળું ઉભું કીધુ રે;
માંસની જાળમાં લેટની લાળમાં, ચામડે મઢી લીધું રે. ૧
મળમૂત્રના ઢગલે ઢગલા, કર્મની ગતિમાં વળગું રે;
સુખાનંદ સ્વરૂપને જાણજો, જીવડા ખોળીયા માંહીથી અલગું રે." ૨

દુહા.

તે માટે કહું શેઠજી, વયણ અમારો ધાર;
ધરમ ઓષધથી સુખ લહો, જેહથી ભવ નિસ્તાર. ૩
ભવ અનંત લગે જીવડો, ભમિયો એ ભવમાંહી;
રાગ દ્વેષ ભવ મૂળ એ, નવિ ધરજો મનમાંહી. ૪
એ સમ બંધન કો નહી, એ સમ કોઈ ન આધિ;
શેઠજી કહીએ તુમ તણી, ધરજો ચીત સમાધિ. ૫
એમ હિત શિક્ષા શેઠજી, સાંભળે મન દ્રઢ રાખ;
[1]સડણ [2]પડણ [3]વિધ્વંસ છે, એહવી સિદ્ધાંતે સાખ. ૬

ઢાલ ૪૧ મી.

( નિંદરડી વેરણ થઇ રહી. એ દેશી )

કહે ગુરૂ ભવિયણને તદા, પ્રતિબુજો હો લઈ નરભવ અવતાર;
મુકો મુકો નિંદ્રા મોહની, જાગો જાગો હો રહેજો હુશીઆર. ૧
આત્મ તત્ત્વને આદરો, પરહરજો પરભવનો સંગ;
કુમતિ કુટીલ નારી તજી, કરો અહનીશ હો સુમતા સુરંગ. આ. ૨
[4]નંદની મોહનરીંદની, કુમતીના હો પીયરીયા કષાય;
એ બેહુ ભેલા મિલે, ચેતનની હો શુભમતિ મુંઝાય. આ. ૩
ધરમ સ્વરૂપની વાસના, મત મુકો હો અહનીશ ગુણવંત;
કલ્પતરૂની છાંયડી, સહી ફળ સેવો ફળ સુખ અનંત. આ. ૪

---

૧ સડવું. ૨ પડવું. ૩ નાશ થવો. ૪ દીકરી.

ધર્મ સમો જગ કો નહીં, ભવજળ નિધિ હો તરવાનો ઉપાય;
ચાર નિક્ષેપમાં એહનો, ભાવ નિક્ષેપો હો સાધન કહેવાય. આ. ૫
એકવિધ શુદ્ધ દયા ગુણે, જ્ઞાન કિરિયા હો દોય ભેદ વિચાર;
તત્ત્વ ગુણે ત્રિહું ભેદથી, ચિહું ભેદે હો દાનાદિક ધાર. આ. ૬
વ્રત ગુણથી પંચ ભેદ એ, [1]ષટદ્રવ્ય હો ષટ ભેદ એ જોય;
નૈગમ સંગ્રહ આદિથી, નય ભાવે હો ભેદ સાત એ હોય. આ. ૭
મદ આઠે અળગા તજો, ભેદ આઠમો હો નવમે નવવાડી;
શુભ શીળ આરાધતાં, ક્ષાંત્યાદિક હો દશ ભેદ રૂહાડી. આ. ૮
એહ ધર્મ ચિત્ત ધારજ્યો, મત મુકો હો અળગો તિલ માત્ર;
સમકિત શુદ્ધ એ પાળજો, પરિહરજ્યો વિકથાની વાત. આ. ૯
ક્રોધ ન કરશો કોઇશું, વ્રત લેઇ હો મત ભાંજો લગાર;
જયણા શુદ્ધિ રાખજો, ધરમરયણથી હો એકવીશ ગુણ ધાર." આ. ૧૦
એમ દેશના દિનદિન નવી, ધરે સાંભળે હો રાખીને હોર;
શિથિળ કાયા જાણીને, હવે શેઠજી હો ચેતે કરી જોર. આ. ૧૧
આલોયણા લીએ શેઠજી, ગુરૂ પાસે હો ધારી રૂકમ;
નકરો મુકે તેહનો, સાત ક્ષેત્રે હો ગુરૂ કેરે હુકમ. આ. ૧૨
વિશહજાર સંખ્યા કરી, નિજ પુત્રને હો ભલામણ કીધ;
લક્ષચોરાસી જીવને, મિથ્યા દુષ્કૃત દો ખમાવી દીધ. આ. ૧૩
પાપસ્થાનક વોસરાવીને, સરવ સાધુ હો તેડી નિજ પાસ;
વાંદી ગુરૂ પુંજણું કરે, કહે સ્વામી હો મુજ જ્ઞાન પ્રકાશ. આ. ૧૪
ગુરૂ પણ અવસર જોઇને, અનિતપણું હો દાખી સંસાર:
જોર નહી આઉખા પ્રતે, રાંક રાણા હો જુઓ ચિત્તધાર. આ. ૧૫
કીર્તિવિજય પણ તેડીયા, મણીવિમળ હો નામ એ સાર;
હિતકારણ દેશના દેઈ, સ્વામી સાચું હો ધર્મ છે સુખકાર. આ. ૧૬
વાંદી સહુને ખમાવીને, દિએ રજા હો પધારો સ્થાન;
ધર્મલાભ કહી ઉઠીઆ, શેઠજી રાખજો હો અરીહંતનો ધ્યાન. આ. ૧૭
ચાર શરણ કરે શેઠજી, દિએ શિખામણ હો પરિવારને સાર;
પુરે આઉખે અમે, જાઉ છું હો શોક ન કરો લગાર. આ. ૧૮

---

[1] ૭.

શેઠાણીને એમ કહે, ક્રોધ ન કરશો હો પછવાડે કોય;
ધરમ કરજ્યો ધસમસી, કહું તુમને હો તુમે મત રોય. આ. ૧૯
વાણોતર ચાકર તેહીને, શિખામણ હો તસ રૂડી કીધ;
હીસાબ ચુકાવી સરવનો, સરપાવ હો ઉપર તસ દીધ. આ. ૨૦
હેમચંદભાઇને તે કહે, હવે તમને હો ઘરનો કારભાર;
સુંપણ છે રૂડીપરે, ચલાવજો હો જિમ છે તિમ સાર. આ. ૨૧
પુત્ર બીજાને એમ કહે, હેમાભાઈને પુછી કરો કામ;
આણા કોઈ ન લોપશો, શિખામણ હો એમ દીધી તામ. આ. ૨૨
મુજ જેહવો કરી જાણજો, ગુણે મોહોટો હો લઘુ છે પણ તાસ;
વચન માનજો માહરૂં, માજા ઘરની હો વધે કારણ જાસ. આ. ૨૩
સર્જ્જન વર્ગ ખમાવીને, નોકારની ધારણા મન માંહી;
સંવત અઢાર સિતેરા સમે, ફાગણ વદી હો ચોથ આવિ ત્યાંહી.
આ. ૨૪
વિજય મુહુરતમાં શેઠજી, કાળધર્મ હો પામ્યા તવ તાંહી. આ. ૨૫
જંગમ થાવર જીવશું, મિત્રપણે હો રાખી ભાવ એકાંત;
નિરપવાદ નિઃકલંકતા, સમાધિ હો દેવગતિ લહી સાંત. આ. ૨૬
શેઠ વખતચંદ ગુણે કરી, એમ જાણું હો પામ્યા સુર અવતાર; આ. ૨૭
પાપભીરૂ જે અહનીશે, દુરગતિ હો ગાંમી નહી તેહ;
ધર્મકરૂં શિવસુખવરૂં, મનથી એમ હો પ્રાણી ધારે નેહ. આ. ૨૮
સુભગ શ્રીપતી જે હોયે, જ્ઞાન સાંભળી હો ઉદાસી સંસાર;
માઠી ગતિ પામે નહીં, ચાર કારણ જસ ઘટમાં ધાર. આ. ૨૯
દાન પ્રસંગ મધુર વાણી, દેવગુરૂની હો શુદ્ધ કરે સેવ;
સુર અવતારી તે જાણીએ, આચરણે હો પામે ગતિ દેવ. આ. ૩૦
લક્ષણ કારણ જાણીને, સુર પદવી હો તે પામ્યા રસાળ;
પુન્યે સુરપદ શિવપદ, લહે પ્રાણી હો જસ પુન્ય વિશાળ. આ. ૩૧
શુભકરણી ઉદય થઈ, તે કારણે હો અલ્પ સંસાર;
થોડા ભવમાં સિજસે, લક્ષણ ઇમ હો શ્રોતા અવધાર. આ. ૩૨
આગળ ભવ કરણી કરી, કુળ પામ્યા હો ઉત્તમ અવતાર;
દિધા વિણ કિમ પામીયે, એમ ભાખે હો કરણી વધ્યા ન લગાર. આ. ૩૩

શ્રોતા હશે તે સમજશે, મુરખ જન હો કરે બકવાદ;
લક્ષણ કારણ જાણીને, એમ ત્રણ ભવ હો ચતુર સંવાદ. આ. ૩૪
ઢાળ ઢળકતી ચાલમાં, ખેમવર્દ્ધન હો ભાખી અવસર જોય;
એકતાલીસમી શેઠ રાસની, સુણી નરનારી હો પુન્ય કરો સહુ કોય.
આ. ૩૫

દુહા.

શેઠ મરણની વારતા, સાંભળી નગર મઝાર;
હાહાકાર પ્રગટયો તદા, હડતાળ પડી તિણી વાર. ૧
માટ ભરી ભરી સુખડી, ઠામ ઠામ લેઇ સયણ.
આવે દોડી તે ઘણા, ગરીબ ગરીબોને [1]દયણ. ૨
શ્વાન ઢોર પ્રમુખ વલી, ઉપગારી લીએ સાર;
શેઠને ભાતુ આપતા, તે કહેતાં નહી પાર. ૩
અશ્રુપાત કરે ઘણા, પુત્ર પૌત્ર પરિવાર;
શિર કુટે પીટે હૈયાં, સંભારી ઉપગાર. ૪
શેઠાણી બહુ રોવતી, નરનારીનાં વૃંદ;
લોક થોક ભેળાં મળી, કરે ઘણો આક્રંદ. ૫
શેઠ શરીર નીવારીને, અંગલૂહણું કરી સાર;
સુખડ કેસર ઘનઘસી, બિલેપણ કરે ઉદાર. ૬
પામરી સાડે લેઇ ભલી, જરીઆન વસ્ત્ર બહુલ;
બોલાવે હવે શેઠને, સાંભલો તેહનું સૂલ. ૭
પઇસા બદામ ઉછાળતા, ખોબા ભરી ભરી તેહ;
ગરીબ લોક લીએ વીણીને, ખોળા ભરતે લેહ. ૮
ધૂપદીપ ઘન મહમહે, ફૂલ અબીર ગુલાલ;
નગર લોક સહુ દુખ ધરે, શેઠ જાય તે ભાળ. ૯
ઘણી વાત કહીએ કશી, વદન સહુ વીછાય;
જીવ અજીવ શોકે કરી, આવે આંસુ ભરાય. ૧૦
પુત્ર કહે સુણો શેઠજી, મનસુખાની વાત;
કો આગળ જઇ પુછસ્યું, વિર હોવિલસે જાત. ૧૩

---

૧ દીન.

શોક તણી જે વારતા, તે [1]કુતી કહેવાય;
[2]ચય તણી રચના રચી, સુખડ કાઠ મંગાય. ૧૪
ઘી ઉપર ધારા દીયે, અગર ખંડ વળી જાસ;
દાઘ દેઇ શુચિ થઈ કરી, આવ્યા સયણુ આવાસ. ૧૫

## ઢાળ ૪૨ મી.

( વાલાજીના માસની દેશી. )

એવડી ઉતાવળ કરીને પીઉ શું ચાલ્યા રે, વાલાજી.
શું અવગુણુ મુજમાંહી તમે ભાળ્યા.—મારા વાલાજી.
હોઠ તણે ફૂરકારે કરૂં હું કામ. મા.
વગર ગુને રીસાઈ ન જાઓ શ્યામ. મા. ૧
ટહીલ તમારી ચુકું નહી લગાર રે, વા.
ઉત્તર આપો એકવાર ધરી પ્યાર. મા.
હસી હસીને દિનમાં સો સો વાર રે, વા.
બોલાવતા માન દેઇને વારોવાર. મા. ૨
અબોલા કિમ લીધા એણી વેળા રે, વા.
સજન વર્ગ વિલપે એમ થઈ ભેળા; મા.
બેસવા આવે ગામ ને પરગામ રે, વા.
અશ્રુપાત કરે તે લેઈ લેઈ નામ. મા. ૩
ગુણુ સંભારે તિમ તિમ લાગે દુખ રે, વા.
એકવાર આવી દેખાડો અમને મુખ; મા.
કોઈ વેળાએ એવડો હઠ નવી રાખ્યો રે, વા.
દેવ અટારો મળીને કોઈ દોષ દાખ્યો. મા. ૪
પુત્ર તમારા એ સહુ ગુણુવંત રે, વા.
પુછયા વિણુ ન કરે કોઈ કામ તે સંત; મા.
વાતવગત મનસુખો પુંછું કેનેરે, વા.
તુમ જેવો હેતુ નહી જગમાં એહને. મા. ૫
સાંજ સવારે હાજરીમાં નિત આવે રે, વા.
તુમ હુકમે રહે હાજર કામે જાવે; મા.

---

૧ કેટલી. ૨ ચિતા.

વિનયાદિક ગુણે ગંભીર રે; વા.
ઘો દરીસન એક વાર જાણી પીર. મા. ૬
[2]અસન [3]વસન વેળાએ સાંભરો નિત રે, વા.
ગુણવંતના ગુણ વીસરે નહીં જગ રીત; મા.
કોઈ કાળે મેં દુહવ્યા નહીં તુમને રે, વા.
જાણતી હું તો છેહ ન દેશો અમને. મા. ૭
ચતુર પુરૂષ થોડે ઘણું કરી જાણે રે, વા.
આવોને મંદિરમાં એણે ટાણે; મા.
વચણ તમારાં ક્ષણ ક્ષણ આવે ચિત્ત રે, વા.
મધુરપણે અમને બોલાવતા નીત. મા. ૮
માયા ઉતારી ઇણ લક્ષણથી જાણું રે, વા.
હિયડામાંહી દુખ ઘણું તે આણું રે, મા.
ઇમ શેઠાણી કરે ઘણા વિલાપ રે. વા.
સજ્જન વર્ગ કહે મન [4]કાઠું કરો આપ. મા. ૯
વહુરો તમારી ઘુંઘટમાં મુખ રાખી રે, વા.
કામે કાજે હલુએ હલુએ ભાખે; મા.
જીમણ વેળા નાના મોહટા ભેળા રે, વા.
વાટ તમારી જોઉં જમણ વેળા. મા. ૧૦
તુમ માજા નવી લોપી એમ જાણુ રે, વા.
અહનીશ સુખી પાળી છે તુમ આણ; મા.
તુમે અમારા પૂર્યા મનના કોડરે, વા.
કુણ જગમાંહી કરે તમારી હોડ. મા. ૧૧
હવે શેઠાણી મન કાઠું કરી કહે છે રે, કુંવરજી.
હેમાભાઈ તે દિલમાંહે વળી લહે છે રે; મારા કુંવરજી.
જેવું શેઠ નામ જગે પ્રસિદ્ધરે, કું.
ઉજમીને જસ લેજ્યો તમને કીધ. મા. ૧૨
પુત્ર મળીને આવે પાસરે, કું.
નોકારસી ઘેબર લાડુ કરીને ખાસ; મા.

---

૧ પીડા. ૨ ખાવા. ૩ પહેરવા. ૪ કઠણ.

રાજનગર વડોદરામાં કહે તેહરે, કું.
કરી સામાન જમાડો વધતે નેહ. મા. ૧૩
ત્રણ દિવસ લગે લાગટ હોય ગામરે, કું.
જમાડોને જગમાં રાખો નામ; મા.
એમ સાંભળી ઘેબર પકવાન કરાવે રે; કું.
નોતરાં સઘળે ગામમાં ફેરાવે, મા. ૧૪

સંવત અઢારે સીતરે વૈસાખ માસ રે, કું.
સુદી નોમેદિને જમાડે ઘેબર ખાસ; મા.
નોકારસી મહાજનને વળી નાતરે, કું.
જુગતી કરીને જમાડે ભલી ભાત. મા. ૧૫

હેમચંદભાઈ વડોદરે જઈ જમાડે રે, શ્રોતાજી.
જીમ માગે શામાન તિમ દેવાડે; મારા શ્રોતાજી.
રાજ મંડળી તે પણ સઘળી પણ એમ રે, શ્રો.
સરપાવ બંધાવે સહુ મળી ધરી પ્રેમ. મા. ૧૬

જસ સઘળો આવ્યો તે દોનું ઠામ રે, શ્રો.
રાખ્યું પિતાનું રૂડું નામ; મા.
જસ ખાંડી સરપાવ લઇ ઘર આવે રે, શ્રો.
માતા આગળ આવી શીશ નમાવે. મા. ૧૭

આશીષ દેઇ કહે રૂડાં કામ તે કરજ્યો રે, શ્રો.
તુમે તાત શીખામણ દિલમાંહે નિત ધરજોરે; મા.
સઘળો કારભાર ઉલ્લાસે રે, શ્રો.
ચલવે રૂડી રીતે કરે વિલાસ. મા. ૧૮

પુન્યવંત પુત્ર સવાઈ શેઠજી કેરા રે, શ્રો.
રાજકાજ સમરથ સહુ ભલેરા; મા.
દાની માની દિનદિન દેવ ગુરૂ સેવા રે, શ્રો.
ઉત્તમ કુળથી ઉત્તમ પડી તસ હેવા. મા. ૧૯

રાજકાજ વ્યાપાર કરે સહુ ભાઈ રે, શ્રો.
હેત પ્રીત શીખામણ શેઠ દેખાઈ; મા.

માતા હુકમે નિજ લેતે તે ચાલે રે, શ્રો.
લખમી લાહો લેતા પુન્યે માલે. મા. ૨૦
ઉત્તમ કુળમાં ઉત્તમનો અવતાર રે, શ્રો.
પુન્ય વિના કિમ સુખ લહીએ સંસાર; મા.
ઉત્તમ નર ગુણ ગાતાં કાંઈ નઃ[1]ખોટી રે, શ્રો.
શુભકરણી અનુમોદતાં કુણ કરે હોટી. મા. ૨૧
કરે કરાવે અનુમોદે ફળ સરખું રે, શ્રો.
શેઠ ધર્મ ગુણ કહી દિલથી હરખું; મા.
લાભ ઘણો આવે વ્યાપાર તે કરીએ રે, શ્રો.
નામ રહે જગમાંહે ગાતાં તરીએ રે. મા. ૨૨
સાંભળો શ્રોતા આગળ વાત રસાળ રે, શ્રો.
પુન્ય અધિક એમ જાણો ભાગ્ય વિશાળ; મા.
ઢાળ બેતાળીશમી ભાખી અવસર જોય રે, શ્રો.
ધર્મથી અવિચળ લીલા એમ સુખ હોય. મા. ૨૩

દુહા.

પદ પોતાને થાપીઆ, હેમચંદભાઈ સુજાણ;
ચતુર વિચક્ષણ તે ઘણા, વચન સત્ય ગુણ ખાણ. ૧
ભણ્યા ગણ્યા શુભ લક્ષણા, શેઠજી પુત્ર સુજાણ;
શેઠજી પરે ચલવે સદા, હાલ હુકમ પ્રમાણ. ૨
દરબારે જસ ઉજળો, આદરમાન અપાર;
કુળદીપક આધાર જીન, રાજનગર સુખકાર. ૩
પર ઉપગારી [2]શીરસેહરા, માજનમાં જસ સાર;
પિતા છતાં ગુણ ફોરવ્યા, કોઇ ન લોપેકાર. ૪
પુન્યવંત પુન્યવંત ઘરે, અવતરે કરણીવંત;
મોર ઇંડાં કોણ ચિતરે, એમ જાણીજે સંત. ૫
નામે લેખે ચુકે નહીં, માતાભક્તિ કરેય;
દેવ ધર્મ ગુરૂ સેવતાં, અવતાર સફળ કરે તેય. ૬

---

૧ ઢીલ. ૨ અગ્રેસર.

## ઢાળ ૪૩ મી.

( લાલ પીયારી ને સાહીબા. એ દેશી )

એમ કરણી રૂડી કરેરે, શેઠજી પુત્ર સવાઈ લાલ;
૫ મનોહર ગુણ ભર્યારે, ધન ધન તાસ કમાઈ લાલ. ૧
ગુણવંતા ગુણવંતનારે, એ આંકણી;
.રનાં કામ સંભારીનેરે, એક એકને પુછી લાલ;
ગુણવંતા હેમચંદ શિરેરે, જસ બુધી નહી ઓછી લાલ. ગુ. ૨
વેનયાદિ ગુણ આગળારે, સોભાગી જસ લેતા લાલ;
અવસર રૂડો ચુકે નહીરે, દાન સુપાત્રે દેતા લાલ. ગુ. ૩
ેહરા અપાસરા જે કર્યારે, સમરાવે ધન ખરચી લાલ;
લાહવો લઈ ભલો ભાવસ્યુંરે, પૂજા પ્રભુજીની રચાવે લાલ. ગુ. ૪
.ળી દેહરાં કર્યા રંગસ્યુંરે, ધન ધન એ કુલવંશ લાલ;
પુરવ રીત રાખે ખરીરે, હંસ કુળે હોવે હંસ લાલ. ગુ. ૫
શાંતિદાસ સંઘપતિ થયારે, લખમીચંદ વળી તેહ લાલ;
સિદ્ધગિરિ સંઘસ્યું ભેટીયારે, ખુશાલચંદ ગુણગેહ લાલ. ગુ. ૬
વખતચંદના ગુણ ઘણારે, ગુંથ્યા તે મેં એ રાસે લાલ;
શેઠજી પુત્રમાં નહી મણારે, એમ કવિ ઉપમા ભાસે લાલ. ગુ. ૭
સાચા અવિચળ જેહનીરે, શીળવંત સતવંત દાની લાલ;
ધરમ ધુરંધર ધોરી પરેરે, નિષ્કલંક જસવંત માની લાલ. ગુ. ૮
નમસ્કાર મહામંત્રનારે, સમરણ અહનીશકારી લાલ;
અવસર સરવ સાવધાન છેરે, ચાર પ્રકાર બુદ્ધિ ધાર લાલ. ગુ. ૯
રાજકળા ચઢતી ઘણુંરે, મુખ પુનીમનો ચંદ લાલ;
ફુલ ખરે મુખ બોલતાંરે, સજ્જન નયનાનંદ લાલ. ગુ. ૧૦
રતન જિશ્યા રળીઆમણારે, [1]નિજકુલઅંબરભાણ લાલ;
ધર્મ કારજકારી દુખહરારે, સંઘ મુખ્ય સંઘ મંડાણ લાલ. ગુ. ૧૧
ગુણવંત ગુરૂ ગુણ રાગીયારે, રાજસાગર સૂરીરાયા લાલ;
એક મને સદ્‌ગુરૂ સેવનારે, ચરણકમળ સુખદાયા લાલ. ગુ. ૧૨
સરલ સ્વભાવી શુદ્ધાતમારે, ગુણગ્રાહી ગુણવંતા લાલ;
ધન ધન જડાવમાં જનમીયારે, ઉપગારી પુન્યવંતા લાલ. ગુ. ૧૩

---

૧ પોતાના કુળરૂપી આકાશમાં સૂર્યસમાન.

શેઠ તણા ગુણ વર્ણવ્યારે, સાંભળ્યા નજરે જે દીઠા લાલ;
સહજે સહજે મેં ગાઈયારે, અમૃત સમ લાગે મીઠા લાલ. ગુ. ૧૪
જિમ સાંભર્યા તિમ ગૂંથીયારે, વખતચંદ ગુણ માળ લાલ;
ભણુશે ગણુશે જે ભાવસ્યુંરે, લેહશે સુખ રસાળ લાલ. ગુ. ૧૫
ધર્મગુણે ગુણ ગાવતાં રે, [1]જીભ્હા પવિત્ર ને કીધી લાલ;
નિરમળ ગુણ ગંગાજળ સમા રે, કર્મમલ જાએ વરે રિદ્ધિ લાલ. ૧૬
અનુભવ અંતરમલ હરે રે, વાસિત ધર્મગુણ સાર લાલ;
ઉન્નત કરી જિન શાસન તણી રે, તિણ ગુણ ગાયા ધરી પ્યાર. ગુ. ૧૭
કલ્પવૃક્ષ દશ સારીખા રે, આંગુલ ઉપમા છાજે લાલ;
કાળમુખે દાન આપીયો રે, ગુણ એહવા અંગ વિરાજે લાલ. ગુ. ૧૮
મનમાં ભરેલી કરૂણા ઘણી રે, દુઃખ પર દેખી નર હોય લાલ;
સંઘ સકળ સમજાવીને રે, કરે ઉપગાર સદાય લાલ. ગુ. ૧૯
ચરિત્ર વિના ગુણ ગાઇએ રે, પંડિત લેજ્યો સુધારી લાલ;
આઘા પાછા કહ્યા હોવે રે, જસ મતિ હોવે તે સારી લાલ. ગુ. ૨૦
ભુલચુક અધિકું ઓછું રે, જે કોઇ વચણ તે ભાખ્યો લાલ;
સજ્જનતા કરી શોધજો રે, અનુભવ રસ મેં તો ચાખ્યો લાલ. ગુ. ૨૧
જે કોઈ અશુદ્ધ પ્રરૂપણા રે, મિથ્યાદુઃકૃત હોજ્યો લાલ;
સંઘ સહુ સાખે કરી રે, ગુણ ગાયે પાતિક ધોજ્યો લાલ. ગુ. ૨૨
ચતુર પુરૂષ શ્રવણે સુણી રે, ચમત્કાર ચિત્ત થાય લાલ;
ત્રેતાલીશમી ઢાલમાં રે, શેઠજી ગુણ આવે દાય લાલ. ગુ. ૨૩
અરસ સુકંઠે રાગે કરી રે, ખેમવર્દ્ધન ગુણ ગાય લાલ;
પુન્યથકી સુખ સંપદા રે, લહો સુખ પુન્ય પસાય લાલ. ગુ. ૨૪

### દુહા.

શેઠ વખતચંદની કથા, મુરખને બકવાદ;
રસિયાને આત રસ ઘણો, સુણતાં અતિ આલ્હાદ. ૧
ઈહ લોકે સુખ સંપદા, પામે સુણતાં જીવ;
પરભવ સુખ પામી ઘણાં, અનુક્રમે પદવી શિવ. ૨
ચઉવિહ સંઘ આગ્રહ કરી, રાસ રચ્યો સુખકાર;
ગુરૂ કૃપા સાંનીધ કરી, સરસતીને આધાર. ૩

---

૧ જીભ.

૦ ૭ ૮ ૧
સંવત પુર્ણ મુનિ નાગ શશિ માસ અષાઢ વિશાળ;
શુકલ તેરશ ગુરૂવાર દિન, સરસ કથા ગુણ માળ. ૪
સરસ ધરમ સાધ્યો તિણે, એહ સંઘ રસાળ;
ભવિજન વિકસ્વર કરે, ઘરઘર મંગળમાળ. ૫

## ઢાળ ૪૪ મી.

( દીઠા દીઠા રે વામાનો નંદન દીઠા.—એ દેશી. )

ગાયા ગાયા મેં શેઠ તણા ગુણ ગાયા;
ઉત્તમ કરણી કરી તેણે સારી, સંઘપતિ નામ ધરાયા રે. ૧
મેં શેઠ તણા ગુણ ગાયા. એ આંકણી.
શ્રી શંખેશ્વર સંઘ વળી તિણે, ત્રેવીશમા જિનરાયા;
દોયવાર સરસ સંઘ લેઈ, ભેટયા પ્રભુના પાયા રે. મેં. ૨
આબુજી સંઘ લેઇ રે શેઠાણી, પુત્ર પરિવાર સુખદાયા;
સંઘ સકળ આશાપૂરી તેણે, ભેટયા શ્રી જિનરાયા રે. મેં. ૩
માતર ગામે સુમતિજીણંદ, પદવી સંઘપતી ગાયા;
તારંગાદિક સઘળી જાત્રા, કરીને પાપ ખપાયારે. મેં. ૪
શ્રી સિદ્ધાચળ સંઘ વિશાલ, રાસમાં કહી દેખાયા;
ઋષભ જિનેશ્વર પૂજી પ્રણમી, નિર્મળ કરી નિજ કાયારે. મેં. ૫
લઘુકરણીનો પાર ન જાણું, મોટા ગુણ બતલાયા;
જિનમંદિર સુંદર કર્યાં ખાસા, ભવિજનને મન ભાયારે. મેં. ૬
બિંબ પ્રતિષ્ઠા પ્રભુની કરાવી, પરિવાર નામ લખાયારે;
સહુને નામે પ્રતિમા ભરાવી, ધર્મના [1]ચીલા દેખાયારે. મેં. ૭
ઉજમણું અઠોતરી સારી, માળ પહેરી સુખ થાયા;
ધન ધન માતા ઝુમકુંબાઈ, જન્મ્યા પુત્ર સવાયારે. મેં. ૮
ધન ધન પિતા ખુશાલશાહ જીણે, ધન ખરચી ભણાયારે;
રાજસાગર ગુરૂ આસ્થા, મંત્ર એ નામ ગણાયારે. મેં. ૯
ખેમવર્દ્ધન ગુરૂ ચિત્તમાં વસીઆ, કર્યાં ધરમ સવાયારે;
શેઠજી આજ્ઞા રૂડી પાળી, ધર્મ સ્નેહ સુખ પાયારે. મેં. ૧૦

---

૧ રસ્તા.

ઠ પરિવાર ઘણું ચિરંજીવો, કરણી કરે સુખદાયા;
કરે ઉપાસરે સાર લીએ નિત, સાધે વર્ગ ત્રણ ચિત લાયારે. મે૦ ૧૧
ગ ચુમાળીસમી એ પુરી, શ્રોતા ઘણું સુખ પાયા;
રવર્દ્ધનનો શિષ્ય એમ સુહંકર, સરસ સુકંઠે ગાયારે. મે૦ ૧૨

કળશ.

હમ પાટ પરંપર પ્રગટયા, શ્રી હીરવિજય સૂરિંદાજી;
જાવ્યો અકબરશાહ નરાદા, મોહનવેલી કંદાજી. ૧
ખર સરવર જાળ મુકાયા, જીજીયા કર છોડાયાજી;
કીતલમાં સુજસ ગવાયા, અમારિપડહ વજડાયાજી. ૨
હાવનમેં પાટ સુહાયા, જગગુરૂ નામ ધરાયાજી;
જયસેન સૂરી તસ પાટે, પંડિત નામ ઠરાયાજી. ૩
દી અનેક જીત્યા તેણે, સૂરી ગુણે કરી છાજેજી;
પગચ્છમંડણ દુરિતવિહંડણ, દિનદિન અધિક દીવાજેજી. ૪
સપાટ પટોદર સુંદર, ભવિયણને ઉપગારીજી;
ી રાજસાગર સૂરી જયવંતા, શુદ્ધ પ્રરૂપણકારીજી. ૫
ાંતિદાસ શેઠને ત્રૂઠા, મનવંછિત ફળ પાયાજી;
ગીઆર લાખ ધન ખરચ્યું જેણે, ગુરૂ ઉપદેશ સુહાયાજી. ૬
દ્ધિસાગર સૂરી તાસ પટોધર, મનમોહન સુખકારજી;
તિલતા આરોપી જગમાં, કહેતાં કિમ લહું પારજી. ૭
ી લક્ષ્મીસાગર સૂરી ગીરૂઆ, પ્રબળ વિદ્યાએ પૂરાજી;
દ્ધિસાગર સૂરીશ્વર પાટે, ધરમકરણ થયા સૂરાજી. ૮
લ્યાણસાગર સૂરી શીલવંતા, તત્પટે ગુણવંતાજી;
ી પુન્યસાગર સૂરી પ્રસિદ્ધા, વિદ્યા ગુણે મહમહંતાજી. ૯
ોદશ કીર્તિલતા આરોપી, સમતા રસ ભંડારજી;
ંનેશ્વર ગુરૂએ નયણે નિરખ્યા, ધન તેહનો અવતારજી. ૧૦
ન અનોપમ અંગ બીરાજે, લક્ષણવંત મુણીંદાજી;
ખત અચરીજ પામી મનમાં, પ્રણમે નરના વૃંદાજી. ૧૧
ધારસ વરસી પ્રભુ વયણે, ભવિજન સંશય ભાજેજી;
ત્પટે ઉદયાચળ ઉદયો, શ્રી ઉદયસાગર સૂરીરાજેજી. ૧૨
ાણંદસાગર સૂરી તસ પાટે, ભવિયણને હીતકારીજી;
હ ગુરૂ પાટ પટોધર પ્રગટયા, શાંતિસાગર સુખકારીજી. ૧૩

સૂરી ગુણ તસ અંગ બીરાજે, સોભાગી સીરદારજી;
સાગર ગચ્છ ગુરૂ ભાર ધુરંધર, નિર્વહે સુખકારજી. ૧૪
[1]અલ્લહનપુર પત્તન ચોમાસું, સંપ્રતિ સૂરી બીરાજેજી;
એહ રાસની રચના કીધી, સુંદર તેહને રાજેજી. ૧૫
હીરવિજય સૂરીશ્વર શિષ્ય, નગવર્દ્ધન ગણી જાણીજી;
લુંકામત છાંડી ઉપદેશે, ઠાણુંગ સૂત્ર સુજાણુજી. ૧૬
ટીકા રચના સરસ કરી તીણે, પંડિત પદવી સોહેજી;
વચનકળા ચતુરાઇ સુણીને, શ્રોતાનાં મન મોહેજી. ૧૭
જ્ઞાનવૃદ્ધિ ગુણ જાણી આચારજ, વર્દ્ધન શાખા ધારીજી;
વાસક્ષેપ કરી ગુરૂ માથે, આશિષ દે તિહાં સારીજી. ૧૮
તસ શીષ્ય કુમળવર્દ્ધન ગુરૂ ગીરૂઆ, પંડિત પદવી રાજેજી;
તાસ શિષ્ય વાચક પદધારી, પચવીશ ગુણે કરી છાજેજી. ૧૯
ઔં શ્રી રવિવર્દ્ધન સુખકારી, જ્ઞાન તણા દાતારીજી;
ધનવર્દ્ધન તસ શિષ્ય પંકાઈ, પંડિતમાં અધિકારીજી. ૨૦
વિનયવંત વિદ્યાએ પુરા, વિનિતવર્દ્ધન તસ શીષ્યજી;
તાસસી વિદ્યા અભ્યાસી, શુભ મુહૂર્ત લીએ [2]દીષ્યજી. ૨૧
વૃદ્ધિવર્દ્ધન ગુરૂ ચરણકમળ નમું, જસ ગુણનો નહી પારજી;
લક્ષ્મીસાગર સૂરીને હેતે, આવ્યા તે અણગારજી. ૨૨
તાસ શિષ્ય શુભ લક્ષણ ધારી, ઉપાધ્યાય પદ આપેજી;
વૃદ્ધિ કારણ ગછવર્દ્ધન આવ્યા, દેઈ પદવી હીત થાપેજી. ૨૩
ઔં શ્રી પ્રીતીવર્દ્ધન સાગર, ઉપાધ્યાય પદ ધારીજી;
ગચ્છનાયક જાણી સુખદાયક, અધિક ધરે બહુ પ્યારાજી. ૨૪
તાસ શિષ્ય શુભ લક્ષણકારી, વિદ્યાબલ પણ ભારીજી;
વિદ્યાવર્દ્ધન નામ એ સાચું, શિક્ષા દીએ હિતકારીજી. ૨૫
તસ શેવક મુજ ગુરૂ એ રૂડા, હીરવર્દ્ધન ગુરૂ હીરાજી;
તેહ તણો ઉપગાર એ જાણો, મધુરી ભણાવી [3]ગિરાજી. ૨૬
ગુરૂવાદિક ગુણ કિમ કહેવાયે, મુજ મતિ નહી અતિ ભારીજી;
બાળલીલાએ રાસ બનાવ્યો, પંડિત લેજ્યો સુધારીજી. ૨૭

---

૧ અણહિલવાડ પાટણ. ૨ દીક્ષા. ૩ જાણી.

પંડિતકળા તેહવી નહી મુજમાં, પણ મેં કીધો અભ્યાસજી;
શેઠજી રાગ ઘણો મુજ ઉપર, તે કારણ કર્યો રાસજી. ૨૮
અનુભવ તેણે થયો પુરો, જીમ સાંભળ્યાં તિમ ગાયાજી;
શેઠાણી હેમાભાઈ સહુએ, સાંભળીને સુખ પાયાજી. ૨૯
મોહરાયને ભુંઠો પાડયો, ધર્મ કહી કહી એહજી;
અનુભવ છે મુજ ઘટમાંહે, સુણો દ્રષ્ટાંત ભવિ તેહજી. ૩૦
મૃગલી જિમ થાયે સિંહ સાંમી, [1]વચડાં હેતે તેહજી;
તિમ માહરે છે શેઠજી સાથે, ધર્મતણો સ્નેહજી. ૩૧
માહરે તો ગુરૂચરણ પસાયે, અનુભવ તે દિલ માંહેજી;
હીરવર્દ્ધન સેવક એમ પભણે, રોમ રોમ ઉચ્છાંહેજી. ૩૨
રૂષભ અજિત ચિંતામણી વીર, કેસર અર્ચિત કાયાજી;
તેહ તણી સાંનીધે મેં તો, પુરણ કળશ ચઢાયાજી. ૩૩
પુણ્ય પ્રકાશ રાસ એ નામે, શેઠજી ગુણુજ ગણાયાજી;
ચાર પ્રભુ તે દરશન કરતાં, જીત નિશાન વજડાયાજી. ૩૪
શ્રી રાજનગરનો સંઘ સોભાગી, ચોમાસું રહ્યા સુખ પાયાજી;
ઋદ્ધિ વૃદ્ધિ પ્રગટી અધિકેરી, આણંદ અધિક ઉપાયાજી. ૩૫
જબલગ પૃથવી મેરૂ થીર રહે, જયવંતા શશિ ભાણુજી;
તબલગ રાસ રહો એ અવિચળ, વાંચો ચતુર સુજાણુજી. ૩૬
મદઝર સા [2]મયગજ મતવાલા, [3]તેજી ઘણા તે જાળાજી;
[4]રહ પાયદલ મંગલમાળા, પામે [5]લચ્છી વિશાળજી. ૩૭
સુંદર મંદિર ઝાકઝમાલા, સુરનર સુખ રસાળજી;
મહોદય પદવિ પામે અનુક્રમે, પીસ્તાળીશ પૂરણ ઢાળજી. ૩૮

ઇતિશ્રી પુન્યપ્રકાશરાસ, વખતચંદ ગુણ વર્ણન પ્રભાવ લખાવીતં. બાઈ ઉજમબાઈ, સંવત ૧૯૧૬ ના શ્રાવણ સુદી ૨ તિથૌ શુક્રવાસરે, લખીકૃત્યં શ્રી પાલીતાણા વાળા શ્રાવક જીવરાજ શ્રી શાંતિનાથ પ્રસાદાત.

શેઠના ઉપાશરે ગરણીજી સાહેબ પાસેથી લાવીને ઉતારી લીધો, સંવત ૧૯૫૮ ના અશાડ સુદ ૧૩ શુક્રવાર, લી. શેઠ હરીલાલ મુળચંદ અમદાવાદી.

---

૧ વચડાં—બચ્ચાં (વત્સ) ના હેતુથી. ૨ મત્તગજ—હાથી. ૩ ઘોડા. ૪ રથ. ૫ લક્ષ્મી.

# શ્રી વિજયદેવસૂરિ નિર્વાણ સ્વાધ્યાય.

જિનવર નવરસ રંગવર, પ્રવચન વચન વસંત;
સમરી અમરી સરસતી, સર્જ્જનજનની સંત. ૧
શ્રી ગુરૂકૃપા પ્રસાદથી, વચન લહી સવિલાસ;
શ્રી વિજયદેવ સૂરીશના, ગાઇએ ગુણગણનો રાસ. ૨
ઇડર નયરિ ઉપના, શાહ થિરાતુલ ચંદસીંહ;
રૂપાં માંતર માવીયાં, લઘુવય પંડિત લીહ. ૩
વૈરાગે દીક્ષા વરી, વિજયસેન ગુરૂ પાસ;
તરણિ જેમ તસપટ તપ્પે, એહ ગુરૂ ગુણ આવાસ. ૪
પાતિશાહ પ્રતિ બૂઝવ્યો, જહાંગીર જગજીત;
મહા તપા પ્રભુનું મહી, પ્રસર્યું બિરૂદ પ્રતીત. ૫

ઢાલ ૧ લી.

સોદાગરની.

ચલોરે સહેલી શ્રીગુરૂવંદો વહેલી,
વંદે વંદાવે સુખ વસેઇ પહેલી. ચલોરે. ૧
ગચ્છપતિ વિચરે મહિઅલ જગતિ ગેલી,
પ્રભુજી પધારે તિહાંકણિ ફલિ સુરવેલી. ચલોરે. ૨
દેશદેશના નરપતિ રહર પગલેલી,
પૂજ્ય પધારો હમુપરિ સહરિ કરેલી. ચલોરે. ૩
મરૂધર ગૂજર સોરઠ માલવિં ખેલી,
દક્ષિણ વિચરે શ્રી ગુરૂ સુરતરૂવેલી. ચલોરે. ૪
મહમદશાહને વલાતૂત વસાહિ,
ચરણ ભેટયા ગુરૂના બહુત ઉમાહિ. ચલોરે. ૫
ગુરૂ ઉપદેશે નરપતિ ગૌસવિ મેલી,
ત્રિભુવન ફેલી ગુરૂ ગુણ કીર્તિ વહેલી. ચલોરે. ૬

શીલ સત્તાવી પ્રશિષ્ય થુલિ તે સેલી;
પંચ મહાવ્રત ધરિ જિમ રત્નની થેલી. ચલોરે. ૭
સુણિરે સહેલી નર બહુનેહ ઘેલી,
ચલોરે સહેલી શ્રી ગુરૂ વંદીએ, શ્રી વિજયદેવ સૂરીંદોજી;
ગુરૂ ઠીહારિં દોલતિ પામીએ, અતિ ઘણો હુએ આણંદોજી. ચલોરે. ૮
ગચ્છપતિ વિચરે મહિયલ માલતો, ઉત્તમ દિયે ઉપદેશોજી;
મરૂધર ગૂજર સોરઠ માળવે, બહુ પ્રતિબોધ્યા નરેશોજી. ચલોરે. ૯
દક્ષિણ વિચર્યા શ્રી ગુરૂ સુરતરૂ, પ્રતિબોધ્યા પાતિશાહોજી;
ગુરૂ ઉપદેશે જીવને શાતાજી, ત્રિભુવન થયો ઉછાહોજી. ચલોરે. ૧૦
શીઘ્ર સ્વભાવે સ્થૂલિભદ્ર સમવડિ, સંયમધર અંતેવાસી હોજી;
વિદ્યા વચન વિશેષે સુરગુરૂ, સૂરિ સકલ માંહી લીહોજી. ચલોરે. ૧૧
કોયલ કંઠી મિલી સવિ કામિની, ગાય ગુરૂગુણરાસોજી;
મહિયલ મહિમા ગુરૂનો વિસ્તર્યો, વિકસિત સુરતરૂ વાસોજી. ચલોરે. ૧૨

દુહા.

શ્રી વિજયદેવ સૂરીસરૂ, લાભ વિવિધ તિહાં લીધ;
સંઘ સહુને આગ્રહે, ગુજર પાવન કીધ. ૧
મરૂધરથી મહિમાનિલો, શ્રી વિજયસિંહ સૂરીશ;
આવીને ગુરૂને નમી, સેવ કરી નિશદીશ. ૨
ઇણિ અવસરે વિજયસિંહ સૂરિ, સ્વર્ગે પહોંતા જાણ;
ગુરૂ ગંધાર જઈ કરી, ઝાલે નિજ ચિત્ત લાણ. ૩
સંવત સતર દહોત્તરે, શુદિ દશમી વૈશાહ;
પ્રભુ નિજ પટ્ટોધર ઠવ્યા, વિજયપ્રભ ગણનાહ. ૪
મહિમાંહિ મહિમા વધ્યો, પ્રગટી સુગુરૂ પ્રશંસ;
દોષ સહૂ દૂરે કર્યા, ધન ધન ગુરૂ અવતંસ. ૫

ઢાલ ૨ જી.

રાગ પરજીઓ.

( તુંગિયા ગિરિ શિખર સોહે એ દેશી. )

ગુરૂજ્ઞાન ભરિઓ જિસો દરિયો, નિજ આયુ શેષ વિમાસરે;
અહિમદપુરથી સૂરિ સુરપતિ, ચાલ્યા કરી ચોમાસ રે. ગુરૂ. ૧

ખીબાપુરિ શેત્રુંજે જાવા, આવ્યા ધરી ઉલ્લાસ રે;
એક દિવસ શ્રી ગુરૂ અંગ અસુખે, થયું સહુઅ ઉદાસ રે. ગુરૂ. ૨
સહુ સંઘ આવી ભાવ ભાવી, વરસે બહુ ધનધાર રે;
શુભ રાતે તપજપ સંભળાવી, આઢવી નયરી અમારી રે. ગુરૂ. ૩
ભવ્ય લોકના બહુ ભાગ્ય યોગે, બોલ્યા ગુરૂજી બોલ રે;
ગહગહિયો નિસુણી તેહ તપગચ્છ, ઢમકયાં જહાં જહાં ઢોલરે. ગુરૂ. ૪
દોલતી તેહ વિંદી વદુંતી, ભણુશાલી ભલભાંતિરે;
રાયચંદશાહ બહુ રંગે વાંદી, વિનવે યાત્રા વાતિ રે. ગુરૂ. ૫
નેમિદાસશાહ નિજ શીષ નામી, પામી સદ્ગુરૂ આદેશ રે;
બહુ દ્રવ્ય ખરચી જિનસિ, યાત્રા કાજે વિશેષ રે. ગુરૂ. ૬
શુભ દિને ગચ્છપતિ સંઘ સહુને, સહિ સુખે સમજાવે રે;
રાયચંદશાહ સાથે જવી દુએ, શેત્રુંજગિરિ શુભ ભાવરે. ગુરૂ. ૭

### દુહા.

યાત્રા કરી બહુ સુગતસ્યું, આવ્યા ગામ અજાર;
પાસવંદીને હીરનું, થૂભ નમે ગણધાર.
સંઘે બહુ ઓછવ કરી, પધરાવ્યા ગચ્છરાજ;
ઉત્તમ ઉના નગરમાં, ચતુર ચોમાસા કાજ.
સામહીએ સવિ સુંદરી, રૂપે રંભા સમાન;
સવિ શૃંગાર સજી કરી, ગાવે ગુરૂ ગુણગાન.

### ઢાળ ૩ જી.

રાગ મારૂણી.

દીવે નયરને સંઘે માલા રોપતારે, વળી ઉપધાન અનેક,
કર્યા મહોછવ બહુ મંડાણસ્યુંરે, શ્રાવક સવિ સવિવેક.
શ્રી ગુરૂ સાંભરેરે, નિજ ચિત્ત ભીંતરેરે—
**સત્તર બારોત્તરે આષાઢ માસડેરે, શુદિ દશમી દિન સાર;**
સંઘ સમક્ષે અણુસણ આદરીરે, ગુરૂ કહે વચન વિચાર. શ્રી૦
શ્રી વિજયપ્રભ સૂરિ તુમે સાંભળોરે, હોજો સાહસ ધીર;
એ ગછ ખોળે તુમ ખેલાવજોરે, ક્ષમા ધરી વડવીર. શ્રી૦
વાચક વિનીતવિજય તત્ર વીનવેરે, નયને વરસત નીર;
પાઠક શાંતિવિજય પદ પંકજેરે, વાંદી વળી વળી અવજીર. શ્રી૦

પ્રભુજી પાલક બાલક જિમ પોષીઆરે, પરમ હિતે પરિવાર;
છોડી ચલંતા ચિત્ત કિમ તુમ્હ ચલેરે, અમ્હને કુણ આધાર ? શ્રી૦
તુમ્હ વિણુ સહુ દિશિ સૂની દેખીએરે, એક થાએ ધરણિ આકાશ;
હૈયે હીયડો હોંસ ઘણી રહી, પ્રભુ ! પૂરો મનની આશ. શ્રી૦
ધ્યાન સમાધિ સાધી સાધન આપણુંરે, મૂકી મમતાપાશ;
અગ્યારસે સુપ્રભાતમાં ભગવત ભાવનથી, પહોતા સ્વર્ગાવાસ. શ્રી૦
ગુરૂનિર્વાણુ સુણીને આવીઆરે, વસુધા દેવ વિમાન;
તારક તેજસ રૂપી દીઠહુંરે, એ સહુએ આસાન. શ્રી૦
ગુપ્ત પ્રયાગથી ઉને આવતાંરે, યોગી દીઠા દેવ;
આવત દેખી બ્રાહ્મણીએ સૂરીરે, ગુરૂની કરવા સેવ. શ્રી૦

## ઢાલ ૪ થી.

### રાગ સામગ્રી.

જગજીવન જયકરૂ, ગચ્છપતિ લીલ વિલાસરે,
પહોતા અમર આવાસરે, સંઘ કરે અરદાસરે;
અમ્હ મનડું તુમ્હારી પાસરે, દર્શનની અમ્હ આશરે,
એક વાર બોલો ઉચ્છ્વાસરે, દ્યો ચેલાને આશ્વાસરે. જગ૦
શ્રી ગુરૂ અંગને હર જાણી, લ્યારી સહસતે એકરે;
માંડવી દ્રવ્ય હુષે કરે, ત્રણસેં લ્યારી વિવેકરે. જગ૦
પધરાવ્યા આરોગીએ, અંગપૂજા તિહાં થાયરે;
જિહાં લગી અંગ દેખાયરે, રૂપે એ બહુ ભાયરે. જગ.
દેવશયની એકાદશી, જાણી પર્વતે એહરે;
વૈષ્ણવલોક સ્નેહેરે, પૂજે ગુરૂ ગુણુ ગેહરે. જગ.
એકવીસ મણ સુખડી મિલી, અગર સખર મણ ચારરે;
મલયાગરૂ મણ ચારરે, ચૂઉસેર પનર પસારરે. જગ.
સેર પનર અબીરના, કસ્તૂરી અઢીશેરરે;
કેસર શેર ચાર વરેરે, અંબર શેર તુમેરરે. જગ.
અંગ એણિપરે સંસ્કર્યું, મહકે તિહાં દિશિ ચારરે;
આવે અમર ઉદારરે, વરસાવે ફૂલ અપારરે. જગ.

રાયચંદ શાહ રાગથી, ભણુશાલી પુણ્યવંતરે;
થૂભ કરાવણુ ખંતરે, લીયે જસ ભાગ્ય મહંતરે; જગ.
શ્રી વિજયદેવ સૂરીસરૂ, શ્રી જિનશાસનભાણુરે;
જસ બહુ પુણ્ય પ્રમાણુરે, જ્ઞાનક્રિયા ગુણુખાણુરે. જગ.
પંચવીસ પાઠક ઠવ્યા, પંડિતપદ ત્રણુસેંને પાંચરે;
દેવ પ્રતિષ્ઠા સુસંચરે, બહુ તે રાસ પ્રપંચરે. જગ.
નામ જપંતારે જેહનું, વંછીત રીધી થિર થાયરે;
પાતક દૂર પુલાયરે, મંગલમાલ મિલાયરે. જગ.

કલશ.

તપગચ્છ રાયા સહુ સુહાયા, શ્રી જિનશાસન દિનકરો,
શ્રી વિજયદેવ સૂરીશ સાહિબ, શ્રી ગૌતમ સમ ગણુધરો;
જસ પટ્ટ દીપક વાદી જીપક, વિજયપ્રભ સૂરિરાજ એ,
કવિ કૃપાવિજય સુશિષ્ય મેઘે, સેવિત હિત સુખ કાજ એ.
॥ ઇતિ શ્રી વિજયદેવસૂરીશ્વર નિર્વાણ સ્વાધ્યાય સંપૂર્ણઃ ॥



# શ્રી સત્યવિજય નિર્વાણ રાસ.

દુહા.

શ્રી જિનવરના ચરણજુગ, પ્રણમું ભાવ સહીત;
વંછીત પૂરણ કલ્પતરૂ, પુજીત સુરાસુરપત. ૧.
સરસતી માત પસાઉલે, ગાઈશ મુનિ મહિરાણ;
સત્યવિજય પન્યાસનું, સાંભળજ્યો નિર્વાણ. ૨.

ઢાલ ૧ લી.

જન્મ, સાધુ ઉપદેશ.

( જીહો જાણું એ અવધિ પ્રભુજિન—એ દેશી. )

જીહો દેશ સવાલખ જાણીએ, જીહો દેશ સહુ સિર મોડી;
જીહો લોક તીહાં સુખીયા વસે, જીહો ધનની નહી કોઇ ખોડી.
ભવીજન સુણજો વચન રસાલ. ૧.
જીહો ગરૂઆના ગુણ સાંભલી, જીહો હરખે બાલ ગોપાલ. ભવી. આંકણી.
જીહો નગર તીહાં એક લાડલું, જીહો અવર સમો નહી તાસ;
જીહો રૂડો ને રલીઆમણો, જીહો શોભા અધીકી જાસ. ભ. ૨.
જીહો વિગતાલા વ્યવહારીઆ, જીહો મોટાને [1]મસુંદ;
જીહો એકેકાથી આગલા, જીહો ધનવંત જાણી ધનંદ. ભ. ૩.
જીહો શેઠ એક તીણે પુરવસે, જીહો નામા જાસ વીરચંદ;
જીહો દૂગડગોત્ર સોભાગીઉં, જીહો માને જાસ નરીંદ. ભ. ૪.
જીહો [2]ધરણી મન હરણી સતી, જીહો વીરમદે અભિધાન;
જીહો રૂપ ગુણે કરી શોભતી; જીહો વાણી અમૃત સમાન. ભ. ૫.
જીહો ધરમ કરમ કરે જિનવર તણો, જીહો પોષે ઉત્તમ પાત્ર.
જીહો દાન સહુ નીત સાચવે, જીહો કરે ઇમ નિર્મલ ગાત્ર. ભ. ૬.
જીહો વાહાલું લાગે સહુ ભણી, જીહો નામે શિવરાજ પુત્ર;
જીહો એ કોપીણી સહસા સમુ, જીહો જે રાખે ઘરનું સૂત્ર. ભ. ૭

---

૧ મસુદી. ૨ ગૃહીણી—સ્ત્રી.

જીહો માબાપને મન ગમે, જીહો રહે સદા સુખ માંહીં;
જીહો બાલપણે એ ધરમી થયો, જીહો ધર્મ કરે ઉછાહી. ભ. ૮
જીહો એક દિન આવ્યા મુનીવરૂ, જીહો શ્રવણે સુણી ઉપદેશ;
જીહો પ્રતિબુઝયો સુત **વીર**નો, જીહો ધર્યો વૈરાગ વિશેષ. ભ. ૯
જીહો જાણ્યો ભાવ સંસારનો, જીહો સહુ [1]કારીમાં એહ;
જીહો માત પિતા કુણ કેહનાં, જીહો કીણે રચું કરીયે નેહ. ભ. ૧૦
જીહો સ્વારથનો સહુકો સગો, જીહો સ્વારથ વિણ નહી કોઇ;
જીહો આદર લહીએ સ્વારથે, જીહો સ્વારથ મીઠો જોઇ. ભ. ૧૧
જીહો સહુ સગપણ એ કારમો, જીહો એહથી ન સરે કાજ;
જીહો ધર્મ સગો અવીહડ સહી, જીહો ઈમ ચીંતે **શિવરાજ**. ભ. ૧૨

મા બાપ સાથે સંવાદ.

દુહા.

ઘરે આવીને ઈમ કહે, **વીર**સુત રે તીણ વાર;
ધર્મ સુણ્યો મેં સદ્દહ્યો, ભવજલ તારણ હાર. ૧
માત પિતા હવે આજ્ઞા, મુજને આપો આજ;
ગુરૂ પાસે વ્રત આદરૂં, સારૂં આતમ કાજ. ૨

ઢાળ ૨ જી.

( ઘરે આવોજી આંબો મોરીયો. એ દેશી. )

માયડી કહે [2]જાયા સાંભળો, તે વાત કીસી કહી એહ;
વ્રત શું તું સમજે નાનકડા, વ્રત કઠીન કોમલ તુજ દેહ. મા. ૧
વાહાલો તું અમને પ્રાણથી, ક્ષણ તુજ વિરહ ન ખમાય;
તું જીવ જડી [3]વછ માહરે, દુખભર ઇમ ભાખે માય. મા. ૨.
વરસે વરસાત તણી પેરે, આંખડીઉં આંસુ ધાર;
હૈડા સુભીની પુત્રને, કહે તુજ વિણ કોણ આધાર. મા. ૩.
સંયમ તો છે વછ દોહીલો, જેહવી [4]ખાંડાની ધાર;
સાયર તરવો બાંહે કરી, ઉપડાવો શીર [5]ગિરિ ભાર. મા. ૪.
અપ્રમાદપણે રહે વલી, વ્રત ધરવો નિરતિચાર;
દોસ બેંતાલીસ ટાલી કરી, લેવો અરસ નિરસ આહાર. મા. ૫.

---

૧ કારમા, કદણુ. ૨ પુત્ર. ૩ વત્સ—પુત્ર. ૪ તરવાર. ૫ પર્વત.

બાવીસ પરીસહ ઝીંપવા, લુંચન કરવો છે સીસ;
[1]ઉભરાણે પાયે ચાલવો, સમતા ધરવી નીશ દીસ. મા. ૬.
વલી તપ કરવા છે આકરા, કરવો નહી કોઈ ઉપચાર;
ભરીવા છે વેલુ કઉ લૂયા, એહવો નિરસો વ્રતભાર. મા. ૭.
તું બાલો ભોલો નાન્હડો. સમજે નહીં કાંઈ લગાર;
મન માને તીમ કરજે પછી, પરણો વહાલા એક વાર. મા. ૮.
સુખ ભોગવીઉં સંસારનું, પૂરવી મુજ મનની આસ;
સુત થાયે વ્રત લેજે પછે, મનમાંહે જોઈ વીમાસ. મા. ૯.
એ મંદિર તુજ વિણુ કારમો, તુજ વિના એ ફ્યો પરીવાર;
તુજવિણુ એ ધન શ્યા કામનું, તુજ વિના સુનો સંસાર. મા. ૧૦.
ઈમ માય વિલાપ કીધા ઘણા, નેહે સ્યું સ્યું ન કહાય;
સ્નેહ મન આકુલ વ્યાકુલો, જિનહર્ષ સહુનો થાય. મા. ૧૧.

**દુહા.**

વલતો માતાને કહે, વચન ઇમ શિવરાજ;
વ્રત દુષ્કર કહેતાં થકાં, તુમને નાવે લાજ. ૧.
દુષ્કર દુખ સંસારનાં, [2]જામણ મરણ અનંત;
સંયમથી સુખ પામીએ, તે કીમ દુખ કહંત. ૨.
કાયરને સહુ દોહીલું, શૂરાને સહુ સુગમ;
ભવદુખથી હું ઉમગો, લેસ્યુ સહી સંયમ. ૩.
મેં મનમાંહે જાણીઉં, [3]પાશ એહ ઘરવાસ:
એહમાં ન પડું માતજી! જો કોડી કરોવે ખાસ. ૪.

**ઢાલ ૨ જી.**

( મોતી ધાને હમારો, સાહીબા! મોતી ધાજી—એ દેશી )

માય બાપને બહુ દુખ વ્યાપે, રૂદન કરતાં અનુમતિ આપે;
નાનકડા કહ્યો માનો હમારો, બાલુડા કહ્યો માનો જો હમારો;
કહ્યો હમારો ન કરો નાન્હા, તો તુજ માત પિતા અમે શાનાં? ના. ૧
માતપિતાનો કહ્યો કરીજે, તો [4]લુંકા માંહી દીક્ષા લીજે. ના.
આચારજ આપણા તેડાવું, ઉચ્છવ કરીને વ્રત લેવરાવું. ના. ૨

---

૧ ઉઘાડે. ૨ જન્મ. ૩ જાળ-બંધન. ૪ લુંકા-ઢુંઢીઆ-સ્થાનકવાસી.

દયા મારગ સુધો પાલેવો, હિંસા કેરો મારગ ટાલવો. ના.
એહવું વચન સુણી **સીવરાજે**, વલતું કહે માય બાપને કાજે. ના. ૩
[1]સુવિહીત ગચ્છ શુદ્ધ સામાચારી, જિહાં **જિનવર** પૂજા હિતકારી. ના.
તિહાં હું લેઈશ સંયમ માતા, અનુમતિ દ્યો થાએ જિમ શાતા. ના. ૪
વચન કદાગ્રહનો અવહેલી, **તપગચ્છ**માં સંયમ મતિ મેલી. ના.
સુતનું મન એકાંત નિહાળી, ભાખે વાણી **વીર** રસાલી. ના. ૫
સુણી એ આચારજ ગુણ વૃંદા, તેડાઉં **વિજયસિંહ** સૂરીંદા. ના.

**વિજયસિંહ સૂરિનું આવવું.**

આચારજ ગચ્છ નાયક પાસે, આદરી વ્રત નિજ ચિત્ત ઉલ્લાસે. ના. ૬
ઇમ કહી સંઘ પૂછી **વીરચંદે**, તેડાવ્યા ગચ્છપતિ આણંદે. ના.
બહુ પરીવારે પૂજ્ય પધાર્યા, હૃદય કમલ ધરમીનાં ઠાર્યા. ના. ૭
કરિય મહોત્સવ પુર પધાર્યા, સહુ શ્રાવક પાયવંદણ આવ્યા. ના.
**વીરમદે** અંગ જગહ ગહીઓ, આવ્યું ગુરૂ વંદણ તું મહીયઓ. ના. ૮
માહારા આજ મનોરથ ફલીઆ, ભવસાયર તારણ ગુરૂ મીલીઆ. ના.
સંયમ લેઈ આતમ તારૂં, હવે હું [2]આવાગમણ નિવારૂં. ના. ૯
ધર્મોપદેશ દીયો મુનીરાયે, સાંભલતાં સહુને સુખ થાએ. ના.
મન **શિવરાજ** તણો ઉલ્લસીઓ, ગુરૂ ઉપદેશ હૈયામાં ધરીયો ના. ૧૦
શ્રી ગુરૂરાજ હવે મુજ તારો, જન્મ મરણ તણાં દુખ નિવારો. ના.
દીક્ષા દેઇને શિક્ષા આપો, કર્મ તણાં મુજ બંધન કાપો. ના. ૧૧
સૂર શીરોમણી તું ઉપગારી, હું તુંજ દરસણે બલીહારી. ના.
વંછીત આજ હમારા પૂગા, કહે **જિનહર્ષ** ભલે દિન ઉગા. ના. ૧૨

**દુહા.**

ઈમ કહી શ્રી ગુરૂરાજને [3]ઘરી આવ્યો **શિવરાજ**;
દ્યો મુજને અનુમતિ હવે, સંયમ લઉં હિતકાજ. ૧

**દીક્ષા સમારંભ.**

સકળ સંઘને તેડાવીઓ, **વીરચંદ** તીણી વાર;
સ્નાન કરાવી સુત ભણી, પહીરાવ્યા સિણગાર. ૨
વરઘોડા કાઢયા ભલા, સાત આઠ પુરમાંહી;
ગામ સહુ જમાડીઉ, મનમાં ધરી ઉચ્છાહી. ૩

---

૧ સારી વિધિ પાળનાર. ૨ ભવમાં આવવું તે. ૩ ઘેર.

ગાજા વાજાં કરી ઘણાં, ધવલ મંગલ ગીત ગાન;
સુગુરૂ ચરણે આવીઆ, વાંદ્યા દેઈ માન. ૪

ઢાળ ૩ જી.

**માતાનાં પુત્રદીક્ષા સમયે વચન.**

( થારા મહેલાં ઉપર મેહ, ઝરોખે વીજળી હો લાલ ઝરોખે. એ દેશી. )

નયને પડે આંસુ ધાર, પડે પ્રિય માયને હો લાલ. પડે પ્રિય.
આગળ જોડી હાથ, કહે ગુરૂરાયને હો લાલ. કહે ગુરૂ. ૧
શિષ્ય તણી ઇહ ભીક્ષા, દેઉં છું તુમ્હ ભણી હો લાલ. દેઉં.
દ્યો દીક્ષા હિત આણી, વાણી સુણી અમ તણી હો લાલ. વા. ૨
માય કહે છે મુનીરાય, કરૂં છું વિનતિ હો લાલ. ક.
હીયઠાનું આધાર, થાય છે [1]એયતી હો લાલ. થા. ૩
ઘાલ્યો છે તુમ ગોદ, ભલીપેરે રાખ્યજો હો લાલ. ભ.
શીખામણનાં વયણ, સકોમલ ભાખ્યજો હો લાલ. સ. ૪
રીસ મ કરજ્યો રાજ, બાલુડા ઉપરે હો લાલ. બા.
તપ કરવાની વારે, વારજ્યો બહુ પેરે હો લાલ. વારે. ૫
ભુખ ખમી ન શકે છે, એહ છે કાહલો હો લાલ. એહ.
લાડકવાયો એહ અછે, ઉછાંછલો. હો લાલ. એહ. ૬
કરજ્યો સાર સંભાળ, સદા હેત રાખજ્યો હો લાલ. સદા.
એહના અવગુણ દેખી, કે છેહ મ દાખજ્યો હો લાલ. કે. ૭
થોડા માંહી પૂજ્ય, ઘણો કરી જાણજ્યો હો લાલ. ઘ.
સાંભલી વારૂ વેંણ, બુરો મત માનજ્યો હો લાલ. બુ. ૮
આપણા હાથે દીધી, દીક્ષા શિવરાજને હો લાલ. દી.
વરસ ચઉદ પરમાંણ, કીએ હવે માજને હો લાલ. કીએ. ૯

**દીક્ષા લીધી. ઉમર ૧૪ વરસ.**

શુભ વેલા શુભ વાર, કે વ્રત ઉચરાવીયો હો લાલ. કે વ્રત.
મુનિનો વેષ વિશેષ, કે આણી આપીઓ હો લાલ. કે આ. ૧૦
શ્રી જિનવરનો ધર્મ, ઉદય મુજ આઇઓ હો લાલ. ઉ.
પુન્ય સંયોગે આજ, ચિંતામણી પાઇઓ હો લાલ. ચિં. ૧૧

---

૧ દૂર.

દુખદાવાનલ માંહીથી હું, નીકલીઓ હો લાલ. ની.
[1]માયરે આંગણે આજ, જાણે [2]સુરતરૂ ફલ્યો હો લાલ. જા. ૧૨
ભુખ્યા નરને જેમકીં, પંચામૃત મીલ્યો હો લાલ. પં.
તિમ સંયમ સંયોગ કે, દુખ દુર ટલ્યો હો લાલ. દુ. ૧૩
પામ્યો ત્રિભુવનરાજકે, કાજ સહુ કો સર્યાં હો લાલ. કા.
વિજયસિંહ સૂરીસર, સુગુરૂ મેં આદર્યા હો લાલ. સુ. ૧૪.
વાંદી શ્રાવક લોક, સહુ ઘરે સંચર્યા હો લાલ. સહુ.
સૂરીસર મુની સાથ, તિહાંથી પાંગર્યાં હો લાલ. તિહાંથી. ૧૫
[3]અપ્રતિબંધ વિહાર, પવનની પેરે કરે હો લાલ. પવન.
પ્રાણીને ઉપદેશ, દેઈ સંશય હરે હો લાલ. દેઈ. ૧૬

**નામ. અભ્યાસ.**

સત્યવિજય અભિધાન, દીઓ શિવરાજને હો લાલ. દી.
કરે સદા ચિત્ત લાય, વિનય ગુરૂ રાજનો હો લાલ. વિ. ૧૭
વિદ્યાનો અભ્યાસ કરે, નીશિદિન ભણે હો લાલ. કરે.
કહે જિનહર્ષ સૂરીસ, કીયો વસી આપણે હો લાલ. કીયો. ૧૮

**દુહા.**

શાસ્ત્ર સિદ્ધાંત બહુ ભણ્યા, જાણ્યા સહુ અર્થ;
ભેદ લહ્યા શાસન તણા, ગરૂઆ ગીતારથ. ૧
પંચમ આરાના યતિ, શિથિલ પ્રમાદી દીઠ;
પડયા પ્રમાદ માંહે વળી, નીકળીઓ થઉ નીઠ. ૨
ઉત્કૃષ્ટી ક્રિયા કરે, પુન્ય તણો જાણે અંશ;
સુધો સાધુ શિરોમણી, વૈરાગી [4]અવતંસ. ૩

**ક્રિયાઉદ્ધાર.**

શ્રી આચારજને પૂછીને, કરૂં ક્રિયા ઉદ્ધાર;
નિજ આતમ સાધન કરૂં, બહુને કરૂં ઉપગાર. ૪

**ઢાળ ૪ થી.**

( હો મતવાલે સાજના એ દેશી. )

શ્રી ગુરૂચરણ નમી કરી, કર જોડી તે વારોરે.
અનુમતિ જો મુજને દીયો, તો કરૂં ક્રિયા ઉદ્ધારોરે. શ્રી. ૧

---

૧ મારે. ૨ કલ્પવૃક્ષ. ૩ અટકાવ વગર, સતત. ૪ ભૂષણ.

કાલ પ્રમાણે ખપ કરૂં, દોષી :હલકર મદ લેવારે.
તપ કરૂં આલસ મૂકીને, માનવ ભવનો ફલ લેવારે. શ્રી. ૨
ગુણવંત ગુરૂ ઇણી પેરે કહે, જોગ્ય જાણીને સુવિચારોરે.
જિમ સુખ થાઇ તિમ કરો, નિજ સફલ કરો અવતારોરે. શ્રી.૩

વિહાર.

ધર્મ મારગ દીપાવવા, પાંગરીયા મુની એકાકીરે;
વિચરે ભારંડની પેરે, શુદ્ધ સંયમસ્યું દીલ છાકીરે. શ્રી. ૪.
સહે પરીસહ આકરા, સોષે નિજ કોમલ કાયારે;
[2]ખમતા સમતા આદરી, મેલી સહુ મમતા માયારે. શ્રી. ૫
કીયો વિહાર મેવાડમાં, ઉદેપુર કીયો ચોમાસોરે;
ધરમ પમાડયો લોકને, કીધો તિહાં ધર્મનો વાસોરે. શ્રી. ૬
છઠે છઠેને પારણાં કીધા, તપ જાસ ન પારોરે;
કાયા કીધી દુબલી, કરી અરસનીરસ આહારોરે. શ્રી. ૭
વીચ સ્વાવલી મારવાડમાં, તિહાં પણ જિન ધર્મ પમાડયોરે;
બહુ જણ સમકીત વાસીયા, મિથ્યાત અંધાર ગમાડયોરે. શ્રી. ૮
કર્યો ચૌમાસો મેડતે, તિહાંથી નાગોર પધાર્યારે;
તિહાં પણ ચૌમાસો રહ્યા, નરનારીને નિસ્તાર્યારે. શ્રી. ૯
નગર જોધપુરમાં કીયો, ચઉમાસો ધર્મ સુણાવીરે;
શ્રાવક જણ સમજાવીયા, કીરતી ચહું દિશે ઉપજાવીરે. શ્રી. ૧૦
અપ્રતિબંધપણે કર્યો, ઈમ દેશવિદેશ વિહારોરે;
જીહાં ઉત્તમ સંચરે, તિહાં કરે ઉપગારોરે. શ્રી. ૧૧

પન્યાસપદ.

**સત્તરઓગણત્રીસે** સમયે, શ્રી **વિજયપ્રભ** સૂરીશેરે;
પદ પન્યાસ દીયો તીહાં, પુર **સોઝીત** માંહી જગીસેરે. શ્રી. ૧૨
તિહાંથી આવ્યા **સાદડી**, ચોમાસો તિહાં એક કીધોરે,
ધરમ મારગ દીપાવીઓ, તિહાં ધરમલાભ બહુ દીધોરે. શ્રી. ૧૩
સાધુ વિહારે વિચરતા, આવ્યા **ગુજરાત** મોઝારોરે,
**પાટણ** માંહી પધારીઆ, ધરતા સમતા આચારોરે. શ્રી ૧૪

---

૧ વિહાર કર્યો. ૨ ક્ષમા.

સંઘ સહુ પાટણ તણો, આદર કરીને તિહાં રાખ્યારે,
કહે જિનહર્ષ ગુરૂ મુખ થકી, જિન વચન અમૃત સવાયારે. શ્રી. ૧૫

દુહા.

રાજનગર પાટણ થકી, પાઉધાર્યા પન્યાસ;
શ્રાવક બહુ આદર કરી, રાખ્યા તિહાં ચૌમાસ. ૧
તિહાં ઘણો મહિમા થયો, ચાલ્યાં બહુ ધર્મધ્યાન;
ચઉરાસી ગચ્છમાં થયો, મહાપુરૂષનો માન. ૨

ઢાલ ૫.

( નિંદડલી વયરણી હુઇ રહી એ દેશી. )

પાટણમાં સ્વર્ગવાસ.

તેડાવ્યા વળી આદર કરી સંઘ, પાટણ હો સત્યવિજય પન્યાસ, તે.
આવ્યા ઉચ્છવશું ઉપાસરે, સહુ કોની હો પહોંચી મન આસ. તે. ૧
વ્યાખ્યા સુણે ગુરૂમુખ થકી માંને હો, માંને હો નિજ જન્મ પ્રમાણ, તે.
કરે ભક્તિ ભલી જિનવર તણી, ઈમ લાહો હો લ્યે ચતુર સુજાણ. તે. ૨
ચઉમાસાં તિહાં કીધાં ઘણાં, પુન્ય યોગે હો મીલ્યો શિષ્યપરિવાર, તે.
ક્રોધ માન માયા મમતા નહીં, નહીં જેહના હો મનમાંહી વિકાર. તે. ૩
સમતાસાગર નાગર નમે, ગુણ જેહના હો ન લહે કોઈ પાર, તે.
પરિણામ સરલ મનના ભલા, તિમ કિરિયા હો જેહની શ્રીકાર. તે. ૪
ઇણીપેરે રહેતા શ્રાવક તણા, તિમ ધરમે હો થયા સુદૃઢ અપાર તે.
રંગ લાગ્યો ચોલ તણી પેરે, શ્રી ગુરૂનો હો દેખીને આચાર. તે. ૫
નિજ ચારિત્ર પાલ્યો ઉજલો, ન લગાડયો હો દુષણ અતિચાર. તે.
પાંચમા આરામાંહી થયા, બ્રહ્મચારી હો જાણે જંબુ કુમાર. તે. ૬
ગોયમ સોયમ સરીખા ગણે, ઉજવાલ્યો માય બાપનો વંશ. તે.
જેહનો જગમાંહી વિસ્તર્યો, જગ સઘળો હો કરે જાસ પ્રશંસ. તે. ૭
હાંજી વરસ ચૈયાસી ભોગવ્યો, આઉખું હો પુન્યવંત પન્યાસ. તે.
એહવો યોગીસર કળીયુગે નહી, કોઈ હો કરે સમવડી જાસ. તે. ૮
સોમકરણશાહ રાજનગરનો, સુરચંદશાહ તેહનો સુત જાણ. તે.
નિજ કારણ પાટણ આવીઓ, જાણે પુન્યે હો મુકયો ઈંહાં આણ. તે. ૯
શ્રી સત્યવિજય પન્યાસને, વાંદે દિનપ્રતિ હો સુણે નિત્ય વખાણ. તે.
ઉચ્છવ કરે દિન દિન અતિ ઘણા, માને માને હો ગુરૂ વચન પ્રમાણ. તે. ૧૦

ઇમ કરતાં સંયમ પાળતાં, એક દિવસે હો આવ્યો મંદવાડ. તે.
દિન ચાર તથા પાંચ દિન રહ્યો, ધર્મધ્યાને હો નાખ્યા કર્મ પછાડી. તે. ૧૧
સાવધાનપણે પોતે ગણે, ચઉસરણા હો ઠીક કરે સઝાય. તે.
નરનારી આવે બહુ વાંદવા, કરે નિર્મલ હો પોતાનીરે કાય. તે. ૧૨
રૂપૈયાદીક નાણે કરી, પુજે ગુરૂના હો નિર્મલ અંગ. તે.
ભાવે શ્રાવક સહુ રાગીયા, ગાવે શ્રાવિકા હો ભલા ગીત સુરંગ. તે. ૧૩
[1]કેઇ [2]લીલવણની લ્યે [3]આખડી, કોઈ વ્રતની હો કોઇ લ્યે ઉપવાસ
એમ લાભ ઘણો થયો ધર્મનો, જિનહર્ષે હો ગાયો જશવાસ તે. ૧૪

દુહા.

બારસ શુદી પોસ માસની, સિદ્ધ યોગ શનિવાર;
મરણ થયો પન્યાસનો, સાવધાન તિણે વાર. ૧
સૂરચંદશા તિણે સમે, મૂકાવ્યા બંદીવાન;
ઉત્તમ કરણી જીણે કરી, સુગુરૂ ભક્તિ મન આણ. ૨
રચી અનોપમ માંડવી, જાણે દેવવિમાન;
શણગારી બહુ ભાતશ્યું, પુન્ય તણે પરીમાણ. ૩

ઢાળ ૬ ઠ્ઠી.

( ભરતનૃપ ભાવશું એ દેશી. )

પ્રહસમે કાઢી માંડવી એ, આગળ સૂરચંદશાહ;
હાકમના આદમી એ, લીધા સાથે લોક અથાહ. સુ. ૧
સુગુરૂ ઉચ્છવ કરી એ, શ્રાવક લોક અપાર;
પાટણ જણ સહુ મિલ્યો એ, મુખ બોલે જયકાર. સુ. ૨
સોના રૂપાના ફૂલ ઉછાળતા એ, સુરવૃંદમાં જિમ ઇંદ;
શ્રાવકના વૃંદમાં એ, બેઠા વિમાન મુણીંદ. સુ. ૩
વાડીમાં પધરાવીયારે, ચિંતા કીધી રૂડે ઠામ;
અગર ચંદન ભલા એ, દાગ્યા તેહશ્યું અભિરામ. સુ. ૪
[4]શુભ અનોપમ તિહાં કર્યો એ, ઉજ્વલરૂપ સમાન;
દીઠાં દિલ ઉલ્લસે એ, વાધે પ્રેમ પ્રધાન. સુ. ૫

---

૧ કોઇ. ૨. લીલોતરીની. ૩. બાધા. ૪ સ્થંભ—દેરી.

સત્યવિજય પન્યાસનો એ, નિર્મલ જસ પ્રાસાદ;
કલશ શિર સોહીયો રે, દીઠાં જાયે વિષાદ. સુ. ૬
શ્રી વિજયસિંહ સૂરીશનો એ, [1]અંતેવાસી એહ;
અમર કુલિયુગે થયો એ, વિનયવંત ગુણગેહ. સુ. ૭
સફલ કીયો જીણે આપણો એ, લાધો નર અવતાર;
સંયમ શુદ્ધ પાલીઓ એ, લહેશે ભવનો પાર. સુ. ૮
અવિચલ જશ જેહનો થયો એ, ચંદ ચઢાવ્યો નામ;
તપે [2]સૂરીય પરે એ, મહીઅલ મહિમા ધામ. સુ. ૯
નરનારી ભાવે કરી એ, સાંભળજો નિર્વાણ;
ભણીને ગાવજો એ, થાશે કોડી કલ્યાણ. સુ. ૧૦
સત્યવિજય ગુરૂ ગાવતાં એ, થાયે હર્ષ અપાર;
કરો ગુરૂ એ સદાએ, શ્રી સંઘને જયકાર. સુ. ૧૧
**સતર છપને સંવત્સરે, મહાશુદિ દશમી પ્રમાણ;**
નિર્વાણ પન્યાસનો એ થયો, જિનહર્ષ સુજાણ. સુ. ૧૨

ઇતિ શ્રી સત્યવિજય નિર્વાણ સંપૂર્ણમ્ :



૧ શિષ્ય. ૨ સૂરીની પેઠે.

# શ્રી કર્પૂરવિજય ગણિ નિર્વાણ-રાસ.

દુહા.

પ્રસ્તાવ.

પ્રણમી પ્રેમે પાસ જિન, પુરિસાદાણી દેવ;
ચરણકમળ નિત જેહના, સેવે ચઉવિધ દેવ. ૧
કમલમુખી કમલેં સ્થિતિ, કમલસી કોમલ કાય;
વાંણી રસ મુજને દીયો, શારદ કરી સુપસાય. ૨
ગુણ ગાતાં ગુણવંતના, હોવે નિર્મલ બુદ્ધિ;
દંસણ નાણ શ્રેણી ક્ષપક, અનુક્રમે પામે સિદ્ધ. ૩
વીર થકી ત્રેસઠમેં, પાટે પુણ્ય વિશાલ;
તપગચ્છપતિ વિજયસિંહ સૂરી, નામે મંગલ માલ. ૪
તસપદ પંકજ ભ્રમર સમ, સંવેગી શીરદાર;
વૈરાગે વ્રત આદરી, સફળ કર્યો અવતાર. ૫
જિન શાસન નંદન વને, સુરતરૂ ઉપમ જાસ;
પંચમ આરે જગી જયો, શ્રી સત્યવિજય પન્યાસ. ૬
તાસ શિષ્ય મુનિ ગુણનિલો, કપૂરવિજય અભિધાન;
ગુરૂ સેવી શુભ મતિ સદા, મુનિવર મહિમાનિધાન. ૭
કિણી પેરે દિક્ષા આદરી, કિમ ગુરૂ સેવા કીધ;
શ્રુતસાગર અવગાહીને, કિમ મહીયલ જસ લીધ. ૮
કિમ વસુધા પાવન કરી, કરતા ઉગ્ર વિહાર;
કિણપેરે દેવાંગત થયા, તે સુણજ્યો અધિકાર. ૯

ઢાળ ૧ લી.

( જીહોની દેશી રાગ મલ્હાર. )

પાટણ વર્ણન.

જીહો જંબૂદ્વિપ નામ ભરતમાં, લાલા, સહસ સત્તર ગુજરાત;
જીહો દેશ સકલ શિરસેહરો, લાલા પાટણ જગ વિખ્યાત.
સુગુણ નર ! સુણજ્યો સુગુણ ચરિત્ર. ૧
જીહો ગુણવંતના ગુણ સાંભલી, લાલા કીજે કાંન પવિત્ર. સુ.

જીહો જીહાંકણે પાસ પંચાસરો, લાલા થંભણવાડી પાસ;
જીહો અજીત સોમ ચિંતામણિ, લાલા વિજય ચિંતામણિ ખાસ. ૩
જીહો માભો ભવ ભાવ ઠહરે, લાલા શ્રી તારંગો પાસ;
જીહો કો કો કામિતદાયકો, લાલા નમિયે નગીનો પાસ. ૪
જીહો સુખકર શામલ સાહિબો, લાલા પાસ થયો જયકાર;
જીહો ઇત્યાદિક જિનવર ઘણા, લાલા ગણતાં નાવે પાર. ૫
જીહો પૂજા સત્તર પ્રકારની, લાલા વિરમે ચઢતે નૂર;
જીહો ભાવ ભક્તિ નાટક કરે, જીહો વાજે મંગલ તૂર. ૬
જીહો દાન દિયે જલધર પેરે, લાલા યાચક પૂરે આસ;
જીહો કવિ શોભા કેતી કહે, લાલા પાટણ પુન્ય આવાસ. ૭

ઢાળ ૨ જી.

માતપિતા, જન્મ.

(સંભવ જિનવર વિનતિ-એ દેશી.) રાગ સારગ મલ્હાર.

તે પાટણને ઢૂંકડો, વાગરોડ નામે ગામ રે;
રાજા પાસે સોહિયે રે, યુવરાજા અભિરામ રે,
ભવિયણ ! ભાવ ધરી સુણો. ૧
શેઠ શિરોમણિ તિહાં વસે, ભીમજીશાહ અભિધાન રે;
પોરવાડ વંશે વડો, ભૂપતિ દે જસ માન રે. ભ. ૨
સુકુલીણી શોભા ભણી, ઘરણી તસ વીરા નામ રે;
રાતે નિજ ભરતાર શું, માતી શ્રી જિનધર્મે રે. ભ. ૩
અનુક્રમે સુખ સંસારનાં, ભોગવતાં પિયુ સંગે રે;
મુક્તાફલ જિમ શુક્તિમાં, ગર્ભ ધરે મન રંગે રે. ભ. ૪
જાયો સુત શોભા દિને, ગાયો ગોરી વૃંદે રે;
બારમે દિન શેઠ કાહાંનજી, નામ [૧]ઠવિયું આણંદે રે. ભ. ૪
આયુ પૂરી પરલોકમાં, જનની જનક સિધાવે રે;
પાટણમાં કૂઆ ઘરે, કુમર કાહાંનજી આવે રે. ભ. ૬

દુહા.

ચૌદ વરસ નિયમા જતે, કુમર હુઓ જામ;
તારણતરણ જહાજ સમ, સદ્ગુરૂ મિલિયા તામ. ૧

---

૧ પાડયું.

કર્મવિવર અવસર લહી, બેઠો યથોચિત દેશ;
યોગ જીવ જાણી ગુરૂ, દાણી પરે દીએ ઉપદેશ. ૨

ઢાળ ૩ જી.

મનમરાની દેશી.

ગુરૂદેશના.

પ્રથમ માનવ ભવ દોહીલો, ભવિ પ્રાણીરે.
ભમતાં ઇણે સંસાર, સુણો ભવિ વાણીરે;
એકેંદ્રિયાદિ જાતિમાં, ભ. અનંત અનંતી વાર. સુ. ૧
આર્યક્ષેત્ર ઉત્તમ કુલ વળી, ભ. દુલહો દેહ નીરોગ. સુ.
પંચેંદ્રિય પટુતા લહે, ભ. દુલહો સુગુરૂ સંયોગ. સુ. ૨
સાંભળવું સિદ્ધાન્તનું, ભ. દુરલભ કહે જિનરાય. સુ.
આલસાદીક [1]તેરજે, ભ. કાઠીયા કરે અંતરાય. સુ. ૩
સાંભળવું પુન્યે લહું, ભ. સદ્દહણા દુર્લભ. સુ.
સૂક્ષ્મભાવે જિન કહીઓ, ભ. કરવું [2]તહતિ અદંભ. સુ. ૪
સદ્દહણાપણે દોહીલી, ભ. ત્યજવી વિષયની બુદ્ધિ. સુ.
જંતુ જગ દીસે ઘણા, ભ. વિષય પ્રમાદે ગૃદ્ધ. સુ. ૫
[3]રામાધન ફાંદે પડયો, ભ. નિસદિન બાંધી કર્મ. સુ.
આવિચિ મરણે તિનું મરે, ભ. મૂંઢ ન જાણે મર્મ. સુ. ૬
છાયામિશે કેડે ફિરે, ભ. કાલ ગવેષતો છિદ્ર. સુ.
પાસો કદિય મૂકે નહિ, ભ. ભજો ભગવંત અનિદ્ર. સુ. ૭
આયુ [4]સલિલ ઉલેચીયે, ભ. દિવસ નિશા ઘટમાલ. સુ.
કાલ અરહટ્ટ ભમાડીયે, ભ. રવિ શશી વૃષભ તિકાલ. સુ. ૮
જરા ન આવે જિહાં લગે, ભ. વ્યાધી ન પીડે દેહ. સુ.
તવ લગી જ્ઞાન દીપક કરી, ભ. સંભાળો નિજ ગેહ. સુ. ૯
માનવભવ તટ લહે, ભ. જિણે ન ભજ્યો જિનરાય. સુ.
ભુંડણ છાણ તણી પરે, ભ. લેખે તે તો ગણાય. સુ. ૧૦
નરભવ લહી શ્રુત સદ્દહી, ભ. સેવી શ્રી જિન ધર્મ. સુ.
કલ્પવિમાને સુખ લહે, ભ. પામે અવિચલ [5]શર્મ. સુ. ૧૧

---

૧ તેર કાઠિયા છે. ૨ તે પ્રમાણે, તથેતિ. ૩ કંચનકામિની. ૪ પાણી.
૫ કલ્યાણ.

## દોહા.

ઈમ ગુરૂ દેશના સાંભળી, મીઠી અમૃત ધાર;
કુંઅર કરજોડી કહે, મુજ તાર તાર પ્રભુ તાર. ૧
એટલા દિન એળે ગયા, ધર્મ વિના અણજાણ;
તરણુતારણુ હવે તું મીલ્યો, અમચે પુણ્ય પ્રમાણ. ૨
પડીઓ ભવ દાવાનલે, [1]વહ્નિ વિષ કષાય;
દીન દયાળ કરી દયા, ઉધારીએ મહારાય. ૩
કર્મ નટાવે [2]મંક ઉપરે, ચઉગતી ચાર મહિં;
વિવિધ વેશ કરી નાચવું, મુકાવો ગ્રહી બાંહી. ૪
[3]સાહ કરી હવે સાહીબા, દીજે મુજ ચારિત્ર;
આદરૂં પરમ પ્રમોદશ્યું, કરવા જન્મ પવિત્ર. ૫

## ઢાળ ૪ થી. રાગ–વૈરાડી.

( નમો નમો મનક મહામુનિ, એહની દેશી )

સદ્ગુરૂ કહે કુંમર સુણો, દોહીલો સંજમ જોગરે;
પાળવો અપ્રમાદીપણે, યૌવન ભય તજી ભોગરે. સ. ૧
જયણાએ બોલવું બેસવું, ચાલવું ભોજન તેસોરે;
સુઓ જયણાએ સહી, મુનિવર મારગ એસોરે. સ. ૨
દુવિધ જીવ સંસારમાં, ત્રસ થાવર ભેદોરે;
મનવચન કાયા કરી, રક્ષા કરવી અખેદોરે. સ. ૩
જુઠું કદી ન બોલવું, ક્રોધાદિક ચઉઠાણેરે;
અણદીધી પર વસ્તુ જે, મુનિવર ચિત્ત ન આણેરે. સ. ૪
ચોથું વ્રત ચોખે ચિત્તે, નવ વાડી વિશુદ્ધોરે;
સંનિધિ સંચય કરવો નહિ, કુક્ષી સંબલ સુધોરે. સ. ૫
પંચ મહાવ્રત ઈણી પરે, પાળવા ધરી પ્રેમોરે;
રાત દિવસ સૂતાં જાગતાં, જિહાં જીવે તિહાં સીમોરે. સ. ૬
સૂર્ય તપે શિર આકરો, ઘરે ઘરે ગોચરી ભમવુંરે;
માથે લોચ કરાવવો, શયનભૂમિકા કરવુંરે. સ. ૭
ગુરૂ આણાએ ચાલવું, આપ છંદો છાંડીરે;
દશવિધ સામાચારીયે, રમવું રઢ માંડીરે. સ. ૮

---

૧ અગ્નિ. ૨ સારસંભાળ. ૩ માંચડા.

### દુહા.

વિષય તજી વીસે વિસા, આર્વાઉ હોએ મન ઠામ;
તો સયણા અનુમતિ લહી, કીજે ઉત્તમ કામ. ૧

### ઢાળ ૫.

( ઈતની સુણો શાંતિ જિણંદ સોભાગી—એહની દેશી )

ઘરે આવી કહે સુણો સયણાં, મેંને સુણ્યાં ગુરૂનાં વયણાં;
બુદ્ધિ પામ્યાનું એહ સાર, કાંઈ કીજે તત્વવિચાર. ૧
આયુ અંજલી જલપરે જાયે, પણ મુરખ ભેદ ન પાએ;
ઘડીયાલે જે ઘડી વાજે, મનુ જીવિતકુંભને ભાંજે. ૨
જિમ કોઈક સુપનાં મોઝાર, દેખે રૂધિર મણી પરિવાર;
જાગે તવ આપે એક એકેલો, તિમ સકલ સબંધ થયો ભેલો. ૩
ચિત્ત વહેંચાવણ સહુએ આવે, જીવ દુઃખ એકલડો પાવે;
કર્મ ગ્રહીઓ પરભવે જાએ, તવ ત્યાં કોઈ આડો નવ આવે. ૪
જિમ કોઈ પરદેશે જાયે, સંબલ હોય તો સુખીઓ થાવે;
તિમ પરભવે જાતો જીવ, પુણ્ય હોય તો સુખીઓ સદૈવ. ૫
સંસારમાં છે દુખ ભંડારા, મેં છાંડવો સહી નીરધારા;
મયા કરી અનુમતિ આપો, મુજને ગુરૂ પાસે થાપો. ૬
હવે આવે શ્રીગુરૂને પાસે, નયને જળધારા વરસે;
અમ નહાનડો લીયે છે દિક્ષા, ગુરૂ આપો એહને શિક્ષા. ૭
સિંહ પેરે સંયમ પાળેજી, ગુરૂ આણા શિરે વેહેજયો;
ઇમ શીખ દેઈ ઘરે જાએ, કુંવર કાહાનજી આણંદ પાવે. ૮

### ઢાળ ૬.

( લાછલ દે માત મલ્હાર—એ દેશી )

પ્રણમી શ્રી ગુરૂપાય, ઉભો કુંવર રાય;
આજ હો ભાંગેહે, મનરાગે સંયમ સુખડાજી. ૧
વાસ ઠવે ગુરૂ શીશ, જીવો કોડી વરસ,
આજહો ભાવી શ્રાવક શ્રાવિકા, આશીશ દીએ એસીજી ૨
પંચ મહાવ્રત ભાર, રૂપે શ્રી ગુરૂ સાર. આ.
હે જીરે સતેંજી સીખ દીયેં ઘણીજી; આ. ૩

**સંવત સતરે વીસ, માગસીર સુદી સુજગીસ.** આ.
નામ ઠવીયું મુની, કર્પૂરવિજય સોહામણું જી. આ. ૪
રોકે આશ્રવ પંચ, સુકૃતનો કરે સંચ. આ.
સોભાગી વડભાગી, સાધુ શિરોમણી જી. આ. ૫
વિહાર કરે ગુરૂ સાથે, મન મંકડ ધરી હાથે. આ.
ગુરૂ કુલવાસી શાસ્ત્ર, અભ્યાસે જસ લહે જી. આ. ૬
ગુરૂ સેવા રઢે મંડે, નિદ્રા વિકથા છંડે. આ.
**આ**વશ્યકાદિક ગ્રંથ, ભણી મન રંગસ્યું જી. આ. ૭
શ્રી **વિજયપ્રભુ** સર, આણી **આણંદપુર.** આ.
યોગ્ય જાણીને પંડિત, પદ દીધો તદાજી. આ. ૮
**સત્તાવને પોસ માસ,** શ્રી સત્યવિજય પન્યાસ આ.
સ્વંગવાસ લહે નવ પદ ધ્યાન, પસાઉલે જી. આ. ૯
જેહના ગુણ સુવિલાસ, મુગતાફલની માલ. આ.
જેહને કંઠે ઠવી તે લહે, લક્ષ્મી ઘણી જી. આ. ૧૦
ધન્ય ધન્ય કહે સહુ લોક, મિલે થોકા થોક. આ.
જેહને પાટે પટધર, કર્પૂરવિજય ગણી જી. આ. ૧૧

### ઢાલ ૭ મી.

( પ્રથમ ગોવાલા તણે ભવે જી. એ દેશી. )

વિચરે મહી ગુરૂ મંડલે જી, ગગને જિમ દિનકાર;
ભવિ કમલ પડીબોહતા જી, હણતા પાપાંધકાર;
સુહંકર ગીરવો એ ગુરૂરાય, પ્રણમે પાતિક જાય. સુ. ૧
**વટીઆર મરૂથલ દેશમેં જી, ગુર્જર તિમ સોરઠ;**
**જીણે દેશે વિચરે ગુરૂ જી, તિંહા કણે હોય ગહગઢ,** સુ. ૨
**રાજનગર રાધનપુરેજી, સાચોરી સાદરે સોઝંત;**
**વડનગરાદિક શેહેરમેં જી, ચાતુર્માસ કરંત.** સુ. ૩
**દેશ વિદેશે વિહારતા જી, દોય શિષ્ય થયા ખાસ.**
**પંન્યાસ શ્રી વૃદ્ધિવિજય ગણિ જી, શ્રી ક્ષમાવિજય**
**પંન્યાસ.** સુ. ૪

પાટણ શહેર પાવન કરી જી, વૃદ્ધાવસ્થા જાણી,
શ્રાવક અશન વસનાદિકેજી, ભક્તિ કરે ગુણ ખાણી. સુ. ૫
ઉપધાન માલારોપણા જી, બિંબ પ્રતિષ્ઠા સાર;
ઈત્યાદિક ગુરૂ ધર્મના જી, કાજ કરે સુવિચાર. સુ. ૬

## ઢાલ ૮ મી.

(સાહેલડીની દેશી.)

સ્વર્ગવાસ.

**સત્તર પંચોતેર શ્રાવણે**, મન મોહન મેરે; **વદી ચૌદશ શશીવાર** તો,
પુષ્ય વિજય મુહૂરતે, મ. અનશન કરી સારતો. ૧
જિણે અવસરે કાયા તજે, મ. તિણે અવસરે મુનિદેવતો;
અરીહંત સિદ્ધ સાધુ ઇતિ, મ. પદ એક કહે સ્વયમેવ તો. ૨
શુભ ધ્યાને આયુ પુરી, મ. પોહોતા સ્વર્ગ મોઝાર તો;
હાહાકાર તવ સહુ કરે, મ. દુખ જાણે કીરતાર તો. ૩
હવે નિર્વાણ મહોછવક રેરે, મ. શ્રાવક મલી સમુદાય તો;
લે લાહો લક્ષ્મી તણો, મ. આંણી અધીક ઉછાહ તો. ૪
કેસર ચંદન ઘન ઘસી, મ. ચરચે શ્રી ગુરૂગાત્ર તો;
બાજોઠે બેસારીને મ. છેહલી કરે સહુ યાત્ર તો. ૫
નવે અંગે પૂજા કરે, મ. સચિત પરિહાર તો;
ચોથું વ્રત કોઈ ઉચરે, મ. આંણી મન વેરાગ તો. ૬
નવખંડી કરી માંડવી, મ. જાણે અમરવિમાન તો;
વિવિધ વસ્ત્ર ઉછાડણે, મ. વિવિધ વસ્ત્ર પરિધાન તો. ૭
તે માંહી પધરાવીને, મ. શ્રાવક વહે ભલી રીત તો;
જય જય શબ્દ મુખે કહે, મ. શ્રાવિકા ગાએ ગીત જો. ૮
દ્રવ્ય ઘણો ઉછાલતાં, મ. યાચક દેતા દાન તો;
ઈણી પેરે બહુ આડંબરે, મ. પધરાવી શુભ [1]થાણ તો. ૯
ચિતા વિરચી સુખડમાં, મ. અન્ય સુગંધી દ્રવ્ય તો;
દાઘ દીએ ગુરૂ તેહને, મ. શ્રાવક એહ કર્ત્તવ્ય તો. ૧૦
મહોછવ મન મોદે કરી, મ. આવે નિજ નિજ ગેહ તો.
ધ્યાન ધરે ગુરૂરાયનું, મ. મુન ધરી ધર્મસ્નેહ તો. ૧૧

---

૧. સ્થાન.

દુહા.

દોય થુંભ પહીલીઅ છે, ત્રીજો તેહને પાસે;
પુજે પ્રણમે જે ભવી, તેહની પુગે આસ. ૧

ઢાળ ૯.

રાગ આશાવરી (ધન્ય ધન્ય સંપ્રતિ સાચો રાજા—એ દેશી)

ધન્ય ધન્ય શ્રી ગુરૂ જયકારી, હું જાઉં તોરી બલીહારીરે;
ઉપદેશે કરી જનને તારી, પુન્યવંત પર ઉપગારીરે. ધન્ય. ૧
તાસ શિષ્યમણી મુગટ મનોહર, ક્ષમાવિજય કવીરાયરે;
જેહની સેવા કળિયુગ માંહી, કલ્પતરૂની છાંય. ધન્ય. ૨
તાસ ચરણ સુપસાય લહીને, વડનગર રહી ચોમાસોરે;
પાસ પંચાસર સાહીબ સંનિધિ, સફલ કીઉ અભ્યાસરે ધન્ય. ૩
નિધિ(૯) મુનિ(૭) સંયમ(૧૭) ભેદી સંવત્સર, વિજય દશમી શનિવારરે;
ગણી જિનવિજય કહે ગુરૂ નામે, શ્રી સંઘને જયકારરે. ધન્ય. ૪
ભણશે ગુણશે જે સાંભળશે, તસ ઘરે મંગળમાલરે;
બંધુર સીંધુર તેજી તુખારા, કમલા ઝાકઝમાલરે. ધન્ય. ૫

ઇતિ ગુરૂરાસ તથા ભાસ સંપૂર્ણ.



---

૧ પાસે.

# શ્રી ક્ષમાવિજય નિર્વાણરાસ.

દુહા.

સ્વસ્તિ શ્રી [1]વરદાયિની [2]જિનપદપદ્મનિવાસ;
સુરવર નરવર સેવતા, [3]સા શ્રી દ્યો ઉલ્લાસ. ૧
[4]શારદ ચરણે જે રહ્યા, તે હોયે પંડિત ખ્યાતિ;
હંસજાતિ જિમ જગકરે, ખીર નીર દોય [5]પાંતી. ૨
જિન શારદ ચરણે નમી, થુણસ્યું મુનિ મહિરાણ;
ક્ષમાવિજય પન્યાસનો, સાંભલજ્યો નિર્વાણ. ૩

ઢાળ ૧.

( વીર જીનેશ્વર ઉપદેશે—એ દેશી. )

આબુનું વર્ણન.

જંબુદ્વીપના ભરતમાં, મરૂધલ દેવા વિરાજેરે;
અદ્દ્ભૂત અર્બુદ ગિરિવરૂ, માનું મુગટ સમ રાજેરે.
ભવિયણ ભાવ ધરી સુણો ગુરૂ ગુણવંત ચરિતોરે, આંકણી.
સોનૈયે ધરતી ભળી, નીપાયો પ્રસાદોરે;
વિમલે જન્મ સફળ કીયો, મેરૂસ્યું મંડી વાટ રે. ભ. ૧
વિમલે જે ધન વાવરીઉં, તેહની સંખ્યા ન થાયેરે;
બાવન લાખી રોજના, દોડા તિહાં ખરચાયરે. ભ. ૨
વસ્તુપાલ ધન વ્યય કરે, બાર કોડી ત્રેપન લાખરે;
દેરાણી જેઠાણીના ગોખલા, ખરચ્યા નવ નવ લાખરે. ભ. ૩
દંડ કલશ ધજ ધોરણી, ફીરતી દેહરી ત્યાંહીરે.
નિભુ વન સીરસેહરો, થાપ્યા ઋષભ [6]જિનનાંહરે. ભ. ૪
[7]દેઉલ દેખી દિલ ઠરે, દાનવ માનવ કેરારે;
મૂલ નાયક નેમીસરૂં, બીજાં બીંબ ઘણેરાંરે. ભ. ૫

---

૧ વર આપનારી. ૨ જિન પ્રભુના પગરૂપી કમળમાં નિવાસ જેનો છે એવી. ૩ સંસ્કૃત શબ્દ—તેણી. ૪ સરસ્વતિ. ૫ પેઠે. ૬ જિનનાથ. ૭ દેવળ.

ચોમુખ દેખી [1]ચોંપસુ, ચતુરનાં ચિતડાં રીઝેરે;
પરમાતમ પ્રભુ પેખતા, [2]ચોગતિ વાસના [3]છીજેરે. ભ. ૬
ગઢ ઉપર દેવલ બડો, ધાતુમયી જિન બીંબરે;
સુરનર કિન્નર માનવી, દેખી પામે અચંબરે. ભ. ૭

મરૂદેવી માતા ઇમભણે— એ દેશી.

જન્મવર્ણન.

[4]આબુ અચલ ને ઢુંકડો, એક ગામ પોયંદ્રા નામોરે.
જિહાં શ્રી પાસ ણુંદનો, સોહે દેઉલ અતિ[5] અભિરામોજી. ૧
તિહાં વસે વ્યવહારીઓ, વડ ઓસવંસ સિણગારોજી;
ચામુડા ગોત્રે સાહ કલો, ધરણીવનાં બાઈ ભરતારોરે. ૨
જલબિંદુ જિમ સીપમાં, મોતી હોય સ્વાતિ સંયોગેજી;
ધરણી ગર્ભ ધરે તથા, પામી પ્રીતમ સંયોગેજી. ૩
શુભ સુપને સુચિત જાણ્યો, સુત લક્ષણ લક્ષીત દેહાજી;
કુટુંબ મિલી દિન બારમેં, નામ ઠવીઓ ખેમચંદ સનેહાજી. ૩
માવડી પુન્યેરે પરવડી, કરી સંબલ પરભવ હાલેજી.
ચક્રિ હરીબલ પ્રતી હરી, કાલે સંગ્રહ્યા કિણહી ન ચાલેજી. ૫
કુંવર અહમદાવાદમાં, કોઇક કામ ઉદ્દેશી આવ્યારે;
પ્રેમાપુરમાંહે રહ્યા, સહુ સર્જન મન ભાવ્યા જી. ૬

દુહા.

ગુરૂસમાગમ.

ત્રેશઠમે પાટિ થયા, શ્રી વિજયસિંહ સૂરીસ;
પંન્યાસ શ્રી સત્યવિજય ગણી, કપૂરવિજય તસ સીષશ. ૧
શ્રી વિજયપ્રભ સુરિંદને, આદેશે ચોમાસ;
પ્રેમાપુર પાઉ પધારીઆ, વૃદ્ધવિજય ગણિ પાસ. ૨
કુંવર ગુરૂ આવ્યા સુંણી, મન આણંદિત થાય;
વંદન હેતે ઉમહો, દીઠો શ્રી ગુરૂ પાય. ૩
શ્રી ગુરૂ ધર્મકથા કહે, સાંભળજ્યો સહુ કોય;
એ સંસાર અસારમાં, જિમ આતમ હીત હોય. ૪

---

૧ એકદમ, ચોંપથી. ૨ મનુષ્ય, દેવતા, તીર્યંચ, અને નારકી એમ ચારગતિ. ૩ ભાંગે—દૂર થાય. ૪ પર્વત. ૫ સુંદર.

## ઢાળ ૨ જી.

**ગુરૂદેશના.**

અમલી લાલ રંગાવો વરનાં મોલી. એ દેશી.

કરૂણાસાયર ગુરૂ દેશના, મીઠાં અમૃત સમ વયણાં રે;
મેલા વાસીરે પંખી પેરે મિલીયા, સ્વારથીયાં સયણાં રે;
ગુરૂ ભાખે મધુરી દેશના. આંકણી.
સહુ કર્મ વશે આવી મિલ્યો, વલી કરમે [1]વિછડી જાય રે;
જિમ વાએ મીલીયાં વાદલાં વાળી, વાયરે વીખરી જાય રે. શ્રી. ૧
કુડાં દેહ કુટુંબને કારણે, અજ્ઞાની પાપ કરે સીરે;
પછે તાસ વિપાક ઉદય થાયે, તવ [2]ત્રાણ કોઇ ન હોસીરે. શ્રી. ૨
એહ જીવિત જલબિંદુ સમો, સવી પ્રેમ સુખ ન સમઝાણો રે;
[3]સાયર કલ્લોલ [4]જ્યું સંપદા, તેહ ઉપર મોહ ન આણો રે. શ્રી. ૩
રયણ ચિંતામણિ નરભવો, પાંમી જેણે ધર્મ ન કીધો રે;
તે માનવ રૂપે વાનરો, ફોકટ જનમારો લીધો રે. શ્રી. ૪
ઇમ જાણી ધર્મ સમાચરો, જિન વાણી ચિત્તમાં આણીરે;
[5]પંચ આશ્રવ તજી [6]સંવર ભજો, ઇમ જંપે કેવલનાણી રે. શ્રી. ૫

### દુહા.

**કુમાર પર તેની અસર.**

શ્રી ગુરૂ દેશના સાંભળી, જાગ્યો ચિત્ત કુમાર;
કરજોડી પદ પંકજ નમી, કહે ભવજલથી તાર. શ્રી. ૧
જન્મ મરણ દુખ મેં સહ્યા, જાણ્યા તુમ્હ પસાય;
અબહું તેહથી [7]ઉભગો, તિણે મુજ [8]દીખ સુહાય. શ્રી. ૨
**ઉજલ તેરસેં જેઠની, સંવત સત્તર ચંહુઆલ;**
વૃદ્ધિવિજય ગણી વ્રત દીયે, સફલ તરૂ સુર સાલ. શ્રી. ૩
દશવિધ ધર્મ મુનીંદનો, ક્ષમા પ્રથમ ગુણ જાણ;
સહુ સાખે સાન્વયી થવું, ખીમાવિજય અભિરામ. શ્રી. ૪
પાલણપુરની સીમમાં, માણીભદ્ર જિહાં યક્ષ;
તપગછની [9]સાંનીધી કરે, [10]સમરો થાઇ પ્રત્યક્ષ. શ્રી. ૫

---

૧ જૂદા થાય. ૨ રક્ષણ. ૩ સાગરના મોજાં જેવી. ૪ લક્ષ્મી. ૫ મિથ્યાત્વ, યોગ, કષાય, અવિરતિ, આદિ. ૬ જેથી કર્મ છૂટે તે. ૭ કંટાળી ગયો છું. ૮ દીક્ષા. ૯ રખેવાળ. ૧૦ યાદ કરે કે પ્રત્યક્ષ થાય છે.

ગયબી નગારાં વાજીઆં, શુભ મુહૂર્ત યોગ;
શબ્દ વેદ ગુરૂ તવ દીયે, શબ્દ શકુન ઉપયોગ. શ્રી. ૬
કૌટુંબીક, એક પૂછીયો, ઉદ્યમ કારણ કેણ?
તે કહે નવો નિર્વાણ કરી, સીચા છાં તરૂએણ. શ્રી. ૭

ઢાળ ૩.

ચોપાઈની દેશી.

તે સાંભળી કરે ગુરૂ વિચાર, એ થાશે મુનિકુલઆધાર;
સંસારીવ દીવા કાજ, જોઇંત્રે પોહોત્યા ગુરૂરાજ. ૧
આબુ અચલગઢ યાત્રા કરી, દેઉલ દીઠે આંખ્યો ઠરી.
સુંદર સીરોહી વીર વાડી, વર્ધમાન જિન બંભણ વાડી. ૨
વીર જિણંદ નાણે નાંદીયે, જીવિત સ્વામી પ્રભુ વાંદીયે;
અજારી દેવી શ્રુતદાય, વીરભુવન પ્રણમે ચિત્ત લાય. ૩
આર્દ્રકુમારની ચોરી જીહાં, વસંતપુરે ગુરૂ પોહોત્યા તિહાં;
સાદડી રાણકપુર મનરોલી, ઘાણેરે વીજે વેવલી. ૪
લોઢાણે [1]આદમ અરિહંત, વરકાણે શ્રી પદ્મ ભદંત.
નાંદોલાઈ નાંડુલ જાય, તીરથ ભેટી પાવન થાય. ૫
ઉદયેપુર ડુંગરપુરવાસ, સાગવાડી ધૂલેવિ મઝાર;
ઈડર વડનગરે આવીયા, વીસલનગર સહુને ભાવીયા. ૬
ઇત્યાદીક બહુ તીરથ કરી, મોટા ગુરૂ વાંદી સંયમી.
ભદ્રક વિનય નિર્મલ ચિત્ત, જાણે સૂત્ર ભણાવે નિત. ૭
અંગ ઇગ્યાર ઉપાંગ [2]બાહાર, છેદ [3]ખટ મૂલ આગમ અપાર.
પયન્ના નંદી અનુયોગ,........................................૮

દુહા.

પૂર્વકૃત કર્મોદયે, પથરી રોગ ઉત્પન્ન;
સનત્કુમાર મુણીંદને, સોલ રોગ જિમ તન્ન. ૧
મોટા ગુરૂ મન ચિંતવે, યત્ન કરંતાં કોડ;
એ ઐ દેવ અઢારડે, રયણે લગાવી ખોડ. ૨

યતઃકવિત.

સસી કીયો સકલંક, કાયનકું દીધી મયણાં,

---

૧. પહેલા—આદિનાથ. ૨ બાર. ૩ છ.

લોચણુ દીધ [1]કુરંગ, લોચણુ હીણુકીય નારી;
નાગરવેલ કીધ નીફલ, સફલ ઉંબડ વધારી,
[2]સોરંભહીણુ સોને કીયો, સકલ લોક વિસ્મય ભયો,
એ એ દેવ કારણુ કવણુ, ઠામ ઠામ [3]ભુલ્લવ ગયો. ૧

દુહા.

રાજનગરને [4]પરિસરે, સરસપુરે સુખકાર;
પાટ દેઇ પાટણુ દીસે, કપૂરવિજય કરે વિહાર. ૧
પાટણુ અહમદાવાદમાં, શશી રવિ મુનિપરી દોય;
કુવલય કમલ વિકાસતાં, પાપતિમિરભર ખોય. ૨
અપવાદે એક નગરમાં, ચોમાસાં દશ બાર;
સહેરપુરામાં વિચરતાં, વરસે [5]દેશનધાર. ૩

ઢાળ ૪ થી.

( એ છીંડી કીહાં રાખીએ કુમતી. એ દેશી. )

રાજનગરમાં શ્રી ગુરૂરાજે, જલધરની પેરે ગાજે;
ખીમાવિજય ગણી સંશય ભાજે, દિન દિન અધિક દીવાજેરે.
ભવિકાં વંદો ગુરૂ ગુંણુ ધારી. ૧
સોભાગી વડભાગી ત્યાગી, વૈરાગી વડવીર;
કાલ પ્રમાણે સંયમ ખપ કરે, પામવા ભવજલતીરરે. ભ. ૨
ગર્વરહિત ભદ્રકપરીણામી, વિનય સમતાધારી;
દેશના જલધારાએ સીંચે, ભવિક હૃદય શુભકારીરે. ભ. ૩
[6]ગોયમ [7]સોયમ [8]જંબૂ [9]પ્રભવા, [10]સિયંભવ સૂરીશ;
મુદ્રા મોહન જેની દેખી, સાંભરે તેહ મુનિસરે. ભ. ૪
રવિકિરણે તાપ તપે ધીકને, જિમ શીતલ સહીકાર;
તિમ ક્રોધાનલ તાપિત જને, શ્રી ગુરૂને આધારરે. ભ. ૫

દુહા.

વૃદ્ધ ગુરૂને વાંદવા, દેહ [11]જુહારણુ કાજ;
પાટણુ સંઘની વિનતી, સફલ કરે ગુરૂરાજ. ૧

---

૧ હરણુ. ૨ સુગંધ. ૩ ભૂલ ખાધી. ૪ પરૂં. ૫ ઉપદેશની ધાર. ૬ ગૌત્તમ સ્વામિ. ૭ સુધર્મા સ્વામિ. ૮ જંબૂ સ્વામિ. ૯ પ્રભવ સ્વામિ. ૧૦ સય્યંભવ સૂરિ. ૧૧ નમસ્કાર.

## ઢાળ ૫ મી.

( બીંદલીના ગીતની દેશી. )

પાટણમાં પૂજ્ય પધારીયા, ધર્મીનાં ચિત્તડાં ઠાર્યાં હો
જ્ઞાની ગુરૂ આવ્યા.
[1]સોહવ મિલી, ગીતે મલાવ્યા, ભરી ચોખા થાલ વધાવ્યા હો.જ્ઞાની.
શાહ ઋષભ પારીખ વીરચંદ, અમીચંદ વસા સૂરચંદ હો.જ્ઞા.
કેસરીસીંઘ કસ્તૂરશાહ, આણંદજી અધીક ઉછાહ હો. જ્ઞાની.
પોસહશાલાએ પધરાવ્યા, મોટા ગુરૂજી વંદાવ્યા હો. જ્ઞા.
શ્રી વિજયસીંહ ખીમાસૂરીરાયા, પંન્યાસ પદનો કરે પસાયા હો. જ્ઞા.
સંખેસર પાસ જૂહારી, ફીરી પાટણમાં પધાર્યા હો. જ્ઞા.
જિનબિંબ પ્રતિષ્ઠા કીધાં, સાહ ઋષભને ધરી પ્રસિદ્ધા હો. જ્ઞાની.
સાંતસે જિન મૂરતિ થાપી, ગુરૂ કીરતી જગમાંહી વ્યાપી હો. જ્ઞા.
ચીઉંતેરનો માધવ માસ, સંઘ સહુની પૂગી આસ હો. જ્ઞા.

### દુહા.

સંવત પંચોતેર શ્રાવણે, વદી ચૌદશ [2]શશી વાર;
પંન્યાસ શ્રી કર્પૂરવિજય ગણી, પહોચ્યા સ્વર્ગ મઝાર. ૧

## ઢાલ ૬ ઠ્ઠી.

રાગ ધન્યાશ્રી-સુણ વહનીપ્રી.

ખીમાવિજય ગણી મહીઅલ વિચરે, ગગને જિમ દિનકારજી;
ભવિક હૃદયકજ બોધ કરંતા, હરતા દુરિત અંધકારજી. ખી. ૧
શ્રી જિનવરશાસન દીપાવે, મુનીવર રૂપ સોહાવેરે.
હિતકારણ ચતુરાઈ ધીરજ, સુમતિ સદા સુખ પાવેરે. ખી. ૨
વિનીતપણે મુનિ માન વધારી, જિન આણા અનુકારીરે;
સુવિહીત ગીતારથકુલમંડણ, હસ્તી સમ જસકારીરે. ખી. ૩
ખીમાવીજય સિદ્ધપુર મંહીસાણા, ચાણુસમે રાધનપુર સાંચોરેરે;
સમીએ સાંતલ પુરવારાહી, વાવે અજીત જોહારેરે. ખી. ૪
વીસલનગરે વળી વડનગરે, વઢવાણે તારંગેરે;
કુંમારપાલ કૃત દેહરે પ્રણમે, અજીત જિન મન રંગેરે. ખી. ૫

---

૧ સો. ૨ સોમવાર. ૩ સૂર્ય. ૪ અજીતનાથ પ્રભુને.

દાંત ખાંતી જઈ કુમારી રીચે, વીમલ વસહી જિન વંદોરે;
ગામ નગરપુર પાવન કરતા, આવે અમદાવાદરે. ખી. ૬
ચિંતામણી મહાવીર ઋષભજી, અજીત સંભવ શાંતિનાથજી;
વર્ધમાન શીતલ વાસુપૂજ્યો, જગવલ્લભ શિવ સાથીજી. ખી. ૭

દુહા સોરઠી.

ઈત્યાદિક જિન રાજનગર ભુષણુ સમા,
પ્રણુમે આતમકાજ, ખીમાવિજય ગણી હરખ ધરી. ૧

ઢાલ ૭ મી.

સુણો શાંતિ જિણંદસો—એ દેશી.

ગણુનાયક લખે આ દેશ, પાવન કરો સુરત આ દેશ;
સંઘ જુવે તુમારી વાટ, દીપાવો સુવિહીત પાટ. ૧
માણીચંદ રૂપા કલ્યાણુ, તારાચંદ હેમચંદ જાણુ;
મોદી માવજી માણેકચંદ, વાંછાગઢવી અધિક આણુંદ. ૨
ઈત્યાદિક શ્રી સંઘ લોક, ચાહે જીમદીનક;
વાંચી પત્રને પૂજ્ય પાંગરીયા, ખંભાત જઈ ઉતરીયા. ૩
સંઘ સામો આવે ધાઈ, આવે તિહાં અધિક વધાઈ;
સુખસાગર થંભણુ પાસ, જગવલ્લભ લીલ વિલાસ. ૪
નવપલ્લવ પાસ કંસારી, જીરાઉલ સંપદકારી;
મન મોહરી પાસ, અમીઝરો ચિંતામણી ખાસ. ૫
ઇમ પાસ જીણેસર દાખા, બીજા પ્રભુ સંથન રાખા;
દેરાં ચાલીશને આઠ, તિહાં પૂજાના ઘણા ઠાઠ. ૬
તિહાંથી કાવીએ પધાર્યા, ભોંયરામાંહી દેવ જુહાર્યા;
જંબુસર આવી જિહાંરે, પદ્મ પ્રભુ દીઠા તિહાંરે. ૭
(ભરૂચે સુવ્રતસ્વામી, આદીસર પાસજી નામ;
ચોપે ચૈત્યવંદન કીધો, તેહ સુરત વાત પ્રસીધો. ૮
સામહીયા સખર બનાવે, પંચ શબ્દાં વાજાં મંગાવે;
નાહનચંદ મન હરખ નમાવે, પણુ પૂજ્યજી નિઃસ્પૃહ દાવે. ૯
ઉપાસરામાંહી ઉતાર્યા, સુણું વચણું હું અમૃત ધારા;
[1]ગોરી [2]ગુંહચલી થુંચલી ગાવે, શાસનપરભાવના થાવે. ૧૦

---

૧ સ્ત્રીઓ. ૨ ગુરૂ સ્તુતિ.

ભેટી ધર્મ જિણંદ સુપાસ, શ્રી સુરતમંડણુ પાસ;
શ્રી સંઘને અધિક ઉલ્લાસ, સંવત એંસીએ રહ્યા ચોમાસ. ૧૧
હવે પરવ પજુસણુ જાણી, ભાખે ગુરૂ મીઠી વાણી;
અમારીના પડહ વજાવો, સાયર જલચર મુકાવો. ૧૨
નવવ્યાખ્યાને કલ્પ વંચાયે, જિનવરની પૂજા વિરચાયે;
પાખી પોસહ વછલ થાઇ, ગુરૂ જશ દિશોદિશ ગવાઈ. ૧૩
માણેકચંદ કરે અરદાશ, મુઝ ઘરે બીજા ચોમાસ;
વીતરાગ વચન મન આણી, ગુરૂ બોલે ગુહરી વાણી. ૧૪
વહીલા પાઉ ધરજ્યો સ્વામી, શું કહીએ અંતરજામી;
દિનકર [1]ક્ષેત્રાંતરી જાય, પંકજ વન શી ગતિ થાય. ૧
તો અમને મોટા કીજે, માસ એક વાડીમાં રહીજે;
તુમમની અમ સરીખા કોડ, અમમની નહી પૂજ્યની કોડ. ૧૬
ઘણું આગ્રહ વિનતી સાંની, દિન આઠ રહ્યા ગુરૂ ગ્યાની;
થોડું પણ અમૃત કીહાંથી, જંબુસરે આવ્યા તીહાંથી. ૧૭

### દુહા.

ચતુર શીરોમણી સંઘના, આગ્રહથી ચોમાસ;
અમદાવાદે સંઘ હવે, લેખ લીખે અરદાસ. ૧

### ઢાલ ૮ મી.

ચીત્રોડ રાજા રે એ દેશી.

રાજનગર પઉ ધારો રે, વિનતી અવધારો રે;
મેને વધારી શ્રી સંઘને ઘણો રે. ૧
દેશ નગરને ગામ રે, પુર પાટણ ઠામ રે;
ધામ અભિરામ જે, ગુરૂ પાવન કરે રે. ૨
ધન્ય તે નરનારીને, સમકીત વ્રતધારી રે;
દેવ જુહારી ગુરૂ ચરણે નમે રે. ૩
ધન્ય તે વ્યવહારી રે, પડીકમણુંકારી રે;
વંદન વિધિ સારી રે, જે નિત્યે સાચવે રે. ૪

---

૧ બીજા ક્ષેત્રે-સ્થાને.

લેખ વાંચીને આવે રે, ધર્મ સમ ભાવે રે;
મોતીડે વધાવે રે, શ્રાવક શ્રાવિકારે. ૫
ઉપધાન વહાવે રે, માલા પહીરાવે રે;
શાસન દીપાવે રે, જો ધરે દીવડો રે. ૬
કૃત કર્મના ભોગરે, દેહ ઉપન્યો રોગ રે;
યોગ ઉપયોગ ન મુકે, વિકૃતિથીરે. ૭
ધન [1]ખંધક શીશરે, અરજુનમાલીસ રે;
[2]શીશ બલતો સહે, ગજસુકુમાળજે રે. ૮
નવિ આણી રીશરે, સુકોમલ મુનીશ રે;
રીશ કીરત ધર, શીવપદ પામીયા રે. ૯
ઇમ મન માંહી ભાવી રે, જિનવિજય તેડાવી રે;
સંઘ ભલાવી, શુભ ધ્યાને રમીરે. ૧૦
પ્રભુ આણા ભાલી રે, પદ્માસન વાલી રે;
જપે જાપમાલી, એકશો આગલે રે. ૧૧
સંવત સત્તર છયાસી રે, દોસીવાડે ચોમાસી રે;
ઉજવલ એકાદશી આસો માસની રે. ૧૨
પોરસી ભણાવી રે, જીવરાશી ખમાવી રે;
મૈત્રી મન ભાવી, સુર પદવી વરે રે. ૧૩
હવે શ્રાવક લોક રે, મીલીયા બહુ થોક રે;
દિન દિન લોક જયું, વિરહે દુઃખ ધરે રે. ૧૪
જલવિણુ જિમ [3]મીન્ન રે, રવિ વીણુ [4]કજજ દીન રે;
માતાજી વિણુ [5]નંદન કહો કિમ રહે રે. ૧૫
કુણુ દેશના દેશે રે? અમ હીત કુણુ કહેશે રે?
ઉપગારો અંગ વહેશે, કહો કુંણુ તુમ વિના રે? ૧૬
પાએ શીર નામી રે, કેહને ખામસું સ્વામી રે?
હિતકારી સુવીચારી, તુમ સમ કો નહી રે. ૧૭
કુલોશાહ તાત રે, વનાંબાઈ માત રે;
ઉસવંત વિખ્યાત, જિહાં ગુરૂ અવતર્યા રે. ૧૮

૧ સ્કંધક મુનિ. ૨ માથું. ૩ માછલું. ૪ કમલ. ૫ છોકરું.

દુહા—સારઠી.

ગૃહ વાસે બાવીસ, બેતાલીશ મુનિપણે;
સવી ચોસઠ વરસ, ગણી ખીમાવીજય જીવિતં. ૧

ઢાલ ૯ મી.

( પ્રથમ ગોવાલા તણે ભવેજી—એ દેશી. )

શ્રીમાળી ન્યાતી શીરોમણીજી, આણંદજી લાલચંદ;
રાજનગરને શેઠીઓ જી, ઉશો ભાવ અમંદ. સુ. ૧
સુગુરૂજી તુમવિણુ કવણુ આધાર. આંકણી.
કીકા પારેખ જોડલી જી, શાહ સભાવંદ જાણી;
ભાવીઆ દોડી આવીયા જી, સાંભલી ગુરૂનિર્વાણુ. સુ. ૨
ઇત્યાદિક શ્રાવક મીલ્યા જી, તેહની સંજ્ઞા થાય;
કેસર ચંદન ઘનઘસીજી, ચર્ચે ગુરૂની કાય. સુ. ૩
બાજોઠે બેસારીને જી, નવ અંગે પૂજંત;
અંજલિ પંચાંગે નમી જી, છેહલી જાત નમંત રે. સુ. ૪
સોના રૂપાને ફૂલડે જી, વધાવે નરનારી;
આંસુડાં લોચણ ઝરે જી, જિમ [૧]નેચી જલધાર. સુ. ૫
[૨]શીબીકા કીધી વાંસની જી, પધરાવી ગુરૂદેહ;
સુરવર પરી શ્રાવક વહે જી, આણી ધરમસનેહ. સુ. ૬
ઉછાલે પઇસા ઘણા જી, ઉપરે વાસ બરાસ;
અતિ આડંબર આણીયા જી, સાબરમતીને પાસ. સુ. ૭
અગર સુખડને અરગજા જી, અન્ય સુગંધા રે દ્રવ્ય;
દાહ દીએ ગુરૂ દેહને જી, શ્રાવક એહ કર્ત્તવ્ય. સુ. ૮

દુહા.

નવા વાસમાં જિન ભુવન, પાસે વાડી મઝ;
[૩]શુંભ બન્યો પન્યાસનો, માનુ સુરભવન સકજ્જ. ૧
અષ્ટાપદ જીમ ઋષભની, શુંભ કરે સુરરાજ;
શ્રી સંઘ કરે આરામમાં, પ્રતિદિન નમવા કાજ. ૨
લખમીચંદ પનજી ભણો, ભાઇચંદ સુતન સંઘ;
અનુમતિ આગલે રહી, ઉદ્યમ કરે કૃતપુણ્ય. ૩

---

૧ નેવે. ૨ માંડવી. ૩ સ્તૂપ—થાંભલો—દેરી.

## ઢાલ ૧૦ મી.

રાગ મારૂણી.

સુગણ સોભાગી સહી ગુરૂ સાંભરે રે, [1]જનકસુતા જિમ રામ;
કામ હું રતિને ધામ હું પંથીને રે, વ્યાપારી મનીદાસ. સુ. ૧
ચંદચકોરાં જલધર મોરાં પ્રીતડી રે, ગીરધર રાધા જેમ;
ગજરે વાપીક અંબ, ભમર જિમ માલતી રે, રાજમતી મન નેમ. સુ. ૨
હારમાંહી [2]ગુણ, પટમાંહી તંતુઆ રે, ચંદનમાંહિ જીમ વાસ;
મોતીમાં ઉજવલતા, ગંધજયું ફૂલમાં રે, તિમ ગુરૂ ગુણ આવાસ. સુ. ૩
જેહને દીઠે તનમન હુલ્લસ્યે રે, નીઠે પાપની [3]રાશી;
તેહ શ્રી ખીમાવિજયજી સુગતિ પધારીયા જી, જેહની મોટી આશ. સુ.૪
સુપનમાંહી જો આવી મુઝ દરીસણ દીઉરે, તો પહોંચે મનના કોડ;
સુમતિ સદાજન મહીમા, સદ્દગુરૂ સેવતાંરે, વંદુ બેઉ કરજોડ. સુ. ૫

### કલશ.

ઇમ સંઘ સુખકર સાત ભયહર, સાત સુખવરદાયકો;
ક્ષમાવિજય પન્યાસ પાવન, સાધુ મંડલીનાયકો;
તસુ હસ્ત સુદીક્ષીત પેરે શિક્ષિત, જિનવિજય ગણી જગે જયો;
સુમતિવિજય કહેણથી, એ વચન રસ સફલો થયો. ૧

ઇતિ શ્રી ક્ષમાવિજય ગણિ નિર્વાણ મહોત્સવ સંદર્ભ સંપુર્ણ.



---

૧ જનકની દીકરી—સીતા. ૨ દોરો. ૩ ઢગલો.

# શ્રી જિનવિજયજી નિર્વાણ રાસ.

કમલમુખી શ્રુતદેવતા, પૂરો મુજ મુખવાસ;
ગુણદાયક ગુરૂ ગાવતાં, હોય સફલ પ્રયાસ. ૧
સીમંધર પ્રમુખા સવે, વિચરંતા ભગવાન;
ચરણકમલ તસ પ્રણમતાં, વાધે ઉત્તમ ધ્યાન. ૨
શાસનનાયક જગપતિ, વંદુ વીર જિણંદ;
ગૌતમ પ્રમુખા જસ હુવા, ચૌદ હજાર મુણિંદ. ૩
સિદ્ધ બુદ્ધિ શ્રી શાંતિનાથ, વાસુપૂજ્ય સુખદાવ;
તાસ પસાયે ગુરૂતણો, કહું નિર્વાણ બનાવ. ૪
પામે કારજ સિદ્ધતા, જો હોયે કારણ યોગ;
તિમ મુજ આતમ સંપદા, પ્રગટે ગુરૂસંયોગ. ૫
વિનય વધે ગુરૂ સંગ તે, વિનયે જ્ઞાન પ્રકાશ;
જ્ઞાને થિરતા ચરણમાં, ચરણે શિવપુર વાસ. ૬
વિષમ કાલમાં વિસ્તરી, કીર્તિ કામિની જસ;
સંવેગી ગુણનિધિ હુઆ, સત્યવિજય પંન્યાસ. ૭
તસ અંતેવાસી ભલા, કર્પૂરવિજય ગુરૂ સાર;
ક્ષમાવિજય તસ પાટવી, ક્ષમા તણો ભંડાર. ૮
તસ આસન શોભાવીઓ, કરતાં શ્રુત અભ્યાસ;
દેશ નગર જશ વિસ્તર્યો, વિહાર કરતાં જાસ. ૯
તે ગુરૂ કિણ નગરે હુઆ, કિમ પામ્યા વૈરાગ્ય;
કિમ સંસાર અસારતા, જાણી કીધો ત્યાગ. ૧૦
કિમ બહુ શિષ્ય નિપાઇયા, કિમ બહુ શ્રુતતા કીધ;
કિણીપરે દેવગત થયા, ઉત્તમ પદવી લીધ. ૧૧
તે જિનવિજય સુગુરૂ તણો, કહું સઘળો *વિરતંત.
સાવધાન થઈ સાંભલો, આણી હરખ અત્યંત. ૧૨

* વૃત્તાંત.

## ઢાલ ૧ લી.

( ઈડર આંબા આંબલી રે. )

જંબૂદ્વિપમાં દીપતો રે, ક્ષેત્ર ભરતમાંહે ચંગ;
સત્તર સહસશું પરવર્યો રે, ગુજજર દેશ ઉત્તંગ.
મનોહરા ! સુણજો ગુરૂ ચરિત્ર. ૧

આંતસ શિર મુગટ મણિ સમો રે, સકલ નયન શિણગાર;
રાજનગર રળિયામણો રે, જિહાં બહુ પૂન્ય પ્રચાર. મનોહરા. ૨

ઉજજન જિન ગ્રહ મંડતી રે, અતિ મોટે વિસ્તાર;
ભક્તિ લોક બહૂ પેરે કરે રે, પૂજા વિવિધ પ્રકાર. મ. સુ. ૩

વીર વિભુ શાસનપતિ રે, રાજનગર મંડાણ;
સહજ સમાધિ શામલો રે, પાસજી પુરિસાદાંણ. મ. સુ. ૪

જગવલ્લભ જગવાલહો રે, સંભવ સુખ આવાસ;
ચિંતામણિ નાભી ભલો રે, શ્રીકલિ કુંડ પાસ. મ. સુ. ૫

ઇત્યાદિક જિનવર તણારે, પ્રૌઢા બહુ પ્રાસાદ;
જસ વાદે કરી સ્વર્ગશું રે, જાણે કરતા વાદ. મ. સુ. ૬

જિહાં બહુ શ્રાવક શ્રાવિકારે, વ્રતધારી ગુણવાન;
પ્રાત સમે પ્રભુજી નમેરે, સાંભળે સુગુરૂ વખાણ. મ. સુ. ૭

આગમ વયણાં સાંભળેરે, જાણે ગુણ પર્યાય;
નિશ્ચય પરિણુતિ દ્રવ્યનીરે, સુણતાં હરખિત થાય. મ. સુ. ૮

જીવ તણાં જિહાં કણ ઘણાંરે, રક્ષા કેરાં સ્થાન;
જીવ ઘણા તેહમાં ઠવેરે, શ્રાવક શ્રદ્ધાવાન. મ. સુ. ૯

શિવ સુખ અર્થે જીવડારે, પૂજા સત્તર પ્રકાર;
જિનઘરમાં જિનરાજનીરે, કરતાં ચિત્ત ઉદાર. મ. સુ. ૧૦

અઠોત્તરી મહોચ્છવ ઘણાંરે, પ્રતિષ્ઠામહ ખાસ;
કરતાં હોડાહોડશુંરે, ખરચે ધન હુલ્લાસ. મ. સુ. ૧૧

રાજનગરના ગુણ ઘણારે, કવિજન કેતાં ગાય;
શ્રી જિનકજપદ સેવતાંરે, ઉત્તમ સુખિયા થાય. મ. સુ. ૧૨

## ઢાળ ૨ જી.

( વારી જાઉં અરિહંતની—એ દેશી. )

ઠવણુ નિક્ષેપે વંદીએ, દોસીવાડા મોજાર; મોહન.
સીમંધર પરમાતમા, રાજનગર શણગાર.—મોહન.
ગુણવંતા ગુરૂ ગાઇએ. ૧
નામે દુખ દોહગ ટલે, જાપતાં જાએ પાપ; મો.
ધ્યાતાં ભવભય નિરતરે, નિર્મળ હોવે આપ. મો. ગુ. ૨
કેવલજ્ઞાન ગુણે કરી, જાણે લોકાલોક; મો.
પણ વીતરાગ સ્વભાવથી, નહિ જસ હરખ ને શોક. મો. ગુ. ૩
તાસ દેવલને ટૂકડા, શ્રી શ્રીમાલી જાત; મો.
ધરમદાસ નામે વસે, નિર્મળ જસ ફુલ જાત. મો. ગુ. ૪
તસ ઘરે નારી સોહામણી, કુલવંતી જસ વાંન; મો.
પતિવ્રતા બડભાગિણી, લાડકુંવર અભિધાન. મો. ગુ. ૫
પિયુસંગે સંસારનાં, ભોગવતાં સુખભોગ; મો.
સ્વાતિયોગે જેમ શુક્તિમાં, ગર્ભધરે શુભયોગ. મો. ગુ. ૬
પૂરે દિન સૂત જનમીઓ, રૂપવંત સુકુમાલ; મો.
બારમે દિન સજ્જન મલી, થાપે નામ ખુશાલ. મો. ગુ. ૭
ચંદ્રકલા પરિ વાધતો, બોલે હમણાં બોલ; મો.
માતપિતા મન મીઠડા, લાગે અમીયને તોલ. મો. ગુ. ૮
સાત વરસને આસરે, માતપિતા ઉલ્લાસ; મો.
નામાં લેખાં શીખવા, મૂકે પંડિત ખાસ. મો. ગુ. ૯
થોડા દિનમાંહિ શીખીઆ. વિદ્યા વિનય વિવેક; મો.
ચતુરાઈ બહુ કેલવે, ખેલે ખેલ અનેક. મો. ગુ. ૧૦
સોલ વરસને માજને, હૂઓ કુમર સુજાણુ; મો.
વિહાર કરતાં તિણે સમે, આવ્યા ગુરૂ ગુણ ખાણુ. મો. ગુ. ૧૧

### દુહા.

ઉપશમ અમૃતરસે ભર્યાં, નયન કચોલાં જાસ;
આચારી ભદ્રક ઘણા, ક્ષમાવિજય ગણી ખાસ. ૧
સાચો જિનમત સદ્દ્વહે, કાચો ન કરે સંગ;
ગીતાર્થ ગુરૂ સંગથી, સ્યાદ્વાદે બહુ રંગ. ૨

તે ગુરૂનો ભગતો ઘણો, સાચચંદ શુભ નામ;
શામલપાસની પોલમાં, સુંદર જેહનું ધ્યાન. ૩
જોડા પગ પહેરે નહિ, દેશ વિદેશે જાય;
ઉષ્ણ ઉદક નિત્ય વાવરે, એ વ્યવહાર સદાય. ૪
તસ પારેખના વચણથી, ખુશાલચંદ કુમાર;
ગુરૂના ચરણકમલ નમે, પામે હર્ષ અપાર. ૫
ગુરૂ પણ તેહને દેશના, તિણી પેરે દીએ રસાલ;
જિમ સંયમ સન્મુખ હુવે, શ્રાદ્ધા જ્ઞાન વિશાલ. ૬

ઢાળ ૩ જી.

( પ્રાણી વાણી જિન તણી—એ દેશી )

એ સંસાર અસારમાં, જોતાં સ્થિર વસ્તુ ન કાંઇરે
પ્રભાતે જે દેખીએ, મધ્યાન્હ સમે તે નાંહી રે (૨)
પરમ ગુરૂ વયણડા, સુણો પ્રાણીરે, સુણો પ્રાણી નિરવદ્યવાણી;
જિનની ગુરૂ કહે હિત આણીરે—૧
સંયોગે જો આવી મળ્યો, બાહ્ય પરિકર પુન્ય સંયોગરે;
વિછડતાં તે વસ્તુનો, તત્ત્વદૃષ્ટિ ન કરે સોગરે—(૨) પરમ. ૨
જિમ કોઈક નર સ્વપ્નમાં, લહે રાજ્ય તણો ઉપભોગરે;
ક્ષણ માત્ર જિમ તે રહે, તિમ શબ્દ રૂપ રસ યોગરે (૨) પરમ. ૩
દિનકર ઉગે આથમે, પડે ઘડિયાલોના ઘાયરે;
પણ મૂરખ સમજે નહિ, મારૂં ક્ષીણ આઉખું જાયરે.-(૨) પ. ૩
મહાકાલ અનાદિ અનંત છે, તિહાં દુર્લભ મનુષ્ય અવતાર રે;
તે પામે પણ દુલહી, સખી(?)જેહથી ભવપાર રે-(૨) પ. ૫
સુલભ દેવાધિપપણું, વલી સુલભ બહુ પ્રભુતાયરે;
દુર્લભ વસ્તુ સ્વભાવની, શ્રદ્ધા સ્યાદ્વાદે થાય રે—(૨) પ. ૬
શ્રદ્ધા પામે પણ ઘણા, કામ કર્દમમાં લપટાયરે;
વિષયાસંગી જીવડા, જાણે પણ નવિ છંડાયરે—(૨) પ. ૭
દુવિધ ધર્મ જિનવર કહે, વિદ્યા સંયમ સુખકાર રે;
હિંસાદિક આશ્રવ તણો, જિહાં ત્રિવિધ ત્રિવિધ પરિહારરે-(૬) ૫. ૮

જે અહિંસક થયો આત્મા, રાખે નિજપરના પ્રાણુરે;
ભાવ અહિંસક જીવનો, એહિજ વ્યવહાર પ્રમાણુરે—(૨) પ. ૯
શ્રુત ધર્મ સુરતરૂ સમો, ગણુધરભાષિત સુખદાયરે;
જિન આણાએ આરાધતાં, પાગ્યા બહુ શિવપુર ઠાયરે—(૨) પ. ૧૦
સૂત્ર સહિત સૂઈ યથા, પડી કચરામાં પણુ પાય રે;
શ્રુતનિધિ તિમ ભવમાં પડયો, વળી જાગે જ્ઞાન પસાયરે—(૨) પ. ૧૧
જ્ઞાન ક્રિયાથી પામીએ, અજરામર સુખ શ્રીકાર રે;
તે સુખસાધન અવગણે, તે તો જાણો પશુ અવતારરે—(૨) પ. ૧૨
રે જીવ ક્રીડા સકેતલી, વેલાતનુ વાવડી મધ્યરે;
કાલ રહેંટ નિશાદન ફરે, હરે જીવત જલ તુજ મુગ્ધરે—(૨) પ. ૧૩
ભાગ્યહીન નરને યથા, ચિંતામણિ રયણુ દુર્લભરે;
તિમ ભવાનંદી જીવને, દુર્લભરૂચિ ચારિત્ર લંભરે—(૨) પ. ૧૪
અથીર ચંચલ જે ક્ષણુ માત્ર જે, છિ દુખકારી મહાપાપરે;
દુરગતિ કારણુ જાણીને, તજો ભોગ વિપાસા આપરે— ત. ૧૫
અસ્થીર સ્થીર ન એ દેહથી, જો સ્થિર નિર્મલ હુએ ધર્મ;
રોતો તું સ્યે નવિ આદરે, જેહથી હોય શાસ્વતા શર્મરે—જે. ૧૬
જાત્યંધ નરને નવિ હુઓ, દૃષ્ટિતણો સુખભોગરે;
તિમ મિથ્યાત્વી જીવને, ન હોય જિનમત સંચોગરે— ન. ૧૭
ધર્મ સાચો બંધવ નહી, નહી ધર્મ સમો કોઈ મિત્રરે;
મુક્તિ મારગમાં ચાલતાં, ધર્મરથ સરીખો કંહાં સૂત્રરે.— ધ. ૧૮
અરિહંતાદિકપદ ભલા, જિન શુદ્ધ ધર્મ આવાસરે;
ધ્યાન દશામાંહી ધ્યાયતાં, લહે જિનપદ ઉત્તમ ખાસરે—લ. ૧૯

દુહા.

વાણી ગુરૂની સાંભળી, ખુશાલચંદ કુમાર;
ચિત્ત ચમકયો ઈમ વિનવે, તારતાર ભવતાર. ૧
તું મુજ [1]પ્રવહણુ સારીખો, મિલિયો ભવજલ માંહી;
કૃષ્ણુાદાહ સમાવવા, તુંછે જલધર આહી. ૨
વિષય કષાય દાવાનલે, દાઝયો હું નિશદિન;
સમતા અમૃત પાનથી, શિતલ કરો મુનીશ. ૩

---

૧ નાવ.

ચરણ ધરમ આરાધવા, ઉભો છું નીરધાર;
કૃપા કરી આરોપીએ, પંચ મહાવ્રત ભાર. ૪
તુજ પસાય મુજ રાંકને, હોસ્યે બહુ ગુણ સિદ્ધ;
અનુક્રમે તુમ સંગથી, થાસ્યે વંછીત સિદ્ધ. ૫

## ઢાળ ૪ થી.

( સંયમથી સુખ પામીએ. એ દેશી. )

ગુરૂ કહે સાંભલ માહારી, વાણી અમીય સમાણી;
કુંવરજી જાણી જૈનાગમ થકી, તિમ કહું તુજ હિત આણી. કું. ૧
સંયમ સુરતરૂ સેવીએ, વિનય તો તેહનું મૂલ; કું.
સ્કંધ તે સુરનરસંપદા, પત્ર તે જસ શ્રુત ફૂલ. કું. સ. ૨
ફલસમ પંચમ જ્ઞાનતા, રસ તે કરમ અભાવ; કું.
એ સંયમ આરાધતાં, હુઆ ઘણા નિઃષ્પાપ. કું. સ. ૩
ભૂજલ તેઉ વાઉને, વનસ્પતિ ત્રસકાય; કું.
મન વચ કાયેં નવિ હણે, હણાવે રૂષીરાય. કું. સ. ૪
ચાલે જયણાએ મુનિ, ઉઠે બેસે મન આણી; કું.
ભોજન શયન ને બોલવું, જયણા એ સવિ જાણી. કું. સ. ૫
સંયમમાં રતિ ઉપજે, તો સ્વર્ગ સમ હુએ સુખ; કું.
અરતિ હુએ સંયમ વિષે, તસ નારક સમ દુઃખ. કું. સ. ૬
ગુરૂ આણાએ ચાલવું, તજવો છંદાચાર; કું.
પાલવો પરમપ્રતીત સ્યું, દશવિધ ધરમ અપાર. કું. સ. ૭
ઇંદ્રિય વિષય તજી કરી, પાળવું નિર્મળ શીલ; કું.
કરમ શત્રુઓ નિર્મૂલવા, કરવી અનુભવ લીલ. કું. સ. ૮
શીતાતપ મલ પરિસહા, વલી પૂજા સત્કાર; કું.
આવે અરતિ નવિ કરે, ભવ તરે તે અણગાર. કું. સ. ૯
પુદ્ગલ સંગે અનાદિથી, બીગડી પરણુતિ દેહ; કું.
રત્નત્રયી અભ્યાસથી, કરવી નિર્મળ તેહ. કું. સ. ૧૦
ધીર હોય તે ધરી શકે, નહિ કાયરનું કામ; કું.
કાયર નર જો આદરે, તો ન રહે તસ [1]માંમ. કું. સ. ૧૧

---

૧ મર્મ—લાજ.

કુંવર કહે સાચું કહ્યું, પણ છોડીશ ગૃહવાસ; કું.
સુગુરૂજી તુમ્હ પસાય ઉત્તમ થઈ, પાલશું સંયમ ખાસ. કું. સ. ૧૨

દુહા.

અનુમતિ લહે નિજ તાતની, દીક્ષા ગ્રહું તુમ પાસ;
તાવત કાલ કૃપા કરી, કરજ્યો અત્ર નિવાસ. ૧
ગુરૂ કહે દેવાનુંપ્રિયા, જીમ સુખ પણ પ્રતિબંધ-
કરવો નહી એ કાર્યમાં, દુર્લભ એહ સબંધ. ૨

ઢાળ ૫ મી.

(સંયમ લેવા સંચર્યારે—એ દેશી.)

ઘેર આવી કહે તાતનેરે, કુંવર વયણ રસાલ. સંયમ રંગ લાગ્યો.
ચરણ ધરમ ને ફરસવારે, તજશું ગૃહજંજાળ. સં. ૧
ચરણ ધરમને ફરસવારે, તજસું ગૃહ જંજાલ. સં. ૨
ક્રોધાદિક પરિણુતિ કરેરે, સહજ સ્વભાવની હાણ; સં.
સમતા અમૃત પાનથીરે, કરસ્યું અનુભવ જ્ઞાન. સં. ૩
માનવભવ લહી દોહીલોરે, આ લોકે મ ગમાય. સં.
અનુમતિ દ્યો તાતજીરે, જિમ તે સફલો થાય. સં. ૪
જિન મારગ સમજે નહીરે, તે જડ ભૂલે ન્યાય. સં.
પણ મારગ જાણ્યા પછીરે, કીમ તું મારગ જાય. સં. ૫
તત્વનજરસ્યું જોયતાંરે, અવર ન આપણો હોય. સં.
કર્મવશે પરભવ જતાંરે, થાએ સખાય ન કોઈ. સં. ૬
જડ અચેતન ચલ સહીરે, માંસ રૂધિરમયી કાય. સં.
તેહ ઉપરી મોહ કિશ્યોરે, મોહે ધર્મ હણાય. સં. ૭
તાત કહે *વછ સાંભળોરે, એ સવી ધીરનાં કામ. સં.
તુમે સુકોમલ સુકમાલ છોરે, તિણે તુમે રહો અમ ધામ. સં. ૮
વછ તુમ કિમ વહશો સદારે, માથે મેરૂનો ભાર. સં.
કુંવર કહે ગુરૂ સહાયથીરે, નહિ મુજ બીક લગાર. સં. ૯
લાલચ જે પરભાવનીરે, દુર્લભપ્રાપ્તિ તાસ. સં.
નિજ સ્વરૂપ દુર્લભ નહીરે, જેહ સદા નિજ પાસ. સં. ૧૦

* વત્સ-પુત્ર.

અનુમતિ લહી નિજ તાતનીરે, આગ્રહ કરી અપાર. સં.
સંઘ ઘણો મન હરખીઓરે, ધન્ય એહનો અવતાર. સં. ૧૧

ઢાલ ૬ ઠ્ઠી.

શુભ મુહૂર્ત શુભ દિવસે, ચારિત્ર રાજા ચિત્ત વિકસેરે. ૧
ગડગડ ઝાંઝાં જશ નોબત વાજેરે,
જાણે મમતાકા ઢુંકુડારે, પરણાવું સમતા રૂડીરે. ગડગડ. ૨
તિહાં સજ્જન સંઘ મિલી આવે, [1]સોહાસણ ન્હવાણું કરાવેરે. ગ. ૩
પહીરાવે આભરણ જડીઆ, માનું સ્વર્ગમાંહી તે ઘડીઆરે. ગ. ૪
વાઘા કસબી ધરે અંગે, લે ભામણડાં સહુ રંગેરે. ગ. ૫
કાને કુંડલ હાથે અંગુઠી, હીંયે હાર કરે ગુણ પુંઠીરે. ગ. ૬
બન્યો કલ્પતરૂ જિસો સોહે, ગજબંધ ચઢયો જન મોહેરે. ગ. ૭
સંઘ સઘલો આગળ ચાલે, ફરી ફરી કુંવર મુખ ભાલેરે. ગ. ૮
સાબેલા સોહે તાજા, સુખપાલ નોબત બહુ વાજારે. ગ. ૯
ધન ધન માતા જેણે જાયો, ધન ધન પિતા સુખદાયોરે. ગ. ૧૦
ભાઈ ભગની ધન્ય કુલવંશ, ઇમ લોક કરે પ્રશંસરે. ગ. ૧૧
મોહરાય છે મહા અરાતી, તુમે હોજો તેહના ઘાતીરે. ગ. ૧૨
તુમે રાગ દ્વેષ પરિહરજો, તુમે સમતા રમણી વરજોરે. ગ. ૧૩
તુમે જ્ઞાન શ્રદ્ધા ગુણે વાધો, તુમે નિર્મલ ચારિત્ર સાધોરે. ગ. ૧૪
તુમે બાહ્ય નફટ ઉવેખી, થાઓ શુધ્ધ સ્વભાવ ગવેખીરે. ગ. ૧૫
ઇત્યાદિક બહુ આશીષ, દીએ ઉત્તમ સંઘ જગીશરે. ગ. ૧૬
જિનશાસન ઉન્નતિ થાય, બંદીજન બહુ ગુણ ગાયરે. ગ. ૧૭
રાજનગર મધ્યે થઈ જાવે, પૂરવવન ખંડે આવેરે. ગ. ૧૮
ભલા અભિગમ પંચ ધરંતો, ગુરૂચરણે નમે હરખંતોરે. ગ. ૧૯
ધર્મદાસ પિતા તિહાં બોલે, દેઉ પુત્ર એનું [2]માચે ખોલેરે. ગ. ૨૦
એહને જિમ બહુ ગુણ થાયરે, તિણે પેરે કરજો ગુરૂરાયરે. ગ. ૨૧
પંચમુષ્ઠી લોચ કરી સાર, થાએ ગેહ તજી અણગારરે. ગ. ૨૨
સર્વ વિરતિ કન્યા સારી, પરણાવે ગુરૂ મનોહારીરે. ગ. ૨૩
તિહાં જય જય શબ્દ સવાયા, બહુ ઉત્તમ ગીત ગવાયારે. ગ. ૨૪

---

૧ સૌભાગ્યવતી. ૨ માતા.

દુહા.

**સંવત સત્તર સીત્તેરે, કાર્તિક માસ બુધવાર;**
**વદી છઠ દિને** ભાવસ્યું, સંયમ ગ્રહ્યો સુખકાર. ૧
ઈંગિત આકારે કરી, જાણી સુગુણનિધાન;
ક્ષમાવિજયજી ગુરૂ ઠવે, જિનવિજય અભિધાન. ૨
ગ્રહે ગ્રહણ આસેવના, શિષ્યા દોય પ્રકાર;
શ્રુત આચાર વિષયે સદા, મુનિજનને આધાર. ૩
ગુરૂ ભક્તિ વિનયી ઘણાં, મુનિમાં તિલક સમાન;
શ્રી જિનવિજય સુગુરૂ તણાં, કેતાં કહું વખાણ. ૪

**ઢાળ ૭ મી.**

( બીંદલીની—દેશી. )

ગીતારથ ગિરૂઆ જાણી, રીખભભાઇ બહુ હિત આણીરે;
સુંદર ગુણધારી.
ઘરે તેડી અતિ બહુમાને, સુણસે તું જ મહીમા વખાણેરે. ગુ. ૧
તીરથ મહીમા સુણી શેઠ, કરે નવીન બિંબ પઈઠરે. સુ.
ગુરૂ કપૂરવિજય બુધ તેડે, ગુરૂ જિનવિજય પણ જોડરે. સુ. ૨
સાતસેં જિનબિંબ થપાઇ, જસ દેશવિદેશ ગવાઇરે. સુ.
**સંવત ચોતેર વરસે,** કરે સ્વામીવત્સલ હરખેરે. સુ. ૩
શા રીખવ પારેખ **વીરચંદ, અમીચંદ** વસા **સુરચંદરે.** સુ.
કેસરીસીંહ કસ્તુરશાહ, આણંદજી અધિક ઉછાહરે. સુ. ૪
તસ કહણથી રહે ચોમાસ, સહુ સંઘની પુગે આસ હો. સુ.
સામાયિક પોસા ખાસ, કરે શ્રાવક ગુરૂજી પાસ હો. સુ. ૫
**સંવત પંચોતર** શ્રાવણે, **વદિ ચૌદશ સોમવાર.** સુ.
શ્રી કપૂરવિજય ગણી, પોહત્યા સ્વર્ગ મોઝારરે. સુ. ૬

**ઢાલ ૮ મી.**

( સીરોહી રોસેલું—દેશી. )

પાટણ નગરથી હોકે, અનુક્રમે વિચરિયા,
ગામાણું ગામે હોકે, સાધુ સ્યું પરિવરિયા;
બહુ જનના મિથ્યા હોકે, મોહ નિવારતા,
તપ સંયમ પરણુતિ હોકે, પાપ ઉચ્છેદતા. ૧

૧ પાદર.

રાજનગરને [1]પરિસરે હોકે, આવ્યા જેટલે,
સંઘ હરખ્યો આવે હોકે, સન્મુખ તેટલે;
ગીત વાજીંત્ર વાજે હોકે, પધરાવે રંગે,
પરભાવના કરતા હોકે, પૂજા નવ અંગે. ૨

ઉત્તમ વસ્તિ ઇહાંકે, બેઠા મેઘ પેરે,
વરસે વચણાં હોકે, જિનનાં પેરે પેરે;
ભવિજન ચિત્તભૂમિ હોકે, શિતલ હોઇ અંતે,
અનંતાનુબંધી હોકે, તાપ ન રહે રતિ. ૩

તત્ત્વ પ્રતીતિ હોકે, બીજા થાનકરે,
સદાચાર અંકુરા હોકે, બાહિર નીસરે;
દેશ સરવથી વિરતિ હોકે, સુંદર ફલ ભણું,
અનુક્રમે રસતા હોકે, કરમરહિતપણું. ૪

એમ ગુરૂરાજે હોકે, રાજનગર માંહે,
ભવિજન પ્રણમે હોકે, નિત નિત ઉછાહે;
બહુ જન ઉચરીયા હોકે, બાર વિરતિ ભાવે,
શ્રાવક શ્રાવિકા હોકે, ગુણ ગાવે. ૫

ઉપધાન વહીને હોકે, માલા પહેરતા,
પરમભાવના પુજા હોકે, શ્રદ્ધાએ કરતા;
ઇમ જિન શાસન હોકે, શોભે દેખાતા,
ઉપગાર ગુરૂના હોકે, ચિત્તમાં ભાવતા. ૬

વૃદ્ધ ગુરૂની આણા હોકે, ગુરૂજી શીર વહે,
માંડવીની પોલ હોકે, ચોમાસું રહે;
ગુરૂભાઈ ચેલા હોકે, વિનય ઘણો કરે,
ગુણવંતા મુનિવર હોકે, ઉત્તમ પદ વરે. ૭

### ઢાળ ૯ મી.

( હો મતવાલે સાજનાં—એ દેશી. )

વિહાર કરે ગુરૂ રાજીઆ, શ્રી ખિમાવિજય ગુરૂ સાધો રે;
દક્ષિણ દીશે પાવન કરે, લક્ષણ લક્ષિત હાથો રે. વિ. ૧

ગામ નગર પ્રભુ યાત્રા, કરતા જાય ખંભાતો રે;
સુખસાગર પ્રભુ નિરખતાં, હરખે સાતે થાતો રે. વિ. ૨

બીજાં પણ જિનવર ઘણાં, તિહાં જગગુરૂ દીઠા રે;
પૂજા ભગતી જાઇએ ઘણું, ખંભાયતી લાગા મીઠા રે. વિ. ૩

કાવી તીરથ ભેટતાં, આણંદ અંગ ન માયા રે;
જંબૂસર નગરે જઈ, પદ્મપ્રભુ ગુણ ગાયા રે. વિ. ૪
ભરૂચથી મુનિસુવ્રત નમી, સુરત પેરે સરજાવે રે;
સંઘ સકલ સન્મુખ તદા, ગાજતે વાજતે આવે રે. વિ. ૫
અતિ મોટે આડંબરે, ઉપાસરે પધરાવે રે;
તવ ગોરી કરે ગુંહલી, મોતીડે વધાવે રે. વિ. ૬
ભેટે પાસ ધરમ સદા, કરે આગમ ગ્રંથ અભ્યાસો રે;
સંઘ તણી અનુમતે રહ્યા, **સંવત આસીએ** ચોમાસું રે. વિ. ૭
પર્વ પજુસણ આવીઆ, ગુરૂ ભાખે મધુરી વાણી રે;
[1]અમાર પળાવો ભવિજના, મુકાવે જલચલ પ્રાણી રે. વિ. ૮
નવ વખાણ સુણે કલ્પના, જિનવર પૂજા વિરચાવે રે;
સ્વામી ભગતિ પ્રભાવના, ગુરૂનો જસ દશ દીશે ગાવે રે. વિ. ૯
સુરત સંઘ રાગી ઘણો, કહે બીજો કરો ચોમાસું રે;
ગુરૂ કહે મુનિ મારગ નહીં, તિણે અમે વિહાર કરેસ્યું રે વિ. ૧૦
વ્રત પચખાણ થયાં ઘણાં, વલી ઉછવના બહુ ઠાઠો રે.
માણેકચંદ આગ્રહ થકી, રહ્યા વાડીમાં દિન આઠો રે. વિ. ૧૧
સ્વામી વહેલા પધારજો, અમ ઉપર કરી સુપસાયો રે;
ચાતક મેહ તણી પેરે, તુમ વિરહો છે દુખદાયો રે. વિ. ૧૨
ગુણવંત ગરીબનિવાજ છો, તુમે સેવક સનમુખ જોયો રે;
એકવાર કિરપા કરી, સામી સુરત પાવન કરજો રે. વિ. ૧૩
ઇણી પેરે અરજ ઘણી કરી, પાછા વળતાં દુઃખ પાવે રે;
ગ્રામ નગરપુર વિચરતા, ગુરૂજી જંબુસર આવે રે. વિ. ૧૪
એહ ચોમાસું ઈહાં કરો, એમ શ્રાવક કરે અરદાશો રે;
ગુરૂએ પણ માની વિનતિ, તવ પામે બહુ ઉલ્લાસો રે. વિ. ૧૫

**દુહા.**

શ્રી ખીમાવિજય ગુરૂ કહણથી, શ્રી જિનવિજય પન્યાસ;
રાજનગર પધારીઆ, સંઘની પુગી આસ. ૧
હવે ગુરૂરાજને વિનતિ, લખે સંઘ સમુદાય;
રાજનગર પધારીએ, તુમ વિરહો ન ખમાય. ૨

૧ અમારિ પડહ—એટલે કોઈ જીવ ન મારે તેવો પડો વજડાવવો.

## ઢાળ ૧૦ મી.

( મધુકરની દેશી. )

જંબૂસરથી વિચરતાં, પવિત્ર કરે પુર ગામ હો; સુંદર.
ધર્મ સુધારસ વરસતાં, દીપાવે જિન ધર્મ હો. સું. ૧
મિથ્યા ભરમ નિવારતા, દેઈ સમકીત દાન હો; સું.
મોહ તિમિર વારતા, આપી નિર્મલ જ્ઞાન હો. સું. ૨
રાજનગરને પરિસરે, આવે ગુરૂજી જામ હો; સું.
શ્રી જિનવિજય ગણી તદા, સાહમા આવે તામ હો. સું. ૩
સંઘ સકલ મિલી મહોછવે, પધરાવ્યા ગુરૂરાય હો; સું.
ગુંહલી ગાઈ શ્રાવીકા, હઇડે હરખ ન માય હો. સું. ૪
જ્ઞાન ભગતિ મનમાં ધરી, પહીરે માલ વહી ઉપધાન હો; સું.
પોસા બાર વ્રત તણા, વહે શ્રાવક શ્રાવિકા જાણ હો. સું. ૫
કઠિન કરમના ભોગથી, થયો પથરીનો ગુરૂ રોગ હો; સું.
ગજસુકમાલ પ્રમુખ મુનિ, સંભારે શુભ યોગ હો. સું. ૬
વેદના અતિ અહીયાસતાં, નિજ [1]ચરમ અવસ્થા જાણી હો; સું.
શ્રી જિનવિજય ગણી પ્રત્યે, કહે પાળજ્યો સંઘ સંતાન હો. સું. ૭
સંવત સત્તર બાસીએ, શ્રી ખીમાવિજય પન્યાસ હો; સું.
આસો સુદી એકાદશી લહે, સુર પદવી સુખવાસ હો. સું. ૮

### દુહા.

ગુણનિધાન ગુરૂજી હવે, દીપાવે ગુરૂ પાટ;
જિન શાસન ઉન્નત કરે, રોપે ધર્મના ઘાટ. ૧

## ઢાલ ૧૧ મી.

શ્રી જિનવિજય પન્યાસજીરે, મહીઅલ કરે વિહાર;
ભવિક ઉપગારીયારે,
ભાવનગર જિન ભેટીયારે, ઘોઘે ચોમાસું સાર.
સુસંયમ ધારીયારે. ૨
સિદ્ધાચલ યાત્રા કરીરે, શંખેસર ગુરૂ જાય; ભવિક.
અનુક્રમે પાટણ આવીયારે, તિહાં વંદે પ્રભુ પાય. સુ. ૩

---

૧. છેલ્લી–મરણ.

સંઘ સહુન આબુગઢેરે, યાત્રા કરે અતિ ચંગ; ભ.
શીરોહી સાદડી ભલાંરે, રાણુકપુર મંન રંગ. સુ. ૪
ઘાણેરે વલી વીરજીરે, શાસનનાયક દેવ; ભ.
શ્રી નડુલાઈ યાદવોરે, નેમી નમે નિત્યમેવ. સુ. ૫
ચોમાસું પણ તિહાં કરેરે, સંઘને હર્ષ અપાર. ભ.
નાડુલ જઈ જિનવર નમે એ, પદ્મ પ્રભુ સુખકાર. સુ. ૬
વરકાણે શ્રી પાસજીરે, વંદે મન ઉલ્લાસ; ભ.
ઈત્યાદિક તીરથ નમીએ, પાટણ કરે ચોમાસ. સુ. ૭
સંઘ સમેત સંખેસરે એ, ભેટે પાસ દીદાર; ભ.
નવાનગર જિન ભેટતાંરે, માને ધન્ય અવતાર. સું. ૮
ગિરનારે શ્રી નેમિજીરે, ત્રણ હુઆ કલ્યાણ. ભ.
સિદ્ધાચલ સાધુ ઘણારે, પામ્યા અવિચલ ઠાણ. સું. ૯
તીરથ ભેટી ભાવસ્યુંરે, ભાવનગર મુનિરાજ. ભ.
રીખવજીણંદ જુહારીયારે, સાર્યા આતમ કાજ. સું. ૧૦
રાજનગરથી ત્રણ જણારે, આવે દીક્ષા હેત. ભ.
શુભ દિવસે વ્રત આદરે એ, શિક્ષા બહુ ગુરૂ દેત. સું. ૧૧
ચોમાસુ તીહાં સાચવી એ, આવ્યા અમદાવાદ. ભ.
સંઘ નમી કહે તુંમે કર્યોરે, અમ ઉપર [1]પરસાદ. સું. ૧૨

## દુહા.

હરખ્યા ખેહચર જોડલી, ભાવિશાહ ભાઇચંદ;
કુશલશાહ પટઆતિલા, સકલચંદ રૂપચંદ. ૧
પાનાચંદ રૂપચંદ વલી, સંઘ મુખ્ય નાનચંદ;
સામલદાસ ધનરાજશાહ, કસ્તુર માણીકચંદ. ૨
વિજયચંદ જેઠા ભલા, હીરાશાહ દીપચંદ;
ઉત્તમ જન જસ વાલ્હા, ખેમ કરે ખેમચંદ. ૩
ઈમ બહુ શ્રાવક શ્રાવિકા, ગુરૂભગતા સુવિનીત;
ગુરૂ વચણાં બહુ સાંભલે, સેવા કરે સુભચિત્ત. ૪

---

૧ મહેરબાની–કૃપા.

## ઢાળ ૧૨ મી.

( ભલદ ભલા છે સોરઠીરે લાલ—દેશી. )

જિન વાણી નિત્ય વરસતારે લાલ, ગાજે જીમ જલધાર;
મનોહારીરે.
તૃષ્ણા તાપ સમાવતારે લાલ. કરતા જન ઉપગાર.
સુખકારીરે, રાજનગર માંહે રાજતારે લાલ. ૧
વીર રીખવ સંભવજિનારે લાલ, શિતલ શાંતી જીણંદ. મ.
જગ વલ્લભ પ્રભુ પાસજીરે લાલ. ચિંતામણી સુખકંદ. સુ. ૨
ઈત્યાદીક જીનવર ઘણારે લાલ, પ્રણુમે ભગતી ઉદાર. મ.
જ્ઞાન દિશાએ નિરમલોરે લાલ, કરતા સમકીત સાર. સુ. ૩
વડવખતી વૈરાગીઆરે લાલ, સોભાગી સીરદાર. મ.
ભદ્રક ગીતારથ ભલારે લાલ, ઉત્તમ જન આધાર. સુ. ૪
ગોયમ સોયમ મુનિવરારે લાલ, જંબૂ પ્રમુખ મુનીશ. મ.
ગુરૂમુદ્રા દેખી જનોરે લાલ, સંભારે તે નીશદીશ. સુ. ૫
સુમતીવિજય સુમતિ ધરેરે લાલ, તિમ વિનિત ગુરૂ ભાઈ. મ.
શ્રી જિન ગુરૂભાઈ ભણીરે લાલ, હુવા અતિ સુખદાઈ. સુ. ૬
શ્રી જિનવિજય પન્યાસનીરે લાલ, નિરૂપમ નવેનિધાન. મ.
શિષ્ય હુવા શુભલક્ષણારે લાલ, ડાહ્યા અવસર જાણ. સુ. ૭
વિનયવંત વડા હુવારે લાલ, જિનશાસન બહુમાન. મ.
કરતા હઈડે હેતશ્યુંરે લાલ, દીપે દીપ સમાન. સુ. ૮
પ્રીતિ ધરે ગુણવંતશ્યુંરે લાલ, ઉત્તમ ધર્મે પ્રેમાવે શાલ. મ.
જિન શાસન ઉદ્યોતથીરે લાલ, થાએ ચિત્ત ખુશાલ. સુ. ૯
ઉત્તમ પદવી ધારતારે લાલ, ઉત્તમ કીરતી જાસ. મ.
ઉત્તમ મહિમા જેહનોરે લાલ, ઉત્તમ સુખ આવાસ. સુ. ૧૦

### દુહા.

ચોમાસાં રાજનગરમાં, ગુરૂજીએ કીધાં સાર;
ભવિક જનના સંશય ભાંજતા, સજ્જન સુખ દાતાર. ૧

## ઢાલ ૧૩ મી.

પ્રેમપુર ચોમાસું કરીને, વિહાર કરે મુનિરાયજી,
ગામ નગર પાવન કરતાં, વડોદરે ગુરૂરાયજી;
ધન્ય ધન્ય એ ગુરૂ જગે જયકારી. ૧

પરમાત્મા પ્રણમી વિચર્યા, અનુક્રમે સુરત માંહીજી;
સંઘ સકલ ગુણવંત ગુરૂને, વંદે અધિક ઉછાહજી. ધ. ૨
સત્ય સંઘાડી શુભ આચારી, ગીતારથ ગુણખાણીજી;
જાણી આચારજ બહુ, આદરમાન દીએ મન આણીજી. ધ. ૩
સઈબપુર માંહે દિન કેતા, રાખે સંઘ સુજાણજી;
નંદીસર અઠાઈ મહોચ્છવ, કીધો બહુ મંડાણજી. ધ. ૪
જિનશાસન ઉદ્યોત થયો જે, તે મુખ નવિ કહેવાયજી;
સુરત મંડન પાસપ્રમુખ જીન, નિરખીત હરખીત થાયજી. ધ. ૫
શ્રાવક સહીત ગુરૂ ગંધારે, વંદે વીર જીણંદજી;
આમોદ જંબુસરમાં જિનવર, પ્રણમે પરમાણંદજી. ધ. ૬
તિહાંથી પાદરા નયર પધારીયા, શુભ દિવસે શુભ વારજી;
વાસુપૂજ્ય જિનરાજ નમંતા, હોવે હરખ અપારજી. ધ. ૭

### ઢાલ ૧૪ મી. સોહલાની.

સંવેગી ગુરૂ ચોમાસું રહ્યારે, સંઘને હરખ અપાર;
જિમ [1]મરૂથલના જનને ઉપજે રે, પામી તરૂ [2]સહકાર.
હું બલીહારી રે, જાઉં ગુરૂ તણી રે. ૧
સંઘ કહણથી વાંચે ગુરૂ ભલા રે, ભગવતિસૂત્ર વખાણ;
પૂજે ગૌતમ નામ બદામસ્યું રે, શ્રાવક દોય સુજાણ. હું. ૨
સજ્જન ગીતારથ જન વાલહા રે, કરતા ભવિ ઉપગાર;
વયણ સુધારસ વરસે વીરનાં રે, જિમ પુષ્કર જલધાર. હું. ૩
દિનકી દિનકી કિરણો રે, ભરવિસ્તારથી રે, થાપે જગ ઉદ્યોત;
તિમ ગુરૂ જ્ઞાની રે વચન પ્રકાશથી રે, પ્રગટે સમકીત જ્યોત. હું. ૪
ભાવદયાકર શ્રુતધારક સદા રે, જ્ઞાનીકૃત ગુણ જાણ;
નિત્ય પ્રત્યે જે ગુરૂ [3]નિશિ પાછલી રે, કરતાં નવ પદ ધ્યાન. હું. ૫
આઠ દીવસ ધીરથી કાયલું રે, પણ ગુરૂ જ્ઞાનમાં લીન;
સાવધાન થઈ સ્વામી સાંભળે રે, આરાધન પતાકા પઈન. હું. ૬
નંદનિધિ મુનિ ચંદ સંવછરે રે, શુદી દસમી કુંજવાર;
શ્રાવણ માસે સાવધાનપણે રે, થયા દેવાંગત સાર. હું. ૭
ગુરૂવિરહે હૃદયમાં ઉપનું રે, દુખ તેહનું નહી માન;
સંઘ સકલ નયણે આંસું ભરે રે, જાણી ગુરૂ નિર્વાણ. હું. ૮

---

૧ મરૂભૂમિ–કે જ્યાં કંઈ ઉગે નહિ તેવી જમીન. ૨ આંબો. ૩ રાતે.

ગુરૂજી કહીને કેહને બોલાવશું રે, કુણુ કહેશે મુજ શિષ્ય;
હુંકારે કહી કુણુ બોલાવશેરે, કુંણુ દેશે હિતશિક્ષ. હું. ૯
હું અજ્ઞાનીરે જિમ તિમ પુછતો રે, બોલું ન વચન સંભાલ;
ઉત્તર દેતારે તોહી તુમ્હે હિત કરીરે, સમજાવી મુજ બાલ. હું. ૧૦
બાલકની પેરે પુછીશ કેને રે, અરથ વિચાર અનેક;
મુજ મન સંશય હવે કુણુ ભાંજશે રે, તુમ વિણુ ધરીને વિવેક. હું. ૧૧
પાલ વિના જિમ પાણી નવિ રહે રે, જલ વિના જેમ મછ જાતિ;
માતા વિના જિમ બાલક તિમ મુને રે, તુમ વિના નવિ રહેવાત હું. ૧૨
તુમ વિના દેશના કુણુ સંભળાવશે રે, કુણુ કરશે ઉપગાર;
ઉપગારી તુંમ સરીખા કુણુ હોશે રે, કુણુ દેશે શ્રુતસાર. હું. ૧૩

દુહા. સોરઠા.

વરસ સત્તર ગૃહવાસ, ત્રીશ વરસ દીક્ષાપણે;
સવી સડતાલીસ ખાસ, જિનવિજય ગણી જીવીતં. ૧
અકસ્માત જબ સાંભલ્યો, શ્રાવકે ગુરૂ નિર્વાણ;
ધસક પડયો તવ ધ્રાસકો, આયુબલે રહે પ્રાણ. ૨

ઢાલ ૧૫ મી.

(ગુરૂના)

શ્રાવક દોડી આવીયારે, પ્રણમે ગુરૂના પાય,
ગુણાકર સાંભરે રે,
કેસર ચંદન ઘસી ઘણાં રે, ચરચે સ્વામીકાય. ગુ. ૧
સનવિસનભાઈ પ્રેમજી રે, લાલદાસ જગમાલ; ગુ.
કાનજી મીઠાની જોડલી રે, ધરમ વિષે ઉજમાલ. ગુ. ૨
કુપુર નાનાભાઈ ભાઈશા રે, માણેક શાંતિદાસ; ગુ.
માના નાના જીવના રે, કુંવર ઉત્તમદાસ. ગુ. ૩
ઇત્યાદિક શ્રાવક મલી રે, પુજે ગુરૂ નવ અંગ; ગુ.
પીઠ ઉપર બેસારીને રે, યાત્રા ચરમ કરે ચંગ. ગુ. ૪
માંડવી જરકસમયી રચી રે, પધરાવી ગુરૂદેહ; ગુ.
શ્રાવક બહુ બહુમાનશ્યું રે, ખંધ વહે ધરી નેહ. ગુ. ૫
પઈસા બદામો ઉછાલતાં રે, જય જય શબ્દ કરંત; ગુ.
અબીર ગુલાલ ઉડાડતાં રે, વાજીંત્ર બહુ વાજંત. ગુ. ૬

નગર બાહીર સરોવર કન્હે રે, સુંદર [1]ચય રચંત; ગુ.
અગર સુખડ બહુ અરગજે રે, વસ્તુ સુગંધ ઠવંત. ગુ. ૭
દાઘ દીએ ગુરૂ દેહને રે, શ્રાવક દુઃખ ધરંત; ગુ.
ગુરૂ ઉપગાર સંભારતા રે, અહોનિશી નામ જપંત. ગુ. ૮

દુહા.

કિસન પ્રમુખ શ્રાવક સવે, અતિશય હરખ ધરંત;
પ્રતિદિન વંદન કારણે, શ્રી ગુરૂ થૂભ કરંત. ૧

ઢાલ ૧૬ મી.

( આદર જીવ ક્ષમા ગુણ આદર—એ દેશી. )

શ્રી ગુરૂરાજ કદીએ નવિ વીસરે, સંભારે રાત નિશી દીસજી;
પશુ સરીખાને દેવ સારીખો, કીધો સુગુણ જગીસજી. ૧
શ્રી રામચંદ્ર સીતા મન વસિયા, કમલા મન ગોવિંદજી;
રાજુલ મન જેમ નેમજી મુઝ મન, તિમ જિનવિજય મુનિંદજી. શ્રી. ૨
ગુરૂપ્રસાદે જ્ઞાન થયું મુજ, જાણ્યા જીવ અજીવજી;
પુન્ય પાપ આશ્રવ ને સંવર, નિર્જરા બંધને શીવજી. શ્રી. ૩
લોકાલોક પદારથ જાણ્યા, જાણ્યા નરક ને સ્વર્ગજી;
ઉર્ધ્વ અધોતર લોક મેં જાણ્યા, જાણ્યા ભવ અપવર્ગજી. શ્રી. ૪
સ્વમત પરમતના પરમારથ, વલી સ્વભાવ વિભાવજી;
સાધક બાધક પરિણુતિ જાણી, જાણ્યા ભાવનાભાવજી. શ્રી. ૫
વાસના ચંદન માંહી વસી જિમ, જિમ ફૂલ માંહી સુગંધજી;
તંતુ જિમ[2]પટમાં તિમ ગુરૂમાં, વસીયા સુગુણ સંબંધજી. શ્રી. ૬

કલશ.

ખટ કાય પાલક, સુમતિદાયક, પાપ નિવારક જગ જય કરો,
સંવેગ રંગી, સજ્જન સંગી, જિનવિજય ગુરૂ જય ગુણ કરો;
માનવિજય ગુરૂ કહણથી, રચ્યો ગુરૂ નિર્વાણ એ,
સકલ શિષ્ય ઉત્સાહ ઉત્તમ–વિજય કોડી કલ્યાણ એ.

ઇતિ શ્રી વિદ્વજ્જનસભાશૃંગારહારગજેંદ્રપંડિત શ્રી પં. જિનવિજયજી ગુરૂનિર્વાણપ્રશસ્તિ સમાપ્ત. પંડિત ઉત્તમવિજય રચિતં.

---

૧ ચિતા. ૨ લૂગડામાં.

# શ્રી ઉત્તમવિજયજી નિર્વાણ રાસ.

पन्यास श्री ०त्तमविजयजी गुरुभ्यो नमः

## દુહા.

**પ્રસ્તાવ.**

વનજ વદન વાગેશ્વરી, પુરતક દાહીણુ પાંણુ;
સમરૂં સાચી સરસતી, કરવા ગુરૂ નિર્વાણુ. ૧
માતા પિતા બાંધવ ગુરૂ, ગુરૂ ભવસમુદ્ર જહાજ;
પશુ ટાળી પંડિત કરે, જે શ્રી ગુરૂ મહારાજ. ૨
ગુરૂ ગુણુ ગાતાં શિષ્યને, હોવે વિનયપ્રકાશ;
વિનયયુક્ત શિષ્યજ લહે, મોક્ષપુરી આવાસ. ૩
વીર પરંપર આવીઓ, શ્રી વિજયસીંહ સૂરીશ;
તસ અંતેવાસી વડો, સત્યવિજય સુજગીશ. ૪
તાસ કપૂરવિજય કવિ, ક્ષમાવિજય તસ શીષ;
જિનવિજય જગમાં જયો, પ્રતપો કોડીવરીસ. ૫
અંતેવાસી તેહના, વિદ્યા સિદ્ધ સમાન;
શાસ્ત્રાભ્યાસી જે સદા, બહુ શિષ્ય જ સંતાન. ૬
જસ કીરતી બહુ વિસ્તરી, મહીમંડલ વિખ્યાત;
તે ગુરૂ ઉત્તમવિજયનો, કહું ઉત્તમ અવદાત. ૭

## ઢાલ ૧ લી.

( કાઈ લ્યો પર્વત ધૂંધલોરે.—એ દેશી. )

**ગામ, નામ, માતપિતા.**

દેશ સર્વેમાં દીપતોરે લોલ, ગુર્જર દેશ ઉતંગરે. સોભાગી.
જેહ દેશમાં ત્રંબાવતીરે લોલ, પત્તન ને રાજદ્રંગરે. સો. દે. ૧
રાજગ્રહ સમરાજતુંરે લોલ, રાજનગર અદ્ભૂતરે. સો.
જિન પ્રાસાદ જિહાં ઘણાંરે લોલ, બહુ શ્રાવક સંયુતરે. સો. દે. ૨
સામલા પોલમાં શોભતારે લોલ, શ્રી સામલ પ્રભુ પાસરે. સો.
લાલચંદ નામે વસેરે લોલ, તેહ દેવલને પાસરે. સોભાગી. સો. દે. ૩
માણીક નામે અંગનારે લોલ, તેહને સુંદર વાનરે સોભાગી;
પુત્ર નહિ કોઇ તેહનેરે લોલ, રાત દીવસ તસ ધ્યાનરે. સો. દે. ૪

અનુક્રમે બહુ ઉપચારથીરે લોલ, હુવા ચાર સંતાનરે. સો.
ત્રણ સુતા એક સુત ભલોરે લોલ, પુંજા જસ અભિધાનરે. સો. દે. ૫
રૂપ મનોભવ સારીખુંરે લોલ, લક્ષણ લક્ષિત દેહરે. સો.
[1]દુતીઆચંદ્ર પેરે વધેરે લોલ, જ્યું સજ્જનનો નેહરે. સો. દે. ૬
તિમ કુંવર દિન દિન વધેરે લોલ, માત પિતા તિમ હર્ષરે. સોભાગી.
ઈમ અનુક્રમે વધતાં થકાંરે લોલ, હુવા અષ્ટાદશ વર્ષરે. સો. દે. ૭
ખરતરગચ્છ માંહી થયારે લોલ, નામે શ્રી દેવચંદરે. સો.
જૈન સિદ્ધાંત શિરોમણીરે લોલ, ધૈર્યાદીક ગુણવૃંદરે. સો. દે. ૮
દેશના જાસ સ્વરૂપની રે લોલ, તે ગુરૂના પદપદ્મ રે. સો.
વંદે અમદાવાદમાં રે લોલ, પુંજાસા નિઃછદ્મ રે. સો. દે. ૯

દુહા.

તે ગુરૂની વાણી સુણી, હરખ્યો ચિત્ત કુમાર;
જ્ઞાન અભ્યાસ કરૂં હવે, તુમ પાસ નિરધાર. ૧
ઈંગિત આકારે કરી, જાણી તેહ સુપાત્ર;
જ્ઞાન અભ્યાસ કરાવવા, કીધો તેહનો છાત્ર. ૨
શ્રાવિકા રામકુંવર તિહાં, ધરમી અતિ ગુણવંત;
ગુરૂવચને તે કુંવરને, અતિશય સહાય કરંત. ૩

ઢાળ ૨ જી.

દેશ મનોહર માલવો—એ દેશી.

અભ્યાસ.

હવે કુંવર નિત નિત ભણે, પ્રકરણ જૈનનાં સાર. લલના.
દંડક ને નવતત્વ જે, જાણ્યા જીવવિચાર. લ. હ. ૧
ત્રણ લોકની દીપિકા, સંગ્રહણી સુવિચાર. લ.
ભાષ્ય ચૈત્ય ગુરૂવંદના, વલી પચખાણ પ્રકાર. લ. હ. ૨
ક્ષેત્રસમાસ સોહામણો, સિદ્ધપંચાશિકા નામ. લ.
સિદ્ધદંડિકા તિમ વળી, ચઉસરણ અતિ અભિરામ. લ. હ. ૩
કર્મ ગ્રંથ અરથે કર્યા, કર્મપયડી મુખપાઠ. લ.
પંચસંગ્રહ મુખ ગ્રંથમાં, વિસ્તર્યાં કર્મ જે આઠ. લ. હ. ૪
કાલવિચાર અંગુળ વળી, વનસ્પતિ તિમ જાણ. લ.

---

૧ બીજનો ચંદ્ર.

દર્શન પાખી સિત્તરી, કરતા એહનું નાણુ. લ. હ. ૫
ખંડ પુદ્ગલ તિમ વળી, નિગોદછત્રીસી જેહ. લ.
વળી અતિચારપંચાસીકા, નિજ અભિધા પેરે તેહ. લ. હ. ૬
વૃત્તિ સહિત વાંચે સર્વે, તે ગુરૂને ઉપગાર. લ.
ભંગજાલ બહુ મુખ ભણે, રહસ્ય તે આગમ અપાર. લ. હ. ૭
સપ્તભંગીનય સાત જે, વળી નિક્ષેપની વાત. લ.
તિન ભંગીપણે ગ્રહે, કેતાં કહું અવદાત. લ. હ. ૮
ઇમ કરતાં હવે અન્યદા, ગુરૂજી કરે વિહાર. લ.
સુરત બંદર આવિયા, સાથે તેહ કુમાર. લ. હ. ૯
શબ્દશાસ્ત્ર તે શેહેરમાં, ભણિયા યત્ન અપાર. લ.
ઉત્તમ ગુરૂ પદ પદ્મની, સેવા કરે શ્રીકાર. લ. હ. ૧૦

દુહા.

પાટણ શહેરના વાણિયા, કુચરા કીકા નામ;
આવી સુરતમાં રહ્યા, સુંદર જેહનું ધામ. ૧
પુન્ય પ્રાકૃત જોરો થયો, લહી ક્ષેત્રાંતર યોગ;
મન ચીંતે સફલો કરૂં, લક્ષ્મીનો સંયોગ. ૨
આવી ગુરૂને વિનવે, કરશ્યું તીરથ જાત;
પઠિત પુરૂષ જો કોઈ દીયો, તો હોય સફલી વાત. ૩
ગુરૂ પણ તેહ કુમારને, જાણી ચતુર સુજાણ;
તસ આગ્રહથી આપીયો, લક્ષણ રૂપ નિધાન. ૪
કુચરાશાહ હરખીત થયા, લગન જોઈ અતિ સાર;
સમેતશિખર જાવા ભણી, સરવે થયા તૈયાર. ૫

ઢાલ ૩ જી.

હરિયા મત લાગ્યો—એ દેશી.

તીર્થયાત્રા.

બેઠા તિહાંથી જાહજમાંરે, અનુક્રમે ગયા કુલીકોટરે;
તીરથ મન વાહાલાં કરી.
દરશણ તિહાં પાસનાંરે, દીઠી મોહને ચોટરે. તી. ૧
મગરૂદાવાદ પ્રમુખ ઘણાંરે, જૈન દેવલમાં ઠામરે. તી.
અનુક્રમે પહોત્યા શિખરજી, ઉતર્યા તલહટીએ તામરે. તી. ૨

અદ્ભૂત સ્વપ્ન.

હુકમ નહી ચડવા તણો રે, ગામ ધણીનો તાસ રે; તી.
ઈણી અવસરે અચરીજ તણી, વાત જાણો ઉલ્લાસ રે. તી. ૩
પુંજા કુમરે રાત્યમાં રે, સુતાં સુપનું એક રે; તી.
દીઠું તે સુણુજ્યો સર્વે, હૃદયે ધરી વિવેક રે. તી. ૪
માહરા મિત્ર ખુશાલશા, તેહ થયા છે દેવ રે; તી.
આવીને તિણે પૂછીઉં રે, કિહાંથી આવ્યા તુમે દેવ રે. તી. ૫
દરશન અર્થે આવીઆ રે, પણ હુવણાં અંતરાય રે; તી.
દેવ કહે ચિંતા કસી રે, આવો નદીસર હાય રે. તી. ૬
તેહ સુણીને હરખિયા રે, પોહોતા નંદીસર દ્વીપ રે; તી.
શાશ્વત ચૈત્ય પ્રણુમ્યા તિહાં રે, બાવન ચોમુખ ખીપ રે. તી. ૭
સીમંધર પાસે હવે રે, લઈ જાઉ ધરી પ્રીત રે; તી.
તો જાણું જે રાખી સર્વે, મિત્રપણાની રીત રે. તી. ૮
દેવે માંની વિનતી રે, લેઈ ગયો તતકાલ રે; તી.
સમવસરણુ દીઠું તીહાં રે, ત્રિગડું ઝાકઝમાલ રે. તી. ૯
પ્રતિહારજ અતિશયા રે, સીમંધર ભગવાન રે; તી.
દેખી દેખી હરખતો રે, દેશના સાંભળે કાન રે. તી. ૧૦
દેશના અંતે પુછીઓ રે, કહો સ્વામી એક વાત રે; તી.
ભવ્ય તથા અભવ્ય છું રે, સમકીત કે મીથ્યાત રે. તી. ૧૧
પ્રભુજી કહે સુણ કુંવર તું રે, ભવ્ય અછે સુવિનીત રે; તી.
આજ થશે સમકીતની રે, પ્રાપ્તિ તત્વપ્રતીત રે. તી. ૧૨
તેહ સુણી ચિત્ત હરખીઓ રે, રોમાંચિત હુઓ દેહ રે. તી.
સંગ્રામે જિમ જય વર્યો, પુરૂષ લહે શુભ રેહ રે. તી. ૧૩
ઈમ જાણે પુણ્યે લહી રે, પ્રભુપદ પદ્મની સેવ રે; તી.
ભાગ્ય હોય તો એહવી રે, સેવા રહે નિત્યમેવ રે. તી. ૧૪

દુહા.

ઇમ હરખે સુપનમાં, કુચરાશા કહે તામ;
ઉઠો શિખર ચઢાવા ભણી, આજ્ઞા આપી આમ. ૧
ચઢીઆ શ્રી સમેતજી, વાંદ્યા જિનવર પાય;
વીશે જિનેશ્વર તણા, મોક્ષ કલ્યાણુક ઠાય. ૨

દુહા.

ઇમ અનુક્રમે યાત્રા કરી, પાછા વળતાં તેહ;
બહુ તીરથની ભૂમિકા, ફરસે ધરી સ્નેહ. ૩
રાજગૃહ ચંપા ભલી, માહણ ક્ષત્રીકુંડ;
દીઠો ભગવતી ભાખીઉં, ઉષ્ણોદકના કુંડ. ૪
પાવાસોરી પુરી ભલું, મથુરાં કાશી જાય;
લોકભાષાએ તિહાંકણે, દર્શનવાદ કહાય. ૫
તિમ વળી આગ્રા શહેરમાં, ઢુંઢક સાથે વાદ;
પટણે દિગપટસ્યું વળી, કરતાં લહ્યો જશવાદ. ૬
આવ્યા મેડતા શહેરમાં, ઉતર્યા શાહની પોલ;
તિહાં જિન પડીમાં વંદતાં, બેઠી ઓલા ઓલ. ૭

ઢાળ ૪ થી.

'જોગીસર ચેલાની.'—એ દેશી.

અનુક્રમે આવ્યા તિહાંથકીરે, પાટણ શહેર મોઝારરે; ચતુર નર.
કુચરેશા હરખે ઘણુંરે લોલ, આણંદ અંગ અપારરે. ચ. ૧
પુન્યવંત ઇમ જાનીએરે લોલ.
રણ[1] આપું શીર સર્વેરે લોલ, ગયા સુરત હવે શહેરરે. ચ.
કુંવર પ્રભુ લેઈ આવીયારે લોલ, રાધનપુર ભલી પેરરે. ચ. પુ. ૨
ઉછવ મહોછવસ્યું તિહાંરે લોલ, પધરાવ્યા જિનરાય રે. ચ.
અનુક્રમે તિહાંથી સુરત ગયારે લોલ, બુહણીપુર હવે જાયરે. ચ. પુ. ૩
માંગીતુંગી વિચમાં જઇરે લોલ, કરી અંતરીક્ષની જાત્રરે; ચ.
મુગતાગીરી [2]મગસી ભલારે લોલ, ઉજેણી માંહે આવંતરે. ચ. પુ. ૪
તિહાં પ્રભુ પાસ નમી કરીરે લોલ, આવ્યા નોરંગાબાદરે; ચ.
પ્રેમચંદસ્યું તિહાં કર્યોરે લોલ, ઢુંઢકનો ભલો વાદરે. ચ. પુ. ૫
તિહાં જસવાદ લહી કરીરે લોલ, મલકાપુર કરી જાત્રેરે. ચ.
બુહણપુરમાં આવીયારે લોલ, સાધર્મિક સંઘાતરે. ચ. પુ. ૬
કુસ્તુરશાજીને ઘરેરે લોલ, દેઈ આદર બહુ માનરે. ચ.
રાખ્યા નિજ ઘર હરખસ્યુંરે લોલ, સાંભલે નિત્ય વ્યાખ્યાનરે. ચ. પુ. ૭

---

૧ રૂણ–કરજ. ૨ મક્ષીજી.

હિમચંદજી તિહાં ભલારે લોલ, દુક્કર તપ કરનારરે. ચ.
રાત દિવસ બેઠા રહેરે લોલ, નિઃસ્પૃહતા ગુણ સારરે. ચ. પુ.
સાંભલતાં તસ દેશનારે લોલ, ઉપનો મન વૈરાગ્યરે. ચ.
ઉઠી કરજોડી કહેરે લોલ, સાંભળો ગુરૂ બડભાગ્યરે. ચ. પુ.
દીક્ષા લેઉં ગુરૂજી યદારે લોલ, વાવરૂં તવ ગોધૂંમરે. ચ.
એહ કરીને આખડીરે લોલ, ટાલવા મોહની ધૂંમરે. ચ. પુ. ૧
તવ સહુ સંઘ કરે વિનતિરે લોલ, લ્યો દીક્ષા એહું પાસરે. ચ.
તેહ વચન સુંણીને કરેરે લોલ, પરખ્યા પ્રતીતની તાસરે. ચ. પુ. ૧
પરીક્ષા કરતાં જાણીઓરે લોલ, શ્રદ્ધામાં કાંચ ફેરરે. ચ.
જિન પૂજા અનુમોદતારે લોલ, ન કરે તે કોઈ પેરરે. ચ. પુ. ૧
ઉત્તર વાલ્યો સંઘનેરે લોલ, વૃદ્ધપણું છે માતરે. ચ.
તસ આણા વિણું કિમ સરેરે લોલ, તિણે જાસ્યું ગુજરાતરે. ચ. પુ. ૧
ઇણે અવસર કસ્તુરશારે લોલ, દેવાંગત થયા તામરે. ચ.
વોહરા ગોકુલદાસજીરે લોલ, કુંવર આવ્યા નિજ ધામરે. ચ. પુ. ૧
બહુ સાધર્મીક જોડીઆરે લોલ, ધર્મે ઉત્તમ જીવરે. ચ.
પ્રભુપદ પદ્મ સેવે સદારે લોલ, આંણી રાગ અતીવરે. ચ. પુ. ૧

દુહા.

હવે તે કુંવરને સહુ, કહે શેઠજી તામ;
જિહાંથી અનુક્રમ આવીઆ, સુરત શહેરશું ઠામ. ૧
વિશેષાવશ્યક તિહાં, વાંચ્યો ગ્રંથ મહંત;
આવ્યા અમદાવાદમાં, બહુ આદર જસવંત. ૨
તિહાં શ્રી યોગવિમલગણી, તિહાં જિનવિજય પન્યાસ;
વાંદી ચિત્તમાં હરખીયા, આવે માતા પાસ. ૩
દ્યો અનુમત દીક્ષા લીઉં, તવ બોલે નિજ માત;
જિહાં લગે જીવું હું ત્યાં લગે, ન કરો વ્રતની વાત. ૪
મૌન કરી રહ્યા શેઠજી, જાણી તસ ઉપગાર;
ઉત્તમ જાણે માતને, તીર્થપરે નિરધાર. ૫
શ્રી જિનવિજય ગુરૂમુખે, સુણે નિત્યે વ્યાખ્યાન;
શ્રોતા વક્તા સમ મિલે, મિલે તે તાનોતાન. ૬

આયુષ્યે માતા હવે, પોહતાં જબ પરલોક;
મૃતકાર્ય તેહનાં કરી, અનુક્રમે વારે શોક. ૭

## ઢાલ ૫ મી.

બહુ ભલા છે સોરઠીરે—એ દેશી.

દીક્ષા.

શોક નિવારી શેઠજીરે, હવે કરે વ્રત કેરી વાતરે. સોભાગી.
રૂપે જીત્યો મોહ સુજાતરે, સો.
જગમાંહે કીરતી વિખ્યાતરે. સો. જેહનાં નિર્મલ અવદાતરે. સો. ૧
જયજય ભણે નરનારીરે, ઘૃસા પારેખની પોલમાંરે લોલ;
એક પાનાચંદ મલુકરે, સો. તે તો બોલવામાં નહી [1]મૂકરે. સો.
શેઠજીના રાગી મલુકરે, સો. એહ વાત સુણી અચુકરે. સો. જ. ૨
નવી લેબાઈ દીખડીરે, સો. તે શેઠજીને કહે ઈમરે. સો.
મુજ આણુ વિના કહો કીમરે, સો. દેશે દીક્ષા કુંણુ ધરી પ્રેમરે. સો.
તેહને દેઉં શિક્ષા એ નેમરે. સો. ૩
ભદ્રકભાવી તેહનેરે સમજાવે તે શેઠરે, સો.
તુમે સજ્જન [2]અમચા [3]નેઠરે, સો. તુમથી સહુએ બીજા હેઠરે, સો.
તિણે આજ્ઞા દ્યો ભલી પેઠરે. સો. જ. ૪
તેહને આણી લહી કરીરે, તેડાવ્યો જોસી જાંણુરે. સો.
પૂછે તેહને તે ઠાણુરે, સો. કોને પાસે દીક્ષા મંડાણુરે. સો.
કરીએ તે કહો ધરી નાંણુરે. સો. જ. ૫
જોસ જોઇ જોસી બોલીઓરે, માહરા લગનમાં આવે એહરે. સો.
જિનવિજયજી પન્યાસ જેહરે, સો. તિહાં દીક્ષાનો ધરો નેહરે. સો.
થાશે દિશ દિશ ઉદય અછેહરે. સો. જ. ૬.
સંઘ સહુ મન હરખીઓરે, એહ વાત સુણી શુભ રીતેરે. સો.
શેઠજી સરીખા સુવિનીતરે. સો. થાશે જેહના શિષ્ય વદીતરે. સો.
ગુરૂ ચેલાની જોડ અતિ દીઠરે. સો. જ. ૭
**સુદી વૈશાખ છઠે દિનેરે**, દીધું લગન તે અતિ સુપસત્થરે. સો.
દીધો તેહનો બહુલો અત્થરે, સો. વિસ્તરજ્યો જોસી તત્થરે સો.
માંડયો ઉછવ જત્થરે. સો. જ. ૮

---

૧ મુંગો. ૨ મરાઠી શબ્દ—અમારો. ૩ નક્કી.

ઘર ઘર હેવે વારણાં રે લોલ, હાથગરણાંનો નહી પારરે. સો.
પ્રાર્થના કરે લોક તે વારરે, સો. હોડી હોડ ખરચે ઉદારરે. સો.
જિનશાસન ઉન્નતિ સારરે. સો. જ. ૯
વરઘોડે નિત નિત ચડેરે, કોઇ દિન ઘોડે અસવારરે. સો.
કોઇ દિન ગજવર શ્રીકારરે, સો. મિલે લોકના વૃંદ હજારરે. સો.
માનું આવ્યો ઇંદ્ર અવતારરે. સો. જ. ૧૦
લોક પ્રશંસા તિહાં કરેરે, ધન ધન એહનો અવતારરે. સો.
ઈમ છાંડે જે ઘરભારરે, સો, ગુરૂ પદ પદ્મે નિરધારરે. સો.
પ્રણમે નિત હર્ષ અપારરે. સો. જ. ૧૧

### દુહા.

દીક્ષા દિન પૂરવ દિને, કીધાં સાહમી ભક્તિ;
ચોરાસી ગચ્છના યતિ, વોરાવ્યા નિજ શક્તિ. ૧
બહેન ભાણેજ પ્રમુખ પ્રત્યે, સંતોષી શુભ રીત;
મહોચ્છવ દીક્ષા દિન હવે, કરે ખરચી બહુ વિત્ત. ૨
સાંમલા પાસની પોળમાં, શ્રી સાંમલ પ્રભુ પાસ;
સંઘ તિહાં ભેળો મળે, મનમાં અધિક ઉલ્લાસ. ૩

### ઢાલ ૬ ઠ્ઠી.

સંયમ રંગ લાગો—એ દેશી.

હવે દીક્ષા દિન આવીયોરે, નવણું કરાવે નારી; સંયમ રંગ લાગ્યો.
અંગશ્યું કોમલ વસ્ત્રથી રે, લૂહે હર્ષ અપાર. સં. ૧
આભૂષણ બહુ મુલનાં રે, કુંડલ હાર ઉદાર. સં.
બાજુબંધ બાંહે ભલા રે, કેડે કંદોરો સાર. સં. ૨
તિલક ની લાડે સાહીએ રે, હાથમાં શ્રીફળ પાન. સં.
ગયવર ખંધ ચઢયા હવે રે, દીપે દેવ સમાન. સં. ૩
સાબેલા સોહે ઘણા રે, કોઈ બેઠા ગજરાજ. સં.
કેઇ [2]તુરંગમ પાખર્યા રે, ઉછવ કરે કાજ. સં. ૪
પંચ શબ્દ વાજીંત્રના રે, શબ્દ હોવે શ્રીકાર. સં.
નોબત ગડગડે છંતશ્યું રે, માદલના દોકાર. સં. ૫

---

૧ કપાળે. ૨ ઘોડો.

ચિરંજીવો તુમે શેઠજી રે, પાળો સંયમ સાર. સ.
અપ્રમત વિચરો તુમે રે, ષટ જીવ પાલણુહાર. સં. ૬
ઇમ આશિશ દિએ સહુ રે, હર્ષ ધરી ઉલ્લાસ. સં.
સુરપતિ સુરવર પરિવર્યો રે, તિમ સોહે સુવિલાસ. સં. ૭
સંઘ ચાલે સહુ આગલે રે, જોવે શેઠ [1]વદન્ન. સં.
ફરતા નગર મધ્યે થઈ રે, આવે રખીઆ લન્ન. સં. ૮
મયગલથી હવે ઉતરી રે, આવે ગુરૂને પાસ. સં.
આભૂષણ પ્રમુખા સવે રે, મુકી માની પાસ. સં. ૯
[2]મુંડ થઈ હવે ઉચરે રે, સામાયિક આલાપ. સં.
આજ થકી ત્રિવિધે કરી રે, નવી કરવું કોઈ પાપ. સં. ૧૦
સંઘ કરે સહુ વંદના રે, જાણી હવે અણગાર. સં.
વ્રત પચખાણ ઘણાં કરેરે, બહુ પ્રાણી તેણી વાર. સં. ૧૧
જિનવિજય ગુરૂજી હવેરે, સંગતિ લઈ બહુ માન. સં.
પદ્મવિજય કહે થાપીઉરે, ઉત્તમવિજય [3]અભિધાન. સં. ૧૨

### દુહા.

શુદિ વૈશાખ અઠાણુંએ, છઠ કરે શુભ દિન;
લીધી દીક્ષા ઈણી પેરે, સાવધાન કરી મન. ૧
લોક કહે ધન્ય એ ગુરૂ, જેહને એહવા શિષ્ય;
કેઈ કહે ધન્ય શિષ્યને, જસ શીર ગુરૂ મુજગીશ. ૨
ઇમ કહી સૌ નિજ થાનકે, પોહત્યા હવે ગુરૂરાય;
પ્રેમાપુર આવી કરી, તેહ ચોમાસું ઠાય. ૩

### ઢાળ ૭ મી.

(ગેબસાગરની પાલ ઉભી, દોય નાગરી મ્હારા લાલ—એદેશી.)

પ્રેમાપુરથી ચોમાસું હવે ઉતરે મ્હારા લાલ,
ગુરૂજી વિચરતા જાય સુરતને પરિસરે. મ્હારા લાલ.
અનુક્રમે વિજયદયા સૂરિએ આદર ઘણો, મ્હારા.
દીધો જાણી દીપતો સંવેગીપણો. મ્હારા. ૧

---

૧ મોં. ૨ માથાના કેશના લોચ કરી. ૩ નામ.

સુરતમંડણ ધર્મ સંભવ શાંતિજિના મ્હારા.
ઋષભ વીર તિમ અજીત નમ્યા થઈ એકમના મ્હારા.
નંદીસર દ્વીપ થયો મહોચ્છવ તિણે સમે. મ્હારા.
કહે ભટ્ટારક તુમ્હો આદેશ કીણે ગમે. મ્હારા. ૨
માગ્યું પાદરૂં ગામ ગુરૂએ કોઈ કારણે. મ્હારા.
અનુક્રમે આવ્યા પાદરા ગામને બારણે. મ્હારા.
સાંમઇયું સંઘે કરી ગુરૂ પધરાવીયા. મ્હારા.
આગ્રહ કરીને ભગવતી સૂત્ર મંડાવીયા. મ્હારા. ૩
નંદીસૂત્ર વંચાવ્યું શિષ્યને ગુરૂજીએ, મ્હારા.
અનુક્રમે શ્રાવણ શુદિ દિન દશમી વદિ જીએ. મ્હારા.
આયુ પુરે જિનવિજય ગુરૂ દેવંગત થયા. મ્હારા.
ગુરૂભાઈ સંયુત ખંભાત આવિયા. મ્હારા. ૪
બહુ ઉપધાન ને માલ પેહેરાવી તિહાં કણે. મ્હારા.
લહી આદેશ તિહાંથી આવ્યા પાટણે. મ્હારા.
સામઈયું કરે સંઘ ઉપાશ્રયે ઉતર્યા, મ્હારા.
વહે ઉપધાન પહેરે વળી માલને પાગર્યા. મ્હારા. ૫
ભાવનગર આદેશે રહી ભવી હિત કરે. મ્હારા.
તેડાવ્યા દેવચંદજીને હવે આદરે. મ્હારા.
વાંચે શ્રી દેવચંદજી પાસે ભગવતિ, મ્હારા.
પન્નવણા અનુયોગ દ્વાર વળી શુભ મતિ. મ્હારા. ૬
સર્વ આગમની આજ્ઞા દીધી કરે દેવચંદજી. મ્હારા.
જાણી જોગ્ય તથા ગુણગણના વૃંદજી. મ્હારા.
તિહાં કુંવરજી લાધા ભક્તિ ઘણી કરે. મ્હારા.
કચરા કીકા સંઘ લેઇ ઇણે અવસરે. મ્હારા. ૭
શ્રી સિદ્ધાચળ યાત્રા કરવા આવિયા. મ્હારા.
ગુરૂજી પણ સિદ્ધાચળ સાથે સીધાવિયા. મ્હારા.
બહુ મુનિવરની કોડી અનંતી મુગતિ ગઈ. મ્હારા.
તે સિદ્ધક્ષેત્ર ભેટે રોમાં ચિત તનુ થઈ. મ્હારા. ૮
તિહાંથી રાજનગર ભણી ગુરૂજી સંચરે. મ્હારા.
દોય ચોમાસાં ગુરૂજી આગ્રહથી કરે. મ્હારા.

ભગવતિસૂત્ર વ્યાખ્યાને ગાજે ઘન પેરે. મ્હારા.
ગુરૂજી પાસે હોય શિષ્ય વ્રત આદરે. મ્હારા. ૯
વળી ઉપધાનને માલ પહેરે બહુ શ્રાવિકા. મ્હારા.
નરનારી સુણે દેશના [1]કલેશની નાશિકા. મ્હારા.
ગુરૂપદ પદ્મની સેવ કરે બહુ ધરી. મ્હારા.
ભવ્ય જીવનિજ આતમકારજ અનુસરી. મ્હારા. ૧૦

### દુહા.

કુચરા કીકા સંઘવી, શેઠ વળી લખમીચંદ;
હીરાભાઈ દોશી ઘણું, મળી સંઘનો વૃંદ. ૧
લિખે લેખ સુરત થકી, શ્રી ગુરૂજી મહારાજ;
શ્રી જિન પાસે વિનતી, તુમ આદેશને કાજ. ૨
શ્રીજીએ માની વિનતિ, ચાલ્યા તીજે આદેશ;
ખેડા પાદરા ભરૂચ એ, દેતા ભવી ઉપદેશ. ૩
આવ્યા સુરત પરિસરે, સુણી સંઘ સમુદાય;
વધામણી દેઈ આવીયા, વંદન શ્રી ગુરૂરાય. ૪

### ઢાલ ૮ મી.

( ગડગડ ગાજ્યાની દેશી. )

સંઘ સામઈયું કરે સારરે, વિત્ત ખરચે ચિત્ત ઉદારરે;
ગડગડ ગાજાં જશ નોબત વાગે.
બહુજન આકીર્ણ તે ચાલે, દેખી [2]પ્રતિપક્ષને સાલેરે. ગ. ૧
ઉપાશ્રય ગુરૂ ઉતરતા, સંઘ પૂજા પ્રભાવના કરતારે. ગ.
પન્નવણા સૂત્ર વ્યાખ્યાને, મંડાવે ધન બહુ માનેરે. ગ. ૨
શ્રી પૂજ્યને લિખે અરદાસ, ગુરૂને લિખો બીજે ચોમાસરે. ગ.
સંઘ આણુથી બીજે ચોમાસ, ગુરૂજી કરે શુભ અભ્યાસરે. ગ. ૩
બહુ લોક વહે [3]ઉપધાન, સંઘવી કુચરા કીકા પરધાનરે. ગ.
અતિ ઉચ્છવે માળ પહેરાવે, જિનશાસન અતી સોહાવેરે. ગ. ૪

---

૧ કલેશનો નાશ કરનારી. ૨ શત્રુ. ૩ उपधीयते ज्ञानादि परस्परं अनेन इति—જેનાથી જ્ઞાનાદિકની પરીક્ષા કરીએ તેને ઉપધાન કહેવામાં આવે છે.

સ્વામીવત્સલ મન હરખે, બહુ દાન મેહ જયું વરસેરે. ગ.
તે ઉન્નતિ સુખ ન કહાય, ધરમીત જન હરખીત થાયરે. ગ. ૫
દોય શિષ્યને દીક્ષા દિધીરે, નવસારીની યાત્રા કીધીરે. ગ.
હવે નવાનગર આદેશ, સંઘ આગ્રહે લિખિયો ગણેશ. ગ. ૬
ગુરૂ સૂરતથી વિચરતા, આવ્યા ખંભાત હરખંતારે. ગ.
એક શિષ્ય કર્યો સુજગીશ, વંદે બહુ ચૈત્ય જિનેશરે. ગ. ૭
નમે ચૈત્ય તે અમદાવાદ, ભાવનગર આવ્યા આલ્હાદરે. ગ.
પ્રણમે તિહાં ઋષભજી રંગે, આવ્યા વિમલાચલ સંગેરે. ગ. ૮
તિહાં પ્રણમી ગયા ગિરનારે, વલી નેમજી ચૈત્ય જુહારેરે. ગ.
કરે નવાનગર ચોમાસ, વહે ઉપધાન માલ સુવાસરે. ગ. ૯
ગુરૂજી ચોમાસ ઉતરે, આવ્યા રાધનપુર શુભ વારેરે. ગ.
બહુ ઉચ્છવ મહોચ્છવ યુગતે, પધરાવ્યા ઉપાશ્રયે ભગતેરે. ગ. ૧૦
શેઠ ડોસા સોમકરણશાહ, ગોંડા શેઠ અતી ઉછાહેરે. ગ.
વારહીયા શાંતિદાસ, વેણા શેઠ અધીક ઉલ્લાસરે. ગ. ૧૧
મસાલીયા જસા શુભ ચિત્તે, ખુશાલશાહ ખરચે વિત્તરે. ગ.
મલીહાર ખુશાલ તેજાંણો, શેઠ સીંચા અધિક વખાણોરે. ગ. ૧૨
પારેખ વીરજી અતિ વારૂ, ગલાલ પુંજા મનોહારૂરે. ગ.
ઈત્યાદિક શ્રાવક રાગી, હરખચંદ હાથી બડભાગીરે. ગ. ૧૪
શ્રી ભગવતિસૂત્ર વંચાય, સૂક્ષ્મ વાતો ચરચાયરે. ગ.
શ્રાવક શ્રાવિકા ઉપધાન, વહી માલ પેહેરે શુભ ધ્યાનરે. ગ. ૧૫
સંખેસર સંઘના સાથ, ગુરૂ યાત્ર કરે જગનાથરે. ગ.
ફિરી સિદ્ધાચલજી સિધાવ્યા, સંઘ સહિત સહુ મન ભાવ્યારે. ગ. ૧૫
નવાનગર રૈવત કરી યાત્ર, મસાલા પોખે સુપાત્રરે. ગ.
સિદ્ધક્ષેત્રે ઋષભ જિન નિરખી, ભાવનગર વંદે પ્રભુ હરખીરે ગ. ૧૬
સુયગડાંગ સટીક વ્યાખ્યાને, જિનવાણી ઉત્તમ બહુ માનેરે. ગ.
પદ્મવિજય કહે ગુરૂ સંગે, થયો શ્રુત અભ્યાસ શ્રુત મન રંગેરે. ગ. ૧૭

## દુહા.

માલ પહેરાવી તિહાં કણે, ગયા ખંભાત મોઝાર;
દોય શિષ્ય તિહાંકણે કર્યા, ઉન્નતે થઇ અપાર. ૧

તિહાંથી જઈ રાજનગરમાં, ચાલ્યા દક્ષણ દેશ;
પાછા પુર આવ્યા અનુક્રમે, પ્રણમ્યા તિહાં જિનેશ. ૨
બહુ જણને દીક્ષા દેઇ, પોહોતા સુરત શહેર;
દોય ચોમાસા તિહાં રહ્યા, કરતા ભવીજન મહેર. ૩
હવે બુહરાનપુર શહેરનો, લિખે આદેશ ઉદાર;
પણ વૃદ્ધાવસ્થા થકી, ન કરે ગુરૂ વિહાર. ૪
શિષ્ય તિહાંકણ પાઠવી, આપ રહ્યા તે ઠાય;
કમલશાહ શેઠજી હવે, ચાંપાનેરથી આય. ૫
કરે વિનતિ ગુરૂ પ્રત્યે, પાઉધારો મુજ ગાંમ;
ઇમ કહી બહુ આગ્રહ કરી, પોહતા તે નિજ ઠાય. ૬

ઢાળ ૯ મી.

( સીરોહીનો સાલુ હોકે ઉપર જોધપુરી—એ દેશી )

અનુક્રમે આવ્યારે કે, ગુરૂજી વિહાર કરી;
ચાંપાનેરમાં હોકે, ચોમાસું વરી;
વહી ઉપધાન હોકે, પહીરાવે માલ;
ધર્મની ઉન્નતી હોકે, થઈ તિહાં સુવિશાળ. ૧
તિહાંથી વિચરે હોકે, લીંબડી ગામ આવ્યા;
તિહાં ચોમાસું હોકે, ભવીજન મન ભાવ્યા;
વહી ઉપધાનને હોકે, માલ પહીરાવે;
બીજું ચોમાસુ હોકે, તિહાંએજ સોહાવે. ૨
તિહાંથી હોકે, ચાલ્યા સિદ્ધાચલ જાવા;
બુહરાનપુરથી હોકે, શિષ્ય તિહાં આવ્યા;
પાલીતાણે હોકે, પ્રતિષ્ઠા કીધી;
સંઘ સહિત હોકે, કીરતિ બહુ લીધી. ૩
આવ્યો આદેશ હોકે, પાટણ શેહેર તણો;
ગુરૂજી પધાર્યા હોકે, મહોચ્છવ અતિ ઘણો;
શ્રાવક શ્રાવિકા હોકે, સાંભળે દેશના;
ઉપધાનને માલા હોકે, કરતા શુભ મના. ૪
રાધનપુરમાં હોકે, ચોમાસું આવ્યા;
દોય ચોમાસાં હોકે, ભવીજન મન ભાવ્યા;

તારાચંદ કુચરા હોકે, સંઘવી ઇણુ સમે;
સંઘ લેઇને હોકે, તીરથ બહુ નમે. ૫
તારંગા આબુ હોકે, સંખેશ્વર પાસ;
યાત્રા કરી હોકે, પહોતી મન આશ;
રાધનપુર હોકે, આવ્યા જેટલે;
સંઘે સામઇઉં હોકે, કીધું તેટલે. ૬
ગુરૂજીને હોકે, વંદે સંઘ હર્ષ ધરી;
પૂજા પ્રભાવના હોકે, વળી વિનતિ કરી;
સ્વામી પધારો હોકે, ગોડીજી જાસ્યું;
સોઈ ગામમા હોકે, પ્રભુજી [1]અણાવસ્યું. ૭
યોગ્યતા જાણી હોકે, ગુરૂજી હા ભણી;
પ્રભુજી મંગાવવા હોકે, વિનતિ કરી ઘણી;
અનુક્રમે આવ્યા હોકે, પ્રભુજી સોઈ ગાંમે;
આવી વધામણી હોકે, ગામ ગામ ઠામ ઠામે. ૮
સંઘવી સાહચે હોકે, ગુરૂ જાએ યાત્રા કરી;
તે સંઘ ઉછવ હોકે, નવી કહેવાઈ વરી;
સિદ્ધપુર ત્યાંથી હોકે, આવ્યા સાંભળી;
ન જવાએ હવે હોકે, તુમથી વૃદ્ધપણું;
ગ્રીષ્મકાલનો તાપ હોકે, અતીય ભણે. ૯
માનો વિનતિ હોકે, જેહનું દીલ ઠરે;
પદ્મવિજય કહે હોકે, તે ભવી શિવ વરે. ૧૦

દુહા.

હવે પ્રતિષ્ઠા કારણે, મંગાવી આદેશ;
લિખી ગુરૂરાયને વિનતી, [2]પાઉધારો ઇણે દેશ. ૧
પાનાચંદ મોતી તિહાં, રાખે કેઈક માસ;
અતિ આગ્રહ સંઘવી તણે, નીકળવા દીએ તાસ. ૨
આવ્યા પાદરે જેટલે, [3]વર્ષા અતિશય થાય;
મૂલચંદ હરખા હવે, વડોદરાથી આય. ૩

---

૧ મંગાવી લેશું. ૨ પધારો. ૩ વરસાદ.

પાદરા સંઘ મૂલચંદ તથા, નવિ જાવાઈ [1]તત્થ;
અનુક્રમે ચોમાસું રહ્યા, વાસુપૂજ્ય જિન રજત્થ. ૪
હવે ચોમાસું ઉતરે, સંઘ લિખે અરદાસ;
સ્વામી સૂરત આવીએ, રહેવાને ચોમાસ. ૫

ઢાળ ૧૦ મી.

(સુંદર પાપસ્થાનક કહ્યું સોલમું—એ દેશી.)

સુંદર ગુરૂ પણ માની વિનતિ, આવ્યા ડભોઈ ગામ હો. સું.
લોઢણ પાસ જુહારીયા, સાર્યાં આતમ કાજ હો. સું. એ. ૧
એ ગુરૂને નિત્ય વંદીએ, પ્રઉગમે તે સૂર હો. સું.
ગામ નગર પુર પાટણે, દેશના દીએ ભરપૂર હો. સું. એ. ૨
સૂરત શહેર પધારીયા, ભેટયા સંખેસર પાસ હો. સું.
દોય ગુરૂભાઈ ભેલા રહ્યા, માંહી ખુશાલવિજય પંન્યાસ હો. સું. એ. ૩
સંપ ઘણો ગુરૂભાઈને, તિમ ભત્રિજા પરિવાર હો. સું.
એહ ચોમાસું તિહાં કરે, પણ આંખે આજાર હો. સું. એ. ૪
[3]ઓસધ ભેષજ બહુ કર્યા, પણ ગુણ ન થયો લગાર. હો. સું.
એક વૈદ્યક કહે હું કરૂં, ઓસધનો ઉપચાર હો. સું. એ. ૫
માસ બેચાર રહેવું પડે, ઇમ સુણી રહ્યા ચોમાસ હો. સું.
પણ કોઇ ભાવી ભાવથી, ન થઈ શાંતિની આશ હો. સું. એ. ૬
ભાવીભાવ મીટે નહી, [4]રતનને લાગી ખોડ હો. સું.
નેત્ર ગયાં બ્રહ્મદત્તનાં, સેવા કરે સૂર હોડ હો. સું. એ. ૭
પ્રભુ સમોસરણે મુનિ બળ્યા, દ્વારકાં નયરીનો દાહ હો. સું.
પ્રભુદેહે લોહીખણ થયો, નેમજીન થયો વિવાહ હો. સું. એ. ૮
શાતા ગુરૂજીને નવી થઇ, હવે ચોમાસું ઉતાર હો. સું.
રાજનગરી ભણી વિચરીઆ, કરતા પર ઉપગાર હો. સું. એ. ૯
રાજનગર પધારીઆ, તિહાં ચોમાસું ઠાય હો. સું.
પદ્મવિજય કહે પ્રભુ તણા, નિતનિત દર્શન થાય હો. સું. એ. ૧૦

દુહા.

આદેશ પણ રાજનગરનો, લિખે શ્રી પૂજ્ય ઉદાર;
ઋષભદેવ મહાવીરને, પ્રણમે હરખ અપાર. ૧

---

૧. ત્યાં. ૨ જ્યાં. ૩ ઓસડવેસડ. ૪. આંખરૂપી રત્નને.

## ઢાલ ૧૧ મી.

( દેશી નશાણાની. )

નિર્વાણ.

ઉત્તમવિજય પન્યાસરે, અનોપમ અંગ અગ્યાર, મનોહારીરે;
વિદ્યાવંત વડા હુઆરે લોલ, ભાગ્યવંત સરદાર, સુખકારીરે.
રાજનગરમાંહી રાજતારે લોલ. ૧

રત્નત્રયી આરાધતારે લોલ, નિર્મલ ચિત્ત જયું ચંગ. સુ.
પદ્મ પેરે ન્યારા રહેરે લોલ, ન કરે વિષયનો સંગ. સુ. રા. ૨

ચંદ્ર પેરે જશ નિર્મલોરે લોલ, મુનિમાં મુગટ સમાન. સુ.
ગુણનિધાન ગુરૂજી ઘણુંરે લોલ, નિત કરતા પ્રભુ ધ્યાન. સુ. રા. ૩

પંડિત નાયક પ્રીછીએરે લોલ, મહીમાવંત મહંત મ.
જિહાં ગયા તિહાં ફત્તેહ કરીરે લોલ, શાંત દાંત ગુણવંત સુ. રા. ૪

નિજ સમુદાય ગણેશજીરે, ઇમ નિજ શિષ્ય અનેક મ.
જસ પ્રતાપ ગુણે ભર્યારે લોલ, ધરતા હૃદય વિવેક. સુ. રા. ૫

વર્ધમાન શાસનપતિરે લોલ, સંભારે નિત નિત મ.
જવર આવ્યો હવે એકદારે લોલ, પણ ધર્મે દૃઢચિત્ત. સુ. રા. ૬

નવ દિન જવર અતિ પીડીયોરે લોલ, પણ નવ પીડાયું મંન સુ.
નિજ કિરિયા વ્યવહારમાંરે લોલ, સાવધાંન અતિપંન્ન સુ. રા. ૭

ઇમ શુભ ધ્યાન પરાયણારે લોલ, પામ્યા ગુરૂ નિર્વાણ સુ.
પદ્મવિજય કહે પ્રણમિયેરે લોલ, ધન ધન ગુરૂજી સુજાણ સુ. રા. ૮

### દુહા.

સંવત અઢાર સત્તાવીશે, માહ શુદ આઠમ જાણ;
સૂર્યવાર સૂર્યોદયે, પામ્યા ગુરૂ નિર્વાણ. ૧

### દુહો સોરઠી.

અડત્રીશ વરસ ગૃહવાસ, ઉગણત્રીશ દીક્ષાપણે;
સવિ સડસઠ સુવિલાસ, ઉત્તમવિજય ગણી જીવિતં. ૧

## ઢાલ ૧૨ મી.

( જીવ જીવન પ્રભુ કીહાં મયારે—એ દેશી. )

શ્રાવક સહુ ભલા મલીરે, ધરતા દુખની શ્રેણીરે.
ગાંધી આખા કરમચંદશારે, આંસુ ભરતા નયણેરે.
ગુરૂજીને કે[1]દી હવે વંદશુંરે. ૧

---

૧ કયે દિવસે.

પાનાચંદ ભૂષણ ભલારે, ધરતા ગુરૂગુણરાગરે;
મોતી માણેક નામથીરે, દુઃખ ધરે તે અથાગરે. ગુ. ૨
સોભાગશા ડોસા વળીરે, નાનુશા ને પાનાચંદરે;
ગુલાબચંદ રાગી ઘણુારે, ધરતા દુઃખ રૂપચંદરે. ગુ. ૩
પાનાચંદ મકા તથારે, જીવણુશા ધરે શોકરે;
મોતીશા દુખીઓ ઘણોરે, રવિ વિરહે જિમ કોકરે. ગુ. ૪
માણીકશા જોઈતા તથારે, જેઠા દેવજી નેહરે;
લાલા ખીમચંદ ભોટુશારે, ગાંધી ખુસાલ ધરે નેહરે. ગુ. ૫
પારેખ પોમસીને વળી, ભૂષણુને ભાઇચંદરે;
ખીમચંદ ઇત્યાદિકારે, મિલ્યો સંઘનો વૃંદરે. ગુ. ૬
અંગપૂજા કરે ગુરૂ તણીરે, નિજનિજ શક્તિ પ્રમાણુરે;
યાત્રા ચરમ કરતાં સહુરે, ધરતા દુઃખ [1]અસમાણુરે; ગુ. ૭
જરકસીમય, રચી માંડવીરે, પધરાવે તે માંહેરે;
[2]ખંધ લહે તે માંડવીરે, પણ નહિ, ચિત્ત ઉછાહરે. ગુ. ૮
પઇસા બદામો ઉછાલતારે, સુગંધ કરે વર ધૂપરે;
વધાવે નરનારીયોરે, દેખે રૂપ અનુપરે. ગુ. ૯
અનુક્રમે દીધો દાહનેરે, કરતાં અશ્રુપાતરે;
અગરચંદન બહુ અરગજારે, જશ જગમે જન વાતરે. ગુ. ૧૦
થલચર પ્રમુખ મુકાવીયારે, ઉત્તમ ગુરૂજી નામરે;
પદ્મ કહે કિમ વિસરેરે, જેહનું ક્ષણુ ક્ષણ કામરે. ગુ. ૧૧

દુહા.

તે ગુરૂજી નિત સંભારતા, ધરતા મન ઉછરંગ;
હરીપુરા માંહી કરી, શ્રી ગુરૂ [3]શુભ સુચંગ. ૧

ઢાલ ૧૩ મી.

( પ્રભુજી પ્રાણ થકી મુજ પ્યારા.—એ દેશી. )

ગુણવંતા ગુરૂજી ગિરૂવા, સમતારસ કેરા દરિયારે;
ગુરૂજી મનમોહન પ્યારા, ભવિજન પ્રાણ આધારારે. ગુ. ૧
ગુરૂજીની કાને કહીશું, કેની શીખામણ સહેશુંરે, ગુ. ૨

---

૧ અસમાન-ઘણું. ૨ ખાંધે. ૩ સ્તંભ.

કુણુ હીતથી હુંકારો ભાખે, કુણુ અરથ અગોચર દાખેરે; ગુ.
કુણુ જીવાજીવ સમજાવે, પુણ્ય પાપ આશ્રવ ઉલખાવેરે. ગુ. ૩
બંધ મોક્ષ ચેતન જડભાવ, નામ ઠવણુ તથા દ્રવ્ય ભાવરે. ગુ.
નૈગમાદિક નયની વાતો, કુંણુ સમજાવે દિન રાતેરે. ગુ. ૪
ઉત્સર્ગ તથા અપવાદ, ભય સૂત્ર તથા વિધિવાદોરે;
દ્રવ્ય ગુણુ પર્યાય વિચાર, લોકાલોક કેરા પ્રકારોરે. ગુ. ૫
શ્યો શ્યો ઉપગાર સંભારૂં, કિમ વિરહ તણાં દુઃખ વારૂંરે. ગુ.
કોહને જઇને સંશય પુંછું, કોણુ સાંભળે અધિકું ઓછુંરે.ગુ. ૬
તુમ સરખી વૈરાગ્યની વાણી, કહો કુણુ સંભળાવે પ્રાણીરે; ગુ.
એક વદને [1]સહસ જીભ હોયે, એહવા વદન સહસ જો હોય. ગુ. ૭
પણુ ગુરૂ ગુણુ ગણુવા શૂરો, નવી હોય સમરથ સનૂરોરે; ગુ.
તો હું કિમ એકણુ જીભે, ગુરૂ ગુણુ ગાઉં મીત દેહરે. ગુ. ૮
હુંતો દેઉં આશીસ સવેરો, કલ્યાણુ હોજો તુમહ કેરોરે;
કહે પદ્મવિજય ગુરૂ કેરી, મુજ કીરપા હોજ્યો ભલેરીરે. ગુ. ૯

કલશ.

ગુરૂ ગણી ગવાયા સુજશ સવાયા, [2]મનુઅ ભવફળ લીધ એ;
સહુ સજ્જન પ્રાણી હર્ષ આણી, ગાવજ્યો ઇણુવિધ એ.
સંવત અઢાર અઠાવીસે, પોષ રૂડો માસ એ;
સાતિમ દિને સૂર્યવારે, પોહોતી સફલ આશ એ.
ગુરૂભાઇ કેરી પ્રેરણાથી, કીધો એહ અભ્યાસ એ;
કહે પદ્મ માહરે હોજ્યો શુભ, નિત નિત લીલ વિલાસ એ. ૧

ઇતિ શ્રી સકલ પંડિત ભૂભામિનીભાલસ્થલેતિલકાયમાન
પંડિત શ્રી પં. ઉત્તમવિજયગણીનિર્વાણાધિકાર સમાપ્ત.



૧ હજાર, ૨ મનુષ્યભવ.

# શ્રી પદ્મવિનયજી નિર્વાણ રાસ.

---

### દુહા.

પ્રસ્તાવ.

શારદવિધુવદની સદા, પ્રણમું શારદ પાય;
સરસ વચન રસ પામિયે, જપતાં જાડચતા જાય. ૧
પૂર્ણ મનોરથ પૂરવા, સુરતરૂ સમ સોહાય;
પદ પ્રણમું પ્રભુ પાસના, ભક્તિભાવ ચિત્ત લાય. ૨
ગુરૂ ગુરૂગુણ ગણે ગાજતા, મહિમાવંત મહંત;
નમતાં પદયુગ તેહના, શોભા શીવ લહંત. ૩
ગુરૂ સમોવડિ હેતુઓ નહિ, વિણ ઉપકૃતિ ઉપકાર;
કરે શિષ્યને જે સદા, જ્ઞાનક્રિયાદિ સાર. ૪
દુઃપ્રાતિકાર ગુરૂ કહ્યા, ત્રીજે અંગ મઝાર;
ધર્મરત્ન અભિનવ દિયો, નહિ તસ પ્રત્યુપકાર. ૫
વિનય કરંતા ગુરૂતણો, લહે શિષ્ય વર નાણ;
ચંડસદ્ર આચાર્યના, શિષ્યપણે નિર્વાણ. ૬
ત્રીજા આવશ્યકે કહ્યો, વિનય તણો વરપાઠ;
તેમ વળિ ઉત્તરાધ્યયનમાં, વિનય કર્મ દહે આઠ. ૭

यतः

सपुज[illegible]त्ये सुविणीय, संसए भणो रुइ चिठइ कम्मसं[illegible] ।
तवो समा[illegible]रो समाहिं, संवेह महज्झइं पंचवया पालिय ।
सदेव गंधव्व मणुस पुइए चइतु देहं मलपं[illegible] पूव्वयं ।
सिद्धे वहवई सासए देवेवा अप्परए महि दिए त्तिवेभि ॥

વિનય કરી શ્રી ગુરૂ તણો, શિષ્ય કરે જે કામ;
તે કાર્ય સિદ્ધિ ચઢે, શબરજ્યું દ્રોણને નામ. ૮
જશ ગાતાં ગુરૂરાયનો, શિષ્યની સોહ અપાર;
તિણે હું ગુરૂગુણ વર્ણવું, ભક્તિ હૃદયે ધરી સાર. ૯

તે ગુરૂ કુણ નગરે થયા, કિણુપરે સંયમ લીધ;
શ્રુત અભ્યાસી કિમ થયા, કિમ ઉપદેશ તે દીધ. ૧૦
સાંભળજો શ્રોતા સવિ, મૂલ થકી અધિકાર;
નિદ્રા વિકથા પરિહરી, આલસ અંગ ઉતાર. ૧૧
આળસુ ઉપલન સારીખા, અધિકો આળસુ હોય;
પ્રેર્યો ઉપલ દૂરે ચલે, આળસુ તો થિર જોય. ૧૨

## ઢાલ ૧ લી.

આછેલાલની દેશી.

રાજનગર વર્ણન.

જંબુદ્વિપ મઝાર, કુલગિરિ ષઢ નિરધાર; આછે લાલ
સુરગિરિ ત્રિક ત્રિક અંતરેજી, ૧
તેથી દક્ષિણ દિશ સાર, ભરતક્ષેત્ર શ્રીકાર; આછે૦
વૈતાઢચે તે દ્વિધા કર્યોજી. ૨
દક્ષિણ ભરત મઝાર, મધ્યખંડ શ્રીકાર આ૦
જ્યાં બહુજન આર્ય વશેજી. ૩
ત્યાં ગુર્જર ઇતિ નામ, દેશવશે અભિરામ, આ૦
જ્યાં ધર્મિજન સહુજથીજી. ૪
તસ શિર મુગટ સમાન, રાજનગર અભિધાન આ૦
નગર નરવર જનથી ભર્યુંજી. ૫
વાડીવપ્રવિહાર, વનિતા વાગ્મીવાર આ૦
વણિક વિપ્ર વિબુધે તર્યુંજી. ૬
ચૌટા ચોક વિશાળ, દિપે છાકઝમાળ આ૦
કાયક ગ્રાહકજને ભર્યુંજી. ૭
ઉજ્વલ જ્યાં જિનગેહ, ટાળે પાપની રેહ, આ૦
મનરંજે ભવિ લોકનાંજી. ૮
દર્શણે દર્શણ થાય, દુષ્કૃત દૂર પલાય, આ૦
વિરતિ બીજની ભૂમિકાજી. ૯
ભાવ શ્રાવક લોક, મળિ મળિ થોકેથોક, આ૦
જિન પુજે જુગતે કરીજી. ૧૦
ટાળે પ્રકૃતિ વિભાવ, કરવા શુદ્ધ સ્વભાવ, આ૦
કારણે કાર્ય સિદ્ધિ લહેજી. ૧૧

જ્યાં શ્રાવક ગુણવાન, જ્ઞાન ધ્યાન શ્રુતવાન આ૦
સેવી સુખ સંચય કરેજી. ૧૨
શ્રી જિનવર દિદાર, નિરખતાં જયજયકાર આ૦
રિદ્ધિ સિદ્ધિ લહિએ ઘણીજી. ૧૩
શ્રી ગુરૂનું નિર્વાણ, પહેલી ઢાળ સુજાણ, આ૦
રૂપવિજય રંગે ભણીજી. ૧૪

દુહા.

માતપિતા.

રાજનગરમાં રાજતી, સામલદાસની પોળ;
જિહાં સુંદર મંદિર ઘણાં, દિપે ઓળાઓળ. ૧
તેહ પોળમાંહે વસે, વ્યવહારી ગુણવંત;
શ્રીમાળી જ્ઞાતિ ભલી, શાહ ગણેશ પુન્યવંત. ૨
દાન દયા દાક્ષિણ્યતા, મધુરાલાપ સુજાણ;
પ્રતિવ્રતા ગુણે સોહતી, ઝમકું નામ પ્રમાણ. ૩

ઢાલ ૩ જી.

( હાંરે મારે જોબનીયાનો લટકો દાડા ચારનો—એ દેશી. )

જન્મ.

હાંરે મારે સુરપરે સુખ ભોગવતાં પિયુને સંગજો,
જલધર સંગે સૂક્તિ નમું મુક્તાફલ ધરેરે લો;
હાંરે મારે તિણે પરે પુન્યથી ગર્ભાધાન તે થાય જો,
દિન પૂરે સુત પ્રસવ્યો પ્રાચી રવિ પરે રે લો. ૧
હાંરે મ્હારે સંવત સત્તરે બાણુંએ ભાદ્રવ માસજો,
દ્વિતિયા તીથિ ચાર ભોગ્ય ત્રતીયા ભલી રે; લો.
હાંરે મ્હારે ઉજ્વલ પક્ષે કન્યારાસે ચંદ્રજો,
રિક્ષ ઉત્તરાફાલ્ગુની જોગ સિદ્ધિ વલી રે. લો. ૨
હાંરે મ્હારે શોરીવારને તૈતલ નામે કર્ણ જો,
સૂર્યોદયથી સાધે સપ્ત ઘટિકા થઈ રે; લો.
હાંરે મ્હારે કન્યા લગ્ને જન્મ થયો તિણિ વારજો,
હર્ષે પાનાચંદ નામ થાપે ફઈ રે. લો. ૩
હાંરે મારે દ્વિતયા વિધુપરે વાધે તેહ કુમારનો,
માતપિતા મન હર્ષે નિરખી પુત્રને રે; લો.




જન્મકુંડલી શ્રી પદ્મવિજયજીની.

હાંરે મ્હારે છઠે વરસે જનની પામ્યા કાલજો,
તાત સાતમે વરસે ભણુવા પુત્રને રે. લો. ૪

અભ્યાસ.

હાંરે મ્હારે ઉત્સવ અધિકે નિશાલે લેઈ જાય જો;
માસ અગ્યારે નિશાલની વિદ્યા ભણિ રે, લો.
હાંરે મ્હારે માસી ગુણુની રાસી જીવી નામ જો,
નવ તત્ત્વાદિક પ્રકરણુ પાઠને અતિ ગુણી રે. લો. ૫
હાંરે મ્હારે તેર વરસના જબ થયા તેહ કુમાર જો,
માંમા ગુરૂ શ્રી ઉત્તમવિજય ગણી તદા રે; લો.
હાંરે મ્હારે આવ્યા ભાવ્યા ભાવક શ્રાવક ચિત્તજો;
હર્ષે નિરખે મુખ શ્રાવક ગુરૂનું સદા રે. લો. ૬
હાંરે મ્હારે ગુરૂને વાંદવા નિતનિત જાય કુમારજો,
પુછિ રે મન હરખે પરખી ગુરૂ તદા રે; લો.
હાંરે મ્હારે સૂત્ર ભણ્યા છો પ્રકરણુ પણુ નહિ અર્થજો,
તેતો ઉદક સમાન કહ્યો ગ્રંથે સદા રે. લો. ૭
હાંરે મ્હારે દુધ સમાન અર્થનું અદ્ભુત જ્ઞાન જો,
તેણુ અભ્યાસ કરો આળસ છંડિ સદા રે; લો.
હાંરે મ્હારે કરજોડીને પભણે તામ કુમારજો,
જાગ્યારે મુજ ભાગ્ય ગુરૂ તૂઠા યદા રે. લો. ૮
હાંરે મ્હારે અર્થ અનુક્રમે આવ્યો ક્ષેત્ર સમાસજો,
ગણિત ઘણા જિહાં ગુંથ્યા શિખ્યા તે સવે રે; લો.

દેશના.

હાંરે મ્હારે ગુરૂજી વાંચે સૂત્ર પન્નવણા નામજો,
શ્રોતારે સમ હોતા સુણે રંગે નવે રે. લો. ૯
હાંરે મ્હારે પોરસીનંતર પ્રથમ જિણંદ ચરિત્ર જો
વાંચે રે રસ સારો સાંભળે પરખદારે લોલ;
હાંરે મ્હારે મહાબલ મુનિનો આવ્યો તિહાં અધિકાર જો,
સુણતાંરે મન ભિનું કુમર તાચું તદારે લોલ. ૧૦
હાંરે મ્હારે અવસર પામી ગુરૂને ભાખે કુમારજો,
લેઉં દિક્ષા તુમ પાસે તાત જો દે રજારે લોલ;
હાંરે મ્હારે ગુરૂ કહે ઉદ્યમ કરવો એ તુમ જોગ્યજો,
પણ મન કાચું ન કરવું જનકની સુણી કજારે લો. ૧૧
હાંરે મ્હારે બીજી ઢાલ રસાળે વ્રતની હોંશી જો,
કરતારે સમ હોતો ગયો માશી ઘરે રે લો;
હાંરે મ્હારે માસી આગળ ખાસી વ્રતની વાતજો;
ભાખીરે કહે રૂપવિજય સારી પરે રે લો. ૧૨

દુહા.

વચન સુણી રીઝી ઘણી, માસી જીવી નામ;
કહે કહેવું વચ્છ સોહિલું, કરવું દુઃખકર કામ. ૧
ધીર હોય તે ધાર સકે, નહિ કાયરનું કામ;
કાયર નર જો આદરે, તો તસ ન રહે મામ. ૨
તાહરી વય છે નહાનડી, તાતને એક તું પૂત્ર;
કિમ અનુમતિ દેશે કહો, રાખવું ઘરનું સૂત્ર. ૩
તવ તે કહે માસિ સુણો, શૂરો જે નર થાય;
તેહને કુણ રોકી શકે, જઈ સમજાવું તાત. ૪
જિન મારગ સમજે નહિ, તે તો ભૂલે ન્યાય;
પણ મારગ જાણ્યા પછી, કુણ કુપંથે જાય. ૫
એમ કહિ નિજ ઘર જઇ કહે, તાતના પ્રણમી પાય;
દ્યો અનુમતિ વ્રત આદરૂ, શ્રી ગુરૂચરણે જાય. ૬
શાહ ગણેશ કહે તદા, એ તુજથી કિમ થાય;
ચારિત્ર વચ્છ ન સોહિલું, જ્યાં રહેવું નિર્માય. ૭

## ઢાળ ૩ જી.

( દક્ષિણ દોહિલાં હો રાજ, દક્ષણ દોહિલો હોરાજ
દક્ષિણ હો દોહિલો રે, દોહિલીરે દક્ષિણરી ચાકરીજી—એ દેશી.)

**દીક્ષા દુષ્કર છે.**

સંયમ દોહિલું હો રાજ, સંયમ દોહિલું હો રાજ.
સંયમ દોહિલું હો રે, નિરતિચાર જે પાળવુંજી;
મનવચનકાયાએ હો રાજ, રહેવું અમાયિ હો રાજ,
વિનય વેવાવચ હે કરતાં પાપ પખાલવુંજી.

ભૂ જલ તેઉ રાજ, તરૂ ત્રસ વાયુ રાજ;
ત્રિકરણ જોગે હે નવિ, હણવા અણગારનેજી;
ક્રોધ લોભ ભયથી રાજ, હાસ્યના ઉદયથી રાજ,
જૂઠ ન કહેવું હે નવિ ધરવ, શિણગારનેજી. ૨

ગામ નગર પૂરે રાજ, ક્ષેત્ર ખલાં ધરે રાજ.
અદત્ત ન લેવું હે, ત્રિવિધ ત્રિવિધ અણગારનેજી;
દિવ્ય ઉદારિક રાજ, કામની વંછા રાજ.
ત્રિવિધ ત્રિવિધે કરી હે, તજવી તે ઘણું દોહિલુંજી. ૩

પરિગ્રહ તજવો રાજ, સંજમ ભજવો રાજ;
સમ મને રેવું હે, તૃણ મણિ કંચન ઉપરેજી.
અશનાદિક ચઉ રાજ, મુનિને તજવાં રાજ;
સંથી દુષણ હે તજવું, એ દુકર ઘણુંજી. ૪

વચ્છ કિમ સહસો રાજ, પરિસહ ભારી રાજ;
મસ્તક વહેવો હે, સુરગિરિ તિમ વ્રત દોહિલુંજી.
તૂંતો બાળો રાજ, શ્યો વ્રત ચાલો રાજ;
ઘર સંભાળો હે, તુજ વિણ કુણ મુજ આશરોજી. ૫

મેં તુજ કાજે રાજ, કિધિ સગાઇ રાજ;
થાય ભવાઈ હે, તજતાં પરણ્યા વિણું પ્રિયાજી.
રહો ઘર વાસે રાજ, હર્ષ ઉલ્લાસે રાજ.
અમ મન હિંસે હે, પુત્ર સદા તુજ દેખતાંજી. ૬

એ સુણી વાચા રાજ, કુંઅર ન કાચા રાજ;
વયણાં નીચાં હે તાતને, એણિપરે ઉચરેજી.
પુદ્‌ગલસંગી રાજ, ચેતન વ્યંગી રાજ;
કર્મ કુસંગી હે, ભમીઓ નાત ભવોભવેજી. ૭

ગુરૂ મુજ મળિયા રાજ, પાતિક ટળિયાં રાજ;
હવે નવિ ગળિયાં હે, થાવું તાતજી માહરેજી.
એક વરસ લગી રાજ, એમ નિત્ય કહેતાં રાજ;
અનુમતિ આપિ હે તાતે, આંસુ પાડતાંજી. ૮

હરખ્યો કુંવર તવ રાજ, સાતે ધાતે રાજ;
સંઘ સયલ વલિ હે, રીજ્યો તાતે રજા કરીજી.
ગુરૂની પાસે રાજ, હર્ષ ઉલ્લાસે રાજ;
આવ્યા સ્વજન મલી હે, કુમરને આગે ધરીજી. ૯

કહે કર જોડી રાજ, પાતિક મોડી રાજ;
ગુરૂને વિનવે હે, સ્વજન વર્ગ કાકા પિતાજી.
ત્રીજી ઢાળે રાજ, રંગ રસોલે રાજ;
ભક્તિ વિશાળે હે, રૂપવિજયે ગુણ કહ્યા છતાજી. ૧૦

## દુહા.

પ્રાણ થકી પણ વાહલો, નંદન છે અમ એહ;
સંયમ લેવા આવિયો, છંડિ સ્વજન ધન ગેહ. ૧

એહને સંયમ દીજિયે, કિજિયે ભવ નિસ્તાર;
લિજિયે ભિક્ષા શિષ્યની, કિજિયે અમ ઉપગાર. ૨

ગુરૂ કહે ધન્ય ધન્ય એહને, લઘુવય ચારિત્ર રાગ;
ભાણે જો અમચો ખરો, તુમ પણ ધન્ય મહાભાગ્ય. ૩

તેડયો જોશી જાણને, પુછયું મૂહુર્ત ખાસ;
મહા શુદિ પાંચમ તિણે, કહિ પામિ હર્ષ ઉલાસ. ૫

જગન વધાવી શેઠજી, આવ્યો આપણે ગેહ;
ચારિત્ર ઉત્સવ માંડિયો, ધરિ મન અધિક સનેહ. ૬

## ઢાલ ૪ થી.

(ઘોડિ તો આઈ થારા દેશમાં મારૂજી—એ દેશી )

સ્વજન સંઘ બહુ આદરે, સાજનજી
વારણાં દિએ ધરી રાગ હો—
વ્રતધારી સુગુરૂ મુજ તારિયે સાહિબજી.

સંઘ સ્વજને નિત પરવર્યો સા. શ્લોક સુણો વડભાગ હો. વ્ર. ૧
ગુરૂ પણ આગમ દેશના સા. દેઇ સમજાવે તાસ હો. વ્ર.
ક્રોધાદિ પરણુતિ કરે સા. શુદ્ધ સ્વભાવનો નાશ હો. વ્ર. ૨
સમતા અમૃત પાનથી સા. કરવું અનુભવજ્ઞાન હો. વ્ર.
રત્નત્રયી અભ્યાસથી સા. ધરવું ધર્મનું ધ્યાન હો. વ્ર. ૩
કર્મ શત્રુ ઉન્મૂલવા સા. કરવો શ્રુત અભ્યાસ હો. વ્ર.
ત્રિવિધ અવંચક જોગથી સા. રાગદ્વેષ હોય નાય હો. વ્ર. ૪
ઇંદ્રિય રંગમ જીતવા સા. ધરવું નિર્મલ શીલ હો. વ્ર.
સાહસ અઢાર શીલાંગનો સા. રથ વહેવો ધરી જીલ હો. વ્ર. ૫
હિંસાદિક આશ્રવ સમે સા. ત્રિવિધે પરિહાર હો. વ્ર.
ભાવ અહિંસકતા ભજી સા. કરવો સ્વપર ઉપગાર હો. વ્ર. ૬
એહવાં ગુરૂવયણાં સુણી સા. બોલે કુમર તિવાર હો. વ્ર.
સચિત ચમકયો કરજોડીને સા. ભવવારિધિ મુજ તાર હો. વ્ર. ૭
તિમ મુજ પ્રવીણ આરખા સા. મલિયા પ્રભુ નિરધાર હો. વ્ર.
તત્ત્વમાર્ગ સમજાવતાં સા. પામું ભવનો પાર હો. વ્ર. ૮
વિષય કષાય દાવાનલે સા. હું દાઝયો નિશદિશ હો. વ્ર.
તુમ સમતામૃત દેશના સા. સુણિ થયો શાંત મુનિશ હો. વ્ર. ૯
એમ એક માસ લગી સદા સા. ગુરૂ મુખે સુણે ઉપદેશ હો. વ્ર.
રાતિ જગો પરભાવના સા. ચોથી કરી સુવિશેષ હો. વ્ર. ૧૦
સંયમરંગે જેહની સા. રંગાણી સાતે ધાત હો. વ્ર.
પુજ્યા શામલ પાસજી સા. નિર્મલ થઈ પરભાત હો. વ્ર. ૧૧
ચોથી ચઉગતિ વાણી સા. ઢલકતી ભાખી ઢાલ હો. વ્ર.
રૂપવિજય કહે પામિયે સા. સંયમે મંગળમાલ હો. વ્ર. ૧૨

## દુહા.

દીક્ષા.

નમણુ કરાવે સુંદરી, પહેરાવ્યા અલંકાર;
વસ્ત્ર વિભૂષા અભિનવી, જાણે સુર અવતાર. ૧
સંઘ સયલ ભેળો મળ્યો, વરઘોડે મનોહાર;
શ્રીફલ કરમાંહે ગ્રહી, તુરગે ચડયો કુમાર. ૨
વાજાં વિવિધ પ્રકારનાં, વાજે તે મનોહાર;
નરનારી ટોળે મળ્યા, કૌતક જોતાં તે વાર. ૩
રાજનગર મધ્યે થઈ, પાછા વાડી માંહિ;
વરઘોડે જઇ ઉતર્યો, સહુ મન અધિક ઉચ્છાંહિ. ૪
**સંવત અઢારસેં પાંચમેં, મહા શુદિ પાંચ દિન્ન;**
ચારિત્ર ચોખું આદર્યું, કરી તનમન સુપ્રસન્ન. ૫
લક્ષણ લક્ષિત તનુ સદા, જાણી ગુણ નિધાન;
ઉત્તમવિજય ગુરૂ ઠવે, પદ્મવિજય અભિધાન.

## ઢાલ ૫ મી.

(ઢુંઢ અને તોડા વિગેરે—એ દેશી.)

શાસ્ત્રાભ્યાસ.

શ્લોકે કહ્યા ગુરૂએ તદારે, જ્ઞાતા સૂત્રે જેહ. સંયમ રાગ લાગ્યો.
ધન્ય શેઠ સુત ચઉની પ્રિયારે, ઉજ્જિઝયાદિકનો તેહ. સં. ૧
ચોથી શ્રુપાસમ મુનિ હોઇરે, ત્રિજી પરે અપવાદ; સં.
પણ પહેલી બીજી પરે રે, નવિ થાવું અચિવાદ. સં. ૨
શાહ ગણેશ કહે તદા રે, ગુરૂના પ્રણમી પાય; સં.
મુખડલી સવિ જાતિની રે, પચખાવો મુનિરાય. સં. ૩
તુમ પાસે વ્રત આદરૂં રે, જિહાં લગે નહિ મુનિરાય; સં.
તિહાં લગે એ વ્રત માહરે રે, એમ કહિ પચખે તે ઠાય. સં. ૪
હવે નવ દીક્ષિત મુનિવ્રતે રે, શિખવે ગુરૂ આચાર; સં.
ગ્રહણા સેવના નામથી રે, ચરણ કરણ પ્રકાર. સં. ૫
છઠો રાજનગર રહિ રે, સુરતે ગુરૂજી જાય; સં.
શબ્દ શાસ્ત્ર તિહાં શીખવે રે, સુવિધિ વિજય ગુરૂરાય. સં. ૬

પંચકાવ્ય તાટિક વળિ રે, મહાલસા નામે ખાસ; સં.
છંદશાસ્ત્ર અલંકારના રે, શિખ્યા કરી અભ્યાસ. સં. ૭
તારાચંદ સંઘવી તદા રે, દેખી સુંદર બુદ્ધિ; સં.
ન્યાયનાં શાસ્ત્ર ભણાવવા રે, પંડિતની કરી શુદ્ધિ. સં. ૮
ધન ખરચીને ભણાવિયા રે, હવે ઉત્તમ ગુરૂ પાસ; સં.
જૈન ન્યાય મહા ભાષ્યનો રે, કિધો અધિક અભ્યાસ. સં. ૯
અંગ ઉપાંગ વાંચ્યાં વળિ રે, મૂલ સૂત્ર તિમ ચાર; સં.
પંચ કર્મ ગ્રહ પયડિનો રે, કર્યો અભ્યાસ અપાર. સં. ૧૦

**પંડિત પદ.**

વિજયધર્મસૂરીસરે રે, અઢાર દશે ધરી લાગ; સં.
પંડિતપદ રાધણપુરે રે, દીધો ધરી ગુણરાગ. સં. ૧૧

**વિહાર.**

રાંધણપૂરીના સંઘમાં રે, શ્રી ગિરનારે જાય; સં.
કરૂણાકર બાવિસમા રે, ભેટયા શ્રી જિનરાય. સં. ૧૨
નવાનગરની જાતરા રે, કરી વિમળાચળ જાય; સં.
પ્રથમ જિણંદ જુહારતા રે, હિયડે હરખ ન માય. સં. ૧૩
ભાવનગરવાસી ભલા રે, કુંઅરજી લાધા નામ; સં.
ચોમાસાની વીનતી રે, કરિ રાખ્યા ગુરૂ તામ. સં. ૧૪
પાવન પાંચમી ઢાળમાં રે, રત્નત્રયી અધિકાર; સં.
રૂપવિજય રંગે કહ્યો રે, સુણતાં જયજયકાર. સં. ૧૫

**દુહા.**

ઉત્તમવિજય ગુરૂ તિહાં, જોગ્યતા જાણી ખાસ;
બૃહત્કલ્પ ટીકા તદા, વંચાવે ઉલ્લાસ. ૧
પુરી અનુજ્ઞા છેદની, જિહાં ઉછરંગ અપવાદ;
નિશ્ચયને વ્યવહારયુત, જિહાં વાણી સ્યાદ્વાદ. ૨
**સંવત તેરને ચઉદનું**, ચોમાસું સૂરત કીધ;
**તારાચંદ સંઘવી** તિહાં, વહે ઉપધાન પ્રસિદ્ધ. ૩
માલારોપણનો ઘણો,* ઓછવ સંઘવી તામ;
કરે વરે જસ ઉજ્જલો, શાસન ઉન્નતિ કામ. ૪
**બહુણિપુરના સંઘની**, વિનતિ કરી સુપ્રમાણ;
ઉત્તમ ગુરૂએ મોકલ્યા, ચોમાસું છે ઠાણ. ૫

## ઢાલ ૬ ઠી.

(લાછનદે માત મલ્હાર—એ દેશી.)

આલ્યા દક્ષિણ દેશ, પામિ ગુરૂ આદેશ;
આજ હો આવ્યા રે અનુક્રમે, ગાંદલી પરિસરેજી. ૧
સાહમો આવ્યો સંઘ, ધરતો અધિક ઉમંગ; આજ૦
ઉચ્છવ અધિક મંડાણે, લાવ્યા ઉપાસરેજી. ૨
રાખ્યા સાર્ધ દોય માસ, કરી ઘણું સંઘે પ્રયાસ; આ.
તિછોગાલિ સૂત્ર, વખાણે ગુરૂ તિહાંજી. ૩
આગળ સુણતાં તેહ, સંઘને વાધ્યો નેહ; આ.
પૂજા પ્રભાવના રતિજગા, નિતનિત કરેજી. ૪
તિહાંથી કર્યો વિહાર, બહણિપુરે નિરધાર; આ.
પહોતારે સમ હોતા, પુરને પરિસરેજી. ૫
ગુલાબદાસ સુણિ વાત, હરખ્યા સાતે ધાત; આ.
ગોપાલદાસ મોતિશા, પ્રમુખ થયા ખુશીજી. ૬
સામઇયું શ્રીકાર, કરિ પધરાવ્યા નિરધાર; આ.
વ્યાખ્યાને વેતાલી મંગાવી, ભાવથીજી. ૭
વ્રત પચખાણ અપાર, તપ ઉપધાન પ્રકાર; આ.
માલારોપણ પમુહા, કરણી બહુ થઇજી. ૮
દિગપટ સાથે વિવાદ, કરિ પામ્યા જશવાદ; આ.
ભુંડિયાં ઢુંઢિયાં, તર્જ્યા યુક્તિ પ્રહારથીજી. ૯
જિનમત થીરતા કીધ, બહુ જશવાદ તે લીધ; આ.
સંવત પંન્નર સોળ, ચોમાસાં દો તિહાં કર્યાજી. ૧૦
હવે કર્યો તિહાંથી વિહાર, વ્રત પચખાણ અપાર; આ.
ભાવે રે કરે શ્રાવક, શ્રાવિકા તિહાં ઘણાંરે. ૧૧
ગુર્જર તિલક સમાન, ખંભાયત અભિધાન; આ.
ચોમાસું તિહાં રાખ્યા, સંઘે આગ્રહેજી. ૧૨
પ્રથમ અંગ વ્યાખ્યાન, સુણે શ્રોતા ધરી તાન; આ.
તત્ત્વરૂચિ રુચિ વાધે, સાધે સિદ્ધિને જી. ૧૩

હવે શ્રી વિમલ ગિરિંદ, ભેટયા પ્રથમ જિણંદ; આ.
તિમ શ્રી ઉત્તમવિજય, તિહાં વંદીઆજી. ૧૪
છઠિ ઢાલ રસાલ, સુણતાં મંગલ માલ; આ.
ભાખીરે દિલ રાખી, રૂપવિજયે ભલીજી. ૧૫

દુહા.

પાલીતાણા શહેરમાં, સુંદર જિનપ્રસાદ;
રૂપચંદ ભીમે કરાવીયું, કરે સ્વર્ગથી વાદ. ૧
બિંબ ભરાયાં અભિનવાં, કરવી પ્રતિષ્ઠા તાસ;
રૂપચંદ ભીમ તે આવિયો, દીવ સંઘ લેઈ ખાસ. ૨
વિધિપૂર્વક જિનરાજજી, કરી પ્રતિષ્ઠા ચંગ;
ગુરૂ સંઘના આગ્રહ થકી, લહિ ઉત્તમ ગુરૂ સંગ. ૩
ઘોઘારો સંઘ વિનવે, ઉત્તમ ગુરૂને પાય;
અમીચંદ્ર પ્રભા પ્રભુ તણું, કર્યું દેઉલ ચિત્ત લાય. ૪
પ્રભુ પધરાવણ કારણે, પઉધારો સ્વયમેવ;
પદ્મવિજય ગુરૂજી ભણી, પાઠવે ગુરૂ તતખેવ. ૫

ઢાલ ૭ મી.

(ફતમલ ગઇ તિહું પાણિડા શેર, કાંટા વાગોરે પગરા લાકરાં—એ દેશી.)

ગુણનિધિ નવખંડા પ્રભુ પાશ, ભેટયા ઘોઘા અંદર જઇ;
જિનપતિ નમતાં શ્રી જગદિશ, રત્નત્રયી નિર્મલ થઈ. ૧
ગુરૂ તિહાં માડે પ્રતિષ્ઠા સાર, શાસ્ત્ર પ્રમાણે વિધિ કરી;
જિનપતિ ચંદ્રપ્રાય જિનરાય, થાપ્યાં ભક્તિ હૃદય ધરી. ૨
તવતિહાં આઠ દિવસ પર્યંત, વાજ્યાં આકારો ઘુઘરા;
વલિ તિહાં અઠોતરી કરી સ્નાત્ર, શાસન ઉન્નતિ તત્પરા. ૩
જન સહુ મલિ થોકા થોક, સ્તવના કરે ગુરૂની ઘણી;
ગુરૂ તિહાં પામિ અતિ જશવાદ, વિહાર કર્યો પાટણ ભણી. ૪
હવે ગુરૂ પાટણ કરી ચોમાસ, સિદ્ધપુરે જિન ભેટિયા;
જગપતિ શ્રીપાલવિયા પાસ, પાલણપુરે જઇ ભેટિયા. ૫
તવ તિહાં શ્રાવિકા વહે ઉપધાન, માળ પહેરી રંગથી;
જનપતિ ધર્મ અભ્યાસ અપાર, થાયે ઉત્તમ ગુરૂ સંગથી. ૬

ગુરૂ મ્હારા આબૂગઢે કરી યાત્ર, ત્રિકરણુ યોગ સમારવા;
જગપતિ સંઘ સહિત ધરી રાગ, ચેતનરાયને તારવા. ૭
ગુણુનિધિ તિહાંથી ચોમાસાં હોય, રાધણુપુરે રંગે કરી;
ગુણુનિધિ સિધપુરે ચોમાસ, કર્યું એકવિશે ઉલટ ધરી. ૮
ગુણુનિધિ રાજનગરે કરી જાત્ર, સૂરત ભણી ગુરૂ સંચર્યા;
ગુણુનિધિ સામો આવે સંઘ, ગુરૂ વંદન ઉલટે ભર્યા. ૯
ગુણુનિધિ જૈન ન્યાય મહાભાષ્ય, ગુરૂ વ્યાખ્યાન તિહાં કરે;
ગુણુનિધિ યુક્તિ યુક્તિ નયવાદ સુણી શ્રોતા અચરિજ ધરે. ૧૦
ગુણુનિધિ સંવત અઢાર બાવિશ માઘ માસ શુદિ તેરસે;
ગુણુનિધિ સંઘવી તારાચંદ, સંઘ ભક્તિ મન ઉલસે. ૧૧
ગુણુનિધિ શ્રી સંખેશર પાશ પ્રમુખ, બિંબ જિનજી તણા;
ગુણુનિધિ હોયસે પંચાણું બિંબ, સિદ્ધાચળની નહિ મણા. ૧૨
ગુણુનિધિ કિધી પ્રતિષ્ઠા તાસ, શાસ્ત્ર પ્રમાણે ગુરે ભલી;
ગુણુનિધિ કૃતિમતિ રહે ગુરૂ પાસ, રૂપી કિર્તિ દેશે ચલી. ૧૩
ગુણુનિધિ સમેતશિખર ગિરિરાજ, મૂલ નાયક પ્રભુ શામળા;
ગુણુનિધિ સેવે સૂરનર ભક્ત, ભક્તિભાવે પદકજ ભલા. ૧૪
ગુણુનિધિ બંગાલ દેશાવંતસુ, મક્ષુદાબાદ શહેર ભલો;
ગુણુનિધિ સુગાલચંદ ઓશવાળ, કર્યો તિણે ગિરે દેઉલભવી. ૧૫
ગુણુનિધિ મોકલ્યા જિનજી પંચ, સામલ આદે સોહામણાં;
ગુણુનિધિ ધન્ય માનવભવ તેહ, જિહાં દરિશણુ તીરથ તણાં. ૧૬
ગુણુનિધિ સુંદર સાતમી ઢાલ, રૂપવિજયે રંગે કહી;
ગુણુનિધિ તિહાં રહ્યા ત્રિક ચોમાસ, જસ કમલા વિમલી લહી. ૧૭

### દુહા.

પચ્ચિસે નવસારિએ, કરી ચોમાસું સાર;
રાજનગર પાઉ ધારિયા, ઉત્તમ ગુરૂને વ્હાર. ૧
સંવત અઢાર સતાવિશે મહાશુદિ આઠમ દિન;
ઉત્તમ વિજય ગુરૂ તદા, સુર પદવી પ્રતિપન્ન. ૨

## ઢાલ ૮ મી.

(સીરોહીનો સાહુ હો કે ઉપર જોધપુરી—એ દેશી.)

**ચોમાસાં, વિહાર.**

ત્રિશનું ચોમાસું હોકે, **સાણંદ** ગામ કરી,
રાજનગર ચોમાસાં હોકે, તિન કર્યાં ફરી;
દોય વિસનગરે હોકે, ચોમાસાં રહ્યાં,
વ્યાખ્યાને ભગવતી હોકે, વાંચે ગહગહ્યાં. ૧
કરી **પાટણ** સંઘે હોકે, વિનતિ મન રંગે,
ગુરૂ વહેલા પધારો હોકે, **પાટણ** ઉછરંગે;
તવ વિશલનગરથી હોકે, ગુરૂજી વિહાર કરે,
અનુક્રમે આવ્યા હોકે, **પાટણ** પરિસરે. ૨
પધરાવ્યા ઉપાશ્રયે હોકે, સામૈયું કરી,
**અનુયોગદ્વારની** હોકે, વ્યાખ્યા નિત કરે;
વહે ઉપધાન શ્રાવિકા હોકે, પહેરે માલ ભલી,
ગુરૂ મધ્યાન્હે હોકે, વાંચે સૂક્ષ્મ શાસ્ત્ર વલી. ૩
મોદી **પ્રેમચંદ લવજી** હોકે, સંઘમાં **વિમલગિરિ**,
ગુરૂ ભેટે રંગે હોકે, પરિણુતિ શુદ્ધ ધરી;
**આડત્રીશે લીંબડી** હોકે, ચોમાસું રહ્યા,
વહે ઉપધાન શ્રાવિક હોકે, શ્રાવકા ઉમહ્યાં. ૪
રહ્યા **ઓગણચાલિસે** હોકે, ચોમાસું તિહાં;
એકસો નવ હુવા હોકે, માસખમણ જિહાં.
પંચાંગી પ્રમાણે હોકે, તપસ્યા જાસ થઈ;
તે લેખે બીજીહો કે, જાણો ભૂખમરી. ૫
હવે વિસલનગરે હોકે, ચોમાસું કરે;
વહિ શ્રાવિકા ઉપધાન હોકે, માલ કંઠે ધરે;
કર્યું સ્નાત્ર અષ્ટોત્તરી હોકે, ઉપદ્રવ વારવા,
સમોસરણ કરાવ્યું હોકે, પાપ નિવારવા. ૬
**ત્રેતાલે** ચોમાસું હોકે, **રાધનપુરમાં** કરે,
વ્યાખ્યાને ભગવતી હોકે, મુખથી ઉચરે;
**કલ્યાણજી** જેવંત હોકે, **ગૌતમ** નામે સદા,
**બદામથી** પુજા હોકે, કરે ધરી અંગ મુદા. ૭

કરી વીરમગામ હોકે, પ્રતિષ્ઠા ચૈત્યતણી,
જેષ્ટમાસે ત્રેતાલે હોકે, ગોડીજી જાત્રાભણી;
દેવરાજ મસાલીએ હોકે, સંઘ ચલાવિયો,
મળ્યો દેશવિદેશી હોકે, લોક તે ભાવિયો. ૮
ચુંઆલે ચોમાસું હોકે, પાટણ આવિયા,
આચારંગ વખાણે હોકે, સંઘે મંડાવિયા;
ઢાલ આઠમી ઇણિપરે, રૂપવિજયે કહિ,
શ્રી ગુરૂગુણ ગાતાં હોકે, નિત શોભા લહી. ૯

દુહા.

સંવત અઢારસો સાલમાં, પાટણ શહેર પવિત્ર;
બિંબ પ્રતિષ્ઠા કારણે, ઉચ્છવ કર્યા વિચિત્ર. ૧
સહસફણા પ્રભુ પાસજી, પદ્મનાભ જિનરાય;
પ્રથમ ભાવિ ચોવિસીના, પ્રમુખ એંસી જિન થાય. ૨
વેદિકા વિધિપૂર્વક કરી, માંડે પ્રતિષ્ઠા સાર;
પદ્મવિજય ગુરૂજી ભલા, સંઘને હર્ષ અપાર. ૩
ઓછવ મહોછવ અતિ ઘણા, દિન દિન ચડતે રંગ;
ચ્યવન જન્મ વ્રત નાણ ને, મોક્ષ કલ્યાણક ચંગ. ૪
તિહાં દિક્ષા કલ્યાણ કે, સુરવર વાજાં વાય;
તેહ સુણી ભવિ જીવનાં, સમકિત નિર્મલ થાય. ૫
શાસન સોહા જે થઇ, કહેતાં નાવે તેહ;
છપન્ન સિદ્ધચક્ર સોહતા, વંદુ વળિ વળિ તેહ. ૬
માઘ માસ વદિ નોમિએ, ગુરૂવારે કરી સાર;
પ્રતિષ્ઠા જિનજી તણી, તખતે ઠવ્યા ભૃગુવાર. ૭

ઢાળ ૯ મી.

( ઈણ સરોવરી પાલે ઉભી દોય નાગરી મ્હારા લાલ.—એ દેશી ).

ઇમ જિન શાસન સોહ, વધારી ગુરૂ ઘણી; મ્હારાલાલ.
વિહાર કરતાં આવ્યા, રાધનપુર ભણી. મ્હારા.
તિહાં કર્યું એક ચોમાસું, પાટણ ફરી આવિયા; મ્હા.
સુણે આવશ્યક નિર્યુક્તિ, શ્રાવક ભાવિયા. મ્હા. ૧

ફરી કર્યાં હોય ચોમાસાં, રાંધણપુર રંગથી; મ્હા.
કરે પન્નવણા વખાણ, ગુરૂ શ્રુતસંગથી. મ્હા.
માલ પેહેરાવણ કાજ, ગુરૂ પાટણ ગયા. મ્હા.
બાર વ્રતના પૌસા, શ્રાવિકાએ વહ્યા. મ્હા. ૨

કરી અડતાલેં ચોમાસ, રાધણપુર ગુરૂ હવે; મ્હા.
ભેટયા શ્રી વિમલાચલ ઉલટ અભિનવે. મ્હા.
સુરત કરવા વિહાર, લિંબડી થઇ સંચર્યા; મ્હા.
ઠામ ઠામ સંઘ, સન્મુખ આવે ઉલટ ભર્યા. મ્હા. ૩

અનુક્રમે સુરત શેરે, પધાર્યા ગુરૂ યદા; મ્હા.
સંઘવી પ્રેમચંદ લવજી, પ્રમુખ સમે બહુ તદા. મ્હા.
કરી સામયિઉં શ્રીકાર, ઉતર્યા ઉપાશ્રયે; મ્હા.
સૂત્ર પન્નવણા સંઘ કહેથી, વ્યાખ્યા કરે. મ્હા. ૪

સૂત્ર પુરી મહાભાષ્ય, કે ગણધર વાદથી; મ્હા.
મંડાવિ શ્રોતા સાંભળે, પૂર્ણ સ્વાદથી. મ્હા.
વહે શ્રાવિકા ઉપધાન, માલા પહેરે વલી; મ્હા.
માને ધન્ય અવતાર, આશા પુરણ ફલી. મ્હા. ૫

કર્યો ઢુંઢકથી વાદ, રાનેર બંદર જઈ; મ્હા.
જય પામ્યા ગુરૂ તત્ર, શાસન શોભા થઈ. મ્હા.
હવે કરી તિહાંથી વિહાર, ખંભાયત આવિયા; મ્હા.
ભેટયા શ્રી જગદિશ, થઇ બહુ ભાવિયા. મ્હા. ૬

શ્રી સિદ્ધાચલ ભેટયા, મન ઉલટ ધરી; મ્હા.
પ્રથમ જિણંદ પદ પદ્મ, નમ્યા રંગે કરી. મ્હા.
હવે લિંબડીનો સંઘ, વિવેકી ગુરૂ ભણી; મ્હા.
તેડાવે ધરી રાગ, ભગતિ હિયડે ધરી. મ્હા. ૭

કર્યું સામયિઉં શ્રીકાર, ઉપાસરે લાવિયા; મ્હા.
રાયપસેણી સૂત્ર સૂણે, સંઘ ભાવિયા. મ્હા.
તિહાં કુમતિ ઉન્માદ કરે, મદ છાકિયા; મ્હા.
પણ ગુરૂની સુણી યુક્તિ, અંતે થાકિયા. મ્હા. ૮

શાસનરાગી સોભાગી, દાનેસરી; મ્હા.
સુવિચક્ષણ શુભ લક્ષણ, શુભ પરિણતિ ધરી. મ્હા.
વોહોરા જેરાજ મેરાજ, લક્ષ્મીચંદ નામથી; મ્હા.
કરે શાસનનાં કામ, દામ ને હામથી. મ્હા. ૯
લાધા શેઠ સુજાણ, આબરીચા ગુલાવલી; મ્હા.
પ્રમુખ લિંબડીનો સંઘ, ભક્તિભાવે મલી. મ્હા.
શાસન ઉન્નતિ કારણે, ઉદ્યમ બહુ કર્યા; મ્હા.
સુગુરૂ તણે ઉપદેશે, જય કીર્તિ વર્યા. મ્હા. ૧૦
રીદયરામ દીવાનના, સંઘમાં ભેટિયા; મ્હા.
શ્રી ગોડી મહારાજ તે, પાપ વિછોડિયા. મ્હા.
તિહાંથી લીંબડીએ ચોમાસું, ફરી કર્યું ગુરૂજીએ; મ્હા.
જંબુદ્વિપ પન્નતિ વખાણ તે, કિજીએ. મ્હા. ૧૧
રાજનગરે ત્રેપન્ને, ચોમાસું ગુરૂ કરે; મ્હા.
શ્રી સુયગડાંગ વખાણ તે, મુખથી ઉચ્ચરે. મ્હા.
ષટ્ દરિસણના વાદની, જિહાં ચર્ચા ઘણી; મ્હા.
નવમી ઢાલ રસાલ એ રૂપવિજયે ભણી. મ્હા. ૧૨

## દુહા.

પ્રતિષ્ઠા.

શ્રીમાલી જ્ઞાતે ભલો, લખમીચંદ જસ નામ;
દાન ગુણે દીપે ઘણો, થયા તસ શુભ પરિણામ. ૧
આવી ગુરૂને વિનવે, બિંબ પ્રતિષ્ઠા સાર;
સહસફણા પ્રભુ પાસજી, તુમ પાસે નિરધાર. ૨
કરાવવી તિણે કારણે, મુખથી કહો હાકાર;
તેડી જોશીને પ્રભુ, લગનજુ લિજે સાર. ૩
ગુરૂ કહે એ શુભ કાર્યમાં, મ કરો લગાર વિલંબ;
એ કરણી દુર્લભ ઘણી, જિમ મરૂથલમાં આંબ. ૪
સંવત અઢાર ચોપન્ને, માહાવદિ પાંચમ દિન્ન;
સોમવારે સોહામણી, મુહુરત કર્યું પ્રવિન્ન. ૫
માંડિ પ્રતિષ્ઠા વિસ્તરે, ઉચ્છવનો નહિ પાર;
સંઘ મળ્યો બહુ ગામનો, હીયડે હર્ષ અપાર. ૬

ચારસેં બહોતેર પ્રભુ તણી, સિદ્ધચક્ર પચાસ;
એકે ઉણા તેહની, કરી પ્રતિષ્ઠા ખાસ. ૭
શાસન ઉન્નતિ બહુ થઇ, જયજયકાર;
સમકિત દૃષ્ટિ જીવના, દિલમાં હર્ષ અપાર. ૮

ઢાળ ૧૦ મી.

ઝુમખણુ ઝુંમી રહ્યું રે—એ દેશી.

સંઘ.

રાજનગરવાસી ભલો રે, ઓશવંશ શિણગાર;
વિમલગિરિ ભેટવા લાલા, હર્ષચંદ સંઘવીરે, વિરૂદ ધર્યું શ્રીકાર
વિમલગિરિ ભેટવા. ૧
દેશદેશે સંઘ તેડવારે, મેલી કંકોતરી તામ; વિ.
જાત્રાએ વહેલા પધારવુંરે, હિયડે રાખી હામ. વિ. ૨
ગુરૂને ઘણી કરી બિનતીરે, લીધા આપણે લ્હાર; વિ.
બહુ આડંબરે નિકલેરે, સાથે સંઘ અપાર. વિ. ૩
દેશ દેશ ગામ ગામનારે, સંઘ મળે બહુ આય. વિ.
જિમ સરિતા રત્નાગરેરે, વેગે ભેલી થાય; વિ. ૪
રથ ગાડિ ઘોડા ઘણારે, પાલખીને ગજરાજ; વિ.
વ્રતધારી નરનાયકારે, છ'રી' પાલે શિવકાજ. વિ. ૫
દાની ધ્યાની જ્ઞાની ઘણારે, સોભાગી પુન્યવંત; વિ.
ત્રિકરણ જોગ સમારતારે, તીર્થ સ્તવતા અનંત. વિ. ૬
સુંદર રચના સંઘનીરે, કહેતાં નાવે પાર. વિ.
સંઘ સચલ સિદ્ધાચલેરે, ભેટે જિનજી દેદાર; વિ. ૭
એ તીરથ પરસન થકીરે, દરિસણ નિર્મલ થાય. વિ.
પાપ સંતાપ સવે ટલેરે, મોહ તિમિર મિટ જાય. વિ. ૮
બ્રહ્મ બાલ ગો સ્ત્રી તણીરે, કરી હિંસા કર્યું પાપ; વિ.
શુદ્ધ મને તે નિંદતાંરે, એ ગિરે હોય નિઃપાપ. વિ. ૯
ચંદ્રશેખર મુખ્ય રાજવિરે, પાપ તણા ભંડાર; વિ.
એ ગિરિએ આલોયતાંરે, પામ્યા ભવનો પાર; વિ. ૧૦
ગણધર મુનિવર સંઘવિરે, સિદ્ધિ વર્યા ઇણે ઠાય; વિ.
સુરસરિતાપરે શાશ્વતારે, એણિ ગિરિવર કહેવાય. વિ. ૧૧

ભવ્ય જીવને એહનીરે, ભેટ ભલિ પરે થાય; વિ.
ન હોયે અભવ્યને ફરસનારે, એમ શાસ્ત્રે કહેવાય. વિ. ૧૨
સંઘવી મન રંજ્યું ઘણુંરે, દેખી શ્રી ગિરિરાય; વિ.
સ્નાત્ર પૂજા રંગે કરીરે, સવિ સંતાપ ગમાય. વિ. ૧૩
શ્રી સિદ્ધાચલ ઉપરેરે, વ્રત દૂષણ કર્યાં જેહ; વિ.
શુદ્ધ ભાવે તે નિંદતારે, થાયે પાપનો છેહ. વિ. ૧૪
તીર્થ મહિમાની કહીરે, દશમી ઢાલ રસાલ; વિ.
રૂપવિજય કહે રંગથીરે, સુણતાં મંગલમાલ. વિ. ૧૫

દુહા.

સમેતશિખર-જીર્ણોદ્ધાર.

સંવત અઢાર સત્તાવને, સંઘને કરી ઉપદેશ;
સમેતશીખર તીરથ તણો, જીર્ણ ઉદ્ધાર અશેષ. ૧
નવિન કરાવ્યું નિર્મલું, રચના વિવધ પ્રકાર;
વિશ ટુંક ગર્ભ ગૃહે, નાટિકનો સંસ્કાર. ૨
શિપર મંડપ તોરણ ભલાં, તેક છેક શ્રીકાર;
સુવર્ણ રત્ન પંચવરણીએ, જડયા જુગતે કરી સાર. ૩
નંદરામ સૂત્રધાર, હાથ હથોટી એહ;
જે દેખી ચાતુર તણી, હર્ષિત હોયે દેહ. ૪
ગુરૂ વચને બહુ ઠામથી, આવ્યો દ્રવ્ય અપાર;
એમા લાલાની તિહાં, મેહનતનો નહી પાર. ૫
સંવત અઢાર અઠાવને, લિંબડી કરી ચોમાસ;
રાજનગર ગુરૂ આવિયા, સંઘને હર્ષ ઉલ્લાસ. ૬
હવે પ્રતિષ્ઠા કારણે. જોઇ મુહૂર્ત સુપ્રકાશ.
અંઢારસેં ઓગણસાઠમાં, ઠવ આવ્યું સુવિલાસ. ૭
વૈશાખ સુદિ સાતિમ દિને, ગુરૂવારે સુપ્રકાશ.
કરી પ્રતિષ્ઠા રંગથી, વધતે હર્ષ ઉલ્લાસ. ૭

ઢાલ ૧૧ મી.

( આદર જીવ ક્ષમા ગુણ આદર—એ દેશી )

શ્રી ગુરૂ [1]કીર્તિ કમલા વરિયા, જ્ઞાન [2]રયણના દરિયાજી;
શમ સંવેગાદિક ગુણ શોભિત, સર્વ કલા ગુણે તરીઆજી. શ્રી. ૧

---

૧ કીર્તિ રૂપી લક્ષ્મી. ૨ રત્ન.

**સંવત અઢાર અઠાવન વરસે, ઉગણુસાઠે સારજી;**
રાજનગર દોય કરી ચોમાસાં, ગુરૂજીયે કર્યો વિહારજી. શ્રી. ૨
પુન્યવંત **પાટણ**પુર આવ્યા, ભાવિ શ્રાવિક લોકજી;
હરખી ભગવતી સૂત્ર મંડાવી, જ્ઞાનપૂજા કરે રોકજી. શ્રી. ૩
ગૌતમ નામ સુણી પૂજે, શા. રાયચંદ પુન્યવંતજી.
**મી**ઠાચંદ લાધાસુત પૂજે, તિમ દ્વિજ હર્ષ અત્યંતજી. શ્રી. ૪
સઝાય પન્નવણા [1] પમુહા, વાંચ્યાં સૂત્ર અનેકજી;
અનુક્રમે ભગવતિ સરૂ કીધું, સંઘ ખુશી થયો છેકજી. શ્રી. ૫
રાતિ જગો પૂજા પરભાવના, સંઘ કરે ધરી ટેકજી;
મહાભાષ્ય વ્યાખ્યાને મંડાવ્યું, અહો શ્રાવક સવિવેકજી. શ્રી. ૬
સાઢી ચોવીશ હજાર તે વાંચ્યું, સંઘ મન હર્ષ ન માયજી;
પણ શ્રુત સંપૂરણ તો પૂરણ, ભાગ્ય બલે સંભલાયજી. શ્રી. ૭
રાજનગર વાસી ગુણરાસી, કર્મચંદ પાતસહજી.
ભાવપૂજા સિદ્ધારથ રાયનો; ઉચ્છવ કરણ ઉચ્છાહજી. શ્રી. ૮
બહુ આગ્રહ કરી **પાટણ**પુરથી, તેડાવ્યા ધરી નેહજી;
સામૈયું કરી લાવ્યા ઉપાસરે' હર્ષ ન માયે દેહજી. શ્રી. ૯
અતિ ઉછરંગે ઉચ્છવ માંડયો, મલીઓ સંઘ અપારજી;
થઈ શાસન શોભા અતિ સુંદર, વરત્યો જય જયકારજી. શ્રી. ૧૦
મન મનોરથ પૂરણ સઘળાં, ભાગ્યવંતના થાયજી;
સામીવચ્છલ નોકારસી કરતાં, જગજશ વાદ ગવાયજી. શ્રી. ૧૧
ઢાળ રસાળ અગ્યારમી ઈણીપરે, પૂરણ કીધી પ્રમાણજી;
રૂપવિજય કહે ગુરૂગુણ ગાતાં, લઈએ કોડી કલ્યાણજી. શ્રી. ૧૨

**દુહા.**

દેહોત્સર્ગ.

હવે ગુરૂજી ગુણવંતને, મસ્તક અર્ધે વ્યાધિ;
ઉપની કઈંક રીતની, પણ દિલમાંહી સમાધિ. ૧
સમતા જોગે તે સહી, જાણી અલ્પ નિજ આય;
હિત શિખામણ શિષ્યને, દિધી કરૂણા લાય. ૨

---

૧. પ્રમુખ.

અઠાવિશ દિવસ લગી, આરાધના કરી સાર;
શ્રી ઉત્તરાધ્યયન સૂત્રની, આદર કરી અપાર. ૩
ચૈત્ર શુદી ચોથે કરી, અશનાદિક ચઉ ત્યાગ;
સુંદર ઉપયોગે ધરે, શુભ પરિણુતિ મહાભાગ. ૪
પડિકમણું સંધ્યા તણું, કરી રહ્યા જબ આપ;
ક્ષણુ અંતે સુરપદ લહ્યા, સુણુતાં નવ પદ જાપ. ૫

## ઢાલ ૧૨ મી.

શોક,

ગિરૂઆ ગુણુ ગુરૂજી તણા મુઝ સાંભરે, હિયડલા માંહેરે;
ગુણુવંતા કિમ વિસરે, કર્યો બહુ ઉપગાર ઉછાહેરે. ગિરૂ. ૧
દિલગીરી ઘણી સંઘને, નયણે વલી આંસુધારરે;
ઉપગારી એહવા ગુરૂ, સહુ પંડિતમાં શીરદારરે. ગિરૂ. ૨
શાંત દાંત જ્ઞાની ગુણી, વલી શુદ્ધ પ્રરૂપક વાણીરે;
એહવા ગુરૂ કિમ વિસરે, જે ગુણુ ગણુ રયણુની ખાણીરે. ગિ. ૩
ઉચિત્ત કરણી સવી આદરે, જરકસી કરી માંડવી ખાસીરે;
રૂપાનાણે પુજણા, ઘણું કરતા ચિત્રવિપાસીરે. ગિ. ૪
કર્યો સંસ્કાર તે દેહનો, કરી નિર્વાણુમહોત્સવ ભારીરે;
જાલ છોડાવી [1]મછની, તિમ પાખી પલાવી સારીરે. ગિ. ૫
ગુણુ સંભારૂં કેટલા, જિણે ધર્મદાન મુઝ દીધોરે;
રાંક ભણી રાજા કર્યો, માર્ગ કહ્યો ઉભય ભય સીધોરે. ગિ. ૬
સુવિચક્ષણુ લક્ષણુ ભર્યા, જે અહનીશ શાસ્ત્ર અભ્યાસીરે;
જિનશાસન દઢતા કરી, જિણે આગમ યુક્તિ પ્રકાશીરે. ગિ. ૭
વર્ધમાન ગુણુ જેહના, જે જ્યોતિ રૂપ નિત્ય ધ્યાવેરે.
દેવ સદા અરિહંતની, જે આણા અમીરસ પાવેરે. ગિ. ૮
તેરવાર વિમલાચલે, કરી યાત્રા ચઢતે રંગેરે.
શ્રી ગીરનારે જાત્રા, કરી ત્રણુ વાર ઉચ્છરંગેરે. ગિ. ૯
નવાનગરપુર બંદરે, વેલાવલ પાટણુ ભેટારે;
ઉભી સોરઠ જાત્રા કરી, પાપ સંતાપ તે મેટયારે. ગિ. ૧૦
એકવિશ વાર સંખેસરે, કર્યું દર્શન [2]ત્રિકરણુ ચોપેરે.
ત્રણુવાર ગોડી પ્રભુ, નિરખ્યાને પુન્ય તે પોસેરે. ગિ. ૧૧

---

૧. માછલાંની. ૨. મન, વચન, અને શરીરથી.

પાંચ વાર તારાણગીરે, એકવાર આબુજી પધાર્યારે.
એમ તીરથ જાત્રા કરી, ગુરે પુન્યના [1]થોક વધાર્યારે. ગિ. ૧૨
બુદ્ધિએ [2]સુરગુરૂ સારીખા, કવિના ગુણ માંહે પૂરારે;
સહસ પંચાવન ગુરૂજીએ, કર્યા શ્લોક નવાસસ નુરારે. ગિ. ૧૩
સાડાચઉદ વરસ રહી ઘરવાસે, [3]પઢી વ્રત લીધુંરે;
વરસ સત્તાવન પાલિયું, ભલું ચારિત્ર જગત પ્રસીધુંરે. ગિ. ૧૪
**સંવત અઢારસે બાસઠી, ચૈતર શુદી ચોથ બુધવારેરે;**
પ્રથમ યાત્ર રજની તણે, ગુરૂજી સૂરલોક પધારારે. ગિ. ૧૫
ઋષિ ગયા સુરઘરે , ગુરૂ માનુ જગતમાં પડી ખામીરે;
એકવાર દરીસણ દીજીએ, કરૂણા કરી અંતર જામીરે. ગિ. ૧૬
ઢાલ બારમી ઇણી પેરે, કહી રૂપવિજયે સુરસાલરે;
ભણતાં ગણતાં સંઘને, નિત હોજો મંગલમાળરે. ગિ. ૧૭

અથ કલશ.

ગુરૂરાજ ગાયા,[3] સુજસ પાયા, દુખ ગમાયા દૂર એ,
નયન[2] ઋતુ[6] ગજ[8] ચંદ[1] વરસે પામી આનંદપૂર એ.
ગણી રૂપવિજયે, રાધમાસે અક્ષય તૃતિયા દન્ન એ.
નિર્વાણ રચના રચી સુંદર, સુણતાં સંઘ પ્રસન્ન એ. ૫૦

ઇતિ શ્રી સકલ વિદ્વર્જ્જન, સભાવતંસસ્ય: શ્રીમન્
પં. પદ્મવિજયગણીનો નિર્વાણમહોત્સવ સંપૂર્ણ.



૧. જથ્થો. ૨ દેવતાના ગુરૂ–બૃહસ્પતિ. ૩ અ ભ્યાસ કરી. ૪. સ્વર્ગ.

# શ્રી લક્ષ્મિસાગરસૂરિ નિર્વાણરાસ.

**सकळ वाचक चक्र चूडामणी महोपाध्याय श्री १०८ श्रीराम-विजयगणिगुरुचरणकमलेभ्यो नमो नमः श्री.**

**દુહા.**

શ્રી યુગાદિ જિનવર તણા, પદ પ્રણમું કરજોડી;
તવિ મન વંછિત પુરવા, કલ્પતરૂની જોડી. ૧
શાંતિનાથ પ્રભુ સોલમા, વિશ્વસેન કુલચંદ;
અચિરાનંદન જગ ધણી, પ્રણમું પરમાણંદ. ૨
પાર્શ્વનાથ પરમેશ્વરૂ, પરમજ્યોતિ ચિદ્રુપ;
પ્રહે ઉઠી નિત પ્રણમીએ, અવિનાશી શુદ્ધ રૂપ. ૩
નેમિનાથ બાવીસમો, નમિએ દીનદયાળ;
સમુદ્રવિજય કુલ ચંદલો, મનમોહન ગુણમાલ. ૪
સિદ્ધારથ સુત વંદીએ, સિદ્ધરૂપ નિરૂપાધિ;
શાસન નાયક જિનવરૂ, વરતે સહજ સમાધિ. ૫
એ પાંચે જિનવર તણા, પદ પ્રણમી એક ચિત્ત;
ગાઈ સગુણ ગિરૂઆ તણા, કરવા જનમ પવિત. ૬
તપગછ નાયક ગુણનિલો, શ્રી લક્ષ્મીસાગરસૂરિ;
ગુણ તેહના ગાસ્યું ઘણા, આણી આનંદપુર. ૭

**ઢાલ ૧ લી.**

નમણી ખમણીને મની ગમણી—એ દેશી.

**દેશ, માતા, પિતા.**

જંબૂદ્વીપ અનોપમ છાજે, દ્વીપ અપર સહુ મધ્ય વિરાજે;
લાખ જોયણ કેરે પરિમાણે, આગમમાં જિન વીર વખાણે. ૧
મધ્યે મેરૂ મહીધર સોહે, જે દીઠે સુરનર મન મોહે;
જંબૂ વૃક્ષ તણે અહિનાણે, જંબૂદ્વીપ કહ્યો જિન ભાણે. ૨
તેહમાં ભરત અછે અતિ મીઠું, જિહાં શત્રુંજય તીરથ દીઠું;
તિમ ગિરનાર જિહાં વલિ બીજું, શ્રી સમ્મેતશિખર તિમ ત્રીજું. ૩

તેહમાં ક્ષેત્ર કહ્યાં દોય સાત, અંગઉપાંગ માંહે એ વાત;
ખટયુગ ધર્મનાંમનિ જાણો, અપર ત્રિણ નવ એમ વખાણો. ૪
અષ્ટાપદ ચોથું વલી સાર, મુગતિપુરી દરવાજા ચાર;
એમ અવર જિહાં તીર્થ અનેક, ક્ષેત્ર ભરતમાંહે સબલ વિવેક. ૫
તેહના ભેદ કહ્યા જિન દોય, દક્ષિણ ઉત્તર ભરત એ જોય;
દક્ષિણ ભરતમાં સબળ જગીશ, સોળ સહસ દેશ કહે જગદીશ. ૬
તેહમાં મરૂધર દેશ મનોહર, જિહાં સુંદર દીસે જિન મંદિર;
સોવન કલસ શિખર જિહાં સોહે, દેખી માનવનાં મન મોહે. ૭
નગર ઠસવાણુચી નામે સાર, જિહાં ભદ્રક નર ને વળી નાર;
તેહમાં એક નિવસે વ્યવહારી, હેમરાજ નામે સુવિચારી. ૮
તસ ઘરણી રાજાબાઇ નામે, જે દીઠે સજન સુખ પામે;
દંપતિ દોય વિલસે સુખભોગ, પુણ્ય પ્રકૃતિ મિલ્યો સારખો યોગ્ય. ૯
એક દિવસ દંપતિ દોય તેહ, કરવા વણિજ ચલ્યા સસ્નેહ;
આવ્યા ગૂજર દેશ મઝાર, સ્થંભતીરથ પુરમાં મનુહાર. ૧૦
લેઈ ઉત્તમ થાનિક રહીયા, પુર દેખી હીયડે ગહગહીયા;
સહુકો લોક દીએ સનમાન, હવે પ્રકટયું જોઉ ભાગ્યનિધાન. ૧૧
છાજડ ગોત્ર તણો શિણગાર, ઓસવંશ દીપક સુવિચાર;
શા હેમરાજ વડો વ્યવહારી, નિવસે સ્થંભતીરથ સુખકારી. ૧૨
નિતપ્રતિ દેવ તણી કરે યાત્ર, પ્રતિલાભે ભાવે શુભ પાત્ર;
સાંભળે સદગુરૂ મુખિ સિદ્ધાંત, જૈનધર્મ વસીયો જસ ચિત્ત. ૧૩

દુહા.

જન્મ.

હવે રહેતાં તિહાં એક દિને, કોઈ જીવ પુણ્યવંત;
રાજા કૂખે અવતર્યો, શુભ મુહુરત ગુણવંત. ૧
દીઠું તિણિ રયણી સમે, સુપન ભલું સહકાર;
જઈ પુછયું નિજ કંથને, સુપન તાણું ફળ સાર. ૨
કંથ કહે કામિનિ પ્રતે, સુપન ઘણું શ્રીકાર;
હોસ્યે સુતકુલ કલ્પતરૂ, કુલ દીપક આધાર. ૩
ત્રિણિ માસ થયા જેટલે, શુભ ડોહલાં લહે નામ;
દાન દીઉં પાલું દયા, સમરૂં શ્રી જિન નામ. ૪

**સત્તર અઠાવીસે વરિસ,** **ચૈત્ર માસ** શુભ યોગ;
**શુદિ પંચમિ દિન** અતિ ભલો, વરત્યા શુભ સંયોગ. ૫
નવમસવાડે સુત જણ્યો, શુભ લક્ષણવર અંગ;
માતપિતા મન મોહતો, દેહ કનકને રંગ. ૬
ઉત્સવ કીધા અતિ ભલા, બાંધ્યાં તોરણ બાર;
થાયે નિજ નંદન તણું, ધનજી નામ ઉદાર. ૭
સુત વાધે અતિ સુંદરૂ, મનમોહન સુકુમાલ;
જબ થયો વરિસાં સાતનો, તવ ઠવીયો નેશાલ. ૮
ભણી ગુણી પોઢો થયો, સુંદર સુગુણ નિધાન;
હિવે જે ઉત્તમ ગુણવરે, તે સુણો સહુ સાવધાન. ૯

ઢાળ ૨ જી.

નાહાના સુડા ! હો વાત સુણો એક મોરી—એ દેશી.

**દેશના.**

એક દિન સુત સંઘાતે લેઇ, તિહાંથી તે નીસરીયા;
વડ વખતે [1]વટપદ્રમાં આવ્યા, શુભ ગુણ રયણે તરીયા. ૧
ભવિયણ ભાવેરે, ગુણ ગિરૂઆના ગાવો;
અતિ સુખ થાવેરે, અનુભવ મનમાં લ્યાવો. આંચલી.
**શ્રી વૃદ્ધિસાગર સૂરિશ્વરને,** પદકમલે જઈ નમીયા;
સ ગુરૂ નાણી તે ભવિ જાણી, દીએ દેશના ઉપશામીયા. ૨
ભવિયણ ભાવેરે. ગિ.
"દેવ એક અરિહંત નમી જે, તસ પદસેવા કીજે;
રાગી દોસી દેવ અનેરા, તેહનું નામ ન લીજે. ભવિ. ૩
ગુરૂ [2]સૂધી ખટકાયના [3]પીહર, ગુણ સત્તાવિસ ભરીયા;
નહી મન મમતા[4]સૂધી સમતા, રાખી જે કરે કિરિયા. ભવિ. ૪
વસ્તુ સભાવ વિભાવ વિમુખતા, રીતે જે અનુભવીએ;
તેહ અનંદિત ધર્મ પદારથ, સેવ્યે સવિ સંભવીએ. ભવિ. ૫
એ તત્વત્રયનું આરાધન, સમકિત શુદ્ધ કહીજે;

---

૧ વડોદરા. ૨. સારી બુદ્ધિવાળા. ૩. પાળનાર. ૪. શુદ્ધ. ૫. વસ્તુના સ્વભાવ વિભાવ જાણીને ઉપર ઉદાસીનતા રાખવાથી ખરો ધર્મ પ્રાપ્ત થાય છે, અને તે સેવ્યાથી સર્વ આવીને મળે છે.

નાણુચરણનું મૂલ એ ભાખ્યું, એ વિણુ શિવ ન લહીજે. ભવિ. ૬
એહ સહિત જે તપ જપ સંયમ, તે શિવ સાધન જાણો;
તેહ રહિત પૂરવકોટી લગી, કિરિયા દ્રવ્ય વખાણો. ભવિ. ૭
એ દુર્લભ માનવ ભવ પામી, ધર્મ કરો ધસમસીયા;
વિષય પ્રમાદ [1]વસે મમ હારો, સુણિ સુગુણા તમ રસીયા. ભવિ. ૮
હાર્યો એ ફિરિ નાવે હાથે, [2]રયણુ અમૂલિક સરિખો;
[3]અધ્યાતમવેદી [4]ગતખેદી, ભાવનયણુ એ નિરખો." ભવિ. ૯

દિક્ષા.

ઇમ ગુરૂજીની દેશના સુણી, નિજ આતમને વાસ્યો;
પુદ્ગલભાવ વિલાસ અનાદિક, અથિર હીયામાં ભાસ્યો. ભવિ. ૧૦
કહે સદ્ગુરૂને બે કરજોડી, "તુમ્હે પરકાસ્યું સાચું;
હિવે તુમ્હ ચરણની સેવા મુકી, અવરને [5]સાથિ ન રાચું. ભવિ. ૧૧
દ્યો દીક્ષા સહસ્યું તુમ્હ શિક્ષા, શીશ થઇને રહિસ્યું;
સદગુરૂજી તુમ આણા અખંડિત, નિત શિર ઉપરી વહીસ્યું." ભવિ. ૧૨
શા હેમરાજ ને રાજાબાઈ, ધનજી સુત લેઈ સાથે;
લોચે કરી સવિ શોચ તજીને, દીખ ગ્રહી ગુરૂ હાથે. ભવિ. ૧૩
ગુરૂનાણી કહે "નિસુણો પ્રાણી! રૂડીપરે વ્રત ધરજ્યો;
રોહિણી [6]પરિ એ વ્રત વિસ્તારી, નિજ આતમ ઉર ધરજ્યો. ભવિ. ૧૪
**સતર છત્રીસે શુદી વૈશાખે, ત્રીજે** દીક્ષા લેઈ;
શ્રી વૃદ્ધિસાગર સૂરિ સમીપે, ભણે મનિ ઉપયોગ દેઈ. ભવિ. ૧૫
શીખ ગ્રહી સુધી સદ્ગુરૂની, પાઠ ભણી આગમનો;
અર્થ [7]અગોચર દિલમાં ધારે, સરિ અરથ આતમનો. ભવિ. ૧૬
નિધિસાગર હરખે બોલાવે, ધનજીને સદ્ગુરૂજી;
વિનયવંત વિદ્યાનો [8]આગર, મુખિ કહે ગુરૂજી! ગુરૂજી! ભવિ. ૧૭
લક્ષવંત લહી ઉપયોગી, દે શીખામણિ સારી;
"[9]આગલિ કામ ઘણું છે તુજસ્યું, ચેલા થાજ્યે ભારી." ભવિ. ૧૮

---

૧. વશ થઇને મનુષ્યભવ હારી જાઓ નહિ. ૨. રતન. ૩. અધ્યાત્મનો અનુભવ કરનાર. ૪. ખેદ વગરના. ૫. સાથે. ૬ પેઠે. ૭ અગમ્ય, ગહન. ૮ ખાણ, ભંડાર. ૯ આગળ, હવે પછી.

"ભાર કિસ્યો મુઝને તુમ્હે દેસ્યો, સદગુરૂજી મુઝ દાખો;"
"અવસરિ આવો સવિએ કહિસ્યું, વાત હીયામાં રાખો. ભવિ. ૧૯
બહુ નગરે ચોમાસ કરીને એ, રાજનગર [1]પાઉધાર્યા;
શ્રી સંઘે સદ્ગુરૂને વંદી, નિજ આતમને તાર્યા. ભવિ. ૨૦
શ્રી વૃદ્ધિસાગર [2]સૂરીપુરંદર, શુધ કિરિયા કરે સારી;
દીએ દેશના મધુર ધ્વનિ મીઠી, તાર્યાં બહુ નરનારી. ભવિ. ૨૧

દુહા.

પસ્તાલે સંવત સતર, વદિ વૈશાખ વખાણિ;
બીજ દીવસ શુભ બીજથી, અતિ મોટે મંડાણ. ૧
શાહ શ્રી શાંતિદાસ સુત, લક્ષ્મીચંદ સુજાણ;
પાતશાહ માન્યો ઘણું, [3]નિજકુલ અંબર ભાણ. ૨
અતિ ઉત્સવ તેણે કીયો, ખરચી બહુ [4]ધનરાશિ;
નિધિસાગરને નેહસ્યું, થાપ્યા પદ ઉલ્લાસ. ૩
લક્ષ્મીસાગરસૂરિ એમ, દીધું નામ સવાય;
શ્રી વૃદ્ધિસાગરસૂરિનો, પટધારી સુખદાય. ૪
તેજકળા ચઢતી ઘણું, મુખ પુનિમનો ચંદ;
ભવિક જીવ પડિબોહતા, સજ્જન નયણાણંદ. ૫

ઢાલ ૩ જી.

આંબી અવલ, બનીછેરે આવો આદીસર જઈએ. એ દેશી.

બિહાર યાત્રા.

સહીયર સર્વ મિલીનેરે આવો સદ્ગુરૂને ગાવો;
ભવિયણ ભાવ ભલીનેરે, વંછિત જિમ સુખડાં પાવો. આંચલી.
લક્ષ્મીસાગરસૂરિ શિરોમણિ, તપગચ્છ કેરો રાયારે;
સાગર ગચ્છ શિણગાર મુનિસર, નામે નવનિધિ પાયા. સ. ૧
ભૂમંડલ વિચરે મુનિરાજા, [5]સુવિહિત યતિ સંઘાતેરે;
ભવિયણ જનના સંશય ભાંજે, વંદી નિત પરભાતે. સ. ૨
બહુ તપ તપીયા દુસ્તપ ગાઢા, રાઢા રૂડી રાખેરે;
બહુ દિવસો લગિ કિરિયા પાલી, કરી અરિહંતને સાખી. સ. ૩

---

૧ પગ ધર્યાં, પધાર્યા. ૨ આચાર્યમાં ઈંદ્ર સમાન. ૩. પોતાના કુલરૂપી આકાશમાં સૂર્ય સમાન. ૪ ધનનો ઢગલો. ૫ સારી ક્રિયા પાળનાર.

શ્રી સિદ્ધાચલ [1]રૈવત તારીંગે, યાત્રા કરી ગુણુ પોષેરે;
અંતરીક [2]અર્બુદ મરૂધરની, કીધી મન નિર્દોષે. સ. ૪
ઈમ વિહાર કરતા ભૂમીતલ, બહુ નરનારી તાર્યારે;
શુદ્ધ પરૂપી મારગ જિનનો, કેઇ બુડંતા તાર્યા. સ. ૫
**સંવત સતર સત્યાસીએ વરસે,** [3]સૂરજપુર ચોમાસેરે;
સંઘ સકલ સોભાગી ગુરૂની, ભક્તિ કરે ઉલ્લાસે. સ. ૬
બહુ તપ જપ ઉપધાન વહે તિમ, માલારોપણુ કિરિયારે;
શ્રાવક લાભ લીએ બહુ ઇણીપરી, ગુણુ રયણે જે ભરીયા. સ. ૭
ભક્તિ કરે શ્રી ભગવનજીની, ભાવ ભલેરો આણીરે;
ચરણુકમલ ગુરૂના નિત વંદે, ધન એ સુકૃત કમાણી. સ. ૮
સૂરતિ સહિર મનોહર બંદીર, શ્રાવક અતિ સુવિચારીરે;
શ્રીજીને ચોમાસું રાખી, કીરતિ સબલ વધારી. સ. ૯
બહુ ગુણુવંતા ગુરૂ ગુણુરાગી, ધન જનનીના જાયારે;
એક મને સેવે સદ્‌ગુરૂના, ચરણુકમલ સુખદાયા. સ. ૧૦
સુખ સમાધિમાં રહી ચોમાસું, લાભ ઘણો તિહાં દીધોરે;
સદ્‌ગુરૂ રાજનગર વંદાવા, મનમાં [4]ઉજમ કીધો. સ. ૧૧
ઇણિ અવસરિ દેખી શ્રીજીનું, દેહ [5]અથામ વિશેષેરે;
સંઘ રહ્યો સદ્‌ગુરૂને ઘેરી, મુખડાં સાહમું દેખે. સ. ૧૨
" શ્રી ભગવનજી તુમ્હે અમ્હને, ઘણું વાહાલા જીવ સમાણારે;
ખિણુ વિરહો ન ખમાઇ તુમચો, સ્યા માટે રીસાણો. સ. ૧૩
વલી વિશેષ એહવી કાયાએ, કિમ વીહાર હોએ સ્વામીરે ?
માટે ચોમાસું ઇહાં રહીએ, સંઘ કહે શિર નામી " સ. ૧૪
સદ્‌ગુરૂ સંઘ તણે આગ્રહથી, ચોમાસું અવધાર્યુંરે;
સંઘ સકલ હીયડામાં હરખ્યો, સબલું માન વધાર્યું. સ. ૧૫

દુહા.

**શરીરવ્યાધ:**

તન અથામ શ્રી પૂજ્યનું, થયું વિશેષે જામ;
તબ સદ્‌ગુરૂ સેવા રસિક, શ્રાવક ચિત્તે આમ. ૧

---

૧ ગિરનાર. ૨ આબુ પર્વત. ૩ સુરત. ૪ આનંદથી નિશ્ચય. ૫ ઠેકાણે નહિ એવું, અસ્વસ્થ.

સદ્ગુરૂ એહવા ફિરિ ફિરિ, નવિ મિલસ્યે જગમાંહી;
ગુરૂ વેયાવચથી અધિક, લાભ અનેરો નાંહી. ૨
ગુરૂ ભગતા અહનિશિ રહે, પાસે જોડી હાથ;
વૈદ્ય ઘણા તેડયા તિહાં, આપી બહુલી આધિ. ૩
ગુરૂ મોહેં મોહ્યા ઘણા, નયણે વરસે નીર;
અહો એ ગુરૂ સમકો નહીં, જગમાં સાહસ ધીર. ૪
ચોમાસું બેઠા પછી, પર્વ પજુસણ પૂઠી;
તન અટક્યું શ્રી પૂજ્યનું, નશકે પોતે ઉઠી. ૫

## ઢાલ ૪ થી.

સુણિ મેરી સજની, રજની ન જાવેરે. એ દેશી.

**સુરતના ભવિક શ્રાવકો.**

સૂરતિ સંઘ સકલગુણ ખાણીરે, મિલીયો મોટો અવસર જાણીરે;
શાહ માનચંદ સબલ ગુણ જાણરે, દોસી ગેલૂના કુલમાં ભાણરે. સૂ. ૧
શાહ નિહાલચંદ મેવાસાહ રે, કપૂર ધનાના કુંવર સવાયરે;
એ ત્રિણે રાજનગરના વાસીરે, સૂરતિ આવી રહ્યા સુવિલાસીરે. સૂ. ૨
સૂરતિ સંઘ વોહરા ધર્મ્મદાસરે, સાચા સદગુરૂના જસવાસરે;
શાહ લખમીચંદ ને લાલશાહરે, કુંવર અમીચંદના વાહ વાહરે. સૂ. ૩
શાહ ઝવેર પનજી મનિ રૂડારે, પરિખ ઝવેરલાલજી નહી કુડારે;
શાહ કપુરચંદ હીરજી શોહેરે, સોની દેવચંદ સહુ મન મોહેરે. સૂ. ૪
શાહ વિમલ મોતીચંદ ભાઈરે, શાહ તિલકના સુત એ સવાઇરે;
શા. વર્ધમાન અભયચંદ જાણોરે, પરિખ ગલાલ વિજેકર્ણ વખાણોરે. સૂ ૫
શાહ કુંવરજી કાનજી સાચારે, મુખથી ન કાઢે કુડી વાચારે;
શાહ સભાચંદ કચરા રાગીરે, ગુરૂ ભગતા શ્રાવક વડભાગીરે. સૂ. ૬
શાહ નાહના વીરજીવડ વખતીરે, શા ધનજી નાહના બહુ ભગતીરે;
શાહ ગલાલ રૂપા સુવિચારીરે, સૂરચંદ રવીરચંદ નવ તત્ત્વ ધારીરે. સૂ. ૭
ભાંકા જેમસીના ગુણ મોટારે, સોમચંદ દીપચંદ નહી મન ખોટારે;
શાહ તારાચંદ પ્રેમ પુરારે, ગુરૂ વૈયાવચ્ચ કરવા શૂરારે. સૂ. ૮
શાહ ઝવેર છનીયા ધર્મરાગીરે, શાહ અમીચંદ સંઘજી સાગીરે;
ગાંધી વીરચંદ રહીયા વારૂરે, ગાંધી જીવણ અતિ દીદારૂરે. સૂ. ૯

શાહ ગણેશ સુત મોતીચંદરે, લાડુયા શ્રીમાલી સુખ કંદરે,
ઇત્યાદિક શ્રાવક બહુ મિલીયારે, શ્રી પૂજ્યની સેવામાં ભલીયારે. સૂ. ૧૦
સહુકો શ્રાવક સેવા સારેરે, મુખ બોલે બોલે સહુ જીજીકારેરે;
હવે અવસર એ પદ દેવાનોરે, શ્રીજી સંઘની વિનતિ માનોરે. સૂ. ૧૧
શ્રી ભગવંતજી મનમાંહે ધારીરે, શકુન જોઇને વાત [1]શીકારીરે;
શ્રી સંઘ હરખ હીએ ન સમાયરે, ઉત્સવ આડંબર બહુ થાય રે. સૂ. ૧૨
**દોસી માનચંદ ગેલજી** રાગેરે, આવી બોલે શ્રીગુરૂ આગેરે;
'ભગવંતજી અમ હરખ છે એહરે, પદમહોત્સવ કરસ્યું સસનેહરે.' સૂ. ૧૩
શ્રીગુરૂજી કરી વાત પ્રમાણુરે, વાગ્યાં જંગી ઢોલ નિશાણુરે;
ધવલ મંગલ ગીત ગાવે ગોરીરે, મન હરખે અતિ ચતુર ચકોરીરે. સૂ. ૧૪
બેસારી નોબત મન મોદેરે, વાજે વાજિત્ર નવનવ છંદેરે;
ગાઈ ગુણીજન સરલે સાદેરે, ઉત્સવ દીઠે અતિ આલ્હાદરે. સૂ. ૧૫
**સંવત સતર અઠ્યાસી વરખેરે, વિજયદશમિ દિવસે** મન હરખેરે.
પ્રમોદસાગર ઉવઝાયને રંગેરે, તેડયા શ્રીજીએ અતિ ઉત્સરંગેરે. સૂ. ૧૬
'મોટો એ તપગચ્છનો તારરે, તુમ્હને સુંપુંછું નિરધારરે;
નિરવહજો તુમે નિરતિચારરે, પાલજો નિર્મલ પંચાચારરે.' સૂ. ૧૭
વાસ લેઇ કર ઉંચો કીધરે, શ્રીજીએ આચારિજ પદ દીધરે;
શ્રી કલ્યાણસાગરસૂરિ થાપ્યું નામરે, સીદ્ધા ભવિ મન વંછિત કામરે. સૂ. ૧૮
તિણિ સમે ઉત્સવ સબલા કીધારે, યાચક જનને ધન બહુ દીધારે;
સોનારૂપા નાણે નવ અંગેરે, શ્રી સંઘ પૂજે નવનવ રંગેરે. સૂ. ૧૯
પરભાવના નાલીએરની સારરે, સાહમી વત્સલ ભગતિ ઉદારરે;
ઇણિપરિ ઉત્સવ સબલો કીધોરે, [2]મણુઅ જનમનો લાહો લીધોરે. સૂ. ૨૦
ધન્ય ધન્ય આનચંદ કમાઇરે, સહુજન બોલે ઇમ નિર્ધારરે;
ધન્ય માડી જિણિ કૂખિએ જાયોરે, ધન્ય પિતા જસ કુલ એ આયોરે. સૂ. ૨૧

દુહા.

અંતરાય.

આચારિજ પદ લેઈને, શ્રીજી હૂઆ નચિંત;
નિજ આતમ સમતારસે, સીચંતા ગુણવંત. ૧

૧ સ્વીકારી. ૨ મનુષ્ય.

આચારિજ પાસે રહ્યા, ગુરૂપદ સેવે સંત;
પંડિત રવિસાગર ભલા, સેવ કરે મનિ ખંત. ૨
અજિતસાગર બુધ વિનવે, ઉહું જોડી હાથ;
શ્રીજી સાહમું નિરખીને, હમને કરો સનાથ. ૩
ગુરૂ સેવા માંહે કુશલ, કુશલસાગર ગણિ તેમ;
ચરણકમલની ચાકરી, કરે નિત અંતર પ્રેમ. ૪
ક્ષીરસાગર ગણિ ઇમ કહે, ગુરૂજી તુમ ગુણહાર;
હીયડાથી નહી ઉતરે, નિશ્ચય એ જમવાર. ૫
વિશેષસાગર પાસે વલી, સહુ શ્રીજી પરિવાર;
દેખીને ઇણિપરિ કહે, હિત શીખામણિ સાર. ૬
'આઉ અથિર એ મનુજનું, રાખ્યું કુણે ન જાય;
જિનવર સરિખા નવિ રહ્યા, નર કુણ ગિણતી માંહી. ૭
તે માટે તુમને હમો, શું કહું વારોવાર;
શુદ્ધ સંયમ પાલજ્યો, જેહથી ભવનિસ્તાર. ૮
ભવ અનંતલગિ જીવડો, ભમીયો એ ભવમાંહી;
રાગદ્વેષ ભવમૂલએ, મન ધરજ્યો મનમાંહી. ૯
એ સમ બંધણ કો નહી, એ સમ કોઈ ન આધિ;
દેવાણુપ્પિય તે ભણી, ધરજ્યો ચિત્ત સમાધિ.' ૧૦
તિમ વલિ કહે શ્રી સંઘને, હિતશિક્ષા તિણિવાર;
કરજોડીને સાંભળે, શ્રાવક શુદ્ધ વ્રતધાર. ૧૧

ઢાળ ૫ મી.

( નીંદડલી વેરણિ હોય રહી—એ દેશી. )

છેલ્લી ગુરૂ દેશના.

કહે ગુરૂ ભવિયણને તદા, પ્રતિબુજ્યો હો લહી નર અવતાર,
સુતો એ નિંદ્રા મોહની, જાગો જાગો હો રહેજો હુશીયાર. ૧
આતમ તત્વને આદરો, પરિહરજ્યો હો પરભવનો સંગ,
કુમતિ કુટિલ નારી તજો, કરો અહનિશિ હો સમતાશું રંગ. ૨
[1]નંદની [2]મોહનરેંદ્રની કુમતિના હો પીઅરીઆં કષાય,
એ બહુ ભેલા મિલ્યે, ચેતનની હો. શુભમતિ મુઝાય. આ. ૩

---

૧ પુત્રી. ૨ મોહરાજા.

ધર્મ સ્વરૂપની વાસના, મત મુકો હો અહનિશિ ગુણવંત,
કલ્પતરૂની એ છાંયડી, સહી ફલસ્યે હો ફલ સુખ અનંત. આ. ૪
ધર્મ્મ સમો જગિ કો નહી, ભવજલનિધિ હો તરવાનો ઉપાય,
ચાર નિક્ષેપમાં એહનો, ભાવ નિક્ષેપ હો સાધન કહેવાય. આ. ૫
એકવિધ શુદ્ધ દયા ગુણે, જ્ઞાન કિરિયા હો દોય ભેદ વિચાર,
તત્વ ગુણે ત્રિહું ભેદથી, ચિહું ભેદે હો દાનાનિક ધારી હોય. આ. ૬
વ્રત ગુણથી પંચ ભેદ એ, ષટદ્રવ્યે હો ષટ ભેદ એ જોય,
નૈગમ સંગ્રહ આદિથી, નયભાવે હો ભેદ સાત એ હોય. આ. ૭
મદ આઠે અલગા તજો ભેદ આઠમો હો નવમેં નવવાડિ,
શુદ્ધ શીલ આરાધતાં, ક્ષાંત્યાદિક હો દશ ભેદ રૂહાડી. આ. ૮
એહ ધરમ ચિત્ત ધારજ્યો, મત મુકો હો અલગો તિલમાત્ર,
પરનારી પરનિંદને, પરિહરજો હો વિકથાની વાત. આ. ૯
સમકિત શુદ્ધ એ પાલજો, મત કરજ્યો હો વિષયાનો સંગ,
વિષયવિલૂદ્ધા માનવી, નવિ પામે હો જિનધર્મપ્રસંગ. આ. ૧૦
ક્રોધ ન કરસ્યો કોઇસ્યું, મત માણજ્યો હો અવલો અભિમાન,
માયાએ વિષવેલડી, લોભ છાંડો હો ભુંડો એ નિદાન. આ. ૧૧
સામાયિક પોસહ તણા, વ્રત લેઇ હો મત ભાંજો લિગાર,
જયણા શુદ્ધી રાખજો, ગુણ એકવીસ હો મત મેલો વિસાર. આ. ૧૨

**યદુક્તમાગમે—धम्मरयणस्स जुग्गो, अक्खुद्दो रूववं पगइ सोमो,**
**लोगप्पिओ अक्कूरो भीरु असढो सुदक्खिण्णो.** १
**लज्जालुओ दयालू मज्झत्थो सोमदिट्ठि गुणरागी,**
**सक्कह सुपक्खजुत्तो सुदीहदंसी विसेसन्नू.** २
**वुड्ढाणुगो विणीओ, कयण्णुओ परहियत्थकारी य;**
**तहचेव लद्धलक्खो, इगवीस गुणेहिं संपन्नो.*** ३

---

* જુઓ ધર્મરત્ન પ્રકરણ. પૃ. ૩૨—૩૩. આનો અર્થ આ છેઃ—જે પુરૂષ અક્ષુદ્ર, રૂપવાન, શાંતપ્રકૃતિ વાળો, લોકપ્રિય, અક્રૂર, પાપભીરૂ, નિષ્કપટી, દાક્ષિણ્યતાવાન, શરમાળ, દયાળુ, મધ્યસ્થ, સૌમ્ય દૃષ્ટિવાળો, ગુણરાગી, સત્કથ, સુપક્ષ—સારાં સગાં સાથે પ્રીતિ રાખનાર, દીર્ઘદર્શી, ગુણદોષજ્ઞ, વૃદ્ધ જનને અનુસરનાર, વિનીત, કૃતજ્ઞ, પરોપકારી, અને લબ્ધલક્ષ—સમજનાર એમ એકવીશ ગુણવાળો હોય તે ધર્મરૂપ રત્નને પાત્ર થઈ શકે છે.—સંશોધક.

ઇતિ શીખામણિ દેતા ઇસિ કરે, અણુસણુ હો શરણાં વલી ચ્યાર;
કર ઉંચો કરીનેં દિએ, શ્રીસંઘને હો ધર્મલાભ [1]તિવાર. ૪

ઢાળ ૬ ઠ્ઠી.

(સોલીડારે હંસારે વિષય ન રાચીએ—એ દેશી.)

અમદાવાદના રાગી શ્રાવકો.

શ્રી સંઘ વહાલોરે રાજનગર તણો, ધર્મધુરંધર જેહ;
હોંશ ઘણી હતી વંદાવવા, પણ ભાવી સબલોરે એહ. શ્રી સંઘ. ૧
શાહ શાંતીદાસ સહસકરણ તણા, પૌત્ર પવિત્ર ગુણ ગેહ;
શાહ ખુશ્યાલચંદ લખમીચંદજી, જેહસ્યું ધર્મ્મ સનેહ. શ્રી. ૨
સૌભાગ્યચંદ્રના પંચાયણ જિસ્યા, પાંચે સુત સિરદાર;
કેસરીસિંઘજી તેહ માંહે શિરે, સકલકલા ભંડાર. શ્રી. ૩
શાહ અમરસિંઘ શાહ તણીપરે, તેમ હઠીસિંઘ જાણી;
શાહ સરૂપચંદ ગજકર્ણાભિધા, એ પાંચે ગુણખાણી. શ્રી. ૪
શાહ ફીકા કસ્તુરચંદ જાણીએ, વર્ધમાન ઉત્તમ સાર;
શાહ ફીકા અમરચંદ તિમ વલી, શેઠ સકલ પરિવાર. શ્રી. ૫
શાહ ધરમચંદ નાનૂશાહજી, શાહ ગલાલચંદ જાત;
શાહ ગલાલચંદ સુત હેવચંદ, શાહ સબલ સુંહાલીરે જાતી. શ્રી. ૬
શાહ નિહાલચંદ સુત વીરચંદજી, પ્રેમચંદ સુત ભગવાન;
પારિખ વેલચંદ જયકર્ણ, જાણીએ કોમલ બુદ્ધિ નિધાન. શ્રી. ૭
દોસી ગેલૂનારે સુત સોહામણા, દોસી ફૂલચંદ નામ;
માનચંદ નામેરે બીજો ગુણનિલો, ઉત્તમ જેહનાંરે કામ. શ્રી. ૮
માનચંદ દોસીરે સુત ફીકાતણો, દોસી કુબેર નાનચંદ;
દોસી વીરા વલિમ મતિ, આગલા ખિમ્મન નંદજી નંદ. શ્રી. ૯
દોસી જીવન ધમ્મ સુત ભલા, સાહસવંત સુજાણ;
સાકર દોસીરે બાંધવ તેહનો, એ બિંહુ જોડિ સમાણ. શ્રી. ૧૦
દોસી ખુસાલને થાવરજી ભલા, દોસી ગલાલના નંદ;
દોસી જયચંદ સુત રાયચંદના, હીયડે નહી મતિમંદ. શ્રી. ૧૧

---

૧ ત્રણવાર.

દોસી નાથારે તેજસી સુત ભલા, પોમસી સુત શા ગલાલ;
શાહ કલ્યાણ જગસી જાણીએ, જાણે જે ધર્મ્મમાલ. શ્રી. ૧૨
શાહ નિહાલચંદ મેવાસા ભલા, શાહ કપૂર કુલચંદ;
માણિકશા સુત શાહ ગલાલનો, લાહોરી સુખકંદ. શ્રી. ૧૩
શા સૌભાગ્યચંદ હીરજી ગુણભર્યા, ધર્મકરણ ઉજમાલ;
તસ ભત્રીજારે સોહે અતિ ભલા, ગુણવંતા સુકુમાલ. શ્રી. ૧૪
તેહ માંહે પહિલારે શાહ ઝવેરજી, પાનાચંદ સુજાણ;
એ બેહું નંદન શાહ મલૂકના, માને શ્રી જિનભાણ. શ્રી. ૧૫
પારિખ પરગટ હેમચંદ, રતનજી માને જિનદેવ;
સંઘવી મોતીરે સાગરચંદના, કરે અહનિશિ ગુરૂ સેવ. શ્રી. ૧૬
શાહ વલમ સુત શા જયચંદજી, વ્યવહારીમાં રે લીહ;
શાહ થાવર સુત નાનૂજી ભલા, કટુક ન બોલેરે જીહ. શ્રી. ૧૭
શાહ સૌભાગ્યચંદ સુત થોભણ તણા, શાહ નાહનાચંદ ભાણ;
સમજુ સારારે જે ષટ દ્રવ્યના, જવહરી વાડે વખાણ. શ્રી. ૧૮
શાહ નાહના વલી શાહ ઝવેરનો, માહીદાસ ગલાલ;
ગોડીદાસનો શાહ અનુપજી, જે ઉપગારીરે લાલ. શ્રી. ૧૯
કુચરા શાહના ગુણ દીસે ઘણા, શાહ લાલચંદનો નંદ;
શાહ જગતચંદ સુત સોહામણો, નામે જે રૂપચંદ. શ્રી. ૨૦
ચંદનશાહજી નેમીદાસનો, માને દેવગુરૂ આણ;
ખેમચંદ નામેરે જેહ મલૂકનો, મોતી નયણા વખાણ. શ્રી. ૨૧
શા રાજમલજી સુંદરદાસના, શા નથુ ફતેચંદ;
બિજયકરણનોરે શા સુરમલજી હીરા સુત ખેમચંદ. શ્રી. ૨૨
રવજીનો સુત શાહ ગલાલજી, માનચંદ કલ્યાણ સાર;
વોહરા હીરાને કુલ ઉપનો, નામ સુમતિ નિરધાર. શ્રી. ૨૩
વોહરો ભવાનીરે શાહ કસ્તુરનો, પરાવત પાનાચંદ;
શા મોતીચંદ નાગજી નિરમલા, દીપો મેઘનો નંદ. શ્રી. ૨૪
તારા વિમલસીરે શાહ શિરોમણી, શાહ વધૂચંદ્રભાણ;
હેમા નાહનારે શાહ ગલાલના, બંધવ બેહુ સુજાણ. શ્રી. ૨૫
શાહ સૌભાગ્યચંદ તારાચંદનો, સંઘવી તિમ ખેમચંદ;
શાહ જગા સુત અમારા શાહનો, સૌભાગ્યચંદ રૂપચંદ. શ્રી. ૨૬

શાહ હર્ખચંદ ખેમચંદ જાણીએ, તારાચંદ ઉદેભાણ;
ઈત્યાદિક સહુ શ્રાવકશ્રાવિકા જે, અમ્હ ગુણનારે જાણ. શ્રી. ૨૭
ભાઈ સંભારીએ સહુ સંઘને, લેઇ અમ્હારૂંરે નામ;
કહેજો મુકીરે સવિ પરમાદને, કરજો ધર્મનાં કામ. શ્રી. ૨૮

### દુહા.

રાજપુર રળીયામણું, જિહાં કણે સબલ વિવેક;
શ્રાવક ગુરૂ ભગતા ઘણું, રાખે મોટી ટેક. ૧
પુર નવીન માંહે વસે, શ્રાવક સહુ સુજાણ;
કાલૂપુર કીરતી ઘણી, શ્રાવક ગુણની ખાણ. ૨
તેમ શકંદરપુર તણાં, ઉત્તમ જેહનાં નામ;
અહમ્મદપુર શ્રાવક ભલા, જેહના શુભ પરિણામ. ૩
ઇત્યાદિક સહુ એ પુરે, નામ અહ્મારૂં લેય;
ધર્મ્મલાભ પહોચાડજો, ધરિ મન ધર્મ સનેહ. ૪

### ઢાળ ૭ મી.

( તટ યમુનાનોરે અતિ રળીયામણોરે—એ દેશી. )

**રાધનપુરના રાગી શ્રાવકો.**

રાધણપુરનો સંઘ રળીયામણોરે, જે સમજુ ગુણવંત;
શેઠ તિલકસંઘજી તેહમાં શીરેરે, અથ એ સુત સતવંત. રા. ૧
શેઠ કપુરચંદ સીરચંદ જાણીએરે, જિન ભગતા વડચિત્ત;
શેઠ હાથીમંગલ બંધવ બંનેરે, બલીઆ જે ધનવંત. રા. ૨
કોરડીયા પરતાપશી સુત ભલારે, શાહ હીરજી કુલહીર;
પરિખ રતનશી રહીયા ઉજલારે, પરનારીનારે વીર. રા. ૩
પરિખ ડોસાના સુત બેહુ સુંદરૂરે, દેવકર્ણ મેઘજી જાણ;
સંઘવી થાનસંઘ સુત હીરા તણોરે, શિર વહે શ્રી જિન આણ. રા. ૪
જુઠાશાહ અભયચંદ સુત વલીરે, નામ મસાલીયા જેહ;
ભાભેરા લખમીચંદ તિમ ભલારે, જેઠા સુત ગુણ ગેહ. રા. ૫
કોઠારી સીરચંદને કુલ તિલોરે, નામ અભયચંદ શાહ;
શાહ લીંબાને કુલ જિમ કેસરીરે, લાધાં કેસરશાહ. રા. ૬

શાહ મોહન સુત જે ધનરાજનોરે, કરે જિનરાજની સેવ;
શાહ જેઠા સુત શાહ શિવા તણારે, ગુરૂભગતા નિતમેવ. રા. ૭
શેઠ કેસરના કેસરી જિસ્યારે, વાલજી શેઠ વખાણ;
માલજી સુરચંદ આદિ અતિ ભલારે, બંધવ સાતે સુજાણ. રા. ૮
શેઠ ભાણજી તિમ લાધા તણોરે, સર્વ સમય સાવધાન;
શાહ કપુરચંદ સુત લાલચંદનારે, જસ મતિ ધર્મનું ધ્યાન. રા. ૯
ઇત્યાદિક સહુ સંઘને અમ તણોરે, કહેવાડજો ધર્મલાભ;
કહેજો કરજો કારજ ધર્મનારે, જિમ લહો શિવસુખ લાભ. રા. ૧૦

### ઢાળ ૮ મી.

(નદી યમુનાકે તીર, ઉડે દોય પંખીયાં—એ દેશી.)

પાટણના રાગી શ્રાવકો.

પાટણપુરમાં શ્રાવક સહુ વ્યવહારીયા,
દોસી ઉત્તમ ઉત્તમપુર અધિકારીયા;
સંઘવી હેમચંદ સાર વખત સુત જેહનો,
ગુણદાતાર અનોપમ દીસે તેહનો. ૧
શાહ ભુખણ કુલ ભુખણશાહ ગલાલનો,
શાહ રાયચંદ સુત જાણ ધરમના માલનો;
શાહ અમરચંદ નામ ઉગરશાહ અતિ ભલો,
પાટણપુરનો સંઘ ઇત્યાદિક ગુણ નિલો. ૨

ખંભાતના રાગી શ્રાવકો.

વર ખંભાયત બંદિર માંહે સુંદરૂં,
શાહ જસવીર પાસવીર એ સુગુણ પુરંદરૂ;
ચોકસી શાહ અમરચંદ સુમતિદાસનો,
હેમચંદ સુત તાસરાગી શુદ્ધ વાસનો. ૩
શાહ નથુ ભુલા કુલ ઇંદ્રજી પુંજીયા,
શાહ સભાચંદ લખા ન જાએ ગંજીયા;
શાહ રીખવ ગોડીદાસ, સુગુરૂ ગુણ રાગીયા,
શાહ મૂલચંદ જિણદાસ, જીહાં વડભાગીયા. ૪
ઇત્યાદિક સહુ સંઘ ખંભાયતનો સહી,
કહેજો તુમે ધર્મ લાભ, નામ અમ્હચું ગ્રહી;

બુરાનપુરના રાગી શ્રાવકો.

બર્હાનપુરનો સંઘ, સબલ રાગી શિરે,
શાહ મોતીચંદ દેવચંદ સહુને ગુણ કરે. ૫
બંધવ તેહના હોય નિહાલચંદ નામથી,
શાહ ખુશાલચંદ તેમ મુખે જસ ના નથી;
શાહ મલુકચંદ સોહે માણિકચંદનો,
દિન દિન સુજસ સવાય કે, શાહ હર્ષ ચંદનો. ૬
શાહ માણિકચંદ મંગલજીના ગુણ ઘણા,
શાહ ગુલાબચંદ કુંવરજી કીરતી નહી મણા;
શ્રી સંઘ એ હમને ખિણ મત ન વીસરે,
કહેજો 'ધર્મ કરજ્યો, તુમ્હે બહુ આદરે.' ૭

બીજાં ગામના સંઘ.

[1]વટપદ્રને [2]દર્ભાવતી ભરૂચ છે તિમ વલી,
અંકલેશ્વર સોઝિંતરે શોભા ઉજલી;
સાણંદ વીરમગામ કટોસણ તિમ કડી,
તિમ મહીસાણું બલોલ, વસતી બહુ સાંકડી. ૮
સાંગથલ ને નમરવાડું, પાલણપુર સિદ્ધપુરે,
ભાભેર બહીયલ બારેજુ બહુ આદરે;
ઈત્યાદિક વરક્ષેત્રમાં શ્રાવક જે વસે,
તેહને તુમે ધર્મલાભ કહેજો અતિ રસે. ૯

ઢાળ ૯ મી.

( પુન્ય પ્રશંસીએ—એ દેશી. )

દેહોત્સર્ગ.

એમ કહીને સૂરીસરૂરે, મૌન ગ્રહ્યું તિણિ વાર,
દરિસણ કરતા જિનતણુંરે, ધ્યાન ધરે નવકારોરે. ૧
ગુરૂજી ન વિસરે, જેહના બહુ ઉપગારરે, ક્ષણ ક્ષણ સાંભરે. આંચલી.
પાપસ્થાનિક સવિ પરિહર્યારે, સાંભલતાં સિદ્ધાંત,
ધ્યાન ધરમ મતિ ધારતારે, સ્મરંતા અરિહંતારે. ગુરૂજી. ૨

---

૧ વડનગર. ૨ ડભોઇ.

**સંવત સતર અઠયાસીએરે**, સદ્ગુરૂ સુગુણ નિધાન,
**આસો વદિ સાતમદિનેરે**, શાંતિ થયું નિરવાણરે. ગુ ૩
શ્રી લક્ષ્મીસાગર સૂરીસરૂરે, પામ્યા સુર અવતાર,
ભદ્રક મંદકષાયતારે, સુરપદ હેતુ વિચારોરે. ગુ. ૪
સૂરીસર પંડિત વલીરે, સાધુ સકલ પરિવાર,
ગુરૂ મોહે મોહ્યા ઘણારે, નયણે વહે જલ ધારોરે. ગુ. ૫
શાહ હેમરાજ કુલચંદલારે, રાજાબાઇનારે નંદ,
એકવાર સાહમું જૂઓરે, શ્રી તપગચ્છના દિણંદોરે. ગુ. ૬
તુમે ઉપગાર કર્યા ઘણારે, તે મુખિ કહ્યારે ન જાય,
ઇણિ અવસર અણબોલડેરે, હમ મન ઘણું અકુલાયરે. ગુ. ૭
હમ હીયડું નિઠુર ઘણુંરે, શું કહીએ બહુ વાર;
હિવે કુણ દેશે અમ ભણીરે, હિતશિક્ષા સુવિચારોરે. ગુ. ૮
સરીસર મુખિ ઇમ કહેરે, શ્રીગુરૂ ગરીબ નિવાજ;
ગુણ તુમચા એ કણિમુખેરે, કેતા હું કહું આજોરે. ગુ. ૯
પોષી તુમે પોઢા કર્યોરે, સૂત્ર ભણાવીરે સાર;
રાજ્ય દીઉં તપગછનુંરે, કિમ વિસરે ઉપગારરે. ગુ. ૧૦
સંઘ સહુકો દુઃખ ધરેરે, હયડાં આવ્યાં ભરાય;
ઢલકઢલક આંસું ઢલેરે, મોહ સબલ જગ માંહીરે. ગુ. ૧૧
ઇણિ મોહે મુનિ મનકનારે, જનક સય્યંભવ સૂરી;
શ્રુતધર પટધારી તણેરે, નયણ વહ્યાં જલ પૂરોરે. ગુ. ૧૨
ગૌતમ ગણધર [1]જેહવારે, મોહે છલ્યા બલવંત;
તો શ્યો નરનો આશરોરે, સબલો મોહ દુરંતોરે. ગુ. ૧૩
સાહસ ધરી સૂરીશરેરે, નવરાવ્યા ભગવંત;
અંગ વિલેપન અતિ ભલારે, સેંહથિ કીધ સુમંત્રોરે. ગુ. ૧૪
કસ્તૂરી કર્પૂરસ્યુંરે, કેસર ચર્ચિત જેહ,
મૃદુ બહુ મૂલે કપડેરે, પહેરાવ્યા ગુણગેહોરે. ગુ. ૧૫
શ્રી પૂજ્યને બેસારીયારે, સૂરિજ સાહમારે;
સંઘ કરે અંગ પૂજણુંરે, કરતા ગુરૂ ગુણઆમોરે. ગુ. ૧૬

---

૧ જેવા.

ગુરૂ ભગતા કરે પૂજાણુંરે, [1]સોવન રૂપારે નાણુ;
સ્વપર પક્ષી તિહાં બહુ મિલ્યોરે, જુઓ જુઓ પુણ્ય પ્રમાણોરે. ગુ. ૧૭
પૂજાણું થયું તિહાં અતિ ઘણું રે, રૂપઈયાસેં બેચ્યાર;
હવે ઉત્તર કારિજ તણોરે, સાંભળજો અધિકારરે. ગુ. ૧૮

દુહા.

માંડવી.

માંડવી કીધી અતિ ભલી, ખંડ અઢાર જસ માન;
વીંટી કસબી વસ્ત્રસ્યું, જાણે અમર વિમાન. ૧
પંચવરણુ નીકી બની, જિમ વસંત વનરાય;
સોવન કલશ સોહામણા, ઉપરિ ધરચા બનાય. ૨
પંચપરણુ ધ્વજ શોભતી, મુકી તિહાં મનરંગ;
[2]ખલક મુલક જોવા મિલ્યા, દીઠે હોઈ ઉછરંગ. ૩
તેહમાં ઉત્તર પટ ધરી, પોઢાડચા ભગવન્ન;
ગુરૂભકતો વીંટી વળ્યા, પાસે પુરૂષ રતન. ૪
તિહાંથી ઉપાડે માંડવી, મોટા પુરૂષ પ્રધાન;
ચાલ્યા અગર ઉખેવતા, માણુસનું નહિ માન. ૫
સહસગમેં સાથે મિલ્યા, કૌતુક જોવા માટિ;
પંચ શબ્દ વાજે સખર, અગર ઉખેવતા વાટિ. ૬
પઈસા તિમ ઉછાળતા, ગાએ તો જગભાટ;
માદલતાલ વજાવતા, માણુસના બહુ થાટ. ૭
ઈણિપરિ બહુ આડંબરે, પહુંચાડચા વરઠામ;
મણ અઢાર [3]સૂકડિ તણી, [4]ચહિ ખડકી તિહાં ઠામ. ૮
અગર સવામણ ખડકીયો, ચૂઓ કસ્તૂરી સાર;
અંબર તિમ વલિ અરગજો, તે મેહલ્યો તિણિ વાર. ૯
મુખ ઉપરિ મેહલી તદા, સોવન નાણું સાર;
દૂધધાર દેઈ કરી, સંઘ કરે સતકાર. ૧૦
શ્રી પૂજ્યને બોલાવીને, નાહી નિર્મળ નીર;
નયણે આંસૂ વરસતા, શ્રાવક ગુણ ગંભીર. ૧૧

---

૧ સુવર્ણ, ૨ દુનિયાંના દેશના માણુસો. ૩ સુખડ, ૪ ચિતા.

પગ પગિ[1] શ્રી પૂજ્ય સાંભરે, હીયડે દુઃખ ન માય;
ગુણ ગાતાં શ્રી પૂજ્યના, આવ્યા ઉપાસરા માંહી. ૧૨

## ઢાળ ૧૦ મી.

( ઇડર આંબા આંબલીરે-એ દેશી )

**શોકશમન.**

શ્રી કલ્યાણુસાગર સૂરીસરૂરે, સાથે લેઇ સમવાય;
દેહરે દેવ વાંદી કહેરે, ગુરૂ વીસાર્યાં ન જાય. ૧
સુગુણનર, ગુરૂસમ તત્વ ન કોય,
ગુરૂ હિતકારી જોય; ગુરૂ સેવ્યે સુખ હોય. સુગુણ—આંચલી.
સૂરિ કહે સંઘ આગલેરે, એ ગુરૂના ઉપગાર;
હમ હીયડે ઘણું સાંભરેરે, સાસ માંહે સોવાર. સુ. ૨
પોસીને પોઢા કર્યારે, દીધા જિણે ઉપદેશ;
તે ગુરૂની હમથી કિસીરે, ન થઇ ભક્તિ વિશેષ. સુ. ૩
માતપિતા બંધવ પ્રિયારે, બહિની સુતા સુતસાર;
એ સહુએ સગપણધિકારે, ગુરૂ અધિકો સંસાર. સુ. ૪
સ્યું કહીએ સંસારનીરે, થિતિ વારી નવિ જાય;
જિનવર ગણધર સારિખારે, થિર ન રહ્યા ઇણિ ઠાય. સુ. ૫
એહ અથિર સંસારમાંરે, પુદ્ગલ ભાવ વિલાસ;
વાર ન લાગે વિણસતાંરે, જિમ જગમાંહિ પતાસ. સુ. ૬
ધર્મ કરો તિણિ કારણેરે, આતમ શુદ્ધ સ્વરૂપ;
ઇણિ અવલંબન નવિ પડેરે, ભવિ કોઈ ભવકૂપ. સુ. ૭
શ્રી સંઘ કહે કરજોડીનેરે, શ્રી ભટ્ટારક ભાણ;
ફેર નહી તુમ વયણમાંરે, જેહ કહ્યું તે પ્રમાણ. સુ. ૮
તુમ આણા અમ પાઘડીરે, પાઘડી જિમ ન મુકાય;
ગુરૂ વંદી મંદિર વલ્યોરે, સંઘ સહુ સમવાય. સુ. ૯
શ્રી કલ્યાણસાગર સૂરીસરૂરે, સૂરિ સકલ શિરતાજ;
કાજ કરે શુભ ધર્મનાંરે, જેહથી સરે સવિકાજ. સુ. ૧૦
દિનદિન દોલત દીપતીરે, જેમ દ્વિતીયાચંદ;
શ્રી લક્ષ્મીસાગરસૂરી તણેરે, પ્રકટ્યો પાટે દિણંદ. સુ. ૧૧

---

૧ પગલે પગલે.

કુમત તિમિર દુરે કીયોરે, નાઠી [1]રયણિ મિથ્યાત;
કુમતિ [2]ઉલૂક રહ્યા છિપીરે, પ્રકટ્યું બોધ પ્રભાત. સુ. ૧૨
ધર્મ મારગ પ્રગટ હુઓરે, વરત્યો શુદ્ધ આચાર;
સદ્ગુરૂ નયણે નિરખતાંરે, લહીએ જયજયકાર. સુ. ૧૩

દુહા.

ભક્તિ કરે શ્રીપૂજ્યની, સંઘ સકલ મન કોડિ;
ગુણ ગાઈ ગુરૂજી તણા, સ્તવના કરે કરજોડી. ૧.
ગુણવંતી મિલિ શ્રાવિકા, ગાવે ગુરૂ ગુણ ભાસ;
ધવલ મંગળ વરતે ઘણા, દિન દિન અધિક ઉલ્લાસ. ૨.
થાપી શ્રી પૂજ્ય પાદુકા, કરી પ્રતિષ્ઠા સાર;
સભાચંદ કુચરા તણે, ખરચ્યું દ્રવ્ય ઉદાર. ૩.
સમહોત્સવ સંઘે મિલી, વાજતે વાજિંત્ર;
હીર વિહારે થાપીયાં, પગલાં પુણ્ય પવિત્ર. ૪.
[3]થૂભ કરી તિહાં ઠાઉકી, ખરચ્યું દ્રવ્ય વિશેષ;
સંઘ તિહાં આવે ઘણા, કરવા ભક્તિ સુવેષ. ૫.
ગુણવંતી ગાવે ભલી, ગૌરી ગુરૂ ગુણ રાસ;
સંઘ ભક્તિ સ્વામીવત્સલ, નિત પ્રતિ થાએ ઉલ્લાસ. ૬.

ઢાળ ૧૨ મી.

( બેડલે ભાર ઘણો છે રાજ વાતો કેમ કરો છો એ—દેશી. )

કલ્યાણસાગરસૂરિ.

તપગચ્છ નાયક સૂરિ સવાઇ, શ્રી કલ્યાણસાગર સૂરિ સોહે;
સાગરગચ્છ ધુરંધર એ ગુરૂ, દીઠડે મનડાં મોહે. ૧.
ભવિજન ભાવ ધરી ભરપૂર ગુરૂપદપંકજ સેવો;
દિન દિન વાધે અધિકું નૂર, ગુરૂ વિનયે નિત મેવો. આંચલી.
શાહ શ્યામલ કુલ કીરતિકારી, સોભાગબાઇનો જાયો;
ઉસવંસ ઉદયાચલ ઉદયો, એ ગુરૂ સહુ મનિ ભાયો. ભવિ. ૨.

---

૧ રજની—રાતરૂપી મિથ્યાત્વ. ૨ ઘુવડ. ૩ શ્રી હીરવિજય સૂરિનો સ્થંભ કર્યો તે સ્થાને.

વ્યાકરણાદિક ગ્રંથ બહુતેરા, સુખાધીત જસ આવે;
ષટ્ દરશન સંવાદ ધુરંધર, વાદી વૃંદ હરાવે. ભવિ. ૩.
નિશ્ચયનય વ્યવહારની દોરી, જેહને હાથે આવી;
ઉપચરિતાદિક ભેદે બહુ જન, રીઝવીયા સમઝાવી. ભવિ. ૪.
કામણગારી કીકી [1]નીકી, મુખપંકજ અતિ સારૂં;
અણીઆલી આંખડલી ઓપે, દરિશણ મોહનગારૂં. ભવિ. ૫.
કમલા કુલમંદિર મતિ દરીયો, ઉજ્વલ ગુણમણિ ભરીયો;
સમતા સુરવનિતાએ વરીયો, જન્મ કૃતારથ કરીયો. ભવિ ૬.
પંચાચાર વિચાર વખાણે, ષટ દ્રવ્ય મુનિનય જાણે;
દુર્દમ આઠે મદમનિ નાંણે, વરતે શુભ ગુણ ઠાણે. ભવિ. ૭.
છત્રીશ છત્રીશી ગુણ જાણગ, મુનિવર મહીયલ મહાલે;
શુદ્ધ ઉપદેશ દીએ ભવિજનને, શુભ આચારે ચાલે. ભવિ. ૮.
કોડિ વરસ લગિ જીવો એ ગુરૂ, સકલ જંતુ સુખદાયી;
વાચક રામવિજય કહે અવિચલ, ધન એહોની પુણ્યાઇ. ભવિ. ૯.

## ઢાળ ૧૨ મી.

( ગિરૂઆરે ગુણ તુમ્હ તણા—એ દેશી )

ભવિજન સંભવ જિનની સેવા, ભાવ ધરીને કીજેરે;
રાજપુરામાં જિન પૂજી, [2]મણુય જન્મફલ લીજેરે. ભ. ૧
સકલ મહોદય દાયક એ પ્રભુ, સેનાનંદન સ્વામીરે;
રાય જિતારિ કુલે જાયો, નમીએ નિત સિર નામિરે. ભ. ૨
તે જિન ધ્યાને મુઝમન વરતે, રાતિ દિવસ એકાંતેરે;
તે જિન સમરી ગુરૂ ગુણ રચના, કીધી મેં મન ખંતેરે. ભ. ૩.
સાંભલજ્યો ભવીભાવ ધરીને, શ્રી ગચ્છપતિ ગુણમાલારે;
મન વંચ્છિત સુખ સંપતિ લહીએ, નવ નિધિ રિદ્ધિ વિશાલારે. ભ. ૪.
બુધ શ્રી સુમતિવિજયગુરૂ, સેવક કહે ઇણિપરે કરજોડીરે;
વાચક રામવિજય ગુરૂ ધ્યાને, લહીએ સંપતિ કોડીરે. ભવિજન. ૫.
ઇતિ શ્રી લક્ષ્મીસાગર સૂરિશ્વર નિર્વાણ રાસઃ શ્રીઃ શમ્ઃ સંપૂર્ણ.

---

૧ સુંદર—નિર્મળ. ૨ મનુષ્ય.

# શ્રી કલ્યાણવિજય ગણિનો રાસ.*

રાગ—દેશાખ.

સકલ સિદ્ધિવરદાયકો, સ જયોરિખભ જિણંદ;
ભારત સંભવ ભવિઅજણ, બોહણ કમલ દિણંદ. ૧.
શાંતિ જિણેસર મતિ ધરૂં, શિવકર ત્રિજગ મઝારિ;
સિદ્ધિવધૂ વરઆભણી, વરીઓ સંજમ ભાર. ૨.
રાજલક્ષ્મિ સવિ પરિહરી, જીતી મોહ ગઈંદ;
મુગતિ રમણિ પાણી ગ્રહી, નમું તે નેમિ જિણંદ. ૩.
દુષ્ટ અરિષ્ટ હરઈ સદા, કરઈ તે મંગલ કોડી;
પાસ જિણેસર પ્રણમિઓ, અહનિશિ બઈ કરજોડિ. ૪.
પેખિ પરાક્રમ જેહનું, મૃગપતિ સાહસ ધીર;
લંછન મિસિ સેવા કરઈ, સોઇ સમરૂં મહાવીર. ૫.
પચે તિરથ જે કહ્યાં, જસ મહિમા અભિરામ;
કરજોડીને નિત નમૂં, જિમ હોઈ ચિંતિત કામ. ૬.
અજિતાદિક જે જિનવરા, જિત મછર સવિજાણ;
તે સવિ મુઝ વિઘનો હરૂ, પ્રણમું કેવલ નાણિ. ૭.
ગૌતમ ગણધર પાય નમૂં, તપ જપ લબધી ભંડાર;
રિદ્ધિ વૃદ્ધિ સુખ સંપજઈ, જસ નામઇ જયકાર. ૮.
નિજ ગુરૂ ચરણ નમું સદા, જિમ હોઇ વાંચ્છિત સિદ્ધિ;
કરી પ્રસાદ મુઝ ઉપરિ, જ્ઞાનદૃષ્ટિ જિણિં દીધ. ૯.

દેશાખની ચાલ.

જ્ઞાનદૃષ્ટિ મુઝ દીધ જેણિ, પ્રણમી ગુરૂરાય;
સરસતિ સામિનિ વીનવું, વર દીઓ મુઝ માય. ૧
તાહરા રૂપ સમાન રૂપ, કુણ રૂપ કહીજઈ;
સયલ મનોરથ પૂરણી, કુણ ઉપમ દીજઇ. ૨
તું ત્રિભુવન હિતકારણી, વરદાઇ દેવીની;
પંચ અખર મય તુઝ સરૂપ, ષટ્ દરશન સેવી. ૩

* આમાં લહિઆની જૂની ગુજરાતી ભાષાજ રાખી છે. સંશોધક.

તું ત્રૂઠઇ માનવ બહૂ, હૂઆ વચન વિલાસ;
વૃદ્ધવાદિ સૂરિ જયો, કવિતા કાલિદાસ. ૪
બપ્પભટ્ટ સૂરીસરૂ, હેમસૂરિ વિખ્યાત;
સનમુખ આવી તેહનઇ, તઠી તૂં માત. ૫
બાળક પુઢિઓ પાલણિં, સહૂ લોક પ્રસીધ;
તૂં તુઠી વરદીધ તાસ, લઘુ પંડિત કીધ. ૬
મૂરખ ચટ નામઇ હૂઓ, મોટુ દુસ્તાગી;
સ્વામિનિ તુઝ પ્રસાદથી, તેહની મતિ જાગી. ૭
સીતા નામઈ બ્રાહ્મણી, તીણિં તૂંઠયાઈ;
તૂં તૂઠી માય તેહનઇ, દીધી પંડિતાઇ. ૮
જિનમુખ પંકજ વાસિની, માય તૂં સપરાણી;
કરજોડી પાય નમું, દિજિઅ વિરલ વાણી. ૯
અષ્ટ સિદ્ધિ નવ નિધિ રિધિ, જસ નામઇ લહીઈ;
સુરતરૂ સુરનતિ સુરભિ કામ, ઘટ પ્રાપતિ કહીઈ. ૧૦.
શ્રી કુલ્યાણવિજય ગુરૂ, ગુણ મણિ ભંડાર;
તેહના ગુણ ગાયવા, મુઝ હરખ અપાર. ૧૧.
દ્વીપ અસંખ્ય માંહિ રહ્યું, નામઇ જંબૂદ્વીપ;
મેરૂ મહીધર મધ્ય ભાગે, તેહ તણઈ સમીપ. ૧૨.
વન છેઅઇ મોટૂં સાસ્વતું, તેહ માંહિં વિશુદ્ધ;
જંબૂ વૃક્ષ જેણિ કરી, જંબૂદ્વીપ પ્રસિદ્ધ. ૧૩.
મેરૂ થકી દક્ષિણ દિસિં, લવણોદધિ પાસઇ;
ભરતક્ષેત્ર ભૂતલિ કહ્યું, પુણ્ય કર્મ નિવાસ. ૧૪.
તેહ મધ્ય ભૂભામિની, તિલકોપમ સોહઇ;
પલખડી નાંમઈ નયર ભલું, દેખી મન મોહઇ. ૧૫.
પાંડુર પોલિ પ્રકાર પ્રૌઢ, વાપી આરામ;
નિર્મલ નીર નદી વહઇ, સરોવર અભિરામ. ૧૬.
વર નર સીઇ અલંકરી, નગરી અતિ ઉપઇ;
પ્રૌઢાં જિન મંદિર માલીયાં, તુંગસિખરિ વિલાંપઇ. ૧૭
ઠામિ ઠામિ જિનવર તણા, ઉત્તંગ પ્રાસાદ;

પોષધશાલા વિચિત્રશાલા, કરઈ ગયણસિઉં વાદ. ૧૮
ધર્મ્મવંત ધનઇ આગલા, શ્રાવક સુવિચાર;
જિનવર આણુ વહઇ સદા, શુધ સમકિત ધાર. ૧૯
નિખિલ નગરિ વસિ નારિ દોઇ, માનવ મોહકારી;
દેહિં ભગવતિ ભારતી, ગેહિં કમલા સારી. ૨૦
સાધુ વિહાર સુગમ જિહાં, વસઈ બહુ ધનવંત;
ભઇક પાપભિરૂ સદા, લોક સહૂ સુખવંત. ૨૧
ગુરૂ ગુણ સુણીઇ એકચિંતિ, મૂકી અભિમાન;
જય જપઇ ભાવઇ કરી, દીજઇ બહૂ દાન. ૨૨

### દુહા.

રાગ સામેરી.

**દેવગુરૂ નમસ્કાર. નગર વર્ણન.**

કલ્યાણ કલ્યાણ જે કો જપઇ, તસ વરિ હોય કલ્યાણ;
કમલા નિત કેલી કરઇ, જય જંપઇ કિલ જાણ. ૧
દીપક ગૃહ ભીત રિધ સુકરઇ, સવે વસ્તુ વિકાશ;
પુત્રદીપક અભિનવ જુઓ, કરઇ નિજવંશ પ્રકાશ. ૨
શ્રી કુલ્યાણવિજય વાચક વિભુ, સમતા સરોવર હંસ;
અહનિશિ ઝીલઇ રંગભરિ, કરઇ નિજ નિર્મલ વંસ. ૩

### ઢાળ ૧ લી.

શ્રી કુલ્યાણવિજયગુરૂ, જાણઇ જંગમ સુરતરૂ;
સુરતરૂ ફલીઉ મુજ ધરિ આંગણા. ૧
॥સતણા પરીયા ભણું, નિજ અવતાર સફળ ગણું;
સફલ ગણૂં નામ લે છે એહતણાએ. ૨૪
।રિઆ એકવીસ પૂરવઇ અછઇ, સંઘવી આજડ હુઆં તેહ પછઇ;
તેહ પછઈ પુણ્ય તણું તે આગરૂએ.
।કૃત કરઇ નિજ હાથઇએ, સંબલ લાઈ નિજ સાથઇએ;
સાથઇએ, હુઓ બહુ સુખનું સાગરૂએ. ૨૫
હતણું સુત ગુણવંતએ, સંઘવી ઝીપુરમાં કંતએ;
કંતએ કરઇ ભગતિ દેવગુરૂ તણીએ.

તાસ પુત્ર હોઇ ગુણનિલા, રાજસિ આઇઉ અતિ ભલા.
અતિ ભલા, જસ કીરતિ જગમાં વણીએ. ૨૬
રાજસી અતિ ઉદારએ, જેણિ લહિણુ કરી થાણુ થા એ,
થાણુ થારએ થાલી મોદક ધરિ ધરઇએ.
રાજસી સુત થિરપાલએ, ઉહયું દુરિતતણું કાલએ;
કાલએ, ટાલઈ દુરિત નઈ પરિપરિએ. ૨૭
પણિ અવસરિ હુઓ નરપતિ, શાહ મહિમૂદ ગુજરપતિ;
ગુજરપતિ થિરપાલ વેગિં તેડાવીયો.
જઈ મિલીયો સુલતાનએ, થિરપાલ દીધ બહુ માનએ;
બહુમાનએ રાય તણઇ મનિં ભવિયોએ. ૨૮
હરખ્યું નિજમનિ રાયએ, લાલપુર દીધ પસાયએ;
પસાયએ લેઇ થિરપાલ આવીઓ જવઇએ.
લાલપુર કીઉ નિવાસએ, નિજ લછિ કરઈ વિલાસએ;
વિલાસએ, દોગંદિક સુર સુખ અનુભવિએ. ૨૯
શ્રી હેમવિમલ સૂરિ દેશના, સુણિ નિજ શ્રવણે એકમના;
એકમના કરઇ કાજ તે ધરમનાએ.
સંવત્ પનરસ તસ ઠઇએ, કરાવી પ્રાસાદ વિશિષ્ટએ
વિશિષ્ટએ, કાટ એકં દાતકર મનાએ. ૩૦
વલી ગુરૂપયણુ હી ધરઇ, જુઓ શુભ કરણી કીસા કરઇ;
કીસા કરઈ, દાનતણી મતિ મનિ વસીએ.
ધિન થિરપાલ અવતારએ, મંડા વ્યાજેણિં શત્રુકારએ;
શત્રુકારએ, પંચાણુઈ મન ઉલસીએ. ૩૧
બીજાં શુભ કરણી કીધાં ઘણાં, દેવગુરૂ જિન શાસનતણાં;
શાસનતણાં નાયક નઇ ઈમ વીનવઇએ,
અમ મનિ અતિ ઉછાહ એ, થાપું સૂરિપદ જગનાહ એ;
જગનાહ એ, એ મુઝ મનોરથ પૂરવઇએ. ૩૨
લાલપુર નયર મઝાર એ, ધરઈ ધ્યાન ગણધારએ;
ગણધારએ, શ્રી હેમવિમલસૂરિએ.

નીવી આંબિલ ઉપવાસઈએ, સૂરિવર મંત્ર ઉપાસઇએ;
ઉપાસઇએ, ધૂપઈ નૃમાન કૃષ્ણાગરૂએ. ૩૩
શ્રી હેમવિમલ સૂરિસરૂ, સયલ સંઘ આનંદકરૂ;
આનંદકરૂ, શ્રી આણુંદવિમલસૂરિ થાપીયાએ.
ઠામિ ઠામિના સંઘ મિલ્યા, થિરપાલ સવે મનોરથ ફ્ળ્યા;
મનોરથ ફ્લ્યા, તંબોલદાન બહુ આપીઆએ. ૩૪
શ્રી આણુંદવિમલસૂરિ જયુ, જિન શાસનિ સેહે ચડાવયુ;
ચડાવયુ, કુમતિ કદાગ્રહ ટાળિયાએ.
જિણિં વિહાર કરી અપ્રમત્તએ, ભલું દાખી શુધ ચારિત્રએ;
ચારિત્રએ, કુમત પડંત બહૂ વાલીયાં. ૩૫
ધન શુભ ક્ષેત્રઇ વાવરઇ, થિરપાલ બહુ ઓછવ કરઈ;
ઓછવ કરઇ, તે કહિંતા નાવઇ છેહલોએ.
પૂજા પ્રતિષ્ઠા જિનતણી, તીરથ યાત્રા કીધી ઘણી;
કીધી ઘણી, દાનિં જાણિં વૂઠુ મેહલુએ. ૩૬
થિરપાલ સુધી આણંદલા, પ્રાગવંસ કુલે ચંદલા;
ચંદલા, ષટ્ સંખ્યાએ દીપતાએ.
સંઘપતિ મોટા લાલાએ, ખીમા ભીમા સુકુમાલએ;
સુકુમાલ એ, કદલીદલનઇ જીપતા એ. ૩૭
કુરમણ ધરમણ સંઘપતિ, પુણ્ય વિષય તે શુભમતિ;
શુભમતિ, દેવપ્રસંસ કરઇ ઘણીએ.
તે માતી સુભામ સંકાસએ, પૂરઇ સહુ કેરી આસએ;
આસએ, દોહિલાં દુબળાં જનણીએ. ૩૮
સંઘવી માભી પંચનંદના, દુસ્કૃતદારિદ્ર નિકંદના;
નિકંદના દાન કરી તો સુરનરાએ.
સંઘપતિ હીરા હીરા હરખાએ, વિરમાલ શ્રીપાલ સરખાએ;
સરખાએ, તેજક પ્રમુખ બંધવરાએ. ૩૯
અનુક્રમિ તે મોટા હૂઆ, લેઇ પરણાવ્યા, જુજૂઆ;
જુ જૂઆ, થાપ્યા નિજ નિજ ઘરધણીએ.
માતપિતા અનસન કરી, લીઓ વાસ તે સુરપુરી;
સુરપુરી, જિહાં બહુ સુખ સંપતિ ઘણી. ૪૦

સુગુરૂતણા ગુણ સાંભળી, દીજઇ દાંન તે મનરૂલી;
મનરૂલી, કીજઈ ભગતિ બહુ ભાવસિઉં એ.
ગુરૂ ચરણાં નિત અણુસરૂ, જય જંપઈ બહુ સુખવરૂ;
સુખવરૂ, સ્વર્ગ અને અપવર્ગનારે- ૪૧

દુહા.

રાગ રામગ્રી.

શ્રી કલ્યાણવિજય વાચક તણું, જનમાદિક વૃત્તાંત;
પભણું ભવિઅણુ સાંભલુ, તનુ મન કરી એકાંત. ૧
સાંભળતાં સુખ સંપજે, દુરગતિનાં દુખ જાય;
જય જંપઈ+ ભવિઅણ સુણુ, મંદિર અંતીરિંભરાય. ૨
જેણે બહુ પખ્ખ અજુવાલીયા, પિતરિ પખ્ખ મોશાળ;
જય જંપે ભવિઅણ સુણો, તે નમીએ ત્રણ કાળ. ૩

ઢાળ ૨ જી.

ચોપાઇ.

જન્મ વર્ણન

નગર મહિસાણાં ઉત્તમ ધામ, સદાય ધરમ કરમનો ઠામ;
વસઇ વ્યવહારી તહાં ધનવંત, ચંપક નામે બહુ ગુણવંત. ૪૨
ચંપક શ્રેષ્ટિ તણી કુઅરી, સોહગ સંઘ પરિ હરખગ વરી;
હરખગ સંઘપતિ હુઓ પ્રસિધ, જસ ઘરિ ધન દસમાણી રિધિ. ૪૩
તસ ઘરિ ઘરણી બહુ ગુણવંતી, નાંમિં પૂજી શીયલે સતી;
નિજરૂપે જીતી અપછરા, પતિ ભક્તા પતિ ચિત્ત અનુચરા. ૪૪
કોમલ ચંપકવાન શરીર, પહિરણિ નારી કુંજર ચીર;
ઓઢણિ નવરંગી ચૂનડી, સોત્રણ ચૂડી માણિકે જડી. ૪૫
નિત નવલા કરે બહુ શિણગાર, તે કહિતાં નવિ પામૂં પાર;
ચંદ્રવદની મૃગનયણી ભણું, નવજોવન લાવણ્ય અતિ ઘણું. ૪૬
પાએ નેઉર રમઝમ કરે, ચાલે મત્ત મયગલતા પરેં;
પ્રેયસિએ પ્રેમજી મંડે પ્રાણિ, ગીત નૃત્યવાજિંત્ર ગુણ. જાણ. ૪૭
વિનય વિવેક વિશુધ ગુણ ભરી, જાણે કલ્પવેલિ અવતરી;

---

+ 'ઈ' એ પ્રત્યય છે હાલ તેને બદલે પ્રત્યય 'એ' છે તો હવેથી 'ઈ' ને બદલે 'એ' લગાડીને રાસમાં વાપરવામાં આવશે. સંશોધક.

દેવગુરૂ ભક્તિ કરે ઉલ્લસી, બોલે વચન મરકલ કર હસી. ૪૮
પ્રિયસિ પ્રેમિં અહનિશિ રમઇ, સુખ ભરિ કાલ ઇણિ પરિ ગમે;
પું જી માત કુંઅરિં ગર્ભ ધરિઓ, કોઇ પુણ્યવંત સુર તે અવતરિઓ. ૪૯
સુખ સિજ્યા સુતા કામિની, દેખે સુપન તે મધ્યે યામિની;
વદનમાંહે પેસંતો સિંહ, દેખી જાગી સકલ અબીહ. ૫૦
તતક્ષણ ઉઠી તે સુંદરી, દેવગુરૂ નામ વદને ઉચરી;
આણંદભરિ રયણી અતિક્રમે, પૂછે ફલ પ્રિયાને પ્રહસમે. ૫૧
વલતો ઉત્તર દીએ બિચારિ, હોસે પુત્ર તુમ્હ કુલ સિણગાર;
સુણી વચન મને હરખી ઘણું, પ્રમાણી વચન હોજો તુમ્હ તણું. ૫૨
જીવ અમારિતણા દોહલા, પૂજા દાનાદિક જે ભલા;
જે જે મને મનોરથ ઉપજે, તે તે હરખગ પૂરા સજે. ૫૨
પુંજલિ દેખે વલિ સુપન મઝારિ, આવ્યાં ઇંદ્રિ મુઝ ભવન મઝારિ;
મા મા બોલાવી જસે, મોતી ઘાલિ વધાવ્યું તિસે. ૫૪
જાણી એ મહિમાય ગર્ભ તણું, ધરિ આવ્યું મોહું પ્રાહુણું;
ચિંતે તાત જવ પુત્ર જનમશે, ઠાકર નામ દેશું તિસે. ૫૫
**સંવત સોલ એકોતર સહી, આસો વદિ દિન પંચમી કહી;**
સોમ શુભલગ્ન ને સુત જનમીઓ, સ્વજન વર્ગ સહુ આણંદીઓ. ૫૬
જાણે ઉગ્યું બાલ દિણંદ, જાણે મોહનવેલી કંદ;
જાણે મૂરતિ વંતુ કામ, જાણે તેજ તણું તે ધામ. ૫૭
બલિ કર્મ્માદિક કીધા સેવે, ચંદ સૂર દરશન દાખવે;
છઠી જાગરણે જાગીયા, ફોફલપાન સવે જન દીયા. ૫૮
તાતે ઓછવ કીધા ઘણા, દીધાં મંગલ વધામણાં;
સ્વજન વરગ સહૂ સંતોષીઓ, પુત્ર નામ **ઠાકરસી** દીઓ. ૫૯
સુરતરૂ ભુંઇ વાધિ સુરતરૂ, દિન દિન વાધે તિમ કુંઅરૂ;
લખ્ખણ બત્રીસે અંગે ધરે, તાત સિખાદિક શુભ દિન કરે. ૬૦
દેખી પુત્ર તણું તે તેજ, માતપિતાને અધિકું હેજ;
પ્રહ ઉઠીને લેઇ તસ નામ, જય જંપે નિત કરૂં પ્રમાણ. ૬૧

દુહા.

રાગ મારૂણી.

મમણાં વચન બોલે તડકા ગુણ મણિ, રોહણ શ્રૃંગાધિન તે માતા
જેહને પુત્ર રમે ઓછંગી. ૧

ધન્ય પુંજી જેણે જનમીઓ, પુત્ર રયણ સુચરિત્ર;
જય જંપે તસ ગુણ ગણી, કરસિઓ જનમ પવિત્ર. ૨
ઠાકુરસી મન મોહિલુ, લઘુવયે લીલાવંત;
માત પુઢાડી પાલણે, હરખે હુલાવતી. ૩

ઢાળ ૩ જી.

માતા હુલાવન હાલરડું.

પૂત પુઢાડી પાલણે માતા પુંજી હો મને ધરે આણંદ;
પૂત હૂલાવે હરખસિઓ, ભલૂં નિરખી હો નિરમલ મુખચંદ
હાલરૂ ગાઉં નંદનાં. ૬૨
મનમોહન મેરો નંદનાં, મેરો લાલ છબીલો નંદનાં;
નંદના હો નંદનાં, સુખકારી મેરૂ નંદનાં. ૬૩
મુઝ તૂઠા જિનવર પાઉલા, ભૂલેં તૂઠાં હો શાસન દેવી માય
તૂઠાં શ્રી ગોત્રજ માડલી, મુઝ તૂઠા હો ગુરૂકે પાય.
હાલરૂ ગાઉં નંદનાં. ૬૪
ધરમ ફળ્યું જિનવરતણું, જે મેં કીધું હો મુઝ પુતલી આસ
દુલભ વદન દીઠું પુત્રનું, મુઝ સફલી હો ફલીઓ ગૃહવાસ હા. ૬૫
કુલદીપક કુલચંદલો, કુલ કેરૂ હો બછ તું સિણગાર;
પુત્રને જાઉં વારણે પુત્ર નામે હો જાઉં બલીહાર. હા. ૬૫
કોડિંયું જાયુ કોડામણાં, માંડી કેરૂ હો જાયાનું વિશ્રામ;
દુખ દોહિલાં સવે ગયાં, વળી પામીઓ હો મેં સુખ અભિરામ. હા. ૬૭
ગુણનિધિ પુત્ર તું જનમિઓ, મેં પામીઓ હો સઘલી સનમાન;
હુગાઇ લલણા મિલી, મુઝ વાધિઓ હો જગમાં બહુ વાત. હા. ૬૮
પુત્રનૂં ચંદન છોડીયું, ભલે ઊગ્યુ હો કુલે શીતલ છાંહિ;
માતા સરૂપ રિતે કરી, સાસરીએ હો મોટા પીહરમાંહિ. હા. ૬૯
ઘણું જીવો પુત્રના માતુલા, હાથ પાય હો ભલી કડલીઅ શુભ;
પૂત્ર કાજે લેઇ આવશે, કણદોરૂ હો વાંકડા બહુ મૂલ. હા. ૭૦
ભલી ટોપી લાલ ફરંગ તણી, મણિ મોતી હો ભરી ભરત અપાર;
તુંગલ મણિ મોતી જડયાં, રંગે રૂડું હો આણશે હાર. હા. ૭૧
ઝીંણી લાહિ તણાં અંગલાં, માસી લાવે હો રૂડાં પુત્રને કાજ;
પાયતણી ભલી મોજડી, પહિરાવું હો તનું જનમનિં આજ. હા. ૭૨

આવસિ પુત્રને માંગલાં, રૂડો કરસિઓં હો વિવાહ સમ જોડિ;
કુલવધૂ મુઝ પાય લાગશે, પુહચશે હો મનવાંછિત કોડ. હા. ૭૩
માત મનોરથ સર્વે ફલ્યા, જવ જાયુ હોતુ કુલે અવતંસ;
તાત તણું જસ વિસ્તર્યું, જાયા તુંથી પ્રગટ્યું જગે વંશ. હા. ૭૪
પુત્ર પીતરીયા તાહરા, તુઝ દેખી હો ધરે હરખ અપાર;
કાન્હક્રીડા દેખી કરી, જિમ હરખ્યા હો બહુ દસે દસાર. હા. ૭૫
કમલ નયન પુત્ર નિરખતાં, મુઝ કેરૂં મન ભમર તે લીન.
દિન દિન વાધે નેહલું, જિમ દીઠે હો જલ સંચય મીન. હા. ૭૬
જક્ષ જક્ષણી રક્ષા કરૂ, કરો રક્ષા હો માડી શીતલા દેવી;
પુત્ર જાયો રેઉ વારયણિં, કરૂ રક્ષા હો માડી ખોડસદેવી. હા. ૭૭
સીહણિં જાયુ એક સીંહલું, રંગે રમતી હો માતા કરે કલોલ;
સુપુત્ર જાયુ કુલવંતીએ, જય જંપે હો નિત હોએ રંગરોલ. હા. ૭૮

## દુહા.

રાગ કેદાર મુડી.

મનોરથ માતપિતા તણાં, સહિત તે ઠાકરસીંહ;
દિન દિન વાધે દીપતું, દ્વિતીય ચંદ જિમ લીહ. ૧
લાલંતાં પાલંતડાં, ષટ્ વછર હુઓ જામ;
માતપિતા મને ચિંતવે, પુત્ર ભણાવું તામ. ૨
વરસ સાતમે પુત્રને, સુંદર મતિ સુકુમાલ;
માતપિતા સમહોછવે, ભણવા ઠવે નેસાલિ. ૩

## ઢાળ ૪ થી.

**નિશાળે જવું. વિદ્યાપ્રશંસા.**

પાટી ખડીઓ હાથે વિસાલા, પુત્ર ભણેવા જાયરે નેસાલા;
ભૂષણ ભૂષિત તનુ સુકુમાલા, ભણે શાસ્ત્ર મતિ માન રસાલા. ૭૯
કરજોડી ગુરૂ સેવા કીજે, વિનય કરી વિદ્યા સવિ લીજે;
વિણુ વિદ્યા ન સોહે રૂપાલા, ભણે શાસ્ત્ર મતિ માન રસાલા. આંકણી. ૮૦
આકુલિ ફૂલ જિસા રે સુરંગા, વિદ્યા ગંધ રહિત જસ અંગા;
ન લહિ માન મહુત નર ઠાલા, ભણે. ૮૧
આલસવંત વિદ્યા નવિ પાવે, વિણુ વિદ્યા ઘર સંપતિ નાવે;
જ્ઞાન સંપતિ સવે લહિ ઉજમાલા. ભણે. ૮૨

સીઉ કીજે નર સુકુમતિં પ્રસૂતા, વિદ્યાહીન નર જેમ વિભૂતા;
વિણુ વિદ્યા નર કહીએ છાલા ભ. ૮૩
નરપતિ પૂજા લહે નિજ દેશે, પંડિત લહે જશ દેશ વિદેશે;
વિદ્યાવંત નર નમે ભૂપાલા. ભ. ૮૪
ધનહીના નર હીન ન કહીએ, ધન કહુ કહિને નિશ્ચલ રહીએ;
વિદ્યાહીન નર હીન સુગાલા. ભ. ૮૫.
વિદ્યાવંત નર બહુ ગુણુ ભરીઆ, મૂરખ માંહી સર્વ અવગુણુ ધરીયા;
વિદ્યાવંત નર હોઇ સુખાલા. ભ. ૮૬
વિદ્યાવંત નર અમૃતવાણી, મૂરખ વચન બોલે ઓખા પાણી;
પંડિત પામે બહુ ગુણુમાળા. ભ. ૮૭
વિણુ વિદ્યા વાણિજ સવિ બૂડે, વિદ્યાવંત મનિ સઘળી સૂડે;
વિદ્યાવંત નહિ હીંડે પાલા. ભ. ૮૮
લક્ષણુ સહિત છંદ તર્ક વિચારા, ભરહ પીંગલ જ્યોતિષ અલંકારા;
નીત ગણિત અભિધાન તે માળા. ભ. ૮૯
કુમર ઠાકરશી કહૂં કુણુ જોડે, વિદ્યા ચૌદ ભણી દિન થોડે;
વદને ઝરે મુગતાફળ માળા. ભ. ૯૦
કળા બહુતરિ કીયારે અભ્યાસા, માતપિતા મનિ પોહોતી આસા;
પણિ પરિવરજતી સુખભરી કાળા. ભ. ૯૧
રમે રમતો કુઅર નાન્હડીઓ, લોક પ્રસિદ્ધ રંગે રસ ચડીઓ;
જય જંપે પ્રણમું ત્રણ કાળા. ભ. ૯૨

**દુહા.**

રાગ સારંગ મલાર.

ભરતક્ષેત્ર ભવિઅણુ સુણો, તીરથ દોઇ મહતીર;
જપ જંપે એક શત્રુંજું, બીજું જગદ ગુરૂ હીર. ૧
હીરજી નામ જપંતડાં, ધરિ હુઈ ધણુ કણુ કોડિ;
જય કહિ જંબુદ્વીપમાં, નહી કો હીર સંઘોડિ. ૨
જંબૂદ્વીપ તાં જોઇએ, ભરતક્ષેત્ર ભૂપીઠ;
જય જંપે ગુરૂ હીરજી, સમવડિ કોઈ ન દીઠ.

## ઢાળ ૫ મી.

ગુરૂવર્ણન.

વીર તણી પાટે જયુ, જાણે સુધરમા સ્વામિ, લલણાં;
હીરવિજય સૂરિસરૂ, જસ મહિમા અભિરામ, લલણાં–
હીરજી મોહન વેલડી. ૯૩
જય સુમન મથરૂપ લલનાં, જસ કીરતી જગમાં ઘણી;
સેવ કરે સવે લલનાં, હીરજી મોહન વેલડી. આંચલી. ૯૪
પંચ મહાવ્રત નિરમલાં, પાલઇ પંચાચાર લલણાં;
ઈંદ્રી પંચ દઢ વશ કરી, ટાલે મોહ વિકાર. લ. હીર. ૯૫
સુમતિ ગુપતિ સુધી ધરે, ષટ જીવન પ્રતિપાલ; લ.
પંચ પ્રમાદ નિવારીઆ, ટાલે દોષ બયાલ. લ. હીર. ૯૬
ચાર કષાય તે જય કરે, મનિ વૈરાગ ઉપાઇ; લ.
પાપ તણા બંધ ગાલીયા, ચારિત સિઉં ચિત લાઇ. લ. હીર. ૯૭
લબ્ધિવંત ગુરૂ ગુણનિલું, સુત સાયર ગંભીર; લ.
ગુણ છત્રીસ અલંકર્યું, શીલાંગ રથધર ધીર. લ. હીર. ૯૮
ભવજલ પડતાં જીવને, આપે ગુરૂ નિજ બાંહિ; લ.
જે જન દુઃખ સંતાપીયા, તાસ તે સુરતરૂ છાંહી. લ. હી.ર. ૯૯
આગમ અરથ હિયડે ભર્યા, જાણિં પૂરવગત મર્મ; લ.
મહીઅલે ગુરૂ વિસરે સદા, ભાષે જિનવર ધર્મ. લ. હીર. ૧૦૦
બહુ ભવના સંશય હરે, કહિએ સવે સૂત્ર વિચાર; લ.
ભવિક જીવ પ્રતિબૂઝવે, તારે બહુ નર નાર. લ. હીર. ૧૦૧
બહુ મુનિ જન પરિવાર સિઓં, વિહાર કરંતા સોય; લ.
લાલપુર નયરે સમોસરે, ઘરિ ઘરિ ઓછવ હોય. લ. હીર. ૧૦૨
નયર લોક સહુ સાંચર્યું, વાંદવા હીર મુણિંદ; લ.
જલધિ પૂર જિમ ચાલીઆ, નરનારીના વૃંદ. લ. હીર. ૧૦૩
ઠાકરશી શ્રવણે સુણી, આગમ શ્રી ગુરૂ હીર; લ.
વેગે વંદણે આવીઓ, જિમ તે મેઘ મહાવીર. લ. હીર. ૧૦૪
ગુરૂ દરશને મને હરખીઓ, જિમ ઘન દીઠે મોર; લ.
હીરજી સિઓ સિત લાઇઓ, જઇસિંઓ (જૈસો) ચંદ ચકોર. લ. હીર. ૧૦૫

ત્રણ પ્રદક્ષિણા દેઇ કરી, કરી ઉત્તરાસંગ તામ; લ.
કરજોડી વિધિ સ્તુતિ ભણી, કરે પંચાંગ પ્રણામ. લ. હીર. ૧૦૬.
કુંઅર વિવેકી નિરખીઓ, મનિ ચીંતવે ગણધાર; લ.
જુએ ચારિત્ર લક્ષિમ વરે, તું હોઇ ગચ્છ શણગાર. લ. હીર. ૧૦૭
વિનય કરી ગુરૂ વંદિઆ, બેસે ઉચિત પ્રદેશ; લ.
જય જંપે ભવિઅણ સુણો, સાચું ગુરૂ ઉપદેશ. લ. હીર. ૧૦૮

## દુહા.

### રાગ કેદારૂ.

જંગમ તીરથ જાગતું, જંબૂદ્વીપમાં હીર;
જય જંપે જસ નામથી, પામે જે ભવ તીર. ૧
હીરજી વાણિ સુણંતડાં, દુરિત પણાસે દૂરિ;
જય જંપે સુખ સંપજે, હોઇ લછિ ભરપૂર. ૨
શ્રી હીરવિજય સૂરિસરૂ, ચારિત્ર ગુણ મણિ ખાણિ;
ભવિક જીવ પ્રતિબૂઝવે, દેશના મીઠી વાણિ. ૩

## ઢાળ ૬ ઠ્ઠી.

ગુરૂ ઉપદેશ

ગુરૂ દેશના મીઠી વાણી, ભવસાયર તરીઆ સમાણી;
ઉપશમ રસ કેરી ખાણી, એક ચિત્તે સુણો ભવિ પ્રાણી. ૯
ભવજલ હી ભીમ અપારો, જીવ ભમીઓ અનંતીવારો;
જીવા યોની લાખ ચોરાસી, પરતે કંઈ જોઇ અભ્યાસી. ૧૦
એણિ જીવે જે ભવ કીધા, અવતાર ફિરિ ફિરિ લીધા;
જ્ઞાનવંતે કહ્યા નવિ જાઈ, જીવ સુખે ન બેઠું કિહાંઇ. ૧૧
જીવ પાપ કરે પરકાજે, સર્વ કુટુંબ મિલી ધન ખાજે;
જીવ પરભવિ સહે બહૂ પીડા, કોઈ વિહિંચણિ નાવે નીડા. ૧૨
પિંડ પાપી કીધું મેલું, જીવ ભમે અનાથ એકીલું;
કોઈ કહિંનું શરણ ન હોઈ, જનમ મરણ કરે સવિ કોઇ. ૧૩
જિમ તરૂઅર કેરી ડાલા, આવી બેસે પંખી વીઆલા;
ઊગમતે ઊઠી પલાઈ, કોણ જાણે કવણ દિશિ જાઈ. ૧૪

તિમ સ્વજન કુટંબ ઘરિ મિલીયા, પંચ દિવસ એકઠા ભિલિયા.
જુજૂઆ સહુ ઉડી જાશે, મારૂં મારૂં મૂઢ પ્રકાશે. ૧૫
વિહડે પુત્ર કલત્ર ધન ભાઇ, વિહડે નહિ ધરમ સગાઈ;
મોહ માયા મમતા છાંડું, પ્રીતિ અવિહડ ધરમસિઉં માંડું. ૧૬
વિષયો ઇંદ્રજાળ સમાણા, ઈમ બોલે સિદ્ધાંત પુરાણા;
ક્ષિણિ આવે ને ક્ષિણિ જાય, કઉ તાસ કવણ પતિ જાઇ. ૧૭
સરવારથ સિદ્ધિ નિવાસી, અહતેંઇ આઉ ખય જાસી;
જુઓ સાગર તેત્રીસ ઝીઝે, બીજા નર કુણ વાત કહીજે. ૧૮
માનવ ભવ પામી સારો, દેશ આર્ય કુલે અવતારો;
છાંડો મિથ્યા મતિ કૂડી, કરો તત્વ તણી મતિ રૂડી. ૧૯
ત્રણ તત્વ જિણેસર ભાખે, દેવ ગુરૂ ધરમ સુધ દાખે;
એક એક તણા ભેદ જાણું, દોઇ તીન ચારિ મનિ આણો. ૨૦
અરિહંત સિદ્ધ ગુણ ગાઓ, દેવતત્વ દોઈ ભેદ ધ્યાઓ;
સૂરિ ઉવઝાય સુસાહૂ, ગુરૂતત્વ ભેદ ત્રણ આહુ. ૨૧
દંસણ નાણ ચરિત તપ કહીએ, ચાર ભેદે ધરમ તત્વ લહીએ;
એ નવપદ શાસને સાર, સર્વ ધર્મ રહસ્ય અવતાર. ૨૨
જિનવર દોઈ પંથ પ્રકાશે, ભવિઅણ ચિત્ત અંતર ચાશે;
પહિલું શુદ્ધ શ્રમણ પંથ ભણીએ, બીજું શ્રાવક માર્ગ સુણીએ. ૨૩
મોહ પંકમાંહિ જે ખૂતા, સહી તે નર ઘણું વિગૂતા;
સુધ જ્ઞાન દૃષ્ટિ ઉઘાડો, કરો ધરમ સખાઇ ઘાટો. ૨૪
મણિ રયણ સોવન પાવડીઆં, સ્તંભ સહ સોવનમેં ઘડિયાં;
જો કરે જિનઘર બહુરિકો, તેહથી તપ સંયમ અધિકો. ૨૫
સાવદ્ય જોગ પરિહરીએ, શુદ્ધ સાધુ ધરમ રંગે વરીએ;
એક દિન જો ચારિત્ર પાલે, સોઈ શિવસુખ ચરિત નિહાલે. ૨૬
દીઓ દાન શીયલ નિત પાલો, નિજ માનવભવ અજુવાલો;
તપ તપીએ બાર પ્રકારી, ભાવના ભવ દુઃખ નિવારી. ૨૭
ઇતિ સુણી ઉપદેશ સોભાગી, ઠાકરશી હોઈ વૈરાગી;
સંવેગ રંગ બહુ આયા, જય જંપે નમૂં તસ પાયા. ૨૮

દુહા રાગ વૈરાડી.

દુખ દાવાનલ ભયકરૂ, ભવકાનનને અપાર;
ભમે જીવ તિહાં એકલું, કર્મવશે પડયું ગમાર. ૧
નિશ્ચયે સહીએ જીવને, પુણ્યને પાપ સખાઈ;
પરભવ હીંડે એકલું, બંધવ કેહિ ન જાઇ. ૨
જે દુખ ભવેસે બંધિયાં, સુખ જે મુગતિ નિવાસ;
જીવ એકલો ભોગવે, સ્વજન તણી કુણ આશ. ૩

## ઢાળ ૭ મી.

વૈરાગ્ય.

ઠાકર કુંઅર વૈરાગીઓ, નિજ ચિતને સમઝાવેરે;
એ સંસાર અસાર પદારથ, અથિરપણે ચિત ભાવેરે.
ઠાકર કુંઅર વૈરાગીઓ—આંચલી. ૨૯
જન્મ જરા દુઃખ પાર ન લહીએ, એહ સંસાર કલેશોરે;
રાગ મરણ ભય સાથે વહીએ, જિહાં સુખ નહીં લવલેશોરે. ઠા. ૩૦
ખડ્ગ, પંજરમાંહિં જીવ રમંતો, ચતુર રંગ ચમૂં પરવરીયોરે;
રંક તણી પરિ તાણી લીજે, જ્યમ કિંકરિ કર ધરિયોરે. ઠા. ૩૧
ચંચલ તનુધન જોબન જીવિત, જુવતિ જનસુખ ભોગારે;
માતપિતા બંધવ સ્વજનાદિક, ચંચલ સર્વે સંજોગારે. ઠા. ૩૨
કનણ માતપિતા કુણ બંધવ, સ્વજન કુટુંબ પરિવારરે;
જનમિ જનમિ બહુ સગપણ કીધાં, સરણ નહિં કોઇ તાહરૂંરે. ઠા. ૩૪
મમ જાંણિ સિતું પ્રાણી મનસીઉં, પુત્ર કલત્ર સુખદાઇરે;
નિબિડ બંધનનું જાણે જીવન, સ્વજન કુટુંબ ભિણતાઇરે. ઠા. ૩૫
સુરસુખ ક્ષીણ હોવે જીવન, નરસુખની કુણ વાતરે;
ઇંદ્રાદિક ચવતા દીસે, એ જિન વાત વિખ્યાતરે. ઠા. ૩૬
ધન્ય અઇહિમંતાદિક જે મુનિવર, મોહબંધન દૂર કીધાંરે;
તપ સંજમ નિર્મલ આરાધી, અનંત શિવસુખ લીધાંરે. ઠા. ૩૭
દેહ અશુચિ મલ કૃમિ કુલ મંદિર, અભ્ર પટલ પરિ છીજેરે;
સાર એટલું જીવ દેહમાંહિ, સોહન ધરમ કરીજેરે. ઠા. ૩૮
કરજોડી કુંઅર એમ બોલે, મુઝ મિલીઓ ગુરૂ જ્ઞાનીરે;
હું ભવભયથી બીહનો માગું, દ્યો દીક્ષા કલ્યાણીરે. ઠા. ૩૯

પહ વયણ સુણી સુગુરૂ પયંપે, વછ એક વાત સુણીજેરે;
જિન વાણી એણીપરિ બોલે, ધર્મ વિલંબ ન કીજેરે. ઠા. ૪૦
શ્રીગુરૂ વયણ સુણી એમ વિનવે, તાંતુ હોર કુગણ ધારીરે;
માતપિતા તણી અનુમતિ લાવું, જય જંપે સુખકારીરે. ઠા. ૪૧

દુહા.

રાગ આશાવરી.

ચરણ મનોરથ ચીંતવી, આવે માત સમીપ;
કરજોડીને વીનવે, ઠાકરશી કુલદીપ. ૧
ચઉગતિનાં દુઃખ અનુભવ્યાં, વાર અનંત અનંત;
જ્ઞાનવંત નર જે કહે, તુહિ ન આવે અંત. ૨
કુલ વલયથી કુસનુ, વદે વચન સુકુમાર;
અનુમતિ દ્યો મુઝ માતજી, વરીએ સંજમ નારિ. ૩

ઢાલ ૮ મી.

કુંઅર ઠાકરશી કહે કરજોડી, પ્રણમી જનની પાય;
મને વૈરાગ્ય ધરિ તવ બોલે, અનુમતિ દ્યો મુઝ માયરે–
માડી લેશ્યું સંજમસાર. ૪૨
મેં જાણ્યું અથિર સંસાર, જેણિ લહીએ ભવજલ પારરે;
માડી લેશ્યું સંજમસાર–આંચલી. ૪૩
અનિષ્ટ વચન જવ માએ સાંભલીયાં, સુંદરિ તનુ સુકુમાલ;
પુત્ર તણે દુખિ અતિપુર છાડી, ભોંએ ઢલી તત્કાલરે.
જીવન સંજમ વિષ અપાર. ૪૪
રાખે તું શુદ્ધ આચાર, જીપે તું મોહવિકારરે જીવન સંજમ–
વિષ અપાર–આંચલી. ૪૪
નયણે નીર ભરંતીરે બોલે, સુણીઓ મોરા રે પૂત;
એકજ એક તું નિધીરે સમાણુ, વલ્લભ જીવિત ભૂતરે. જીવન. ૪૫
તું બર કુસુમ તણી પરિકુલ હો, જાયાનું સુખદાઇ;
નિશ્ચય તુજ વિણુ રહી ન શકાય, તુજ વિણુ ઘડી ન જાયરે. જીવન. ૪૬
જ્યાં અમે જીવું તાં તુંરે જાય, ભોગવિ નહિ સુખ ભોગ;
અમ્હને સુરસુખ લીધારે પૂઠે, લેજે તું તપ જ્યોગરે. જીવન. ૪૭

